: પ્રકાશક :
ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ
ઑન. સેક્રેટરી,
શ્રી જૈન આત્માનંદ સભા ( તરફથી )
ભાવનગર



हित्वा संसारहेतूनि, यो रत्नानि चतुर्दश ।
स्वीचक्रे मुक्तिदां रत्नत्रयीं शान्तिः स वोऽवतात् ॥१॥

અર્થ- સંસારના કારણભૂત ( ચક્રવર્તીપણામાં પ્રાપ્ત થયેલા ) ચૌદ રત્નોનો ત્યાગ કરીને મોક્ષસુખને આપનારી રત્નત્રયી ( સમ્યગ્, જ્ઞાન, દર્શન અને ચારિત્ર )ને સ્વીકારનાર **શ્રી શાન્તિનાથ** પ્રભુ તમારું રક્ષણ કરો

( श्री अमरचन्द्रसूरिः )

* * *

कृतारिष्टतमः शान्तिश्चारुहेमतनुद्युतिः ।
प्रत्यादिष्टभवभ्रान्तिः श्रीशान्तिर्जयताज्जिनः ॥ २ ॥

અર્થ -ઉત્પાતરૂપી અંધકારની શાંતિ કરનારા, સુવર્ણના જેવી મનોહર શરીરની કાંતિવાળા તથા સંસારના ભ્રમણનો નાશ કરનાર **શ્રી શાન્તિનાથ** જિનેશ્વર જય પામો

ग्रंथकर्त्तासूरिजीः



મુદ્રક.
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર

## ન્યાયામ્ભોનિધિ શ્રી ૧૦૦૮ શ્રી વિજયાનન્દસૂરિ.

( પ્રસિદ્ધનામ શ્રીઆત્મારામજી મહારાજ. )



શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

ॐ શ્રીશાંતિનાથાય નમઃ ॥



# પ્ર-સ્તા-વ-ના

જૈનદર્શનના ચાર અનુયોગમાં કથાનુયોગ (ઇતિહાસ, કથાસાહિત્ય) બહુ જ સુગમ હોવાથી લોકપ્રિય થવા સાથે બોધક હોવાથી વિશેષ યોગ્યતા ધરાવે છે. તેમાંથી મનુષ્યસ્વભાવના વિવિધ ચિત્રો, શિક્ષણપાઠો અને અનુકરણીય ગુણો આત્મકલ્યાણ માટે મળી આવે છે.

ધર્મ, વ્યવહાર, નીતિ તેમજ બીજા અનેક વિષયોનાં રસપ્રદ અદ્ભૂત વર્ણનો જૈનઇતિહાસ અને કથાસાહિત્યમાંથી મળી શકે છે. સર્વજ્ઞભાષિત શાસ્ત્રોને પૂર્વાચાર્ય મહારાજાઓએ સત્ય અને પ્રમાણિકપણે સંભાળપૂર્વક, સ્ખલનારહિત ઉતારી, તેનું વિસ્તારપૂર્વક વર્ણન પ્રાણીમાત્રને પચી શકે અને આત્મિક આનંદ મેળવી શકે તે માટે નવપલ્લવિત પંચાંગીદ્વારા વિસ્તારી, જૈનસાહિત્યની અનુપમ સેવા બજાવી છે. જૈન ઐતિહાસિક-કથાસાહિત્ય એ ઉપદેશ માટે એક પ્રબલ અને સરલ સાધન છે.

અખિલ ભારતના ઈતિહાસ-કથાસાહિત્યમાં તત્ત્વ અને ઈતિહાસની દૃષ્ટિએ જોનારને જૈન કથાસાહિત્ય પ્રશંસનીય અને આદર્શ મનુષ્ય બનવા માટે બીજું ભાગ્યે જ અનુપમ સાધન દેખાય છે. જૈનદર્શનની અતિ પ્રાચીનતા તેના ઈતિહાસ-કથાસાહિત્યના પ્રમાણોના આધારે મનાય છે.

જે સાહિત્ય મનુષ્યને માનવતા શીખવે છે, આત્માની કલ્યાણમય પ્રવૃત્તિ તરફ દોરી જાય છે, તેમજ મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થવૃત્તિ એ ચારે ભાવનાઓ પ્રગટાવી પરમાત્મપદ પમાડે છે તે જ સાચું સાહિત્ય છે અને તેથી જ જૈનસાહિત્ય તદ્રૂપ હોવાથી જ જૈન ઐતિહાસિક-કથાસાહિત્ય સર્વશ્રેષ્ઠ ગણાયું છે.

પૂર્વે જૈનસાહિત્યકાર મહારાજા સમયજ્ઞ, વિદ્વાન અને જ્ઞાની હોવાથી તે સમયની

લોકરુચિ અને લોકભોગ્ય બોલાતી દરેક પ્રાંતિક ભાષામાં વિવિધ પ્રકારના સાહિત્યની રચના કરી, જનસમાજ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. જૈનકથા–ઇતિહાસસાહિત્યમાં રસિકતા, મધુરતા, વિવિધતા હોવાથી વાંચકની ધર્મભાવનાને પોષે છે અને તેની રચના યથાસ્થિત, પ્રમાણિકપણે કરેલી હોવાથી સર્વ કાળમાં એક સરખી ઉપયોગિતા ધરાવે છે.

જૈનઇતિહાસ–કથાસાહિત્યમાં દેવાધિદેવ તીર્થંકર ભગવાનોના ચરિત્રો ઉત્કૃષ્ટ અને પ્રથમ સ્થાન ધરાવે છે તેનાં મનનપૂર્વકના વારંવાર વાંચન-શ્રવણ–મનન(પઠન–પાઠન)થી ધર્મભાવના જલદી ઉત્પન્ન થાય છે વળી તે વખતના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના યથાસ્થિત અને સુંદર વર્ણનો, પવિત્ર સસ્કારો, ઉત્તમ પ્રણાલિકાઓ, રાજ્ય, વ્યવહાર, નીતિ અને ઉપદેશદ્વારા આવતી અંતર્ગત ભૂત–ભવિષ્યકાળની અનુપમ કથાઓ, સાથે આવતા અન્ય વિવિધ વિષયોના જાણવા લાયક વૃતાંતો, પંચ કલ્યાણકોમાં પ્રભુની દેવ, મનુષ્યોએ કરેલી અપૂર્વ ભક્તિ અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રભુએ સમવસરણમાં બિરાજી આપેલ દેશનામાંથી મળતા ઉત્તમ બોધપાઠો વગેરેથી જ શ્રી તીર્થંકર ભગવાનોના ચરિત્રોનું જૈન ઇતિહાસ–કથાસાહિત્યમા પ્રથમ અને ઉત્કૃષ્ટ સ્થાન ગણાયેલું છે, કે જેનું મનનપૂર્વક વાંચન કરતાં અને વિચારતાં આત્માને નવીન દિશા પ્રગટાવી વૈરાગ્ય પ્રાપ્ત કરાવી મોક્ષપદ નજીક લાવી મૂકે છે.

ભારતવર્ષના ઇતિહાસ, કથા, સાહિત્યનો અભ્યાસ કરતાં જણાય છે કે, આવા અલૌકિક, પારમાર્થિક, સુંદર ચરિત્રોમાં જ અધ્યાત્મજ્ઞાનના બોધક વિષયો સુંદર, સરળ અને રસિક તત્ત્વો ગુંથી પંડિત અને બાલજીવોને એક સરખા ઉપયોગી થઇ પડે તે માટે તેમાં અનેક દૃષ્ટાંતો, કથાઓ, ઉપનયો સાથે વિવિધ ભાવો વગેરે આવતા હોવાથી જ તે અનુપમ કૃતિઓ ગણાય છે.

જુદા જુદા પૂર્વાચાર્ય મહારાજાઓએ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના તીર્થંકર દેવોના પ્રાકૃત, સંસ્કૃત ભાષામા ઘણા ચરિત્રો લખેલા છે, તેવા વિસ્તારપૂર્વકના ચરિત્રો સરલ, રોચક, ગુજરાતી ભાષામા અનુવાદ કરાવી પ્રગટ કરવામાં આવે તો જનસમૂહને ઉપકારક થતાં ભવ્યાત્માઓ તેના વાંચન, મનનથી આત્મિક લાભ જરૂર મેળવી શકે, તે હેતુથી જ આ સભાએ વિદ્વાન પૂર્વાચાર્યોકૃત શ્રી તીર્થંકર ભગવંતોના વિતૃત વર્ણનો મૂળ ચરિત્રો ઉપરથી ગુજરાતી અનુવાદો કરાવી, સુંદર રીતે પ્રગટ કરવાની શરૂઆત કરી છે. અત્યાર સુધીમાં ૧ શ્રી આદિનાથ[૧] પ્રભુ, ૨ શ્રી સુપાર્શ્વનાથ[૭] દેવ, ૩ શ્રી ચંદ્રપ્રભુ[૮] સ્વામી, ૪. શ્રી વાસુપૂજ્ય[૧૨] તીર્થંકર, ૫ શ્રી વિમલનાથ[૧૩] ભગવાન, ૬. શ્રી નેમનાથ[૨૨] જિનેશ્વર, ૭. શ્રી મહાવીરદેવાધિદેવ[૨૪] પ્રભુ,–એ સાત ચરિત્રોનુ સુંદર રીતે પ્રકાશન કરેલું છે અને તે જૈનસમાજમા એટલા બધા આવકારદાયક થઈ પડ્યા છે કે, જેની એક પણ બુક અમારી પાસે સિલિકે નથી તેટલું જ નહિં, પરંતુ તે ચરિત્રોની હજી પણ માંગણી થયા કરે છે કે જેથી તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવાની જરૂરિયાત જોવાઇ છે, પરંતુ હજી સુધી સખ્ત મોંઘવારી ચાલે છે અને છાપકામના દરેક સાહિત્યના હજી પણ વધતાં જતાં ભાવોને લઇને તે

કાર્ય માટે અટકી જવું પડે છે. આવી સ્થિતિ હોવા છતાં નહિં પ્રકાશન પામેલ તીર્થંકર ભગવાનોના ચરિત્રોના પ્રકાશનના કાર્યો તો શરૂ જ રાખેલ છે. ક્રમે ક્રમે આવા આહ્લાદજનક સુંદર દેવાધિદેવોના ચરિત્રો વાંચી આનંદ વ્યક્ત કરવા સાથે અપ્રકટ બીજા ભગવંતોના ચરિત્રો જેમ બને તેમ વેલાસર પ્રકટ કરવા અમારા માનવંતા સભ્યો અને શ્રદ્ધાળુ વાંચકો તરફથી અનેક સૂચનાઓ પત્રદ્વારા આ સભાને વારંવાર મળે છે; તેમ આવા ચરિત્રો પ્રકટ કરવા શ્રીમત શ્રદ્ધાળુ બંધુઓ તરફથી તેમાં કંઇ ને કંઇ આર્થિક સહાય આપી, તે તે બંધુઓ સુકૃતની લક્ષ્મીનો સદ્ઉપયોગ કરી, જ્ઞાનસાહિત્યની ભક્તિ કરી, આત્મકલ્યાણ સાધી માનવ ભવ સફળ કરે છે. તે જ રીતે

આ સોળમા તીર્થંકર ભગવાન **શ્રી શાંતિનાથ પ્રભુ** કે જે માતાના ગર્ભમાં આવતાં જ જગતમાં વ્યાપિ રહેલ મહામારી(અશિવ) દૂર થતાં સર્વત્ર શાંતિ થઇ હતી, વળી શ્રી શાંતિનાથ પ્રભુ અનુપમ દયાના સાગર, અતુલ અને પ્રબળ પુણ્યવંત ભગવંત થયેલા છે. તેમના બારે ભવોનું વિસ્તારપૂર્વક વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. દરેક ભવોમાં પ્રબલ પુણ્ય કેવું હતું ? આગલા ત્રીજા મેઘરથ રાજાના ભવમાં તો એક પારેવા જેવા તિર્યંચને બચાવવા, પોતાના દેહનું બલિદાન આપી જીવદયાનું અપૂર્વ, અમૂલ્ય, અનુપમ દૃષ્ટાંત બેસાડેલ છે. દરેક ભવોમાં સંપત્તિ, વૈભવ, પરોપકાર વૃત્તિ અને પરમ ધર્મપ્રેમ તેમજ મેળવેલ ઉત્કૃષ્ટ પદવીઓના વૃત્તાંતો સાથે તે તે ભવોમાં સંબંધ રાખતી અન્ય અનેક અંતર્ગત સુંદર કથાઓ વિદ્વાન આચાર્યમહારાજે ઉપદેશદ્વારા આપેલ છે; સાથે અન્ય વિવિધ વિષયો અને છેલ્લા તીર્થંકર પ્રભુના ભવમાં મનુષ્યો અને દેવોએ પંચકલ્યાણકોમાં કરેલ અપૂર્વ ભક્તિ, કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી સમવસરણમા બિરાજી સમ્યક્ત્વ અને બાર વ્રતો અને તે દરેક ઉપર આપેલ વિવિધ કથાઓ વગેરેનું દેશનામાં કરેલું યથાસ્થિત નિરૂપણ અને અમૃતધારારૂપી ઉપદેશવડે અનેક જીવોએ સાધેલું આત્મકલ્યાણ એ સર્વ વર્ણનો વગેરે મનનપૂર્વક વાંચવા, વિચારવા યોગ્ય તથા અનકરણીય હોવાથી ફરી ફરી વાંચવા જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે અને છેવટે આત્મકલ્યાણ પણ સધાય છે.

આટલું પ્રસ્તાવનારૂપે જણાવી હવે આ ગ્રથનો ટૂંક પરિચય આપીયે છીયે.

## ગ્રંથ પરિચય.

પ્રથમ **શ્રી શાંતિનાથ** ભગવાનને મોક્ષમાં પધારતા સુધીમાં કેટલા ભવો થયા તેનુ વર્ણન, તેમજ તીર્થંકર ભગવાનની જન્મભૂમિ શ્રી હસ્તિનાપૂર નગરની ઐતિહાસિક દૃષ્ટિએ અતિ પ્રાચીનતા અને પૂજ્ય તીર્થભૂમિ તરીકે તે કેમ ગણાય છે તે હકીકત અહિં વાંચકોની જાણ માટે આપવી યોગ્ય લાગે છે.

શાસ્ત્રકાર મહારાજ શ્રી તીર્થંકર ભગવાનોની ભવની ગણત્રી સમ્યક્ત્વ પામે ત્યારથી ગણવા જણાવે છે. તે પ્રમાણે શ્રી શાંતિનાથ પ્રભુના મોક્ષપ્રાપ્તિ સુધીમા બાર ભવો થયેલા છે

લોકરુચિ અને લોકભોગ્ય બોલાતી દરેક પ્રાંતિક ભાષામાં વિવિધ પ્રકારના સાહિત્યની રચના કરી, જનસમાજ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. જૈનકથા–ઇતિહાસસાહિત્યમાં રસિકતા, મધુરતા, વિવિધતા હોવાથી વાંચકની ધર્મભાવનાને પોષે છે અને તેની રચના યથાસ્થિત, પ્રમાણિકપણે કરેલી હોવાથી સર્વ કાળમાં એક સરખી ઉપયોગિતા ધરાવે છે.

જૈનઇતિહાસ–કથાસાહિત્યમાં દેવાધિદેવ તીર્થંકર ભગવાનોના ચરિત્રો ઉત્કૃષ્ટ અને પ્રથમ સ્થાન ધરાવે છે. તેનાં મનનપૂર્વકના વારંવાર વાંચન–શ્રવણ–મનન(પઠન–પાઠન)થી ધર્મભાવના જલદી ઉત્પન્ન થાય છે વળી તે વખતના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના યથાસ્થિત અને સુંદર વર્ણનો, પવિત્ર સસ્કારો, ઉત્તમ પ્રણાલિકાઓ, રાજ્ય, વ્યવહાર, નીતિ અને ઉપદેશદ્વારા આવતી અંતર્ગત ભૂત–ભવિષ્યકાળની અનુપમ કથાઓ, સાથે આવતા અન્ય વિવિધ વિષયોના જાણવા લાયક વૃતાંતો, પંચ કલ્યાણકોમાં પ્રભુની દેવ, મનુષ્યોએ કરેલી અપૂર્વ ભક્તિ અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રભુએ સમવસરણમાં બિરાજી આપેલ દેશનામાંથી મળતાં ઉત્તમ બોધપાઠો વગેરેથી જ શ્રી તીર્થંકર ભગવાનોના ચરિત્રોનું જૈન ઇતિહાસ–કથાસાહિત્યમાં પ્રથમ અને ઉત્કૃષ્ટ સ્થાન ગણાયેલું છે, કે જેનું મનનપૂર્વક વાંચન કરતાં અને વિચારતાં આત્માને નવીન દિશા પ્રગટાવી વૈરાગ્ય પ્રાપ્ત કરાવી મોક્ષપદ નજીક લાવી મૂકે છે.

ભારતવર્ષના ઇતિહાસ, કથા, સાહિત્યનો અભ્યાસ કરતાં જણાય છે કે, આવા અલૌકિક, પારમાર્થિક, સુંદર ચરિત્રોમા જ અધ્યાત્મજ્ઞાનના બોધક વિષયો સુંદર, સરળ અને રસિક તત્ત્વો ગુંથી પડિત અને બાલજીવોને એક સરખા ઉપયોગી થઇ પડે તે માટે તેમાં અનેક દૃષ્ટાંતો, કથાઓ, ઉપનયો સાથે વિવિધ ભાવો વગેરે આવતા હોવાથી જ તે અનુપમ કૃતિઓ ગણાય છે.

જુદા જુદા પૂર્વાચાર્ય મહારાજાઓએ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના તીર્થંકર દેવોના પ્રાકૃત, સંસ્કૃત ભાષામાં ઘણા ચરિત્રો લખેલા છે, તેવા વિસ્તારપૂર્વકના ચરિત્રો સરલ, રોચક, ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવી પ્રગટ કરવામાં આવે તો જનસમૂહને ઉપકારક થતાં ભવ્યાત્માઓ તેના વાચન, મનનથી આત્મિક લાભ જરૂર મેળવી શકે, તે હેતુથી જ આ સભાએ વિદ્વાન પૂર્વાચાર્યોક્ત શ્રી તીર્થંકર ભગવતોના વિતૃત વર્ણનો મૂળ ચરિત્રો ઉપરથી ગુજરાતી અનુવાદો કરાવી, સુંદર રીતે પ્રગટ કરવાની શરૂઆત કરી છે. અત્યાર સુધીમાં ૧ શ્રી આદિનાથ[૧] પ્રભુ, ૨ શ્રી સુપાર્શ્વનાથ[૭] દેવ, ૩ શ્રી ચંદ્રપ્રભુ[૮] સ્વામી, ૪. શ્રી વાસુપૂજ્ય[૧૨] તીર્થંકર, ૫ શ્રી વિમલનાથ[૧૩] ભગવાન, ૬. શ્રી નેમનાથ[૨૨] જિનેશ્વર, ૭. શ્રી મહાવીરદેવાધિદેવ[૨૪] પ્રભુ,–એ સાત ચરિત્રોનું સુંદર રીતે પ્રકાશન કરેલું છે અને તે જૈનસમાજમા એટલા બધા આવકારદાયક થઈ પડ્યા છે કે, જેની એક પણ બુક અમારી પાસે સિલિકે નથી તેટલું જ નહિં, પરંતુ તે ચરિત્રોની હજી પણ માંગણી થયા કરે છે કે જેથી તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવાની જરૂરિયાત જોવાઇ છે, પરંતુ હજી સુધી સખ્ત મોંઘવારી ચાલે છે અને છાપકામના દરેક સાહિત્યના હજી પણ વધતાં જતાં ભાવોને લઇને તે

કાર્ય માટે અટકી જવું પડે છે. આવી સ્થિતિ હોવા છતાં નહિં પ્રકાશન પામેલ તીર્થંકર ભગવાનોના ચરિત્રોના પ્રકાશનના કાર્યો તો શરૂ જ રાખેલ છે. ક્રમે ક્રમે આવા આહ્લાદજનક સુંદર દેવાધિદેવોના ચરિત્રો વાંચી આનંદ વ્યક્ત કરવા સાથે અપ્રકટ બીજા ભગવંતોના ચરિત્રો જેમ બને તેમ વેલાસર પ્રકટ કરવા અમારા માનવંતા સભ્યો અને શ્રદ્ધાળુ વાંચકો તરફથી અનેક સૂચનાઓ પત્રદ્વારા આ સભાને વારંવાર મળે છે; તેમ આવા ચરિત્રો પ્રકટ કરવા શ્રીમંત શ્રદ્ધાળુ બંધુઓ તરફથી તેમાં કંઇ ને કંઇ આર્થિક સહાય આપી, તે તે બંધુઓ સુકૃતની લક્ષ્મીનો સદ્ઉપયોગ કરી, જ્ઞાનસાહિત્યની ભક્તિ કરી, આત્મકલ્યાણ સાધી માનવ ભવ સફળ કરે છે. તે જ રીતે-

આ સોળમા તીર્થંકર ભગવાન **શ્રી શાંતિનાથ પ્રભુ** કે જે માતાના ગર્ભમાં આવતાં જ જગતમાં વ્યાપિ રહેલ મહામારી(અશિવ) દૂર થતાં સર્વત્ર શાંતિ થઇ હતી, વળી શ્રી શાંતિનાથ પ્રભુ અનુપમ દયાના સાગર, અતુલ અને પ્રબળ પુણ્યવંત ભગવંત થયેલા છે. તેમનાં બારે ભવોનું વિસ્તારપૂર્વક વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. દરેક ભવોમાં પ્રબલ પુણ્ય કેવું હતું ? આગલા ત્રીજા મેઘરથ રાજાના ભવમાં તો એક પારેવા જેવા તિર્યંચને બચાવવા, પોતાના દેહનું બલિદાન આપી જીવદયાનું અપૂર્વ, અમૂલ્ય, અનુપમ દૃષ્ટાંત બેસાડેલ છે. દરેક ભવોમાં સંપત્તિ, વૈભવ, પરોપકાર વૃત્તિ અને પરમ ધર્મપ્રેમ તેમજ મેળવેલ ઉત્કૃષ્ટ પદવીઓના વૃત્તાંતો સાથે તે તે ભવોમાં સંબંધ રાખતી અન્ય અનેક અંતર્ગત સુંદર કથાઓ વિદ્વાન આચાર્યમહારાજે ઉપદેશદ્વારા આપેલ છે; સાથે અન્ય વિવિધ વિષયો અને છેલ્લા તીર્થંકર પ્રભુના ભવમાં મનુષ્યો અને દેવોએ પંચકલ્યાણકોમાં કરેલ અપૂર્વ ભક્તિ, કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી સમવસરણમા બિરાજી સમ્યક્ત્વ અને બાર વ્રતો અને તે દરેક ઉપર આપેલ વિવિધ કથાઓ વગેરેનુ દેશનામાં કરેલું યથાસ્થિત નિરૂપણ અને અમૃતધારારૂપી ઉપદેશવડે અનેક જીવોએ સાધેલું આત્મકલ્યાણ એ સર્વ વર્ણનો વગેરે મનનપૂર્વક વાંચવા, વિચારવા યોગ્ય તથા અનકરણીય હોવાથી ફરી ફરી વાંચવા જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે અને છેવટે આત્મકલ્યાણ પણ સધાય છે.

આટલું પ્રસ્તાવનારૂપે જણાવી હવે આ ગ્રથનો ટૂક પરિચય આપીયે છીયે.

# ગ્રંથ પરિચય.

પ્રથમ **શ્રી શાંતિનાથ** ભગવાનને મોક્ષમાં પધારતા સુધીમાં કેટલા ભવો થયા તેનુ વર્ણન, તેમજ તીર્થંકર ભગવાનની જન્મભૂમિ શ્રી હસ્તિનાપૂર નગરની ઐતિહાસિક દૃષ્ટિએ અતિ પ્રાચીનતા અને પૂજ્ય તીર્થભૂમિ તરીકે તે કેમ ગણાય છે તે હકીકત અહિ વાંચકોની જાણ માટે આપવી યોગ્ય લાગે છે.

શાસ્ત્રકાર મહારાજ શ્રી તીર્થંકર ભગવાનોની ભવની ગણત્રી સમ્યક્ત્વ પામે ત્યારથી ગણવા જણાવે છે. તે પ્રમાણે શ્રી શાતિનાથ પ્રભુના મોક્ષપ્રાપ્તિ સુધીમા બાર ભવો થયેલા છે

૧. શ્રીષેણ રાજા, ૨. યુગલિક, ૩. સૌધર્મ દેવલોકમાં દેવ, ૪. વૈતાઢ્ય પર્વત પર અમિત-તેજ રાજા, ૫. પ્રાણાત દેવલોકમાં દેવ, ૬. મહાવિદેહમાં અપરાજિત નામના રાજા, ૭. અચ્યુતેંદ્ર દેવ, ૮. વજાયુદ્ધ ચક્રી, ૯. ત્રીજે ગ્રૈવેયક દેવ, ૧૦. મેઘરથ રાજા, ૧૧. સર્વાર્થસિદ્ધમાં દેવ અને ૧૨. શ્રી સોળમા શાંતિનાથ જિનેશ્વર,—એ રીતે બાર ભવો છે.

ઉત્તમ આત્માઓ દરેક ભવોમા ઉત્તમ સ્થાને, ઉત્તમ કુળમાં, અતુલ વૈભવવડે, ઉત્તમ પુરુષોના કુળદીપક, પુત્રપણે જન્મે છે, તેમ શ્રી શાતિનાથ પ્રભુના દરેક ભવોમાં દેખાય છે, જેથી આખું ચરિત્ર પ્રશંસનીય અને પુણ્યબળવાળુ જોવાય છે.

શ્રી શાતિનાથ જિનેશ્વર બાર ભવોમાં બે વાર તીર્થંકર દેવના પુત્ર થયા, બે વખત ચક્રવર્તી પદ પામ્યા, એક વાર બળદેવ થયા અને છેલ્લા ભવે તીર્થંકર ભગવાન થયા. આવી ઉત્તમતા, ઉચ્ચતા, શ્રેષ્ઠતા, અપૂર્વતા કોઇક અપૂર્વ પુણ્યવાન આત્માને પ્રાપ્ત થાય છે, તે અનેક વિશિષ્ટતાવડે આ ચારિત્રની અતિ મહત્વતા જણાય છે. વળી સાથે બીજી અનેક ભૂત, ભવિષ્યકાળની કથાઓ સાથે વિવિધ બાબતોના વર્ણનો સાથે આ આખું ચરિત્ર પ્રતિભાશાળી અને ગૌરવવંત અને પ્રશંસનીય છે. વળી પ્રભુના દરેક ભવોનું વર્ણન વાંચતા પ્રભુના જીવનની એકલી ઉજ્જવલતા સિવાય કઈ પણ ( ઉપસર્ગો, વિડંબનાઓ એવું કંઇ પણ ) જણાતુ નથી ચક્રવર્તીપણે છ ખંડ સાધવામાં પણ લેશમાત્ર પ્રયાસ કરવો પડ્યો નથી અને છેવટે અનેક ભવ્યજીવોનું કલ્યાણ પાંત્રીશ પ્રકારની સત્ય વાણીવડે કર્યું છે, અને જેમના પવિત્ર નામસ્મરણવડે રોગ–ઉપદ્રવોની પણ શાંતિ થાય છે.

ઘણે ભાગે દરેક સાહિત્યરચનામાં પ્રથમ મંગળાચરણરૂપે જેમના નામનું સ્મરણ કરાય છે, એવા શ્રીશાંતિનાથ જિનેશ્વરની તે જન્મભૂમિ હસ્તિનાપુરનગરી પણ તેવી પવિત્ર તીર્થભૂમિ, અને પરંપરાએ ઐતિહાસિક દૃષ્ટિએ અતિ પ્રાચીન નગરી મનાયેલી છે, જ્યા અન્ય તીર્થંકર પ્રભુઓ ચક્રવર્તીઓ અને અનેક સત્ત્વશાળી પુરુષો થઈ ગયા છે જેને લઇને પ્રાચીન ઐતિહાસિક ભૂમિ ગણાય છે તે હકીકત પણ જણાવવી તે અસ્થાને નથી. આ નગરી શ્રી શાંતિનાથ પ્રભુની જન્મભૂમિ છે. સાડી પચીશ આર્યભૂમિ જંબૂદ્વીપમાં કહેવાય છે તે માંહેના કુરુક્ષેત્રનું તે પાટનગર છે.

શ્રી આદિનાથ પ્રભુના સો પુત્રોમા એકવીશમા પુત્રનું નામ કુરુ હોવાથી તેમના નામથી આ ક્ષેત્રનું નામ પડ્યું છે. તેની રાજધાની ગજપુર અથવા [1]હસ્તિનાપુર છે શ્રી ઠાણાંગ વગેરે સૂત્રમાં પણ તે નામ છે. કુરુના પુત્ર હસ્તિએ આ નગર વસાવ્યાનું વિવિધ તીર્થકલ્પ વગેરે ઐતિહાસિક ગ્રથોમાં આપેલ છે. તેના બીજા નામો ગયપુર, ગયનગર, હત્થિણાપૂર, હત્થિણાપુર વગેરે અન્ય પ્રાકૃત ગ્રથોમાં પણ છે. ત્યાના રાજા વિશ્વસેન શ્રી શાતિનાથ પ્રભુના પિતા હતા, તેમ [2]વસુદેવ હિંડી ગ્રંથમાં પણ જણાવેલુ છે. બૌદ્ધ ગ્રંથોમાં પણ કુરુદેશનું નામ છે. પાલી સાહિત્યમાં ૮૦૦૦ જોજન તેનો વિસ્તાર બતાવેલો છે. વસુદેવ હિંડીમાં તે નગર ભાગીરથી( ગંગા નદી )ના કિનારા પર બતાવેલ છે; પરંતુ કેટલાક વખતથી ગંગા નદીનું વ્હેણુ બદલાયેલ હોવાથી હાલ સુધી ગંગાની વર્તમાન ધારાથી લગભગ સાત માઈલ દૂર છે અને તે સુધી ગંગા ગઢમુક્તેશ્વર ગામ પાસે ગંગાને મળે છે. હસ્તિનાપૂર સુધી

૧. આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ મહારાજરચિત " હસ્તિનાપુર " ના આધારે.

૨ આ ગ્રંથ મૂળ ભાષાંતર સહિત આ સભા તરફથી છપાયેલ છે.

ગંગાના ઊંચા કિનારા પર હાલના મવાના ગામથી ૬ માઇલ અને મેરઠ ગામથી બાવીશ માઇલ ઉત્તર પૂર્વ તરફ સ્થિત છે. મવાના તહસીલનુ એક પ્રગણું છે. તેના ઉત્તર ભાગની પટ્ટી કૌરવ અને દક્ષિણ ભાગની પટ્ટી પાંડવોની કહેવાય છે. ગઢમુકતેશ્વર તે વખતે દક્ષિણ ભાગની પટ્ટીમાં હોવાથી પાંડવોની કહેવાય છે. ગઢમુકતેશ્વર તે વખતે હસ્તિનાપૂરનો એક મહોલ્લો હતો. હસ્તિનાપૂર મુક્ત ગંગાથી પણ હાલમાં ઘણે દૂર પડી ગયેલ છે.

મહાભારતમાં પણ હસ્તિનાપૂર ભારતવર્ષનુ એક અતિ પ્રસિદ્ધ નગર છે એમ જણાવેલુ છે. અહિં શ્રી શાંતિનાથ ભગવાનના મોક્ષ સિવાય ચાર કલ્યાણકો થયા છે, તે જ રીતે શ્રી **કુંથુનાથ** પ્રભુ, શ્રી **અરનાથ** ભગવાન પ્રભુના પણ ચાર ચાર કલ્યાણકો થયા છે. એ ત્રણે પ્રભુ ત્યાં સોળમા, સત્તરમા અને અઢારમા તીર્થંકર દેવો સાથે પાંચમા, છઠ્ઠા અને સાતમા ચક્રવર્તીઓની પદવીઓ પણ સાથેજ પામેલા હતા. શ્રી આદિનાથ પ્રભુને બાર માસના આહારના અંતરાય પડ્યા પછી તેમના પૌત્ર શ્રી **શ્રેયાંસકુમારે** શેરડીનાં રસનું પારણું વૈશાક શુદ ૩ ના રોજ પણ ત્યાં કરાવેલું છે. તે દિવસથી દાનની પ્રથા પણ ત્યાથી જ શરૂ થઇ છે. શ્રી ઋષભદેવ પ્રભુએ પોતાને રાજ્યની વહેંચણી કરતા **બાહુબલીને તક્ષશિલા** અને **હસ્તિનાપૂર** એ બે રાજ્યો આપ્યા હતા. ઓગણીશમા પ્રભુ મલ્લિનાથ જિનેશ્વર પણ આ નગરમા પધાર્યા હતા.

ચોથા ચક્રવર્ત્તી સનતનો જન્મ આ નગરીમા થયો હતો, છેવટે સંજમધારી થઇ સ્વર્ગમા ગયા હતા.

આઠમા ચક્રવર્તી સુભૂમ અહિ થયેલ છે સાતમો ખંડ સાધવા જતાં ( જે કદી બની શકે નહિ ) અરધે રસ્તે પ્રાણ ત્યાગ કર્યો હતો. આ નગરીમાં એકવીશ નક્ષત્રીય પૃથ્વી કરનાર પરશુરામ બ્રાહ્મણનો જન્મ થયો હતો.

**ગંગદત્ત** નામનો ગૃહપતિ જેની પાસે સાત ક્રોડ સુવર્ણમુદ્રા હતી, તે અહિ થયેલો હતો. વીશમા જિનેશ્વર શ્રી **મુનિસુવ્રત**સ્વામી પાસે તેણે દીક્ષા લીધી હતી, અને એક માસની સંલેખના કરી, સમાધિપૂર્વક મરણ પામી મહાશુક્ર દેવલોકમાં ગયેલ છે.

**કાર્તિક** નામના શેઠ જેમણે વીસમા જિનેશ્વર પાસે ૧૦૦૮ વણિક્ અનુયાયી સાથે દીક્ષી લીધી હતી, તે બાર વર્ષ સુધી ચારિત્ર પાળી એક માસની સંલેખના કરી પ્રથમ દેવલોકમા **શક્રેન્દ્ર** થયા છે

અહીંના પદ્મોત્તર રાજાના પ્રથમ પુત્ર **વિશ્નુકુમાર** તથા **મહાપદ્મ** અહિ થયા છે **નાગસૂરિ** આચાર્યની દેશના સાંભળી રાજા અને તેના પુત્ર વિશ્ણુકુમારે સુવ્રતાચાર્યની પાસે દીક્ષા લીધી હતી. બીજા પુત્રે રાજ્ય સંભાળ્યું હતુ. વિશ્ણુકુમારે ઉગ્ર તપ કરી આકાશગામિની વિદ્યા પ્રાપ્ત કરી હતી. સુવ્રતાચાર્યે આ નગરીમા ચાતુર્માસ કર્યું હતુ. નમુચી નામના પ્રધાનને મહાપદ્મ રાજાએ એક વાર પ્રસન્ન થઇ કંઇ વરદાન માંગવા જણાવ્યુ હતુ તે મુલતવી રાખેલુ તે વરદાન તરીકે નમુચીએ રાજ્ય માંગ્યુ. પ્રતિજ્ઞા પાલન કરનાર રાજા રાજ્ય સોંપી અંતઃપુરમા રહેવા લાગ્યો. જૈનમુનિઓ સિવાય સર્વ આશીર્વાદ દેવા નમુચિને ગયા. મુનિઓ નહિ જવાથી સાત દિવસમા રાજ્ય છોડી જવા નમુચિએ મુનિઓને ફરમાન કર્યું અને ન જાય તો મૃત્યુદંડ દેવા જણાવ્યુ. ચોમાસા સુધી રહેવા આગ્રહ કરતાં નહિ માનવાથી વિશ્ણુકુમારને જઇને તે હકીકત જણાવવામા આવી. તપસ્વી વિશ્ણુકુમારે પણ ઘણુ ઘણુ સમજાવતા નહિ માનવાથી વિશ્ણુકુમારે ત્રણ પગો મૂકવા સ્થાન માગ્યુ. નમુચી ન માનવાથી વૈક્રિય શરીર વિકુર્વી એક પગ પૂર્વ સમુદ્ર, બીજો પગ પશ્ચિમ સમુદ્રમા રાખ્યો. ત્રીજો પગ નમુચિના શિર પર રાખતા નમુચિ મરણ પામ્યો અને મૃત્યુ દંડમાથી સાધુઓને ઉગાર્યા તે વિષ્ણુકુમાર પણ અહિં થયેલ છે.

**ભગવતીસૂત્ર**માં હસ્તિનાપૂરના **બલરાજા**ના પુત્ર **મહાબલ**નો ઉલ્લેખ છે. તેમણે **ધર્મઘોષ** મુનિ પાસે દીક્ષા લીધી હતી અને પાચમા દેવલોકમા ગયેલ છે. **નિરયાવલીસૂત્ર**માં હસ્તિનાપૂરના ગૃહપતિનો ઉલ્લેખ છે, તે પ્રથમ દેવલોકમાં સંજમ લઈ ગયેલ છે. **અણુત્તરોવ્વાઇદસાઓ**માં **પોટ્ટીલ** નામના શ્રાવકનો ઉલ્લેખ છે, જેમણે શ્રી મહાવીર દેવ પાસે દીક્ષા લીધી હતી. **શિવરાજ** પ્રથમ આ નગરીમાં તાપસ થયેલો. તેણે મહાવીર પ્રભુ પાસે દીક્ષા લીધી હતી અને સ્વર્ગે ગયો હતો વગેરે છે. હાલ ત્યાં શ્રી શાંતિનાથ પ્રભુનુ મંદિર અને ધર્મશાળા છે તીર્થંકર ભગવાનોના કલ્યાણકો, આવાગમનો, સત્વશાળી પુરુષો, મોક્ષગામી પુરુષો, ભવ્યાત્માઓની જન્મભૂમિ વગેરેથી પૂજ્ય તીર્થભૂમિ જેમ ગણાય છે તેમ ઐતિહાસિક દૃષ્ટિએ અતિ પ્રાચીન પણ છે.

## પ્રસ્તાવ ૧ લો. (પા. ૧ થી પા. ૧૬ સુધી.)

### ( પ્રભુના ત્રણ ભવોનું વર્ણન )

ગ્રંથકાર આચાર્ય મહારાજ પ્રથમ મંગલાચરણરૂપે શ્રી અરિહંતરૂપી લક્ષ્મીની સેવા કરવા માટે પ્રથમ શ્રી **આદિનાથ,** અભ્યંતર છ શત્રુના ઉપસર્ગો-પરિષહોવડે જે જીતાયા નથી તેવા શ્રી **અજિતનાથ** પ્રભુ અને જગતના ઉત્પાત( અંધકાર )નો નાશ કરનારા સુવર્ણ જેવી મનોહર કાંતિવાળા શ્રી **શાંતિનાથ** પ્રભુ કે જેના બાર ભવો શ્રોતાજનોને સુખ કરનારા છે તેમના વિવિધ ગુણોવડે સ્તવના કરી શ્રી શાંતિનાથ પ્રભુનું ચરિત્ર કહે છે.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **રત્નપુર** નામના નગરમાં શ્રીષેણ (પ્રભુનો પ્રથમ ભવ) નામના રાજાને **અભિનંદિતા તથા સિંહનંદિતા** નામની બે રાણીઓ છે. એક દિવસ અભિનંદિતા રાણી પોતાના ઉત્સંગમા રહેલા સંપૂર્ણ કિરણવાળા ચંદ્ર, સૂર્ય બને એકી સાથે સ્વપ્નામાં જુએ છે તેના ફળરૂપે તે રાણીને એકી સાથે બે પુત્રો જન્મે છે જેનું ઇન્દુષેણ અને **બિન્દુષેણ** એમ અનુક્રમે નામ પાડવામાં આવે છે આઠ વર્ષની વય થતાં કળાચાર્ય પાસે કળાનો અભ્યાસ કર્યા પછી તે બન્ને રાજપુત્રો અનુક્રમે યૌવન વયને પામે છે. આ નગરમા **સત્યકિ** નામનો ઉપાધ્યાય હતો જેને **જમ્બુકા** નામની ભાર્યા અને તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલ **સત્યભામા** નામની પુત્રી હતી. આ જ ભરતક્ષેત્રને વિષે **અચળગ્રામ** નગર જ્યા વેદો વગેરે જાણનાર **ધરણીજટ** નામનો ઉત્તમ બ્રાહ્મણ હતો જેની **યશોભદ્રા** નામની પ્રિયા હતી. તેનાથી ઉત્પન્ન થયેલ **નંદિભૂતિ** તથા **શ્રીભૂતિ**ના બે પુત્રોને વેદો વગેરેનો અભ્યાસ કરાવતો હતો. પોતાની **કપિલા** નામની દાસીથી ઉત્પન્ન થયેલ **કપિલ** નામનો પણ એક પુત્ર તે ધરણીજટને હતો. તે જાતિહીન હોવા છતા બુદ્ધિમાં અધિક હતો. તે પોતાના આત્માને ઉત્તમ માનતો. ફરતા, ફરતા તે એક દિવસ રત્નપુરમા આવે છે, અને **સત્યકિ** નામનો ઉપાધ્યાય તેને વિદ્વાન માની પોતાને ઘેર રાખી પોતાની પુત્રી **કપિલની** સાથે પરણાવે છે. એક વખત વર્ષાઋતુ આવતા કપિલ રાત્રિના નાટક જેવા જાય છે, વળતા અંધકાર હોવાથી વરસાદને લઇને પોતાનાં કપડા ભિંજાશે તેમ ધારી અક્કલહીન કપિલ સર્વ વસ્ત્રો બગલમા મારી ઘેર આવતા તેની સ્ત્રી **સત્યભામા** તેની ચર્ચા જોઇ પોતાનો પતિ અકુલિન( હલકા કુળનો ) છે તેમ જાણી હૃદયમા અત્યંત ખેદ પામે છે. કેટલાક દિવસ પછી કપિલનો પિતા વિદ્વાન છતા કર્મદોષે ગરીબી હાલતમા આવી જતા રત્નપુરમાં સત્યકિ ઉપાધ્યાયને ત્યા આવી ચડે છે. ભોજન વખતે કપિલથી જુદો બેસી ભોજન કરતા તેના પિતા

ધરણીજટને જોઇ સત્યભામા તેને સોગંદપૂર્વક પૂછતાં સર્વ હકીકત જાણે છે અને બુદ્ધિશાળી સત્યભામા તેનાથી છૂટા પડતા તેમ પોતાના શીલનુ રક્ષણ કરવા તે નગરના શ્રીષેણ રાજાની પાસે પોતાનાં દુઃખની હકીકત જાહેર કરે છે. શ્રીષેણ રાજા કપિલને બોલાવી સત્યભામાને છૂટી કરવા જણાવે છે, પરંતુ તે નહિ માનવાથી ન્યાયી શ્રીષેણ રાજા પોતાની રાણી પાસે તેના શીલનુ રક્ષણ કરવા રાખે છે. ભૂતકાળમાં રાજાઓ પણ પ્રજાને પુત્રવત્ ગણી દરેક સમયે રક્ષણ આપતા હતા.

તેવામાં પૃથ્વી પાવન કરતાં **વિમળબોધ** નામના સૂરિ ત્યા પધારે છે. ત્યાં શ્રીષેણ રાજા આચાર્ય મહારાજને વદન કરવા આવે છે, જયા સૂરિમહારાજ ધર્મારાધનમાં પ્રમાદ નહિ કરવા ઉપદેશ આપે છે અને પ્રમાદરહિતપણે આરાધનથી સુખ પામેલ **મંગળકુંભ** કે ઉત્તમ પુરુષ શ્લાઘા કરવાલાયક છે તેની કથા કહે છે.

**ઉજજયની** નામની નગરીને વિષે **વૈરસિંહ** નામનો રાજા અને તેને **સોમચંદા** નામની રાણી હતી. જયાં **ધનદત્ત** નામનો શ્રેષ્ઠી હતો તેને **સત્યભામા** નામની સ્ત્રી હતી પોતાનો પુત્ર નહિ હોવાથી તે ચિંતાતુર રહે છે. તેને શ્રેષ્ઠી ચિંતા નહિ કરતાં ધર્મનુ સેવન કરવાથી પુત્રપ્રાપ્તિ થશે તેમ જણાવે છે. દેવ, ગુરુ, ધર્મની સેવા કરતા શાસનદેવ પ્રગટ થઇને શ્રેષ્ઠીને પુત્ર થવાનુ વરદાન આપે છે. સત્યભામા કેટલાક દિવસ પછી અષ્ટમગળથી ચિત્રેલો સુવર્ણકુંભ સ્વપ્નમાં જુએ છે તે સ્વપ્નથી સૂચિત કેટલાક દિવસ પછી પુત્ર જન્મે છે જેનું **સુવર્ણકુંભ** નામ પાડે છે. યોગ્ય વયે કળા અભ્યાસમા તે તૈયાર થાય છે.

તે સમયે તે જ ક્ષેત્રમા **ચંપાનગરી** અને તેનો **સુરસુંદર** નામનો રાજા છે, જેને **ગુણાવલી** નામની રાણીએ પોતાના ઉત્સગમાં કલ્પલતા જોઈ તે સ્વપ્નથી સૂચિત એક પુત્રી જન્મે છે, તેનું **ત્રૈલોકયસુંદરી** નામ પાડે છે.

તે કુવરી યોગ્ય વયની થતા પૂર્ણ પ્રેમને લઈને માતાપિતા પોતાની પાસે રહે તેમ ધારી તે નગરના મંત્રી પુત્રને ત્રૈલોકયસુંદરી આપવી તેમ વિચારી મત્રીને જણાવે છે. મત્રીની તે માટે ઘણી આનાકાની છતાં રાજા આગ્રહ કરે છે મંત્રી પોતાના પુત્રને કોઢનો વ્યાધિ હોવાથી તે ખેદ પામે છે. મત્રી નિરોગી કરવા માટે કુલદેવતાનુ આરાધન કરે છે. કુલદેવતા પૂર્વે કરેલાં કર્મને અન્યથા કરવા દેવો પણ શક્તિમાન નથી તેમ જણાવતાં અન્ય કોઇ સુદર આરોગ્યવાન પુરુષને લાવી આપો તેમ તેની સાથે કુવરીનું લગ્ન કરવા અને પછી પોતાના પુત્રને સોપીશ તેમ કરવા જણાવતા તેમ કરવા કુલ દેવતા વરદાન આપે છે.

અહિં પોતાના નગરમા પુષ્પ લેતાં મગળકળશને જોઈ મત્રીના કુલદેવતા તેને ઉપાડી ચપાના ઉદ્યાનમાં મૂકે છે. જયા મત્રીના અશ્વરક્ષકો મત્રી પાસે તેને લઈ જાય છે. મત્રી તેને ગુપ્ત રાખે છે અને સત્કાર કરતા જોઈ મંગળ કળશ મત્રીને તેનુ કારણ પૂછતાં પોતાનો પુત્ર રોગી હોવાથી તેને બદલે રાજપુત્રી તારે પરણી પછી મને સોપવી તેમ જણાવે છે. તે અઘટિત કાર્ય ન કરવા મગળકળશ જણાવતા મત્રી તેને મારી નાખવાની ધમકી આપે છે છેવટે નિરુપાયે રાજા દાયરામાં જે મિલ્કત આપે તે મને સોંપવી તે શરતે મગળકળશ હા પાડે છે અને છેવટે કુંવરી સાથે મંગળકળશના લગ્ન થઇ જાય છે.

અહિ મંગળકળશથી જરા પણ છૂટી નહિ પડતી કુવરી દરેક પ્રસગે શકાશીલ નજરથી તેને જુએ છે. પોતે આપેલા વચન પ્રમાણે કુંવરીને દેહચિંતાનુ કારણ બતાવી ગુપ્ત રીતે મત્રીએ તૈયાર

કરેલ એક રથ અને રાજાએ આપેલ સર્વ વસ્તુ ઋદ્ધિ અને પાચ જાતિનાં અશ્વો સાથે લઇ પોતાના નગરમા આવે છે. અહિ મગળકળશની ઘણી શોધ કરાવી. ન મળવાથી ચિંતાતુર થતા માતાપિતાને નમી ઋદ્ધિ સહિત પોતાને પુત્ર તરીકે ઓળખાવી અધૂરો રહેલો અભ્યાસ મંગળકળશ શરૂ કરે છે.

હવે અહિ મંત્રી મગળકળશનો વેષ પોતાના કોઢના રોગવાળા પુત્રને પહેરાવી કુંવરી પાસે મોકલતા. તેને કોઢના રોગવાળો જોઇ બહાર નીકળી સવારનાં પોતાના પિતાને ઘેર જાય છે. મંત્રી સવારમાં રાજા પાસે જતા તેના મોઢા ઉપર ખેદ જોઇ કારણ પૂછતાં મત્રી વાક્ચાતુર્યથી પોતાના પુત્રને કુવરી પરણી ઘેર આવતા પોતાનો પુત્ર કોઢના રોગવાળો થયો તેમ કહેતાં ભોળો રાજા માને છે. અને રાજા તથા સભાજનોમા કુવરી અનિષ્ટ થાય છે. કુવરી પોતાનો પરિણીત ધણી કોણ છે તેનો બહુ બહુ વિચાર કરતા એક દિવસ પરણનાર ત્યાં મોદક ખાતા અવતીના જળને ઉચિત આ મોદક છે તેમ બોલેલ, તે અનુસારે બુદ્ધિશાળી કુવરી તેને પરદેશમાંથી શોધી કાઢવાને વિચાર કરતાં **સિંહ** નામના મંત્રીની મારફત પિતાની પાસેથી કુમારનો વેષ માગી પતિ શોધવા માટે જણાવે છે. તેનાં રક્ષણ માટે સિહ મત્રીને બીજા આરક્ષકો સાથે કુવરી સાથે ( પોતાનાં કુલને લાંછન ન લાગે તેમ જણાવી ) જવા રાજા આપે છે.

ત્રૈલોકયસુદરી ઉજ્જયનિમા મત્રી વગેરે સહિત આવી પાંચ જાતિના અશ્વોને નગર બહાર પાણી પીતાં જોઇ તે પોતાના પિતાએ આપેલ જાણી તે આ નગરમા કોના છે તેની તપાસ કરે છે, અને કલાચાર્ય પાસે ભણતા બીજા વિદ્યાર્થીઓ સાથે ભણતા મગળકલશને કેવી રીતે ઓળખી કાઢે છે તે હકીકત ખાસ જાણવા જેવી છે. સિંહ મત્રી ચપાનગરી જઇ પોતાના રાજાને સર્વ તે હકીકત જણાવે છે અને મંત્રીને હણવા વિચાર કરતા રાજાને મંગળકળશ અટકાવે છે. પછી મંગળકળશ તથા પોતાની પુત્રીને બોલાવી રાજા પોતાની રાજ્યગાદી સોપે છે અને તેને કેટલાક વખત પછી પુત્ર પ્રાપ્ત થાય છે જેનું નામ **જયશેખર** પાડે છે.

એ નગરમા કેટલાક વખત બાદ **જયસિંહ** નામના ગુરુ પધારતા કયા કર્મવડે બને વિડંબના પામ્યા તેમ પૂછતાં ગુરુમહારાજ પૂર્વભવ જણાવતા. કહે છે કેઃ—

આ ભરતક્ષેત્રમા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમા **સોમચંદ** નામનો કુલપુત્ર અને **શ્રીદેવી** નામની તેમની ભાર્યા હતી. અને તે નગરમાં **જિનદેવ** નામનો એક બુદ્ધિમાન શ્રાવક હતો. તે બને મિત્રો હોવાથી વિશેષ ધનની ઇચ્છાએ પ્રદેશ જતાં પોતાના મિત્રને પરદેશ ગયા પછી પોતાનુ ધન સાત ક્ષેત્રોમાં વાપરવા સોંપી પરદેશ જાય છે, તે રીતે તે વાપરે છે. તેની ભાર્યાની એક સખી **ભદ્રા** નામની તે નગરમાં રહેતી હતી. તે **નદન**શેઠની પુત્રી અને **દેવદત્ત**ની ભાર્યા થતી હતી, તેનો ધણી કુષ્ઠી થતા તેની સ્ત્રી ખેદ પામતાં પોતાની સખીને તે વાત જણાવતા તે કહે છે "તારા સગના દોષવડે તારો પતિ કુષ્ઠી થયો છે, જેથી તું હવે મારે ત્યા આવીશ નહિ" તેમ કહેતા પોતે હાસી કર્યાનુ જણાવે છે. સોમચદ પ્રિયા સહિત ધર્મારાધન કરતાં મરણ પામતાં સૌધર્મ દેવલોકમાં બને ઉપજે છે અને સોમચદ્રનો જીવ ત્યાથી ચ્યવી તુ રાજા થયો અને શ્રીદેવીનો જીવ ત્રૈલોકયસુદરી સ્ત્રી તરીકે થયો. કરેલા પુણ્યવડે તેને ભાડુતી પરણ્યો અને પૂર્વભવમાં કરેલા હાસ્યવડે જે કલંક આપ્યું હતુ તેથી તે આ ભવમાં ઉદય આવ્યું. પછી બને પુત્રને રાજ્ય સોંપી દીક્ષા લે છે. ત્યાથી ચ્યવી બ્રહ્મલોકમાં જાય છે. ત્યાંથી મનુષ્યપણુ પામી દેવ થઇ ત્રીજે ભવે સિદ્ધિપદને પામે છે. પૂર્વભવમા હાંસીથી પણ કોઇને કઇ પણ કલક આપ્યું હોય તો પછીના

ભવમાં ભોગવ્યા વગર જીવને છૂટકો થતો નથી કે જેના ઉપર આ કથા આપવામાં આવી છે. આ ધર્મકથા ગુરુ પાસે સાંભળી શ્રીષેણ રાજાએ સમ્યક્ત્વપૂર્વક બાર વ્રત ગ્રહણ કર્યાં અને તેની રાણી અભિનંદિતા વિશેષ વિશેષ ધર્મ કરવા લાગી. કોશબી નગરીના **બલભૂપ રાજા** પોતાની **શ્રીકાન્તા** નામની પુત્રી ઇન્દુષેણુને આપવા મોકલે છે, તેના અત્યંત રૂપવડે શ્રીષેણ રાજાના બને પુત્રો પરસ્પર યુદ્ધ કરતાં જોઈ, ભદ્રિક શ્રીષેણ અટકાવવા અશક્ત હોઇ, સભા અને પ્રજામાં પોતાની નાલાશી થશે તેમ જાણી, તે રાજા પોતાની રાણીઓને જણાવી રાણીઓ સહિત વિષમિશ્રિત કમલ સુંઘી, પચ નમસ્કારનું સ્મરણ કરતાં મરણને શરણ થાય છે. સત્યભામા પણ તેમ કરે છે. પછી આ ક્ષેત્રના મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ કુરુક્ષેત્રમાં તે ચારે જીવો યુગલિક થાય છે. શ્રીષેણના બન્ને પુત્રો જ્યાં યુદ્ધ કરે છે ત્યાં ચારણ મુનિ પધારે છે અને ઉત્તમ કુળમાં જન્મેલા અને ચરમ શરીરવાલા યુદ્ધ કરતા શરમાતા નથી તેમજ માતપિતાના ઝેર ખાઇ મરણ પામવાના કારણ થયા માટે તમોને ધિક્કાર છે તેવો ફીટકાર આપે છે, તેથી તે સ્ત્રીનો ત્યાગ કરી, મુનિને વંદન કરી, કોઇ કુટુબીને રાજ્ય આપી, ચાર હજાર મનુષ્યોવડે બંને ભાઇઓ ધર્મરુચિ મુનિ પાસે દીક્ષા લઇ, છેવટે ઉગ્ર તપ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં જાય છે.

શ્રીષેણ રાજા વગેરે ચારે યુગલિક ભવમાથી ચ્યવી સૌધર્મ દેવલોકમાં જાય છે. આ રીતે આ પ્રથમ પ્રસ્તાવમા શ્રી શાતિનાથ પ્રભુના ત્રણે ભવોનુ વર્ણન બતાવવામા આવ્યું છે. હવે પછી બીજા પ્રસ્તાવનું આચાર્યમહારાજ વર્ણન કરે છે

## **બીજો પ્રસ્તાવ** ( પા. ૧૭ થી પા. ૪૨ સુધી. )

( શ્રી શાંતિનાથ પ્રભુના ચોથા તથા પાંચમા ભવનું વર્ણન. )

વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તરશ્રેણીમા **રથનૂપુરચક્રવાલ** નામના નગરમાં **જ્વલનજટી** નામના વિદ્યાધર રાજાને વાયુવેગા નામની પ્રિયા, અર્કકીર્તિ નામનો પુત્ર અને **સ્વયંપ્રભા** નામની પુત્રી હતી. કોઇક દિવસ આકાશમાં ગમન કરનાર શ્રી **અભિનંદન** અને **જગન્નંદન** નામના શ્રેષ્ઠ મુનિઓ ત્યા પધાર્યા. પુત્રી સ્વયપ્રભાએ મુનિઓ પાસે ધર્મ સાંભળી પર્વ દિવસે **પૌષધવ્રત** લીધું. તેના પારણાને દિવસે ગૃહમંદિરમાં જિનેશ્વરની પૂજા કરી પિતાની પાસે જઇ પૂજાની શેષ આપી. કુવરીને ઉત્સગમા બેસારીને રાજા મનમાં વિચાર કરે છે કે કોણ વિદ્યાધર આનો ભર્ત્તા થશે ? તેમ વિચારી પોતાના મત્રીઓને બોલાવી જણાવતાં પ્રથમ સુશ્રુત નામનો મંત્રી **રત્નપુર** નગરના **મયૂરગ્રીવ** વિદ્યાધરનો **અશ્વગ્રીવ** નામનો પુત્ર જે પ્રતિવાસુદેવ છે તેને આપવા કહેતાં **બહુશ્રુત** નામનો બીજો મત્રી વૃદ્ધવયવાળો જણાવી ના કહે છે. ત્રીજો **સુમતિ** નામનો મત્રી **પ્રભંકરા** નગરીના **મેઘઘન** રાજાની **મેઘમાલિની** સ્ત્રીનો **વિદ્યુત્પ્રભ** નામનો પુત્ર છે તે તમારી કુંવરીને યોગ્ય છે, અને તેની **જ્યોતિર્માલા** નામની પુત્રી તમારા કુમારની પત્ની થવા યોગ્ય છે, અને શ્રુતસાગર મત્રી સ્વયંવર કરી આપવા યોગ્ય છે તેમ કહે છે. એમ જુદા જુદા વિચારો જાણી રાજા **સંભિન્ન**શ્રોત નામના વિદ્વાન જોશીને બોલાવી પૂછતા તે જણાવે છે કે–હે રાજન્! **પોતનપુરના** રાજા **પ્રજાપતિને** **ત્રિપૃષ્ટ** અને અચળ નામના બે પુત્રો છે, જે આ ભરતક્ષેત્રમાં વાસુદેવ અને બલદેવ થવાના છે. તે આ અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને મારી નાંખશે એમ મેં મુનિઓ પાસેથી જાણ્યું છે મારા જ્ઞાનવડે જણાવું છુ કે ત્રિપૃષ્ટ આપને વિદ્યાધરેશ્વરપણું આપશે અને આ સ્વયપ્રભા તેની અગ્રમહિષી થશે. તેમ કહી વિદાય થાય છે. રાજા મરિચી નામના દૂતને પોતનપુર

મોકલે છે. ત્યાંના રાજાને તેમના પુત્ર ત્રિપૃષ્ટને અમારા રાજા પોતાની સ્વયંપ્રભા નામની પુત્રીને આપવા ઇચ્છે છે, તે કબૂલ થવાથી દૂત પોતાના રાજાને જણાવે છે.

હવે અહિં અશ્વગ્રીવ રાજા **અશ્વબિન્દુ** નામના નિમિત્તીયાને પોતાનું મરણ કોનાથી થશે તેમ પૂછતાં તેણે કહ્યું કે, તમારા ચંડવેગ નામના દૂતનો જે તિરસ્કાર કરશે, શાલિક્ષેત્રના અપકાર કરનાર સિંહને જે હણશે તે તમોને હણશે. (ચરમ તીર્થંકર મહાવીર પ્રભુના અઢારમાં ભવમાં જે ત્રિપૃષ્ટ વાસુદેવ થયેલ છે તે જ આ છે અને તે ચરિત્ર પણ આ સભા તરફથી છપાયેલ છે. તેમા પા. ૬૬ મેં વિસ્તારપૂર્વક વર્ણન છે તે વાચવાની ભલામણ કરીએ છીએ.) અહિં ત્રિપૃષ્ટ વાસુદેવને જ્વલનપ્રભ વિદ્યાધર સ્વયપ્રભા આપે છે છેવટે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને ત્રિપૃષ્ટ વાસુદેવ સુદર્શનચક્ર મૂકી હણે છે. કુદરતનો અચળ નિયમ છે કે પૂર્વભવના કર્મ વૈરભાવ એવો બંધાયેલો હોય છે કે પ્રતિવાસુદેવને વાસુદેવ હણે છે. અહિં જ્યોતિર્માળા અર્કકીર્તિને આપવામાં આવે છે.

હવે શ્રીષેણ રાજાનો જીવ સૌધર્મ દેવલોકથી ચ્યવીને જ્યોતિર્માલાની કુક્ષીમા પુત્રપણે જન્મે છે, જેનું અમિતતેજ નામ પાડે છે (શ્રી શાંતિનાથ પ્રભુનો ચોથો ભવ) (પા. ૨૧) અર્કકીર્તિ અભિનંદન મુનિ પાસે દીક્ષા લે છે સત્યભામાનો જીવ દેવલોકથી ચ્યવીને જ્યોતિર્માલાના ઉદરમાં અર્કકીર્ત્તિની પુત્રીપણે જન્મે છે. તેનું **સુતારા** નામ આપે છે. અભિનંદિતાનો જીવ સ્વર્ગથી ચ્યવી સ્વયંપ્રભા રાણીના (વાસુદેવને ત્યા) પુત્રપણે જન્મે છે, તેનું **શ્રીવિજય** નામ પાડવામાં આવે છે. વાસુદેવને બીજો પુત્ર **વિજયભદ્ર** મુખ્ય રાણીથી થાય છે. સિંહનંદિતાનો જીવ પ્રથમ દેવલોકથી ચ્યવી **જ્યોતિષ્પ્રભા** નામની વાસુદેવની પુત્રીપણે જન્મે છે. ત્યારપછી અર્કકીર્ત્તિ રાજા વાસુદેવને ત્યાં અમિતતેજ અને સુતારા સાથે આવે છે. ત્યાં સ્વયંવર મંડપ રચાય છે. જ્યોતિષ્પ્રભા અમિતતેજના કંઠમાં અને બીજી શ્રીવિજયના કંઠમાં વરમાળા નાખતા તેના લગ્ન થાય છે, પછી છેવટે અર્કકીર્ત્તિ ચારિત્ર લે છે.

પૂર્વકાળમાં તો યોગ્યવયે કુંવરને રાજ્ય સોંપી પિતા (રાજાઓ) દીક્ષા લઈ આત્મકલ્યાણ સાધતા હતા. હવે અહિં પોતનપુરમાં **સુવર્ણકુંભ** નામના આચાર્ય જેઓ શ્રેયાંસનાથ પ્રભુના શિષ્ય હતા તે પરિવાર સહિત પધારે છે જ્યાં અચળદેવ આવે છે. મુનિશ્રીનો ઉપદેશ શ્રવણ કરી ત્રિપૃષ્ટ કઈ ગતિમાં ગયેલ છે, તેમ પૂછતા પચેંદ્રિયનો વધ કરનાર, મહાઆરંભી તે મરીને સાતમી નરકમાં ગયેલ છે અને છેવટે છેલ્લો તીર્થંકર તે થશે તેમ આચાર્ય મહારાજ જણાવે છે. પછી અચળ દીક્ષા લે છે, અને તેના પુત્ર વિજયને રાજ્ય સોપે છે, ત્યા એક નિમિત્તિયો આવે છે તે રાજાને કહે છે કેઃ—"આજથી સાતમે દિવસે પોતનપુરના રાજાના મસ્તક પર વિજળી પડશે અને મારા ઉપર વસ્ત્ર, આભરણ, રત્નની વૃષ્ટિ થશે." વગેરે જણાવતા સર્વ રાજલોક કોઇ વહાણમાં રાખવા, કોઇ ગુફામાં રાખવા વગેરે રાજાને બચાવવા પોતાની બુદ્ધિવડે જણાવે છે આ ઉપાયો પણ કષ્ટના હેતુરૂપ છે. ભાવિભાવ અન્યથા મિથ્યા કરવા કોઇ શક્તિમાન નથી તે ઉપર **રૂદ્રસોમ** નામના બ્રાહ્મણનુ એક સામાન્ય દૃષ્ટાંત સંક્ષિપ્તમાં અહિં આપવામાં આવે છે. (પા ૨૩) પછી એક મંત્રી રાજાને બદલે સાત દિવસ સુધી શ્રીવિજયને રાજ્ય ઉપર બેસાડવા જણાવે છે અને રાજા જિનાલયમા તપ કરે તેમ કહેતાં રાજા પોતાને બદલે બીજાનું મરણ તે રીતે કરવા ના પાડે છે. પછી નિમિત્તિયાના કહેવા મુજબ યક્ષની કાષ્ટમય પ્રતિમાનો રાજ્યાભિષેક કરી સ્થાપન કરે છે, અને રાજા કુટુંબ સહિત જિનમંદિરમા જઇ પૌષધવ્રત ગ્રહણ કરે છે.

તપ, નિયમ અને સંયમવડે વિઘ્નો પણ દૂર થાય છે તેમ શાસ્ત્રકારો જણાવે છે. તે પ્રમાણે તે રીતે સાતમે દિવસ વિજળી પડતાં તે યક્ષની પ્રતિમા નાશ પામે છે અને રાજા બચી જતાં નિમિત્તિયાને દ્રવ્ય આપી વિદાય કરે છે. અહીં રાજા યક્ષની નવી રત્નમય પ્રતિમા કરાવી, જિનેશ્વરોની પૂજા કરી ઉત્સવ કરે છે. હવે રાજા પોતાની રાણી સાથે ક્રીડા કરવા વનમાં જાય છે, ત્યા એક મૃગને જોઈ રાણી લાવી આપવા જણાવે છે. તેને ગ્રહણ કરવા જતાં હરણ આકાશમાર્ગે જાય છે અને રાણીને ત્યાં કુર્કુટ જાતિનો સર્પ ડંસે છે. રાજાએ અનેક ઉપચારો કર્યા છતાં રાણી જીવ રહિત થાય છે. આકાશમાર્ગેથી એક પુરુષે ત્યાં આવી જણાવે છે કે અમિતતેજ રાજાનો માનીતો સભિન્નશ્રોત નામના જોશીનો હું દીપશીખ નામનો પુત્ર છું એક દિવસ જયોતિર્વન તરફ જતાં ચમરચચાના ઈશ અશનિઘોષ સુતારા નામની રાજાની પ્રિયાને હરણ કરી લઈ જતા મે જોઇ છે. અમારા રાજાની બહેનનું હરણ કરી દુષ્ટ કયાં જઈશ ? એમ કહેતાં અશનિઘોષ બોલ્યો કે વેતાલિનીએ મોહ પમાડેલ રાજા સુતારાનુ રૂપ કરીને વેતાલિની સાથે મરવાને તૈયાર થયેલ છે. અત્રે રાજાને બોધ કરતા વેતાલિની નાશી ગઈ અને સુતારાની પ્રાપ્તિ માટે તૈયાર થયેલ છે તેની આજ્ઞાની હુ તમોને ખબર આપવા આવ્યો છુ. અમિતતેજ રાજાના પૂછવાથી શ્રીવિજય રાજા પોતાનો સર્વ વૃત્તાંત જણાવે છે. પછી અશનિઘોષ પાસે તે તરત **મરીચી** નામના દૂતને મોકલે છે. દૂત અશનિઘોષને રાણી સુતારા સતીને શીઘ્રપણે સોંપી દેવા વગેરે શબ્દોથી જણાવતાં તે ક્રોધિત થઈ અશનિઘોષ દૂતનો કઠ પકડી કાઢી મૂકે છે. પછી દૂતનો વૃત્તાંત સાંભળી અમિતતેજ શ્રીવિજયને શસ્ત્રનિવારણી અને બધમોચનિકા નામની બે વિદ્યા આપે છે, તેને તે સાધી લે છે. સાથે અમિતતેજનાં પુત્રો **રશ્મિવેગ** વગેરે કુમારો સાથે જાય છે.

અશનિઘોષ પોતાના પુત્રોને સૈન્ય સામા મોકલે છે, જયાં ભયકર યુદ્ધ થાય છે. છેવટે અશનિઘોષ પોતે લડવા આવે છે. શ્રીવિજયે તેને ખડ્ગવડે હણતાં એકના બે અશનિઘોષ થયા. બીજી વાર હણતા ચાર થયા. એમ વારંવાર હણતાં સો થાય છે. દરમ્યાન અમિતતેજ પરની વિદ્યાનો છેદ કરનારી મહાજ્વાલાનાશિની વિદ્યા સાધી ત્યા આવે છે અને સિદ્ધમુખા નામની વિદ્યાને 'આ પાપીને મારે દૂરથી પણ અહિં લાવવો.' એમ જણાવી પોતે સીમ નામના પર્વત ઉપર જાય છે. જયા શ્રી ઋષભદેવ જિનેશ્વરના મદિરની પાસે રહેલા, કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલા **બલદેવ** ઋષિને જોઇને વંદન કરે છે. ત્યા વિદ્યાએ પણ સર્વ વૃત્તાંત જણાવતા સુતારાને લઇને પોતાની પાસે આવવા દૂતને જણાવતાં અમિતતેજ, શ્રીવિજય વગેરે સૈન્ય સહિત સીમગીરી પર્વત ઉપર આવે છે, ભગવતને વદન કરે છે. સુતારા શ્રીવિજય રાજાને સોપે છે. અશનિઘોષ ત્યાં બન્ને રાજાઓને ખમાવે છે. પછી કેવળી ભગવાન ઉપદેશ આપે છે કે અનર્થની પરંપરા કરવાથી જન્મ નિરર્થક કરે છે અને મોક્ષ પામતા નથી વગેરે વિષય ઉપર દેશના આપી. અને અશનિઘોષ સુતારાને પોતે હરણ કરી કેમ લાવ્યો તેમ પૂછતા મુનિ જણાવે છે કે–શ્રીષેણ રાજાના ભવમા રત્નપુરમાં કપીલ નામનો બ્રાહ્મણ હતો, પૂર્વભવમાં રાગરહિતપણાએ કરી આ ભવમા તું અશનિઘોષ થયો અને સત્યભામા મરી આ સુતારા થઈ છે. શ્રીષેણ અમિતતેજ થયો છે. તે વખતે અમિતતેજ રાજા પોતે ભવ્ય છે કે અભવ્ય તેમ પૂછતાં કેવળી ભગવંત કહે છે નવમે ભવે તું પાંચમો ચક્રવર્તી અને સોલમો જિનેશ્વર થઈશ. ભવ્યાત્માઓને જ આવી શકા ઉત્પન્ન થાય છે. હવે અશનિઘોષ પુત્રને ગાદી સોપી દીક્ષા લે છે. સ્વયપ્રભા દેવી પણ ઘણી સ્ત્રીઓ સહિત ચારિત્ર લે છે. શ્રીવિજય, અમિતતેજ સ્વસ્થાને આવે છે. અમિતતેજ શ્રેષ્ઠ રત્નોવડે તૈયાર કરેલ જિનમદિરની પાસે પૌષધશાળામાં બેસી વિદ્યાધર સભાને ધર્મ સભળાવે છે દરમ્યાન બે ચારણ મુનિઓ આકાશમાર્ગે ત્યાં પધારે છે. તેમને આસન આપી વદન કરે છે. મુનિઓ ત્યાં દેશનામાં જણાવે છે કે મનુષ્યભવ પામી, ભવસ્થિતિ જાણી સુખ ઇચ્છનાર

પ્રાણીઓએ નિરંતર ધર્મ કરવો, પરંતુ તેમાં આંતરું રાખે તો જેમ **મત્સ્યોદર** નામના ધનદને થયું તેમ સુખનું પણ આંતરું પડે છે. પછી રાજાએ પૂછતાં અહિં શ્રેષ્ઠ મુનિઓ મત્સ્યોદરની કથા કથા કહે છે. (પા. ૨૮.)

આ ભરતક્ષેત્રમાં આવેલ **કનકપુર** નગરમાં **કનકરથ** નામનો રાજા અને **કનકશ્રી** નામની રાણી છે. તે નગરમાં ઉદાર અને ધર્મિષ્ઠ **રત્નસાર** નામનો શ્રેષ્ઠી અને તેને રત્નમૂલા નામની પ્રિયા અને અભિમાનરૂપી ધન ઉપાર્જન કરવામા તત્પર **ધનદ** નામનો પુત્ર હતો ત્યા સિંહલ નામના જુગારીને મંદભાગ્યપણાવડે એક દિવસ પોતે નહિં જીતવાથી ક્રોધવડે (દેવીના મંદિરમાં જ્યા જુગાર રમતો હતો) દેવી મને આજે દ્રવ્ય નહિ આપ તો તારો અનર્થ કરીશ એમ કહ્યું. તે પછી દેવીએ ધન મેળવવા માટે તેના હાથમા ગાથા સહિત એક પત્ર આપતાં તે ગાથા વેચવાથી એક લાખ સોનામહોર તુ મેળવીશ તેમ કહે છે. પછી તે પત્ર લઇ ચૌટામા જતા કોઇએ નહિ લેવાથી શ્રેષ્ઠીપુત્રની દુકાને જાય છે. શ્રેષ્ઠી, **"વિધાતાએ જે લેખ લખ્યા હોય તે સર્વ લોકને અવશ્ય પરિણમે છે, આ પ્રમાણે ભાવના ભાવીને ધીર પુરૂષો કષ્ટમાં પણ કાયર થતાં નથી,"** એ પ્રમાણે તે ગાથાનો અર્થ જાણી તેનુ માગેલું મૂલ્ય આપી તેને વિદાય કરે છે. પછી તેનો પિતા ત્યાં આવે છે. વ્યાપાર સંબંધી પૂછતા અન્ય વણિકપુત્રો ઉપરોક્ત હકીકત જણાવતા તેના પિતા તેને ત્યાથી કાઢી મૂકે છે, જેથી તે ત્યાથી નીકળી સાજના એક વનમાં આવે છે. ત્યાં એક સુંદર સરોવર જોઇ, ત્યાં સ્નાન કરી એક વડના ઝાડ નીચે સૂતો છે જ્યાં એક શિકારી પાણી પીવાને તથા વનચર જીવોને હણવા આવે છે. તેને જોઈ શ્રેષ્ઠીપુત્ર કાંઇક ચલાયમાન થાય છે જેને વનચર જાણી શિકારી બાણવડે તેના પગને વીંધે છે; પછી ત્યા પાસે આવી ધનદને જોતાં પગમાંથી બાણ કાઢી નાંખી પાટો બાધવાનુ કહેતાં તેને નિવારી તેને પોતાને સ્થાને જવા જણાવે છે. પગમા લોહી નીકળતું જોઇ ભારંડ પક્ષી તેને ઉપાડીને લઇ જાય છે અને સમુદ્રના મધ્યદ્વીપમાં જ્યાં તેને ખાવા તૈયાર થાય છે ત્યા તેને જીવતો જાણી પક્ષી ઊડી જાય છે. અહીં ધનદ ચોતરફ જોતાં એક શૂન્ય નગર જુવે છે સવારે સુવર્ણ પૃથ્વી જોતા આ સુવર્ણદ્વીપ છે અને સળગતા અગ્નિવડે તત્કાળ સુવર્ણમય થઇ જાય છે. ત્યા પોતે સુવર્ણ બનાવી કોઇ પર્વતની ગુફામાં જતા રત્નનો સમૂહ જોઇ તે લઇ સુવર્ણ પાસે એકઠું કરે છે. તેવામા ત્યા **સુદત્ત** નામનો સાર્થવાહ આવતા ઇંધણ વગેરે ખૂટી જતા પોતાના નોકરોને મોકલતાં તેઓ ધનદને દેખે છે અને પાણીનું પૂછતાં તેને કૂવો દેખાડે છે. જ્યા સુવર્ણ વગેરે જોતાં આ ધન કોનુ છે? તેમ પૂછતા એ ધન પોતાનુ જણાવી પોતાને પોતાના સ્થાને કોઇ લઇ જાય તો ચોથો ભાગ આપવા કહે છે તે સાર્થવાહ તે પ્રમાણે કબૂલ કરી સાથે લઇ જાય છે. અહિં સાર્થવાહની દાનત બૂરી થતાં ધનદને કૂવામા નાખે છે. ધનદ પાંદડાવડે વ્યાપ્ત મેખલા ઉપર પડવાથી બચી જાય છે. પ્રથમની ગાથાને સભારતો તે સ્થળે એક વિવર જોઇ તેમા પેસે છે, જ્યાથી આગળ ચાલતાં એક દેવકુલ જુવે છે. જયા ગરુડ ઉપર આરૂઢ થયેલ શ્રી ચક્રેશ્વરી દેવીને જોઈ, તેને નમસ્કાર કરી વિનતિ કરે છે કે–હે માતા! શ્રી આદિનાથ પ્રભુની શાસનદેવી! કષ્ટ પામેલ એવો હુ આપના ચરણનુ શરણ માગું છું. અહિ દેવી તેને "આગળ જતા તને સર્વ સારું થશે." તેમ કહી તુષ્ટમાન થઇ વર માગતાં દેવી તેને પાંચ રત્નો આપે છે. એક રત્ન સૌભાગ્ય કરનારું, બીજુ લક્ષ્મીનુ સ્થાન, ત્રીજુ તત્કાળ રોગનો નાશ કરનારુ, ચોથુ વિષને હરનારું અને પાચમુ આપત્તિને હણનાર છે એમ કહી દેવી અદૃશ્ય થાય છે. ધનદને આગળ ચાલતાં સંરોહિણી નામની ઔષધિ પ્રાપ્ત થાય છે, તેનાથી પોતાને થયેલા વ્રણને રૂઝવી આગળ ચાલતાં એ મનુષ્યની શ્રેણી રહિત એક પાતાળનગર જોઈ સાથે રાજમહેલ જોતા તેમાં પ્રવેશ કરી સાતમે માળે જાય છે. જ્યાં દેવાગના જેવા રૂપવાળી એક

બાળા-કન્યાને જોવે છે. તે બાળા ધનદને તું ક્યાંથી આવ્યો ? અહિં તારા જીવિતનો સંશય છે તેથી જલ્દી ચાલ્યો જા તેમ કહે છે. બાળાને ધનદ પૂછે છે કે-આ નગર કયુ છે ? જન રહિત કેમ છે ? બાળા તેના ધૈર્ય અને રૂપવડે વિસ્મય પામી જણાવે છે કે-આ ભરતક્ષેત્રમા **શ્રીતિલક** નામનું નગર અને તેનો **મહેન્દ્રરાજ** નામનો રાજા મારો પિતા હતો. કોઇ દિવસે બીજા રાજાઓ સાથે યુદ્ધ કરવા જતાં કોઇ વ્યંતરે આવી જણાવ્યું કે, પૂર્વ ભવનો તુ મારો મિત્ર છે માટે તને હુ શું સહાય કરુ ? ત્યારે યુદ્ધમાં સહાય કરવાનું કહેતાં બીજા રાજાઓ મારાથી અધિક વ્યતરોવડે અધિષ્ઠિત હોવાથી તેમ મારાથી બની શકે તેમ નથી. પણ જેનો પ્રવેશ અને નિર્ગમ કૂવામા પડે છે તે કૂવાની પણ રક્ષા માટે બીજુ નગર બનાવવાથી વહાણોવડે દરેક વસ્તુઓ અહિ આવે છે, જેથી પુરના લોકો સહિત તે મારા પિતાને અહિ લાવે છે. કેટલાક વખત પછી કૂવાના પગથિયાં ભાગી એક માંસલુબ્ધ રાક્ષસ અહિં આવી મનુષ્યોને ખાવા લાગ્યો અને આ નગરને મનુષ્ય રહિત કર્યું. નગરના લોકો ભયના માર્યા વહાણોવડે અહીંથી ચાલ્યા ગયા અને બને નગરો શૂન્ય કર્યા પછી મને પરણવા માટે તે દુષ્ટે મારું રક્ષણ કર્યું છે અને આજથી સાતમે દિવસે આવીને મને પરણવા માટે જીવતી રાખેલ છે. આજે સાતમો દિવસ છે તેથી હે સુંદર ! તું અહિંથી જતો રહે ધનદ તેને ધીરજ આપી પોતાના હાથથી તે મરશે વગેરે નિડરપણે જણાવે છે, તેથી બાળા બોલી કે તેના મૃત્યુનો સમય વિદ્યાના પૂજાસમયે છે. તે વખતે તેને મારવો કારણ કે વખતે તે બોલતો નથી. મારા પિતાનુ આ ખડ્ગ છે તે ગ્રહણ કરી લે. પછી તે રાક્ષસ મનુષ્ય શબ લઈ ત્યાં આવે છે. ધનદને જોઇ પોતાનુ ભક્ષ્ય પોતાની જાતે આવ્યું જાણે છે, પછી શબને છોડી દઈ પૂજા કરવા પ્રવર્ત્યો ત્યારે ધનદ તેને પૂજા કરતાં ખડ્ગવડે હણે છે. પછી લગ્નની સામગ્રીવડે તે ત્યાં તીલકસુંદરી બાળાને પરણે છે અને તે બને સામગ્રી સહિત કૂવાને વિષે આવી ભક્તિપૂર્વક ચક્રેશ્વરી દેવીને વાંદે છે. અહિ કોઇક વહાણ આવતા કૂવામાંથી સાર્થવાહના માણસો પાણી કાઢવા આવતા ધનદ પોતાને બહાર કાઢવા જણાવે છે. સાર્થવાહ દેવદત્ત ત્યા આવી કૂવામાંથી ધનદને બહાર કાઢે છે તેને પોતે કોણ છે તેમ જણાવતાં ધનદ પોતાની પ્રિયા અને રત્નાદિ સામગ્રી કૂવામાં છે તે બહાર કાઢી હુ જણાવીશ તેમ સાર્થવાહને કહે છે. તિલકસુદરી બહાર આવતા તેને જોઈ સાર્થવાહને ધનદ પોતાની હકીકત જણાવે છે કે કટાહદ્વીપે વહાણ ભાગી જવાથી મારી સ્ત્રી સહિત અહીં આવ્યો. પાણી પીવા વ્યાકુળ બનેલી મારી સ્ત્રી કૂવામા પડી જેથી હુ પણ પડ્યો. અમે કાઠે પડતાં જળદેવીએ મને રત્નો આપ્યા અને કહ્યુ કે અહી વહાણ આવશે તેમા ચડીને તારા સ્વસ્થાને જજે. મે મારી વાત કહી હવે સાર્થવાહને તેની વાત કહેવા જણાવવાથી સાર્થવાહ કહે છે કે-હુ દેવદત્ત નામનો વણિક ભરતક્ષેત્રથી કટાહદ્વીપે ગયો હતો અને હુ હવે ઘેર જાઉં છુ સાર્થવાહના કહેવાથી પોતાની સ્ત્રી તથા વસ્તુઓને વહાણમા મૂકે છે અને ધનદ સાર્થવાહ મીલકતનો છઠ્ઠો ભાગ આપવા જણાવે છે વહાણ ચાલતા દુરાત્મા સાર્થવાહનુ ચિત્ત સ્ત્રી અને ધન જોઇ ચલાયમાન થતાં, રાત્રિના વ્યુત્સર્ગને નિમિત્તે માંચા પર રહેલા ધનદને સાર્થવાહ સમુદ્રમા ફેકી દે છે. કેટલાક દિવસે તિલકસુદરીને કહે છે કે તારો પતિ મરી ગયો છે માટે તુ મારી પત્ની થા. એમ કહેવાથી તિલકસુદરીએ વિચાર્યું કે મારા ધણીને જરૂર આણે મારી નાખ્યો અને મારા શીલનો પણ તે નાશ કરશે એમ વિચારીને કહ્યુ કે આપણે નગરમાં ગયા પછી રાજાની આજ્ઞા લઇ તુ કહીશ તેમ કરીશુ.

અહિ સમુદ્રમા પડતા ધનદને એક પાટિયુ હાથ લાગતાં ઘસડાતો ઘસડાતો તે પોતાના નગરની પાસેના કાઠે પાંચમે દિવસે પહોચે છે, જ્યા પાટિયા સહિત એક મચ્છ તેને ગળી જાય છે. ત્યા આપત્તિનુ નિવારણ કરનાર મણિનુ સ્મરણ કરતા મચ્છીમારોએ મત્સ્યના ઉદરમા જોઇ તેને બહાર કાઢી

ત્યાંના રાજાને તે વાત તેઓ કહે છે રાજા તેને કોણ છો તેમ પૂછતાં પોતે કહે છે કે–હું વણિક છું. વહાણ ભાંગતા પાટિયાના આધારે અહિ આવ્યો છું. તેમ કહેતા રાજાએ પોતાની પાસે મત્સ્યોદર નામ પાડી તેને રાખ્યો. કેટલાક દિવસ પછી પૂર્વે અપકાર કરનાર સુદત્ત સાર્થવાહ ત્યાં આવે છે. રાજાને ભેટણા કરી, રાજાને નમસ્કાર કરી ( ધનદ સ્થગિધરને ) હાથે તેને તાંબૂલ અપાવતાં સાર્થવાહ તેને ઓળખે છે, તે સાર્થવાહ પોતાને સ્થાને જાય છે એક **ગીતરતિ** નામનો રાજાનો માનીતો ચંડાળ છે તેને સ્થગિધર ચંડાલ છે તેવુ કલંક રાજાની રૂબરૂ આપવા પૈસા આપવા લલચાવે છે પછી ચંડાલ રાજાના ગીત ગાઇ ખુશ કરી સભામા ધનદનો હાથ પકડી ચંડાલ તેને પોતાનો ભાઇ છે તેમ રાજાને જણાવે છે. ધનદને પૂછતા અમારા બનેનો પિતા મોટો ગાયક હતો, તેને બે ભાર્યા હતી. તેના અમે બે પુત્રો છીયે આનો ધનદે યુક્તિપૂર્વક જવાબ આપ્યો કે–મારા માત–પિતાનો મારી ઉપર અણુગમો હોવાથી મારી જંઘામાં પાંચ રત્નો નાંખ્યા છે. તે પોતાની જંઘા ફાડી બતાવે છે અને રૂઝ લાવે છે. અને આ મારા ભાઈના અંગને વિષે ઘણા રત્નો નાંખ્યા છે. પછી તે ચંડાલને ગભરાટ થતા છેવટ રાજા તેને બાંધીને મનાવતાં સાર્થવાહે મને ધન આપી આ કામ કરાવ્યું છે, તેમ જણાવતા રાજાની પાસે ધનદ પણ પોતાની વિતક જણાવે છે. પોતે કોણ છે પુછતાં તે સુવર્ણની ઈંટો પર મારુ નામ છે અને સાર્થવાહના વહાણમાંથી ઈંટો મંગાવી નામ જોતા ચંડાલ અને સાર્થવાહને હણવાનો વિચાર કરતાં મત્સ્યોદર તેને છોડાવે છે. પછી પોતે ત્યાં ગુપ્ત રહે છે. તેટલામાં સાર્થવાહ દેવદત્ત પણ ત્યા આવે છે અને તિલકસુંદરી સહિત રાજા પાસે આવે છે. રાજા સાર્થવાહને કયાંથી તું આવે છે અને આ બાલિકા કોણ છે તેમ પૂછતા કટાહદ્વીપથી પોતે આવે છે અને સમુદ્રના અંતરદ્વીપમાંથી મને પ્રાપ્ત થયેલ આપની અનુમતિવડે તે મારી ભાર્યા થવા માંગે છે. તિલકસુંદરીને પૂછતાં પોતાના પતિને સમુદ્રમા નાખનાર, અમારું ધન રાખનાર તે જ છે અને મારા શીલનું રક્ષણ કરવા મે ઢીલ માટે તેવો ઉત્તર આપ્યો હતો. હવે હું અગ્નિમા પ્રવેશ કરવા માગું છું તેમ જણાવતા રાજા કહે છે કે તારા પરિચિત પતિને હુ દેખાડીશ. રાજા ધનદને દેખાડે છે, તેને જોઇ ઓળખે છે. સાર્થવાહને રાજા મારવા માગતા ધનદ તેને પણ છોડાવે છે પછી રાજાની આજ્ઞા લઇ ધનદ પોતાના પિતાને ઘેર આવે છે. રાજાનો માનીતો ધારી તેનો બાપ સત્કાર કરે છે. ધનદ તેના પિતાને તમારો પુત્ર ધનદ કયા છે તેમ પૂછતા તેના જવાના કારણો જણાવે છે અને તેની આકૃતિ અને વચનના અનુસારે તે તું જ છે તેમ તેના પિતા કહે છે. પછી ધનદ પ્રગટ થાય છે. ધનદ પોતાનુ સર્વ વૃત્તાંત જણાવે છે. છેવટે ધનદના કહેવાથી ત્યાના રાજાને વિનતિ કરી આમંત્રણવડે રાજા, ધનદ તેની પ્રિયા સહિત ગજેન્દ્ર પર સ્વારી કરી ઘેર આવે છે, અને તેનો પિતા મહોત્સવ કરે છે.

એક દિવસ રાજાના ખોળામા તેનો પુત્ર બેઠો છે ત્યાં એક માળી આવી કેટલાક પુષ્પો રાજાને આપે છે. તે કુંવર સુંઘતા પુષ્પમાહેનો રાજસર્પ તેને ડસે છે. પછી ધનદ પોતાની પાસેના મણિના જળવડે કુંવરને વિષ રહિત કરે છે

એક દિવસ રાજકુંવર રાજવાટિકા જતાં **સુરરાજાની શ્રીષેણ** નામની પુત્રીને અતિશય રૂપવંત જાણી રાજાને જણાવતા તે કુંવરીના બાપ પાસે પોતાનાં મંત્રીને મોકલતાં ત્યા પુછાવે છે ત્યાં પણ હું આત્મહત્યા કરીશ તેમ કુંવરી તેના પિતાને જણાવે છે, જેથી મંત્રી તે વાત પોતાના રાજાને જણાવે છે. તેટલામા ધનદ રાજા પાસે આવે છે રાજાને ચિંતાનું કારણ પૂછતાં ઉપરોક્ત હકીકત જણાવે છે, જેથી ધનદે ચક્રેશ્વરીદેવીએ આપેલ મણિ કુંવરને આપે છે. કુંવર તેની સાધના કરવાથી તેના પ્રભાવે

રાજકુંવરી શ્રીષેણા રાજપુત્ર ઉપર પ્રીતિ ધારણ કરે છે ને તેના પિતા બીજે દિવસે શુભમુહૂર્તે તે બંનેનાં લગ્ન કરે છે. એક દિવસ રાજા શૂળના રોગથી ધનદના ઉપચારવડે મુક્ત થવાથી રાજા ભાગ્યોદય માની ધનદ મિત્રનો નિરંતર આદરસત્કાર કરે છે.

એક વખત ચાર જ્ઞાનના ધારક પવિત્ર **શીલંધર** નામના આચાર્ય ત્યાં પધારે છે. ત્યાં આચાર્ય મહારાજ ધર્મને વિષે નિરંતર કલંકરહિત આદર કરવો, પરંતુ મહણાક કે જેણે આદરને કલંકિત કરતાં દુઃખમિશ્રિત તે સુખ પામ્યો, તેના ઉપર મહણાકની કથા કહે છે. ( પા ૪૦ ) આ ભરતક્ષેત્રમા રત્નપુર નગરમાં શુભદત્ત નામનો શ્રેષ્ઠી હતો જેને વસુંધરા નામની ભાર્યા હતી. તેને **મહણાક** નામનો પુત્ર અને તેને સોમશ્રી નામની ભાર્યા હતી. એક દિવસ મહણાક ઉદ્યાનમાં ઉજાણી કરવા જાય છે ત્યા એક મહામુનિને જુએ છે. અને તે તપોધનને વાંદી અને તેમનો ધર્મ ઉપદેશ સાભળી સમ્યક્ત્વ મૂળ વાળો ગૃહીધર્મ અંગીકાર કરી પોતાને ઘેર આવે છે. ત્યા એક સુંદર જિનાલય કરાવી ધર્મનારસથી વધારે પરાધીનપણે ધન ખરચી ઘણા દ્રવ્યનો વ્યય કર્યો, તેમ કુવિચાર કરે છે. કેટલાક દિવસ પછી લોકોના આગ્રહથી કહેવાથી ઉત્સાહ રહિત થઇ એક જિનપ્રતિમા કરાવી, જીવહિંસાનું નિવારણ કરી ઉચિત દાન આપે છે પણ ફરી તેણે વિચાર કર્યો કે આમા પણ મે ઘણા દ્રવ્યનો વ્યય કર્યો, અહિં તો ઉપાર્જન કરેલો ધનનો ચોથો ભાગ વાપરવો જોઇતો હતો. આનું ફળ થશે કે નહિં ? એમ મને સંદેહ થાય છે; અને શાસ્ત્રમા તો થોડા વ્યયનું મોટું ફળ સંભળાય છે. આ પ્રમાણે સંશય સહિત ધર્મક્રિયા કરતો હતો. એક દિવસ પોતાને ઘેર બે તપોધન ( મુનિ ) આવતાં પોતે જ શુભ આહારવડે તેમને પ્રતિલાભ્યા, પોતે ધન્ય માનવા લાગ્યો. એક દિવસ રાત્રિએ જાગતાં અપ્રત્યક્ષ ફળવાળો ધર્મ કરવાથી અહિં શુ છે ? તેવો અશુભ વિચાર કર્યો. વળી કોઇ દિવસ બે મુનિઓને મળવડેયુક્ત જોઇ દુગંચ્છા ધરી. તે મલિન સાધુને ધિક્કારે છે, પછી વિચારે છે કે મે દુષ્ટ વિચાર કર્યો કેમકે સંયમવડે નિર્મળ ઉત્તમ મુનિઓ આવા પ્રકારના હોય છે. તેવી શુભ ભાવનાવડે પ્રથમ ધર્મકાર્યોમા કુશંકા કરી દ્રવ્યવ્યય માટે પશ્ચાત્તાપ કર્યો. ધર્મારાધનાને કલંકિત કરી પરંતુ છેલ્લા વિચારે શુભ કર્મ બાંધી, આયુષ્ય ક્ષય થયે તે ભુવનપતિ દેવ થયો ત્યાથી ચ્યવી તું ધનદ થયો છે. પૂર્વે ધર્મ કરી આંતરામા દૂષિત કર્યો તેથી અહિં દુઃખમિશ્રિત સુખ પામ્યો તે સાભળી ધનદ મૂર્ચ્છા પામે છે અને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતા પોતાના પૂર્વભવો જોઇ, પછી ઘેર જઈ માતાપિતાને અને રાજાને પોતાના દીક્ષા લેવાના ભાવ જણાવે છે. રાજાએ પોતાના પુત્રને રાજ્ય આપી, ધનદે પોતાના પુત્ર **ધનાવહ**ને ગૃહ સોંપી, ધનદના માતાપિતા તથા ભાર્યા ગુરુની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે તેઓ સર્વે છેવટે સ્વર્ગમા જાય છે, ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા મનુષ્યપણું પામી સર્વ મોક્ષપદને પામે છે

વાચકો ! ધર્મ આરાધના કર્યા પછી કુશંકા, સંદેહ પશ્ચાત્તાપ કરવાથી પછીના ભવોમા દુઃખ ભોગવવું પડે છે તેનો વિચાર કરી ધર્મ–આરાધન નિરંતર ઉત્સાહપૂર્વક કરવું, એ આ કથાનો સાર છે.

આચાર્ય મહારાજ વિદ્યાધર રાજાને કહે છેઃ–હે વિદ્યાધર રાજા ! આ ધનદની કથા સાભળીને તારે નિરંતર ધર્મ કરવો એમ ચારણ મુનિ મહારાજે જણાવતા અમિતતેજ રાજા ગુરુમહારાજને વાંદે છે. ચારણ મુનિઓ ઇચ્છિત સ્થાને પધારે છે. વિજય નરેશ્વર અને અમિતતેજ નિરંતર બે યાત્રા શાશ્વતી અને એક અશાશ્વતી દરવર્ષે કરે છે ચૈત્ર માસના શુકલપક્ષમા એક શાશ્વતી અને આસો શુકલપક્ષમા અષ્ટાન્હિકા નામની પ્રસિદ્ધ છે, તે દેવો વિદ્યાધરો નંદીશ્વરદ્વીપમા તથા મનુષ્યો પોતપોતાને સ્થાને કરે છે. "દરેક

ભવ્યાત્માઓએ વર્તમાનકાળે બે વખત શત્રુંજય તીર્થ કે ગિરનારજી વગેરેની, ત્રીજી એક અર્વાચીન તીર્થની યાત્રા દર વર્ષે કરવાની જરૂર છે અને તે વડે મોક્ષ મેળવવા મનુષ્ય જન્મનું સાર્થક કરી લેવાની જરૂર છે. "

ત્રીજી યાત્રા તે બને રાજવીઓ સીમગિરિ પર્વત ઉપર **બળદેવ ઋષિના** કેવળજ્ઞાનની ઉત્પત્તિ-સ્થાને શ્રી ઋષભદેવ પ્રભુના મદિરમાં કરતા હતા. હજાર વર્ષ સુધી અન્ય ધર્મસાધના અને રાજ્ય કરવા સાથે કરી મેરુપર્વત પર સનાતન જિનેશ્વરનાં ચરણને વાંદે છે. ત્યાં નદનવનમાં બિરાજમાન **વિપુલ-મતિ** અને **મહામતિ** નામના બે ચારણ મુનિને વાંદી પોતાનુ આયુષ્ય કેટલું છે તેમ પૂછતાં મુનિરાજે છવીસ દિવસનુ જણાવતા બને રાજાઓ કહે છે કે વિષય અને અભક્ષ્યમા લુબ્ધ થયેલા આટલા કાળમાં અમે વ્રત કર્યું નથી, હવે શું કરી શકીએ? મુનિરાજે કહે છે કે હજી પણ તમારુ કંઈ નાશ પામ્યું નથી, હજુ પણ તમે સ્વર્ગ અને મોક્ષને આપનાર વ્રત ગ્રહણ કરો. પછી બને રાજાઓ પોતાનાં નગરમાં જઈ પોતાના પુત્રોને રાજ્ય ઉપર સ્થાપન કરી **અભિનંદન** નામના ઉત્તમ મુનિ પાસે દીક્ષા લઈ અનશનવડે પાદપોપગમવડે રહ્યા. ત્યા વિજય પોતાના તપવડે પોતાના પિતાના બળનુ સ્મરણ કરતા પિતાની જેવા બળવાળો થાઉ એ પ્રમાણે તેણે નિયાણુ કર્યું. બને ત્યાંથી મરી પ્રાણુત નામના દેવલોકમાં જાય છે. નદિકાવર્ત્ત અને સ્વસ્તિકાવર્ત્ત નામના વિમાનમા દિવ્યચૂલ અને મણિચૂલ નામના દેવપણે ઉત્પન્ન થાય છે. (શાતિનાથ પ્રભુનો ચોથો ભવ અમિતતેજ રાજા, પાંચમો ભવ ઉપરોક્ત દેવલોકના દેવ થાય છે આ સર્ગમા અહિ ચોથા અને પાચમા ભવના વૃત્તાંત પૂર્ણ થાય છે.)

## **તૃતીય પ્રસ્તાવ** (પા. ૪૩ થી પા. ૭૬ સુધી)

હવે ગ્રંથકાર મહારાજ આ પ્રસ્તાવમાં પ્રભુના છઠ્ઠા સાતમા ભવનું વર્ણન કરે છે.

શ્રી જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રને વિષે **રમણીય** નામના વિજયમા **સુભગા** નગરને વિષે **સ્તિમિતસાગર** નામનો રાજા, તેને **વસુંધરી** તથા **અનુદ્ધરી** નામની બે ભાર્યાઓ હતી. પ્રાણુત દેવ-લોકથી દિવ્યચુલદેવ ચ્યવી શ્રી વસુધરી રાણીના કુક્ષીને વિષે પુત્રપણે બળદેવના જન્મને સૂચિત સ્વપ્ન અને સુવર્ણની કાંતિવાળા દેહવડે જનમે છે જેનુ નામ **અપરાજિત** (પ્રભુનો છઠ્ઠો ભવ) પાડવામાં આવ્યું. મણિચૂલનો જીવ દેવલોકમાથી ચ્યવી અનુદ્ધરી રાણીના ઉદરમા વાસુદેવના જન્મને સૂચવન કર-નારા સ્વપ્નવડે શ્યામકાંતિવાળો વસુદેવપણે જનમ્યો જેનું નામ રાજાએ **અનંતવીર્ય** આપ્યુ.

એક દિવસ તે નગરના ઉદ્યાનને વિષે વિશિષ્ટ જ્ઞાનવાળા **સ્વયપ્રભ** નામના મુનીશ્વર પધાર્યા જ્યાં અશ્વક્રીડાવડે થાકી ગયેલ રાજા તે ઉદ્યાનમા આવે છે. ધ્યાનવડે નિશ્ચલ તે મુનિરાજને જોઈ ભાવપૂર્વક વાદે છે. પછી મહામુનિ દેશના આપતા પ્રતિબોધ કરે છે કે–(ખાસ વાંચવા યોગ્ય છે) કષાયો કડવા વૃક્ષ છે. દુર્ધ્યાન તેના પુષ્પો છે અને આ ભવમા તે પાપકર્મ અને પરલોકમા તેની દુર્ગતિ તે તેનુ ફલ છે તેથી મોક્ષના અભિલાષીઓએ ત્યાગ કરવો જોઇએ. રાજા પવિત્ર મુનિરાજને તેના ભેદો માટે પૂછતા ગુરુરાજ, તેના ભેદો, ઉપભેદો, અનતાનુબધી, ક્રોધ, માન, માયા ને લોભ (૨) અપ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા ને લોભ (૩) પ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા ને લોભ અને (૪) સંજ્વ-લન ક્રોધ, માન, માયા અને લોભ છે. તે ચારેના ચાર ચાર પ્રકારે અને તેનો રસો કયા કયા પદાર્થો જેવા છે, તેની સ્થિતિ–કાળ કેટલો છે અને તે અનુક્રમે ચાર ગતિના કારણભૂત છે જણાવે છે માટે હે રાજા! તારે કષાયો ન કરવાં. જેમ **મિત્રાનંદ** વગેરે પ્રાણીઓનું તે ફળ જ્ઞાનીઓએ દેખ્યુ છે. ગુરુ-મહારાજ તે **મિત્રાનંદની** કથા કહે છે. પા. ૪૪.

આ જ ક્ષેત્રમાં **અમરતિલક** નામના નગરને વિષે **મકરધ્વજ** નામના રાજાને **મદનસેના** નામની ભાર્યા ને **પદ્મકેશર** નામનો પુત્ર હતો.

એક દિવસ રાજાના કેશને સાફ કરતી (ઓળતી) રાણી સફેદ વાળને દેખાડી રાજાને દૂત આવ્યો તેમ જણાવે છે. રાજાની વૃદ્ધાવસ્થા હોવાથી ધર્મ કરવાનો સમય થયો તેમ જાણે છે અને પોતાના પૂર્વજો પુરૂષોએ પળી જોવા પહેલાં ધર્મ કરવાનો આદર કર્યો છે, જેથી મને ધિક્કાર છે કે વિષયમાં લુબ્ધ થયેલો હુ હજી સુધી કંઈ કરતો નથી. એમ વિચારી રાજા ચિંતાતુર થાય છે રાજાને શ્યામ મુખવાળાં શા માટે થયા તેમ રાણીએ પૂછતાં રાજા પોતાના વૈરાગ્યનુ કારણુ જણાવતા, પછી પુત્રને રાજ્ય ઉપર બેસાડી રાણી સહિત પોતે તાપસી દીક્ષા લે છે. રાણી સગર્ભા હોવાથી રાણીના ગર્ભની વાત જાણી વ્રતદૂષણથી ભય પામેલો રાજા કુલપતિને જણાવતા, તાપસીઓવડે પાલન કરાતી રાણીએ યોગ્ય સમયે પુત્રનો જન્મ આપ્યો. રાણીને અનુચિત આહારથી ભયંકર રોગ પેદા થયો, જેથી તે બાલકનું રક્ષણુ ત્યા બરાબર ન થઇ શકે, તેથી દૈવયોગથી વેપાર માટે કરતો ઉજ્જયની શહેરના એક **દેવધર** નામનો વણિક કે જે તાપસ ધર્મ પાળતો હતો, તેને કુલપતિ જન્મેલા બાળકને સોપે છે તે વણિક પોતાની ભાર્યા **દેવસેનાને** (જેને પ્રથમ પુત્રી આવેલ છે તેને) સોપે છે. ત્યાં તેનું **અમરદત્ત** નામ પાડવામાં આવે છે. પુત્રીનું નામ **સુરસુંદરી** છે પછી ત્યા મિત્રશ્રીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલ **સાગરશ્રેષ્ઠીનો મિત્રાનંદ** પુત્ર આ અમરદત્તનો મિત્ર થાય છે. એક વખત વર્ષાઋતુ આવી અહિં રચયિતા તે ઋતુનું અલંકારિક રીતે વર્ણન આપે છે. (પા. ૪૫.) તે વખતે ક્ષિપ્રા નદીને કાંઠે મોઇ ડાંડીયાની રમત કરતા અમરદત્તે મોઇ ઉડાડતા એક વૃક્ષ ઉપર રહેલા એક ચોરના મુખમાં પડે છે. ત્યા મિત્રાનંદ હસીને બોલ્યો કે–આ મોઈ મડદાના મુખમાં પડી ત્યારે કોપ પામેલા મુડદાએ મિત્રાનંદને કહ્યુ કે–અહિ લટકાવેલ તારા મુખમાં તે પડશે. આ સાંભળી મૃત્યુથી ભય પામેલ તે અમરદત્તને ક્રીડા બંધ કરવાનું કહેતાં બન્ને મિત્રો પોતાને ઘેર આવે છે. અને તેને ખેદયુક્ત દેખી કોઇ શબ્દ બોલતા નથી જેથી તે કોઇ વ્યંતરની ક્રીડા હશે તે જાણવા પુરુષાર્થ કરવાનું મિત્રાનંદને કહે છે અને નિમિત્તશાસ્ત્રવડે જોયેલી જીવિતના અંતને કરનારી **જ્ઞાનગર્ભ** મંત્રીની આપત્તિ શાંત થઈ તેમ કહે છે. તે કોણુ છે તેમ પૂછતાં તેની અમરદત્ત તે કથા કહે છે. (પા. ૪૬)

આ ભરતક્ષેત્રમાં **ચંપાનગરી** અને **જિતશત્રુ** રાજા તેને **જ્ઞાનગર્ભ** મંત્રી હતો. તેને **ગુણાવલી** નામની ભાર્યા અને તેને **સુબુદ્ધિ** નામનો પુત્ર હતો તે રાજાની સભામાં અષ્ટાંગને જાણનાર એક પંડિત આવે છે. રાજાનો નવીન વાત જાણવાનો આશય જાણી જોશીને પૂછતાં આ જ્ઞાનગર્ભ મંત્રીને કુટુંબ સહિત મરવાના સ્વરૂપવાળો ઉપસર્ગ હુ જોઉં છું. બાદ તે મંત્રીને ઘેર આવી તેના મોટા પુત્રથી થનારી આપત્તિ તેને જણાવે છે. પછી પોતાના પુત્રને ખોરાક–પાણી સાથે પેટીને બંધ કરી, રાજાને સોંપી અને જિનાલયને વિષે અષ્ટાહ્નિક ઉત્સવ, સંઘપૂજા, દાન વગેરે કરે છે પંદર દિવસ પછી રાજાના અંતઃપુરમાં અકસ્માત્ એવી વાણી થઈ કે "સુબુદ્ધિ નામના મંત્રીનો પુત્ર રાજકુંવરીનો કેશપાશ છેદી નાશી ગયો." એ સાંભળી રાજા મંત્રીના કુટુંબને મારી નાખવા ઘેર સૈન્ય મોકલતા મંત્રી એક વાર રાજાને મળ્યા પછી મારજો એમ જણાવતા, રાજાને સભાજનો સહિત પોતે સોપેલી પેટી ઉઘાડવા જણાવતા પેટી ખોલતા મંત્રીનો પુત્ર જણાય છે. રાજાને મંત્રી કહે છે કે "હે નાથ! દેવ, મનુષ્યો, તિર્યંચ અને રાજાએ કરેલી આપત્તિ ધર્મના જ પ્રભાવથી નાશ પામે છે" પછી ત્યા પુત્રોને કારભાર સોપી બંને દીક્ષા લે છે. તે કથા સાંભળી બંને મિત્રો ભય ટાળવા દૂર દેશાંતર જવાનો વિચારી કરી **પાટલીપુત્ર** નગરને વિષે આવે છે અને તે નગરની બહાર એક સુંદર પ્રાસાદ અને તે માહેની પુતળી જોઈ અમરદત્ત કામાતુર

બને છે. ત્યાંથી નગરમાં જવા મિત્રાનંદ કહે છે છતાં તે ના પાડવાથી બંને મિત્રો ત્યાં રોવા લાગે છે, જ્યાં તે પ્રાસાદ બનાવનાર **રત્નસાર** શેઠ આવે છે. રોવાનું કારણ પૂછતા સર્વ હકીકત જાણી મનમાં વિચારે છે. અહો "મુનિ, યતિ, જ્ઞાની, સારો તપસ્વી, જિતેન્દ્રિય ત્યાં સુધી હોય છે જ્યાં સુધી સ્ત્રીઓની દૃષ્ટિના વિષયમા ન આવે." તે શ્રેષ્ઠીને મિત્રાનંદ તેનો કારીગર કોણ છે તેમ પૂછતાં **સોપારક** નામના દેશમાં **સૂરદેવ** નામનો કારીગર આ પુતળીનો બનાવનાર છે. અને પ્રાસાદનો કરાવનાર હું છું. તે શ્રેષ્ઠીને પોતાના મિત્રને સોંપી બે માસની અંદર તેને શોધી અહિં આવીશ એમ કહી મિત્રાનંદ ચાલી નીકળે છે અને સોપારક નગરમાં જઈ તે કારીગરને ઘેર જાય છે. તેને પુણ્યવાન જોઈ, સત્કાર કરી, આવવાનું કારણ પૂછતાં મિત્રાનંદ પોતે દેવકુલિકા કરાવવાનો ને તે તમારા હસ્તક કરાવવા વિચાર છે તેમ જણાવે છે અને કહે છે કે કોઇ પાચાલિકા તૈયાર હોય તો બતાવો. કારીગર પાટલીપુત્ર નગરે પોતાની કરેલી છે તે અવંતિપુરીના **મહાસેન** રાજાની પુત્રી **રત્નમંજરી**ને જોઈને કરી છે; તેમ કહેતાં તે જાણી ઉજ્જયની નગરીમાં મિત્રાનંદ પહોચે છે. ત્યાં દરવાજા પાસે દેવીમંદિરમાં રહેલા તેણે "રાત્રિના ચાર પહોર સુધી આ મડદાનું રક્ષણ કરે તેને આ શહેરનો મોટો શ્રેષ્ઠી એક હજાર દીનાર આપશે." આ પ્રમાણે પડહની ઉદ્ઘોષણા સાંભળી દ્વારપાળને પૂછતાં, આ ગામે મરકીનો ઉપદ્રવ છે, શ્રેષ્ઠીને ઘેર મારીએ કરેલું આ શબ છે તેનું રક્ષણ કરવા તે ધન આપે છે. એમ સાભળે છે અને રાત્રિના શાકિની વગેરેના ઉપદ્રવો ઘણા સહન કર્યા અને સવાર પડતા તે શબ બાળી નાખે છે, છતાં તે શ્રેષ્ઠીએ ધન આપ્યું નહિં. પછી ત્યાંથી ચાલી તે શહેરની **વસંતતિલકા** નામની વેશ્યાને ત્યાં આવી ચારસો દિનાર તેણીને આપે છે અને પછી ત્રણ રાત્રિ સુધી વેશ્યા સાથે વિલાસ કરતો નથી. પૈસા પણ નહિ આપવાથી તેની મા મિત્રાનંદને ઠપકો આપે છે. તેનું સમાધાન થતા તેણીને રાજાના ઘરમાં તેનો પ્રવેશ છે કે નહિ તેમ પૂછતા પોતાની પુત્રી રાજાની ચામરધારી છે, ત્યાં ગમે તે વખતે અમે જઇ શકીએ છીએ અને કુંવરીની સખી મારી પુત્રી છે બાદ મિત્રાનંદ તેને કહે છે કે તો રાજકુંવરીને જઇને તુ જણાવજે કે "જેના ગુણનો સમૂહ સાભળ્યો છે, તે જેને લેખ મોકલ્યો છે તે અમરદત્તનો મિત્ર અહિં આવ્યો છે." કુંવરીને તેમ જણાવતા કુંવરી બધી વાતનુ અજાણપણુ બતાવી તે કોઇ ધૂર્ત છે તેમ કહી તે પુરુષને તારે આજે આ ગવાક્ષના માર્ગે મારી પાસે લાવવો. પછી અક્કા મિત્રાનંદને ત્યાં લઇ જાય છે અને તે વાસગૃહમાં પ્રવેશ કરતાં રાજપુત્રીને સૂતેલી જોઈ તેણે તેણીના હાથમાંથી રાજાના નામવાળુ કડું ગ્રહણ કર્યું અને છરીવડે તેણીના જમણા સાથળમાં ચિહ્ન કરી ત્યાથી ચાલ્યો જાય છે. કુંવરી આથી તેને સામાન્ય પુરુષ માનતી નથી અને તેને ન બોલાવ્યો તે માટે તે ચિંતા કરી સૂઇ જાય છે. અહિ મિત્રાનંદ દેવકુલિકામાં સૂઇ સવારમા રાજ્યગૃહના દ્વારમાં જઈ "અહો! અન્યાય," તેમ બોલ્યો. નોકરો-દ્વારા સાંભળી રાજા કારણ પૂછતાં શબ સબંધી વાત કરી. પછી રાજા શ્રેષ્ઠીને બોલાવે છે અને તે વખતે દીનાર નહોતા આપ્યા તે મિત્રાનંદને દીનાર અપાવે છે અહિ હવે મિત્રાનંદ શબનું રક્ષણ કેમ કર્યું તે રાજાને જણાવે છે. રાત્રિના ત્રણ પહોર થયેલા ભૂત, વૈતાલના ઉપદ્રવો સહન કરતા ચોથા પહોરે દિવ્ય આકૃતિવાલી ભયંકર મુખવાલી વગેરે ચિન્હવાળી સ્ત્રી જોઈ આજ સ્ત્રી મહામરકી છે તેમ જાણી મારી સાથે યુદ્ધ કરતાં તે હારી તેણી નાશી જતા છરીવડે તેના સાથળમા ચિન્હવાળી કરી અને તેનુ કડું મારા હાથમાં રહી ગયું. તે કડુ રાજાના કહેવાથી દેખાડતાં પોતાના નામવાળું જાણી પોતાની જ કન્યા મારી થઈ છે, તેમ વિચારી રાજપુત્રી સૂતી છે ત્યાં આવતા કડા વગરની અને વ્રણ ઉપર પાટો બાધેલી તેણીને જોતા પોતાના કૂળને કલંક લગાડેલ છે તેમ જાણી, મિત્રાનંદ પોતાની પાસેની મંત્રશક્તિથી સર્વનુ રક્ષણ કરી શકે છે. રાજા પોતાની પુત્રી છે તે મારી થઇ છે તેમ કહેતા મિત્રાનંદ આવુ નહિં વિચારવાનું જણાવી રાજકન્યાને દેખાડવા જણાવતાં રાજા તેને ત્યા જવા આજ્ઞા કરે છે. ઉઠેલી રાજપુત્રી તેને જોઇ મારું કડું હરણ કરનાર આ પુરુષ છે, તેમ જાણી આપેલા આસન ઉપર બેસી મિત્રાનંદ કહે છે કે–હે કુંવરી!

તારા માથે આવેલું આ કલંકનું મારી સાથે આવ તો નિવારણ કરીશ અને તેથી કુંવરી તેમ કરવા જણાવે છે. કહ્યું છે કે, "અધ માણુસ, રાજાનુ ચિત્ત, સ્ત્રી અને પાણી આ સર્વ નિપુણ માણુસ લઇ જાય ત્યાં જાય છે." પછી મિત્રાનંદ કહે છે કે હું રાજાની રૂબરૂ તારા ઉપર સરસવ નાંખું ત્યારે તારે ફૂત્કાર શબ્દ કરવો. પછી તે પ્રમાણે કરતાં રાજા પાસે આવી કહે છે કે, રાત્રિનાં પહેલાં રાજકુવરીને તમારા દેશને છેડે લઈ જવી પડશે, જરૂર તેમ ન કરું તો તે મારી તેમ ને તેમ રહેશે, તેથી રાજા એક ઘોડી તેને આપે છે, કુવરીને તેના ઉપર બેસાડે છે. કુવરી મિત્રાનંદને ઘોડે બેસવાનુ કહેતાં મિત્રાનંદ જણાવે છે કે હે સુંદરી ! મે મારા માટે તને નથી આણી, પરતુ મારા મિત્ર અમરદત્ત માટે આણી છે, જેથી તુ મિત્ર-સ્ત્રી હોવાથી એક જ આસન પર બેસી તારી સાથે મારે ફરવુ યોગ્ય નથી. મિત્રાનંદ પોતાના મિત્ર માટે કેટલુ કષ્ટ ભોગવે છે. ધન્ય છે ! જગતમા આવા જ મિત્રો તે મિત્રો કહેવાય છે. ત્યાં આજકાલના સ્વાર્થી મિત્રોને મિત્રો કહેવાને અવકાશ નથી " આમ કહી તેને લઈ પાટલીપુત્ર નગરે આવે છે. આજે બે માસની અવધિનો છેલ્લો દિવસ હોવાથી અમરદત્ત ચિતાપ્રવેશ કરતાં તેને આજનો દિવસ રાહ જોવા સમજાવે છે, તેટલામા મિત્રાનંદ ત્યાં આવી પહોચે છે અને પોતે સહન કરેલ કષ્ટ જણાવતાં અમરદત્ત તેને સત્ય મિત્ર તરીકે ઓળખાવે છે. રાજકુવરી તથા અમરદત્તના ત્યા લગ્ન થાય છે. ત્યાં પુત્ર રહિત રાજા મરણ પામતાં ભાગ્યોદયવડે અમરદત્તને પ્રજા ગાદીએ બેસાડે છે. અમરદત્ત મિત્રાનંદને સર્વ અધિકારી કરે છે અને રત્નસારને પિતાને સ્થાને સ્થાપન કરે છે. મિત્રાનંદને પેલી ભૂતની શંકાની વાત યાદ આવતાં ભય નિવારવા માટે રાજા તેને વિશ્વાસુ માણસો સાથે **વસંતપુર** નગરમાં જવા જણાવે છે. ત્યારબાદ વારંવાર મિત્રનું કુશલ જાણવા ખબર કઢાવવા છતા વસતપુરમાં પત્તો નહિ લાગવાથી અમરદત્ત રાજા ચિંતાતુર થાય છે. તેટલામા ત્યાં ચાર જ્ઞાનના ધારક શ્રી **ધર્મઘોષસૂરિ અશોકતિલક** નામના ઉદ્યાનમાં પધારેલા જાણી રાજા રાણી સહિત મુનિશ્રી પાસે આવી વદન કરે છે. અહિં જ્ઞાની મહારાજને અશોકદત્ત શેઠે પોતાની પુત્રી કયા કર્મે કરી સર્વ અગોને વિષે વેદનાવાળી થઈ છે તે પૂછતાં સૂરિમહારાજ જણાવે છે કે–પૂર્વભવે **ભૂતશાલનગરમા ભૂતદેવ** નામના શેઠની **કુરુમતી** નામની સ્ત્રી હતી એક દિવસ બિલાડી તેના ઘરમાં દૂધ પીવાથી પોતાની પુત્રવધૂ **દેવમતીને** કહ્યું કે શુ તને વળગાડ વળગ્યો હતો કે દૂધનું રક્ષણ કર્યું નહિ. તે શબ્દો તેના ઘરનુ કામ કરનાર માતગીએ સાભળ્યા ને દેવમતીને વળગી, તેના ઉપચાર કરાવતા ઠીક થયુ નહિં. જેટલામાં ત્યાં એક યોગી આવે છે. તેની મત્રવિદ્યાવડે તેને આરામ કર્યો. આથી નગરજનો કુરુમતીને કાળજિહ્વા એવા નામથી બોલાવવા લાગ્યા. પછી તેણી દીક્ષા લઇ દેવલોકમા ગઇ. ત્યાથી ચ્યવી આ તારી પુત્રી થઇ છે અને આકાશદેવતાના દોષથી દૂષિત થઇ છે. તેને અહિં લાવ જેથી મારુ વચન સાંભળી તે જાતિસ્મરણવડે પૂર્વભવ જોશે. પછી તે કન્યાને ત્યાં લાવતાં સૂરિના પ્રભાવથી તે આકાશગામિની વિદ્યા નાશી ગઈ કન્યાને ગુરુમહારાજ કહે છે કે–હાલ તારા ભોગનું ફળવાળું કર્મ છે. પછી અમરદત્ત પોતાના મિત્ર મિત્રાનંદ હાલ કયાં છે તે જણાવવા વિનતિ કરે છે, ગુરુમહારાજ કહે છે કે–હે રાજા ! તારી પાસેથી ચાલેલો તે જળદુર્ગને ઓળગીને સ્થળદુર્ગમા ગયો. ત્યાં નદી પાસે રહેલ ત્યા ભીલ્લોની એક ધાડ આવી જેથી મિત્રાનંદ ત્યાથી નાશી ગયો. ત્યાં રસ્તામા એક વડના ઝાડ નીચે સૂતો ત્યાં તેને એક સર્પ ડસ્યો. જેટલામા એક તપસ્વી ત્યાં આવ્યો તેને દયા આવવાથી જળ મંત્રી છાંટી તેને જીવતો કર્યો. ત્યા તેના પૂછવાથી મિત્રાનદે પોતાની સત્ય વાત જણાવી. ત્યાંથી આગળ ચાલતા ચોરે તેને પકડ્યો. તે લોકોએ એક વણિકને ત્યા વેચ્યો. તે વણિક **પારસકુલ** નામના દેશમા જતાં એક દિવસમા ઉજ્જયનીમા આવ્યો, જ્યા રાત્રિના વિષે તે નગરની ગટરમાં પેઠો. તેને ચોર જાણી પકડવામાં આવ્યો. ત્યાં તેને ખૂબ માર મારી વધ કરવા બહાર લઇ જતાં મિત્રાનદ વિચાર કરવા લાગ્યો કે શબે પહેલા કહેલુ આજ સાચુ પડ્યું. તે પછી તે કર્મના સ્વરૂપનો વિચાર

કરતાં શુદ્ધ ભાવ પ્રગટ થયો અને વિચારે છે કે હે આત્મા ! આ વધ કરનાર ઉપર તું ક્રોધ પામીશ નહિં. એમ ભાવના ભાવે છે તેટલામાં ગોપાલકની મોક્ષ ઊડી તેના મુખમા પડી. આ સાંભળી રાજા રાણી તે માટે વિલાપ કરે છે. ગુરુમહારાજ ઉપદેશ આપી શાંત્વન કરે છે ધર્મ સાધન કરવા કહે છે. પછી તે મિત્રાનંદનો જીવ તારી સ્ત્રીની કુક્ષિમા પુત્રપણે આવશે. તે તારો પુત્ર **કમલગુપ્ત** રાજા થશે. અમરદત્ત પોતાના મિત્રનો વિયોગ થયો વગેરે હકીકત માટે પૂર્વભવ પૂછતાં ગુરુમહારાજ સંક્ષિપ્તમાં તેનો પૂર્વભવ જણાવે છે.* (પા. ૬૦). જેમાં પૂર્વભવમાં જે વચનવડે દુષ્કર્મ બાંધ્યું હોય તો પછીના ભવમા તેનુ કડવું ફળ ભોગવવું પડે છે. હસતાં હસતાં, બાધેલું કર્મનું ફળ બીજા ભવમાં કેટલું ભોગવવું પડે છે તેના ઉપર આ કથા કહેવામા આવેલી છે, માટે મનુષ્યોએ હાંસીમા પણ કોઇને દુઃખ લાગે તેવુ ન બોલવુ તે આ કથાનો સાર છે. પછી રાજા વગેરે જાતિસ્મરણ જ્ઞાન થતાં ગુરુમહારાજ તેને બાર વ્રત આપે છે. દીક્ષા માટે જણાવે છે કે તને પુત્ર થયા પછી પ્રવજ્યા થશે, માટે હાલ તારે ગૃહીધર્મ લેવો. પછી પુત્રપ્રાપ્તિ થતા યોગ્ય અવસરે ફરી તે જ ગુરુમહારાજ ત્યાં પધાર્યા. રાજારાણી દીક્ષા લે છે. બીજાઓને પણ બોધ કરવા ગુરુમહારાજ ઉપદેશ આપે છે કે પુણ્યયોગે દીક્ષા પ્રાપ્ત થતાં તે લીધા પછી પ્રાણીઓ વિષયની ઇચ્છાવાળા થાય છે તેઓ **જિનરક્ષિત**ની જેમ ભયંકર સંસારરૂપી સમુદ્રમાં પડે છે અને **જિનપાલિત**ની જેમ શુદ્ધ પાળનારા સંસારમાં સુખને ભજનારા થાય છે. અહિં ગુરુમહારાજ તેની કથા કહે છે. આ કથા શ્રી મહાવીર–દેવના વખતની ( ભવિષ્યની ) છે. જ્ઞાની મહારાજાઓ ત્રણે કાળની હકીકત કહી શકે છે, તે પ્રમાણે આ કથા કહેવામા આવી છે.

**ચંપાપુરીમાં જિતશત્રુ** રાજાને **ધારિણી** નામે રાણી હતી તે શહેરમાં **માકંદી** નામનો દાની શ્રેષ્ઠી અને તેને **ભદ્રા** નામની ભાર્યા હતી. તેને બે પુત્રો **જિનપાલિત** અને **જિનરક્ષિત** નામના હતા. તે બનેએ ધનના લોભે દરીયાની મુસાફરી કરી ઘણું ધન મેળવ્યુ છતાં ફરી બારમી વખત સમુદ્રમાર્ગે મેળવવા જવાની પોતાના પિતા પાસે આજ્ઞા માંગતા ઘણું ધન છે માટે હવે ન જાઓ, વખતે ઉપદ્રવ પણ થાય, તેમ કહે છે છતાં આપના પ્રતાપે કુશળ ક્ષેમજ થશે તેમ જણાવી સમુદ્રમાર્ગે જતાં દૈવયોગે સમુદ્રમા થયેલ તોફાનથી તેમનુ વહાણ ભાગી જાય છે. એક વહાણના પાટિયાવડે બને ત્રણ દિવસે રત્નદ્વીપના તીરે પહોચે છે. ત્યા તેની પાસે તે દ્વીપની ક્રૂર નિર્દય એક દેવી આવી કહે છે કે, જો તમારે પોતાના પ્રાણ બચાવવા હોય તો મારી સાથે વિષયસેવન કરો. વહાણ ભાગવાથી અમે અહિં આવેલા તારે શરણે હોવાથી તારા આદેશ પ્રમાણે કરીશુ, એમ બને કહે છે. પછી તેના અશુભ પુદ્‌ગલોને સહરી, સારા ભોજનવડે ખુશી રાખી તે બને સાથે વિષય સુખો ભોગવવા લાગી. એક દિવસ તે દેવી કહે છે કે સમુદ્રના અધિષ્ઠાયક સુસ્થિત દેવની આજ્ઞાથી મારે સમુદ્રશુદ્ધિ કરવા જવું છે, માટે તમો બંનેને કોઇવાર અકળામણ થાય અને ફરવા જાઓ તો પૂર્વ દિશાના વનખંડમાં જ્યાં ગ્રીષ્મ અને વર્ષાઋતુ છે, ઉત્તરમાં નિરતર શરદ અને હેમંતઋતુ છે અને પશ્ચિમ દિશાના વનમાં શિશિર અને વસંત નામની બે ઋતુઓ છે ત્યા જઇ શાંતિ લેશો. પરંતુ દક્ષિણ દિશાના વનમાં દષ્ટિવિષ સર્પ રહે છે માટે ત્યાં જશો નહિ. હવે અહિં દક્ષિણ દિશામાં જવાની તે દેવીએ કેમ ના પાડી તેની શકા પડતાં તે દિશાએ બને ભાઇઓ ઇરાદાપૂર્વક જાય છે. જયા મડદાનાં કલેવરો જોઇ ભય પામતાં ત્યાં શૂલિકા પર ચડેલા એક મનુષ્યને વિલાપ કરતાં જોઈ કારણ પૂછતાં તે કહે છે કે **કાકંદીનો** હું વણિક્ શ્રેષ્ઠી છું. મારુ વહાણ ભાંગતા અહિં આવ્યો. મારી વિષય માટે અભિલાષા કરતી-એક દેવીએ મારી આ દુર્દશા કરી છે. આ

* પૂર્વના ત્રીજા ભવે મિત્રાનંદે જે વચનવડે દુષ્કર્મ બાધ્યુ હતુ તેનું ફળ આ કર્મમા તેને ભોગવવું પડયું હતુ. માટે હસતા પણ કર્મ બાધ્યુ હોય તે રોતાં રોતાં ભોગવવું પડે છે માટે હસતાં પણ કર્મ બાધવું નહિ.

કલેવરોની પણ આવી દશા તેનાથી થઈ છે. તમે અહિં કયાંથી આવ્યા ? પોતાનું વૃત્તાંત બંને ભાઇઓ જણાવતાં પોતાના બચાવનો ઉપાય પૂછતાં તે કહે છે કે–પૂર્વ દિશાના વનમાં **શૈલક** નામનો યક્ષ તે પર્વને દિવસે અશ્વનું રૂપ કરી બોલે છે કે કોનુ રક્ષણુ કરુ ? કોને દુઃખમાંથી દૂર કરું ? એમ બોલતો તે યક્ષ તમોને બચાવશે. પછી બંનેએ તે યક્ષની પૂજા કરી તે યક્ષ જયારે તે વાણી બોલ્યો ત્યારે બને ભાઇઓ પોતાને બચાવવા જણાવે છે. યક્ષ જણાવે છે કે ઘોડાની પીઠ ઉપર બેસી જજો પાછળ તે દેવી આવશે. મિષ્ટ વચનો બોલશે તો પણ તમે બેમાથી કોઈપણ અનુરાગ કરશો કે તેના સામી દૃષ્ટિ કરશો તો હું સમુદ્રમાં ફેંકી દઈશ; નહિ તો કુશળ રીતે તમારી નગરીમાં પહોંચાડીશ. પછી તે અશ્વની પીઠ ઉપર બેસાડી યક્ષ સમુદ્રની મધ્યે ચાલવા લાગ્યો. અહિં દેવી આવતા તેમને નહિં જોવાથી પાછળ ખડગ લઇને જાય છે. અશ્વ ઉપર બેઠેલા તે ભાઇઓને ભય, પ્રેમ, કાકલુદી વગેરે રીતે ઘણું ઘણું સમજાવે છે, પરંતુ છેવટે જિનરક્ષિત તેના પ્રેમભરેલા શબ્દોથી ચલિત થતા તેના સામે દૃષ્ટિ કરે છે, ત્યારે યક્ષ તેને પીઠ ઉપરથી પડતો મૂકે છે, દેવી તેને ત્રિશૂળવડે ઝીલી તેને મારી નાંખે છે. પછી જિનપાલિત પાસે આવે છે. અહિ યક્ષ તેને ચેતવણી આપ્યા કરે છે તેથી નહિ છેતરાતા છેવટે યક્ષ તેને ચંપાપુરી પહોચાડી દે છે. પછી માતપિતાને પોતે સર્વ હકીકત જણાવતા સર્વ દુઃખ પામે છે. હવે અહિ એક દિવસ શ્રી મહાવીર પરમાત્મા પાસે ધર્મબોધ સાભળી પિતા સહિત તેઓ દીક્ષા લે છે. આ કથાનો ઉપનય અહિ ધર્મઘોષ મુનિ જણાવે છે જે જાણવા જેવો છે ( પા ૬૫ ). પછી તે બને મોટા તપ કરી મોક્ષને પામે છે. અહિં મિત્રાનંદ અમરદત્તની કથા પૂર્ણ થાય છે.

હવે અહિં **સ્વયંપ્રભ મુનિનો** ધર્મોપદેશ સાંભળી સ્તિમિતસાગર રાજા અનતવીર્યને રાજ્યગાદીએ બેસાડી પોતે દીક્ષા લે છે. ત્યાં ચારિત્ર વિરાધન કરતા ત્યાંથી મરી ચમરેન્દ્ર થાય છે. અહિં એક વાર સભામાં બેઠેલા રાજા **અપરાજિત** નાટ્ય ક્રિયાવડે આનદ લે છે. ત્યાં બ્રહ્મચારી, સ્વેચ્છાચારી સમ્યગ્દર્શનવડે પવિત્ર **નારદ** ઋષિ ત્યાં આવે છે. નાટ્યક્રિયામાં લીન થયેલ નારદની સામુ નહિં જોવાથી નારદ ઋષિ આ બે દાસીના નૃત્યમાં લીન થયેલા છે તો તે બને ચેટીનુ હરણુ કરાવીશ. એમ વિચારી પછી નારદ ઋષિ **દમિતારી** પ્રતિવાસુદેવ પાસે જઈ ઉપર જણાવેલ ચેટીની પ્રશંસા કરી હરણ કરવા લલચાવે છે જેથી પ્રતિવાસુદેવ ત્યા દૂતને મોકલે છે. બને ચેટીની માગણી કરતાં, વિચાર કરવાનુ કહી દૂતને વિદાય કરે છે. પછી પૂર્વ જન્મમાં સાધેલી તે વિદ્યાઓ અનતવીર્ય પ્રાપ્ત કરે છે અને વિદ્યાધર બને છે. પછી પ્રતિવાસુદેવની સ્વર્ણશ્રી પુત્રીના લોભવડે પોતે બને ભાઇઓ ચેટીનુ રૂપ લઈ ત્યા આવે છે. નાટ્ય જોયા પછી પ્રતિવાસુદેવ કનકશ્રીને વિનોદ કરાવવા જણાવે છે. પછી તે કન્યાને અતિ સુદર જોઇ ખુશી થાય છે અને તેણીના કહેવાથી અનંતવીર્યનું રૂપ ગુણોવડે વર્ણન કરે છે. પછી તને હમણા દેખાડુ તેમ કહેતાં તેની ઇચ્છાથી બંને મૂલ રૂપે ત્યાં પ્રગટ થાય છે. પછી તેના ઉપર મોહ પામેલી તે પોતાને સાથે લઇ જવા જણાવે છે અને તારા પિતા અમને જીતી શકે તેમ નથી એમ કહેતાં તેણી તેની સાથે જાય છે. અહિ રાજા તથા સભાજનને હરણ કરી અમે લઈ જઇએ છીએ એમ કહી આકાશમાર્ગે તે બને ચાલ્યા જાય છે. દમિતારી સૈન્ય સહિત તેની પાછળ જાય છે. તેનુ સૈન્ય પરાભવ પામે છે. રસ્તામા બને ભાઇઓ સૈન્ય રચે છે પોતાના સૈન્યનો પરાભવ થતો જોઇ ચિતાતુર થતાં જયાં વાસુદેવને છ રત્નો, વનમાલા, ગદા, ખડ્ગ, શખ, માણિકય અને ધનુષ્ય છ રત્નો ઉત્પન્ન થાય છે. પછી યુદ્ધ કરતા સુદર્શન ચક્ર દમિતારી પ્રતિવાસુદેવ અનતવીર્યવાસુદેવ ઉપર મૂકે છે, તેમને ચક્ર પ્રદક્ષિણા કરી પ્રતિવાસુદેવને હણી નાખે છે અને તે સાતમુ રત્ન પ્રાપ્ત થાય છે. પછી કનકશ્રીને લઈ મેરુપર્વત ઉપર જિનચૈત્યને વાદી ત્યા બિરાજમાન કેવળી ભગવંત **કીર્તિધર** મુનિને વાદે છે. પ્રભુ અવિરતિ, પ્રમાદ, કષાય, મિથ્યાત્વ અને દુષ્ટ યોગ તજવા

ઉપર દેશના આપે છે. ( પા ૬૮ ) પછી કનકશ્રી પોતાના પિતાનુ મૃત્યુ અને બંધુનો વિયોગ કેમ થયો તે પૂછતા પૂર્વભવ જણાવે છે

આ ધાતકી ખડના પૂર્વ ભરતક્ષેત્રમાં **શંખપુર** નામના નગરમાં ઉચ્છેદ પામેલા સતાપવાળી **શ્રીદત્તા** નામની દુ:ખી એક ગરીબ સ્ત્રી હતી, જે બીજે નોકરી કરી આજીવિકા ચલાવતી હતી. એક દિવસ શ્રેષ્ઠ મુનિ પાસે ધર્મ સાંભળી ચક્રવાલ નામનો તપ કરવા લાગી, જેના ફલથી લોકો તેને ધન આપવા લાગ્યા. છેવટે તેના ઘરની દિવાલ પડવાથી તેણીને ઘણુ ધન પ્રાપ્ત થયું. તે તપનું ઉદ્યાપન કરી મોટા હર્ષવડે મુનિને પ્રતિલાભી પારણું કર્યું. તે વખતે તેણીના ઘરે માસના ઉપવાસવાળા **સુવ્રત** નામના મુનિ આવ્યા. ઉપાશ્રયે જઇ મુનિને વાદી ધર્મ સંભળાવાનુ કહેતાં મુનિશ્રી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ ઉપર દેશના આપે છે. તે હકીકત પૂરી થતાં શ્રીદત્તાના પૂછવાથી વિવેકી પુરુષોએ અમૂર્તિમાન ધર્મવડે અસ્થિ, અને મજ્જાને ભાવવી–પછી શ્રીદત્તા કહે છે કે અસ્થિ અને મજ્જાની અધિવાસના શી રીતે થાય તેના ઉપર એક દૃષ્ટાંત મુનિ આપે છે. ( પા. ૭૦ થી ૭૩ સુધી ) જેમાં જુદા જુદા દેશોનુ ત્રિદંડીવડે વર્ણન કરવામાં આવે છે તે ખાસ વાંચવા લાયક છે. આ કથા નરસિંહ રાજાની છે, જે છેવટે મોક્ષમાં જાય છે. (પા. ૭૦) અહિ શ્રીદત્તા ધર્મ કરતા તેના ફલને વિષે સંદેહનું ચિંતવન કર્યું તેથી તને બંધુવિયોગનુ દુઃખ પડ્યુ તે સાંભળી વાસુદેવને પોતાના દીક્ષા લેવાના વિચાર જણાવતાં તેની અનુજ્ઞા લઇ સુભગાપુરમાં **સ્વયંપ્રભ** જિનેશ્વર પધાર્યા તેની પાસે દીક્ષા લે છે. એકાવલી વગેરે તપ કરી કેવળજ્ઞાન પામી તે છેવટે મોક્ષમા જાય છે.

હવે અહિં ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી અનંતવીર્ય વાસુદેવ પ્રથમ નરકમાં ગયો અને અપરાજિત ચારિત્ર લઈ દુષ્કર તપ તપી અનશન કરી અચ્યુત દેવલોકમાં દેવેન્દ્ર થયો

અહિ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણીને વિષે **ગગનવલ્લભ** નગરના **મેઘવાહન રાજા**ની **મેઘમાલિની** રાણીની કુક્ષિમા અનતવીર્ય પ્રથમ નરકમાંથી ચ્યવી તેનો **મેઘનાદ** નામે પુત્ર થાય છે. મેઘનાદે એક વખત મેરુપર્વત ઉપર જઇ શાશ્વત જિનચૈત્યોને પૂજી પ્રજ્ઞપ્તિ વિદ્યા સાધી અને છેવટે **અમરગુરુ** નામના મુનિરાજ પાસે દીક્ષા લીધી. ત્યા એક રાત્રિની પ્રતિમા ધારણ કરી રહેલ છે, ત્યાં અશ્વગ્રીવના પુત્રનો જીવ જે અસુર થયો હતો તેણે ઘણા ઉપસર્ગો કર્યા છતાં ડગ્યા નથી. છેવટે અનશન કરી મૃત્યુ પામી તે અચ્યુતેદ્ર થયો. આ રીતે આ પ્રસ્તાવમા શ્રીશાંતિનાથ પ્રભુના છઠ્ઠા સાતમા ભવનું કરવામાં આવેલ વર્ણન સંપૂર્ણ થાય છે.

## પ્રસ્તાવ ૪ થો. ( પા. ૭૭ થી પા. ૧૧૨ સુધી )

આ પ્રસ્તાવમાં શ્રી શાતિનાથ પ્રભુના આઠમા નવમા ભવનું વર્ણન કરવામા આવે છે.

જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહને વિષે **મંગલાવતી** નામની વિજયમાં સીતા નદીના કાંઠે **રત્નસંચયા** નામની નગરી, તેમા **ક્ષેમંકર** રાજા તીર્થંકરપણે હતા. તેમને **રત્નમાલા** નામની પ્રિયા હતી. અહિં અપરાજિતનો જીવ દેવલોકમાંથી ચ્યવી રાણીની કુક્ષિમાં ચક્રવર્તીપણાને સૂચવતા ચૌદ સ્વપ્નવડે જન્મે છે. દેવીએ સ્વપ્નમાં વજ્ર જોયેલું તેથી રાજા તેનુ **વજ્રાયુદ્ધ** નામ પાડે છે. કળાઓ શિખ્યા પછી યૌવનવયે **લક્ષ્મીવતી** નામની સુંદર કન્યા સાથે તેને પરણાવવામાં આવે છે. હવે મેઘનાદનો જીવ જે અચ્યુતેંદ્ર થયો હતો તે ચ્યવી લક્ષ્મીવતીનો પુત્ર થાય છે, જેનું નામ સહસ્રાયુધ પાડવામાં આવે છે. અને તે કનકશ્રી નામની કન્યાને પરણે છે. તેને શતબળ નામનો પુત્ર જન્મે છે. એક દિવસ કુટુંબ સહિત

ક્ષેમંકર રાજા સભામાં બેઠા છે ત્યાં એક **ચિત્રચૂલ** નામનો મિથ્યાત્વી કોઈ દેવ આવે છે અને પુણ્ય, પાપ, નરક, સ્વર્ગ, જીવ, પરલોક કંઈ નથી એમ નાસ્તિકવાદથી બોલે છે. ત્યાં વજ્રાયુધે 'તારો આ નાસ્તિક વાદ યોગ્ય નથી' તેમ જણાવી તેને અનેક હેતુઓ દલીલ વગેરે આપી પ્રતિબોધ પમાડવાથી તે તુષ્ટમાન થઈ કુમાર પાસે સમ્યક્ત્વ ગ્રહણ કરે છે, અને ઉત્તમ અલંકાર આપી તે દેવ અચ્યુતેંદ્ર પાસે સ્વર્ગમા જાય છે. પછી ઈશાનેદ્રે વજ્રાયુધ તીર્થંકર થવાના છે તે જાણી ભક્તિપૂર્વક ત્યાં પૂજા કરે છે.

એક દિવસ તેમની મોટી રાણી લક્ષ્મીદેવીની ઈચ્છાથી **સુરનિપાત** ઉદ્યાનમાં ક્રીડા કરવા જાય છે. જળક્રીડા કરવા પ્રિયાઓ સહિત વાવમા જાય છે જ્યા પૂર્વભવનો વૈરી દમિતારીનો જીવ **વિદ્યુદ્દંષ્ટ્ર** નામે દેવ થયો છે, તે કુમારને જળમાં ક્રીડા કરતો જોઈ તેને હણવા તે વાવ ઉપર એક પર્વત મૂકે છે અને નાગપાશવડે કુમારને બાંધે છે. અહિં તો વજ્રાયુધ મોટા બળવાળો ચક્રવર્તી હોવાથી બે હજાર યક્ષોના અધિષ્ઠિત હોવાથી ક્ષણમા પર્વતને ભેદી નાખી નાગપાશ તોડી લાબા વખત ક્રીડા કરી વજ્રાયુદ્ધ વગેરે વાવની બહાર આવે છે તેટલામા ઈંદ્ર જિનેશ્વરને નમી શાશ્વતી યાત્રા માટે મહાવિદેહમાંથી નંદીશ્વર દ્વીપે પાછા વળતા વજ્રાયુધને, રાણીઓ સહિત બહાર નીકળતાં જોઈ વિસ્મય પામી જ્ઞાનના ઉપયોગવડે ભાવી તીર્થંકર થવાના જાણી મોટી ભક્તિવડે નમે છે અને ભાવપૂર્વક સ્તુતિ કરી ઈંદ્ર સ્વસ્થાને જાય છે. હવે સમય થતા લોકાંતિક દેવો **ક્ષેમંકર** તીર્થંકર મહારાજ પાસે આવી "તીર્થ પ્રવર્તાવો" એમ જણાવે છે. ક્ષેમંકર રાજા વજ્રાયુધને ગાદી આપી વરસીદાન આપી ચારિત્ર ગ્રહણ કરે છે. થોડા સમય પછી કેવલજ્ઞાન પ્રાપ્ત કરતાં દેવો ત્યા સમવસરણ રચે છે જેમાં બેસી ક્ષેમંકર પ્રભુ અહિંસા વગેરે ઉપર દેશના આપતાં જણાવે છે કે આયુર્વેદમાં દુધપાન કરવાના વચનની જેમ શ્રુત, શીલ અને દયા વગેરેવડે બુદ્ધિપૂર્વક ખૂબ વિચાર કરી પરીક્ષા કરી ચિંતામણી કલ્પવૃક્ષ જેવા ધર્મને વિષે નિરંતર આદર કરવો. આ જગતમાં બુદ્ધિવડે વિચાર્યા વિના કાર્યને કરનારા પ્રાણીઓને અમૃત, આમ્ર અને નિપાત્ય વગેરે રાજાની જેમ દોષો ઉત્પન્ન થાય છે તે સાભળી પર્ષદાની વિનંતિથી પ્રભુ તેના ઉપગ્ની કથા કહે છે.

અવંતિ દેશને વિષે **ઉજ્જયિની** નગરીને વિષે જિતશત્રુ રાજા તેને વિજયશ્રી નામની રાણી હતી એક દિવસ સભામા બેઠેલા રાજાની પાસે રાજપુત્રો જેવા ચાર પુરુષો આવે છે તેની આકૃતિ જોતાં સારા કુલમાં ઉત્પન્ન થયેલા જાણી તેઓને કયાથી આવો છો ? શામાટે આવ્યા છે? તેમ પૂછતા તેમાંથી એક જણ કહે છે કે હે દેવ ! ઉત્તરાપથને વિષે આવેલા **સુવર્ણતિલક** નગરમાં **વૈરમતિ** નામનો રાજા તેને રૂપવતી નામની રાણી હતી તેને ચાર પુત્રો ૧ દેવરાજ, ૨ વત્સરાજ, ૩ દુર્લભરાજ અને ૪ ચોથો કીર્તિરાજ, નામના હતા. કળા અભ્યાસ કર્યા પછી રાજાને નિવર્તક રોગ થવાથી મોટા પુત્ર દેવરાજને ગાદી આપી છેવટે તે પરલોકમા જાય છે. પછી તેના ભાયાતોના રાજ્ય ઉપર આક્રમણ થવાથી અમો ચાર ભાઈઓ આપની સેવા કરવાની ઈચ્છાથી અહિ આવ્યા છીએ. રાજાએ તેને આવાસ આપી પોતાના અંગરક્ષકો તરીકે નિમણુક કરી અને તેઓ નિરંતર રાજાની રક્ષા કરવા લાગ્યા.

એક દિવસ દેવરાજ રજા લઈ પાસેના ગામમા જઈ કાર્ય કરી પાછો આવે છે, ત્યાં રસ્તામાં પ્રચંડ વાયુ, વાવાઝોડું, વિજલી, વરસાદ વગેરે તોફાનો શરૂ થતા ભય પામી એક ક્ષણવાર વડનો આશ્રય કરીને રહેતા ઊંચે કંઇક સ્વર સાભળતા આ શું ? એમ કહી સાવધાન થાય છે. ત્યાં બે પિશાચો અરસપરસ કહે છે કે "આ નગરનો રાજા સર્પથી રાત્રિના પ્રથમ પહોરમા મરી જશે" તે સાભળી પોતે રાજાને બચાવવાના પ્રયત્નનો વિચાર કરી, જ્યારે રાજા વાસભવનમા રાણી સહિત સૂતો હતો ત્યારે દેવરાજ ત્યા

આવી ઉપર નીચે સર્વ ઠેકાણે તપાસ કરતો ખડ્ગને ખેંચી દીવાની છાયામાં સંધ્યાસમયે ત્યાં રહી જુએ છે. ત્યા ચંદ્રના પ્રકાશવડે લટકતો સર્પ જોઇ પોતાના એક હાથવડે તેનું મુખ પકડી તેના બે કકડા કરી તે કટકા સંતાડે છે તે વખતે રાણીના ઉરૂસ્થળ ઉપર લોહીના ટીપાં પડેલા તેને વિષ જાણી પોતાના હાથે દૂર કરે છે તેજ વખતે રાજા જાગ્રત થતા તે જોઇ ક્રોધથી વ્યાપ્ત થયેલો તેને મારી નાંખવાનો વિચાર કરી નિદ્રા અવસ્થાવડે વ્યાપ્ત થાય છે હવે પ્રથમ પહોરે બીજા ભાઇ વત્સરાજને ત્યાં મૂકી દેવરાજ ઘેર જાય છે. પછી રાજા કોણ પ્રાહરીક છે? વત્સરાજ આપનો સેવક છે. રાજા તેને પોતાનું એક કાર્ય કરવા જણાવતાં કબૂલ કરે છે. ત્યારે રાજા કહે છે કે તારા ભાઈ દેવરાજનું મસ્તક છેદીને લાવ. વત્સરાજ વિચારે છે કે મારા ભાઇ ઉપર રાજા અતિ ક્રોધિત થયેલ છે, પરંતુ આવો ક્રોધ શરીર, સ્ત્રી, ધન અને દ્રોહવડે જ ઉત્પન્ન થાય છે, જેથી ઉત્તમ જનો છે તે પોતાના મરણને અંગીકાર કરે પરંતુ ઉન્માર્ગને પામતા નથી. વળી ખોટું જાણેલું, ખોટું સાંભળેલું, ખોટું જોયેલું અને ખોટી પરીક્ષા કરેલું આ કાર્ય હોવું જોઇએ. ડાહ્યા પુરુષો કહે છે પુરુષોના અશુભના નાશ માટે વિલંબ કરવો જોઇએ. પછી વત્સરાજ રાજાને કહે છે કે આપ કઇંક કથા કહો અથવા હું કહું તે કથા સાંભળો. પછી રાજા તેને જ કથા કહેવાનું જણાવતા કહે છે કે—

**પાટલીપુત્ર** નામના નગરને વિષે પૃથ્વીરાજ નામનો રાજા અને તેને **સુતારા** નામની ભાર્યા હતી, અને **રત્નસાર** નામનો શ્રેષ્ઠી અને તે **રજ્જુકા** નામની શ્રેષ્ઠ દેવ, ગુરુને વિષે અતિ ભક્તિવાળી પ્રિયા અને **ધનદત્ત** નામે પુત્ર હતો. એક વખત તે ધનદત્ત કોઈ કાર્યપ્રસંગે ઘેરથી જતો હતો. તેને જોઈ કોઈ મનુષ્ય બોલ્યો કે કાયર પુરુષના જેવી ક્રિયાવાળો પિતાની મેળવેલી લક્ષ્મી ભોગવનાર આ છે. આ સાંભળી ધનદત્ત હિતકર વચન બોલે છે એમ વિચારી પરદેશમાં જઇ મારે હવે પુષ્કળ ધન મેળવવું એમ વિચારી પિતાને જણાવે છે કે તમારી આજ્ઞાથી ધન મેળવવા માટે પરદેશ જવા ઇચ્છું છું, તેથી તેના પિતાને આઘાત લાગ્યો, અને ફરી ધનદત્તે જણાવ્યું કે આપની મેળવેલી લક્ષ્મી મારે માતા સમાન છે વગેરે સાંભળી પછી તેના પિતાએ ઘણો આગ્રહ જોઇ જવા આજ્ઞા આપે છે. પછી સર્વ ભાતા વગેરેની તૈયારી કરી મિત્રો સહિત શુભ દિવસે પ્રયાણ કરે છે, જે વખતે પિતાને કેટલીક શિખામણ પણ આપવા સાથે હૃદયનો ભાવ બીજા ન જાણી શકે તેવો મધ્ય થજે વગેરે કહે છે. પછી પ્રયાણ કરતાં એક દિવસ **શ્રીપુરનગરને** વિષે જ્યા સરોવર છે તેની પાસે તે બેઠો છે તેટલામા એક કંપતો પુરુષ ધનદત્તને શરણ આવે છે તેની પાછળ હણો, હણો કહેતા ચાર આરક્ષક પુરુષો આવી સાર્થવાહને કહે છે કે રાજાનું આભૂષણ લઇ જુગારી પાસે આ માણસ હારી ગયો છે જેથી તેને આ કેદખાનામાં પુરેલ જ્યાંથી રાત્રિએ સીપાઇને મારી નાખી બહાર ભાગી ગયો હતો તે આ જ છે અમને સોંપી દે. તે ન સોંપતા રાજા પાસે આવી એક રત્નાવલી હાર રાજાને ભેટ આપી તેને છોડાવે છે. અને હવે પછી ચોરી નહિં કરવા બોધ આપે છે. છેવટે તે ચોર ઉપકારના બદલામાં ભૂતનો નિગ્રહ અને વિશ્વાસ કરનાર પોતાની પાસેનો મંત્ર સાર્થવાહને આપે છે. સાર્થવાહ ત્યાથી ચાલી તે **કાદમ્બરી** નામની અટવીમાં આવે છે. જ્યા એક શિકારી રોતો ત્યાં આવે છે. તેને પૂછતા પોતાનો માલેક આ પર્વતની ગિરિકુંડ ગિકામા **સિંહચંડ** નામનો પલ્લીપતિ તેને **સિંહવતી** નામની ભાર્યા છે, જેને ભૂતની પીડા છે તેમ કહેતા તેને સાર્થવાહ પોતાના મંત્ર પ્રયોગથી નિવારી ત્યાથી આગળ ચાલી સમુદ્ર કિનારે રહેલ ગંભીર નગરીમા આવે છે ત્યા પ્રાતઃકાલમા સમુદ્રની પૂજા કરી દેવતાવડે અધિષ્ઠિત એક સુંદર વહાણ ખરીદ્યુ અને કરીયાણુ વગેરે લઇ વહાણ ઉપર ચડે છે. વહાણ સમુદ્રમાં ચાલતા એક પોપટ જેના મુખમાં આમ્રફલ છે તે ઉડતા તેની પાસે આવે છે તે પોતાની પાસે અણાવી શાંત થયેલ તે તે શુક ચાંચમાથી આમ્રફળ મૂકી, સાર્થવાહને કહે છે કે તે મને જીવતદાન કર્યું

અને અંધ એવા મારા માતપિતાને પણ જીવાડયા જેથી આ આમ્રફળ ઉપકારના બદલામાં આપું છું. તે ફલ અત્યંત દુષ્પ્રાપ્ય, અનેક ગુણ કરનાર છે, કારણ કે વિંધ્ય પર્વતની વિંધ્યાટવી છે ત્યાં હું બેઠો હતો જ્યાં શ્રેષ્ઠ બે સાધુઓએ નિર્જન વન જોઈ વાત કરવા લાગ્યાં કે-સમુદ્રની મધ્યે કોઈ પર્વતને તળીયે એક આમ્રવૃક્ષ છે તેનું ફળ જે કોઇ ખાય તેના વ્યાધિ, અપમૃત્યુ અને જરાવસ્થા નાશ પામી, સૌભાગ્ય, રૂપ, દીપ્તિ, કાંતિ, સ્ફુટ રીતે થાય છે. મને તે વાતનો વિશ્વાસ આવતા હું તે ફલ લઇ તમારા ઉપકારના બદલામા આપું છું, અને બીજુ ફલ મારા માબાપ માટે લાવીશ. શ્રેષ્ઠી તે ફળ લઇ ઘણાના ઉપકારવાળા પુરુષને આપવું તેવો વિચાર કરી, તે વહાણ સામે કાંઠે પહોંચતાં ત્યાંના રાજાને ભેટ કરી, પછી ગંભીર નગરે શ્રેષ્ઠી પહોચે છે. ત્યાથી કાદંબરી અટવી આવે છે. પછી શ્રેષ્ઠી પોતાના નગરમાં આવે છે, જ્યાં સત્કાર્યો કરે છે. છેવટે ત્યાં કોઇ ઉત્તમ સૂરિ પધારે છે, તેની પાસે ધર્મ સાભળી મહાવ્રતી થઈ છેવટે મોક્ષપદને પામે છે. હવે જેને આમ્રફળ શ્રેષ્ઠીએ આપ્યું હતું તે રાજા તેને વવરાવી આમ્રવૃક્ષ કરે છે. તેને ફળ થતા એક ફળ ઉત્તમ બ્રાહ્મણને આપતાં ખાતાં તે મરી જાય છે. રાજાને વ્હેમ પડતા તે વૃક્ષ છેદી નાખે છે, જેથી રોગથી પીડિત થયેલા મૃત્યુને ઇચ્છતા મનુષ્યોએ નીચે પડેલા તેના ફળો ખાતા દિવ્ય શરીર પ્રાપ્ત કરે છે. તે બ્રાહ્મણે ખાધેલ સર્પના ઝેરથી લેપાયેલ વૃક્ષ વગરવિચારે છેદવાથી જેમ તે રાજાને પશ્ચાત્તાપ થયો તેમ હે રાજા! પરીક્ષા કર્યા સિવાય સાહસ કાર્ય સુખના ઇચ્છનારાએ ન કરવું તેમ વત્સરાજે રાજાને કહી, ત્રીજો પહોર થતાં તેનો નાનો ભાઇ ત્યા પેઠો જ્યારે રાજા વિચારે છે કે સુંદર કથા કહી વત્સરાજ મારું કાર્ય કર્યા વગર જતો રહ્યો. પછી ત્રીજા ભાઇને તેમ જણાવતાં તે પોતાના બંને ભાઇઓ જાગે છે, પછી આપનું કાર્ય કરીશ તેમ જણાવી રાજાને કહે છે. આપ કંઈ કથા કહો અથવા હુ કહું. રાજા તેને કહેવાનું કહેતા તે દુર્લભરાજે કહ્યું કે–ભરતક્ષેત્રમાં રાજપુર નગરમાં **શત્રુદમન** રાજા અને તેને **રત્નમાલા** નામની રાણી હતી. રાજાને એક વખત દેવપૂજા માટે કોઇ બટુક આવી પુષ્પો આપે છે. તું કોણ છે તેમ પૂછતા બટુક કહે છે કે **અરિષ્ટપુર**ના **યજ્ઞદત્ત** બ્રાહ્મણનો **શુભંકર** નામે પુત્ર છું. પછી તેને વિનયવાળો જોઈ રાજા તેને પોતાની હજુરમાં રાખે છે. એક દિવસ નગરની સમીપે સિંહ આવતાં રાજા શુભંકર અને સૈન્ય સાથે ત્યા આવતાં પોતાના રાજાને ઇજા ન થાઓ તેમ જાણી શુભકરે તે સિંહને મારવાથી રાજા બોલ્યો કે તે આ સારુ ન કર્યું. મારા યશને તેં આથી હણ્યો છે તેને શુભકર કહે છે કે હું સર્વેને આપે માર્યો તેમજ કહીશ. તે માટે આપ બેફીકર રહેશો પછી સિંહને મારવાથી રાજ્યમાં ઉત્સવ કર્યો. પછી રાજા મહેલમાં રાણી પાસે જતાં રાણી આ શેનો ઉત્સવ છે તેમ પૂછતાં રાજા કહે છે કે મે સિંહ માર્યો તેનો છે. એ સાંભળી રાણી બોલી કે–ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા આવું બોલતા હશે? કારણ કે સિંહ તો બટુકે માર્યો તે મેં જોયું છે. એ સાંભળી રાજા ક્રોધ પામે છે અને બટુક તે વાત કોઇને નહિ કહું તેમ મિથ્યા બોલેલ છે, તેમ વિચારી તેને આરક્ષકો પાસે હણાવી નાંખે છે. પછી એક દિવસ રાણીએ બટુક કયાં છે અને તે વાત બટુકે મને કહી નહોતી, પરંતુ સાતમે માળેથી મેં તે વખતે જોયેલી હતી, તે સાભળી રાજા ઉપકાર કરનારને મે સાહસ કરી હણી નાંખી કૃતઘ્ની થયો એમ માની પશ્ચાત્તાપ કર્યો. હે રાજા! આપના વિનોદ માટે મેં આ વાત કરી છે. એમ કહી રાત્રિનો ત્રીજો પહોર વ્યતીત થયો. દુર્લભરાજ પોતાના આવાસે ગયો હવે કીર્તિરાજને રાજા તેના ભાઇનું મસ્તક લાવવા જણાવે છે. રાજાને બીજા પ્રસ્તાવે તમારો આદેશ થશે તેમ જણાવી તે કાર્ય ક્રોધનો નાશ કરાવનારી નીચેની કથા કહે છે.

ભરતક્ષેત્રમાં મહાપુર નગરમા **શત્રુંજય રાજાને પ્રિયગુ** નામની પ્રિયા હતી. તેને કોઇ દિવસ

બહારથી આવેલો એક વેપારી રાજાને એક જાતિવંત અશ્વ ભેટ આપે છે. રાજા તે અશ્વની ગતિને જાણવા તેના ઉપર બેસી ચલાવે છે. ભેટ આપનાર વેપારી આ અશ્વ "અવળી ચાલનો" છે તેમ તે વખતે કહેવું ભૂલી જતા પછી તેના સામતોને કહે છે. પછી સામંતો પાછળ જાય છે. રાજા પછી તે અશ્વને અવળી ચાલનો જાણી લે છે. છેવટે અશ્વ મરી જાય છે અને રાજા ભૂખ્યોતરસ્યો એક જંગલમાં આવે છે. એક વડના ઝાડ નીચે બેસતાં ત્યાં પડતુ પાણી દેખી, પડીઓ કરી પીવા જતાં ઉપર બેઠેલ એક પક્ષી તે ઢોળી નાખે છે. તેમ બે વખત પાડી નાખ્યુ. ત્રીજી વખત પાણી લેતાં વિચાર્યું કે હવે તે પક્ષી જો ઢોળી નાખશે તો તે મારે હણી નાંખવું. અહિં પક્ષી પણ સમજી ગયુ છતાં પોતે મરે તે સારું છે પણ આ લોકનો પાલક મરે તે ઠીક નથી, એમ વિચારી ત્રીજી વખત ઢોળી નાંખતા રાજા તેને હણી નાખે છે. પછી પીવા જતાં આગળ આગળ પડતાં પાણીને દેખી વૃક્ષ ઉપર નજર કરતાં અજગરના મોઢામાથી પડતુ તે ઢોળી નાખી મારા ઉપર ઉપકાર કરનાર પક્ષીને મેં મારી નાખ્યું તેમ જાણી અતિ પશ્ચાત્તાપ કરે છે ત્યા સામતો વગેરે આવે છે. પછી પક્ષીને સાથે ચદન લાકડાવડે તેનો અગ્નિસસ્કાર કરે છે પછી સામતો વગેરેને તે હકીકત જણાવે છે જેથી હે રાજા! વિચાર્યા વિના કાર્ય કરનારને આ પ્રમાણે પશ્ચાત્તાપ થાય છે માટે સુંદર બુદ્ધિવાળાએ વિચારીને કાર્ય કરવું. આ ત્રણે કથાઓ શિખામણ લેવા જેવી છે (મનુષ્યને જ્યારે ક્રોધ થાય છે ત્યારે વિચાર્યા વગર અનર્થ કરી નાખે છે.) ખરી હકીકત જાણ્યા પછી પશ્ચાત્તાપ કરવાનો વખત આવે છે; માટે કોઈપણ કાર્ય ક્રોધવડે સાહસ કરી નાખતા પહેલાં વિચાર કરવાની જરૂર રહે છે, જેથી શાતિથી ખૂબ વિચાર કરી કાર્ય કરવું. એ આ ત્રણે કથાનો સાર છે. આવા ઉચ્ચ કોટીના સુંદર ચરિત્રોના વાંચનથી આત્માને કેટલો લાભ થાય છે, માટે નિરતર આવા ચરિત્રોનું વારંવાર પઠનપાઠન કરવુ. હવે પ્રાતઃકાળ થતાં કીર્તિરાજ સ્વસ્થાને જાય છે. રાજા ઊઠી વિચારે છે કે કોઈએ મારુ કાર્ય ન કર્યું. એમ વિચારી રાજા સભામડપમા આવે છે ત્યાં દેવરાજ આવી વિનંતિ કરે છે કે–આપની આજ્ઞા હોય તો વિનતિ કરું, તેમ કહેતા રાજા ક્રોધિત થયો છતાં ત્યા દેવરાજ, પિશાચના વચનના શ્રવણથી આરંભી સર્વ વૃત્તાંત રાજાને જણાવી પછી દ્વેષરૂપી વિષને નાશ કરનારુ બે કકડાવાળું સર્પનું શરીર રાજાને બતાવ્યુ, જે જાણી વિચારે છે કે મારા જીવિતની રક્ષા માટે જેણે કર્યું તેને વિચાર્યા વિના મેં પાપીએ પરોપકાર કરનારને હણવાનો વિચાર કર્યો છતા વિચક્ષણ એવા આ વત્સરાજ વગેરે ભાઈઓએ કથા કહી ઠીક કર્યું જેથી મેં આ ઉત્તમ પુરુષને હણ્યો નહિ. પછી પોતે સંતતિ રહિત હોવાથી પ્રજાને જણાવ્યુ કે–મને દેવોએ આ પુત્ર આપેલ હોવાથી હું દેવરાજને ગાદી આપું છું. વત્સરાજને યુવરાજ સ્થાપું છું. પછી ત્યા રાજા વ્રત લેવાનો વિચાર કરી સારા મુહૂર્તે દેવરાજને ગાદીએ બેસાડી વત્સરાજને યુવરાજપદે સ્થાપન કર્યો. એટલે તે નગરના ઉદ્યાનમાં **શ્રીદત્ત** નામના આચાર્ય મહારાજ પધાર્યા. પછી ગુરુમહારાજની ધર્મદેશના સાંભળી અને પૂર્વ ભવનો પોતાનો વૃત્તાંત પૂછતાં ગુરુમહારાજે કહ્યું કે–પૂર્વ ભવમા **ગૌરી** નામની તારી ભાર્યા હતી. તે કોઈ કર્મના દોષથી દુર્ભાગી થતા તારી અપ્રીતિને પ્રાપ્ત થવાથી પોતાના પિતાને ઘેર જઈ અજ્ઞાન તપવડે મરણ પામી વ્યતરપણાને પામેલી પૂર્વના તારા વૈરનુ સ્મરણ કરી સર્પના શરીરમાં અધિષ્ઠાન (રહેવું) કરી તારા ઘરમા પેઠી. તારા કુલ દેવતાએ તારા કલ્યાણ માટે બે પિશાચનુ રૂપ કરી આ વૃત્તાત દેવરાજને જણાવ્યો તેથી દેવરાજે સર્પને હણ્યો. પછી રાજા ત્યાં સૂરિમહારાજ પાસે સજમ લે છે. પછી ગુરુમહારાજ તેને પ્રતિબોધ કરનારી જ્ઞાતાધર્મ કથા સૂત્રમા કહેલી અને ભવિષ્યમા થનારી એક મનોહર કથા સંભળાવે છે કે: મગધ દેશને વિષે **રાજગૃહ** નગરમા ધન નામના શ્રેષ્ઠીને ધારિણી નામની ભાર્યા હતી.

તેને ચાર પુત્રો **ધનપાલ, ધનદેવ, ધનગોપ** અને **ધનરક્ષિત** નામના હતા. તેને અનુક્રમે **ઉજ્ઝિકા, ભોગિકા, ધન્નિકા** અને **રોહિણી** નામની ચાર ભાર્યાઓ હતી. અહિ શ્રેષ્ઠી વિચારે છે કે "ઘરની સ્ત્રીઓવડે જ ઘર વર્તે છે. જે ઘરમાં સ્ત્રી ઘરનાં માણસો જમ્યા પછી જમે, સર્વના સૂતા પછી સૂવે, તથા સર્વથી પ્રથમ જાગે વગેરે ગુણોવડે ગૃહણી કહેવાય છે માટે મારે આ ચારે વહુઓની પરીક્ષા કરવી, કે જેથી સર્વથી અધિક ગુણવાળી વહુ, ગૃહની સ્વામીની થાય. એમ વિચારી એક દિવસ પ્રથમ વહુને શાલિના દાણા આપી સૌ દેખતાં કહ્યુ કે–તે હું માંગુ ત્યારે આપવા. ત્યારે પોતાના સસરાને બધા દેખતા આપવા શું જરૂર હતી, તેમની બુદ્ધિ વૃદ્ધાવસ્થાને લઇને બરાબર નથી, ઠીક છે, માંગશે ત્યારે બીજા આપીશ એમ કહીને ફેકી દીધા. બીજીને આપતાં તેવો વિચાર કરી તે ફોતરા રહિત કરી ખાઇ ગઇ. ત્રીજીને આપતાં તે વડિલનુ કાર્ય છે તેમ માની સારા વસ્ત્રમાં બાંધી ઘરેણાની પેટીમાં રાખ્યા અને ચોથીને આપતાં તેના ભાઇને આપ્યા. તેણે વર્ષાકાલમાં ખેતરમાં વાવ્યા અને ઘણા ફલવાળા થયા. પ્રથમ વર્ષે એક પ્રસ્થ, બીજા વર્ષોમાં ઘણા કુંભો, પછી પાંચમે વર્ષે શાલિના સેકડો પલ્ય થયા. પછી શેઠે સર્વે લોકોને જમાડ્યા; બાદ પ્રથમ વહુ પાસે માંગતા અને તેને સોગન આપી સત્ય વાત જણાવવાનું કહેતાં બીજા કણ આપ્યાની વાત કહી, જેથી શેઠે તેને ઘરનું વાશીદુ, છાણ વગેરે કાર્ય તે વહુને કાઢવાનુ સોપ્યુ, બીજી વહુને પૂછતાં હકીકત જાણતાં ઘરની રસોઇનુ કામ તેને સોંપ્યું. ત્રીજીને પૂછતા હકીકત જાણતા તેને સુવર્ણ વગેરે ભડારની અધિકારી ઠરાવી. ચોથી વહુને પૂછતાં તેની હકીકત જાણતાં શેઠે દીર્ઘદૃષ્ટિ વાપરી ઘરની અધિકારી નીમી. પૂર્વકાળમા શ્રેષ્ઠીએ વહુઓની પરીક્ષા અનેક રીતે કરતાં અને જે જેનો અધિકાર હોય તેને ઘરનો કારભાર સોપતાં જેથી ગૃહવ્યવસ્થા ઉચ્ચ પ્રકારની બનતી. અતિથિઓનો યોગ્ય સત્કાર થતો, સંસ્કારી કુટુંબ પણ કહેવાતુ. આ કાળમાં કોઇપણ જાતની પરીક્ષા કે દીર્ઘ દૃષ્ટિએ કાર્ય થતુ જોવામા આવતું નથી, જેથી અનેક ઘરો ક્લેશ યુક્ત અને અવ્યવહારુ જોઈ શકાય છે તેમજ સંભળાય છે. અહિ આ કથાનો ઉપનય કરી ગ્રથકર્તા જણાવે છે કે "શ્રેષ્ઠી જેવા ગુરુ જાણવા. પાંચ શાલિ કણો તે પાચ મહાવ્રતો, કુલના મેલાપ જેવા ચાર પ્રકારનો સંઘ જાણવો. વહુની જેવા દીક્ષિત સાધુ સાધ્વી જાણવા. મહાવ્રતોનું દાન ( આપવું ) તેની સમીક્ષા કરાય છે. વ્રતનો ત્યાગ કરનાર જે શિષ્ય હોય તે ઉજ્ઝિકા જેવો તે આ લોક તથા પરલોકમા દુઃખનું ભાજન થાય છે. જે વેષ માત્રવડે આજીવિકા કરનાર હોય તે બીજી વહુ જેવો, વ્રતનું પાલન કરવામા પ્રીતિવાળો તે ત્રીજી વહુ જેવો અને જે સૂરિ ધર્મદેશનાવડે બીજાઓમાં વ્રતનું આરોપણ કરીને તેના ધર્મની વૃદ્ધિ કરનાર હોય તે ચોથી વહુ જેવો માનેલો છે. આ કથા વીર જિનેશ્વરના વારે થવાની હોવાથી અહિં પાંચ વ્રતો કહેલા છે. હમણા તો ( તે વખતે તો ) વ્રતો ચાર જ છે.

એ રીતે શિક્ષાની કથા સાંભળી જિતશત્રુ પ્રવ્રજ્યાનું પાલન કરવા લાગ્યા તેથી હે ભવ્યો! પરીક્ષા કરીને અહિંસાદિક લક્ષણવાળો ઉત્તમ ધર્મ તમારે આદરવો. ત્યારબાદ ક્ષેમંકર જિનેશ્વરે કહ્યુ કે સુખના ભાજનરૂપ, દુઃખરૂપી પર્વતને વજ્ર સમાન તથા સ્વર્ગ મોક્ષ આપનાર સર્વ વ્રતોમાં પ્રથમવ્રત મુખ્ય છે. સત્ય બોલવાવડે કીર્તિ પ્રાપ્ત થાય, લોકોને વિષે યશ પમાય, સત્ય વિશ્વાસનું કારણ છે, તે ધર્મનું બીજુ લક્ષણ છે. અદત્તનો ત્યાગ કરવાથી રાજ્ય દડ થતો નથી, ઉત્તમ મનુષ્યનો સગ થાય, નિર્ભયપણુ પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્ય વ્રતવડે મનુષ્ય તેજસ્વી અને સારા ભાગ્યવાળો થાય છે. નપુસક અને તિર્યંચપણું પામતો નથી. ધનના પરિગ્રહ પમિાણથી ચિત્ત સદા સતોષી રહે છે. વગેરે આ પાંચે ધર્મનાં લક્ષણોને વિષે તમે નિરંતર પ્રયત્ન કરો પછી પ્રભુની દેશના સાંભળી ધર્મનો સ્વીકાર કરી વજ્રાયુધ રાજા પોતાની નગરીમાં જાય છે. પછી ચક્રરત્ન આયુધશાળામા ઉત્પન્ન થાય છે. પછી છ ખડ સાધી એક દિવસ રાજસભામાં બેઠેલ છે ત્યા આકાશ-

માર્ગેથી કંપતા શરીરવાળો એક વિદ્યાધર તેનાં શરણે આવ્યો અને તેની પાછળ ખડ્ગ ધારણ કરતી કોઈ વિદ્યાધરી અને ગદાને ધારણ કરનાર વિદ્યાધર, પાપ કરનારાઓનો અપરાધ સાંભળો એમ વજ્રાયુધની પાસે આવીને બોલ્યો, અને વિશેષમાં કહ્યું કે હું **સુકચ્છ** વિજયના **શુક્લપુર** નગરમાં રહેલ **શુક્લદત્ત** નામના રાજાનો **પવનવેગ** નામનો પુત્ર છુ. મારે **સુકાંતા** નામની ભાર્યા છે. મારી આ **શાંતિમતી** નામની પુત્રી એક દિવસ **પ્રજ્ઞપ્તિ** નામની વિદ્યા **મણિસાગર** પર્વત ઉપર સાધતી હતી ત્યાં આ દુરાત્માએ હરણ કરી. વિદ્યા તો સિદ્ધ થઈ. તેનાથી ભય પામેલો આપને શરણે આવેલો આ છે. મારી પુત્રીને તે પર્વત ઉપર નહિં દેખવાથી પાછળ આવેલ હું મારી પુત્રીના શીલનો બળાત્કારે નાશ કરનાર હોવાથી આને મૂકી દો જેથી તેને હણી નાંખુ. ત્યારે અવધિજ્ઞાનવડે તેની પૂર્વભવની ચેષ્ટા જાણીને તેના પ્રતિબોધ માટે વજ્રાયુધ ચક્રી કહે છે કે તારી આ પુત્રીને આ વિદ્યાધરે કારણવડે હરણ કરી છે. તેનુ કારણ એ છે કે આ દ્વીપના ઐરાવત ક્ષેત્રની મધ્યે **વિંધ્યપુરનગરમાં વિંધ્યદત્ત** નામે રાજાનો તું **નલિનકેતુ** નામનો પુત્ર હતો. તે જ નગરમાં ધર્મ-મિત્ર નામના સાર્થપતિનો **દત્ત** નામનો પુત્ર હતો. તેની **પ્રિયંકરા** નામની પત્ની હતી. બંને જણા એક વાર વસંતઋતુમાં ક્રીડા કરતા હતા જ્યાં રાજપુત્રે તેણીને સુંદર જોઈ કામાતુર થતાં કુલના કલંકનો વિચાર નહિં કરતાં તેનુ હરણ કર્યું અને તેની સાથે વિષય સુખ ભોગવવા લાગ્યો. પછી દુઃખી થયેલ દત્ત ઉદ્યાનમાં જતાં **સુમન** નામના કેવળજ્ઞાનધારી પધારતાં તે પ્રભુની દેશનાવડે પ્રતિબોધ પામ્યો. આયુષ્ય ક્ષય થયે તે વૈતાઢ્ય ઉપર સુકચ્છ વિજયમાં વિદ્યાધર રાજા મહેન્દ્રવિક્રમનો અજિતસેન નામે પુત્ર થયો. તેને કમલા નામની સ્ત્રી હતી. અહિ નલિનકેતુ રાજ્ય પામી પ્રિયંકરા સાથે ગૃહવાસ પાળવા લાગ્યો. એકદા મહેલમાં બેઠેલા તેણે આકાશતળના વાદળાના અનેક રંગ જોતાં વૈરાગ્ય પામેલા તેને પશ્ચાત્તાપ થયો કે મેં પરસ્ત્રીનું હરણ કરી ઘણું પાપ કર્યું. પછી વૈરાગ્ય પામીને, પુત્રને રાજ્ય આપી ક્ષેમંકર જિનેશ્વર પાસે શુદ્ધ ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયો. પ્રિયંકરા સુવ્રતા નામની સાધ્વી પાસે **ચાંદ્રાયણ** નામનુ તપ કરી મરી **શાંતિમતી** નામની તારી પુત્રી થઈ. આ અજિતસેન તેનો પૂર્વનો ધણી હતો જેથી વિદ્યા સાધતી તેણીને ઉપાડી ગયો, તેથી હે પવનવેગ! અને શાંતિમતી! તમે બને કોપને છોડી દો. વજ્રાયુધનું આ વૃત્તાત સાભળી તેઓએ અરસપરસ ખમાવ્યા. હવે તેના ભાવિ વૃત્તાત જણાવતા શાતિમતી દીક્ષા લઈ, **રત્નાવલી** તપ કરી મરી બે સાગરોપમથી કંઈ અધિક સ્થિતિવાલો વૃષભનાં વાહનવાળો ઈશાનેંદ્ર થશે.

વાયુવેગ અને અજિતસેન બને બંધુઓ ઉત્તમ કેવળજ્ઞાન પ્રાપ્ત કરશે. તેના કેવળજ્ઞાનનો મહોત્સવ કરી પોતાના અંગની પૂજા કરી ઈશાનેદ્ર સ્વસ્થાને જશે. પછી ઇંદ્ર પણ મનુષ્યભવ પામી મોક્ષે જશે. પછી તે ત્રણે ચક્રીને નમીને સ્વસ્થાને ગયા.

અહિ સહસ્રાયુદ્ધ કુમારને **જયના** નામની સ્રીથી **કનકશક્તિ** નામે પુત્ર થયો. તેની **કનકમાલા** અને **વસંતસેના** નામની બે પ્રિયાઓ હતી. એક દિવસ હિમવાન પર્વત ઉપર ગયા ત્યાં **વિપુલમતિ** નામના વિદ્યાધર મુનિને જોતાં તેમને વાંદીને બેઠા પછી મહામુનિએ દેશના આપી કે-" કુલ, રૂપ, કલાભ્યાસ, વિદ્યા, લક્ષ્મી, સારી ભાર્યા, ઐશ્વર્ય અને સારા સ્વામીપણું." એ સર્વે ધર્મથી જ પ્રાપ્ત થાય છે. જેણે ચાર પ્રકારનો ધર્મ પૂર્વભવે કર્યો હોય તે જ પુણ્યસારની જેમ સર્વ વાચ્છિતને પામે છે. અહિં ગુરુમહારાજ **પુણ્યસાર**ની કથા કહે છે.

આ ભરતક્ષેત્રમા **ગોપાલય** નામના નગરમા **પુરંદર** નામનો શ્રેષ્ઠી હતો જેને **પુણ્યશ્રી** નામની ભાર્યા હતી. તેને પુત્ર નહોતો છતાં બીજી સ્ત્રી પરણ્યો નહોતો સ્થિર સમકિતવાળો હોવાથી કોઇ દેવ, દેવીને પ્રાર્થના કરતો નહોતો, તેમ તેની માનતા પણ કરતો નહોતો.

એક દિવસ પોતાના જ કુલદેવતાને નમસ્કાર કર્યા વિના પ્રાર્થના કરી કહ્યુ કે–અમારા પૂર્વજો અને મેં આ લોકના સુખ માટે પૂજા કરી છે, તો મારે પુત્ર ન હોવાથી તારી પૂજા કોણુ કરશે માટે અવધિજ્ઞાનવડે જોઇને કહે કે મારે પુત્ર થશે કે નહિં ? કુલદેવતાએ કહ્યું કે–ધર્મમાં નિરંતર પ્રવર્તતા એવા તને કેટલાક વખત પછી પુત્ર થશે. નિરંતર વિશેષ પ્રકારે ધર્મ કરતાં તેની સ્ત્રીની કુક્ષિમાં કોઇ પુણ્યવંત જીવ આવ્યો. યોગ્ય સમયે જન્મ થતાં તેનુ **પુણ્યસાર** નામ પાડ્યુ. હવે તે જ નગરના **રત્નસાર** નામના શ્રેષ્ઠીની **રત્નસુંદરી** નામની કન્યા અને આ પુણ્યસાર એક જ કલાચાર્ય પાસે ભણતા હતા. એક બીજા પરસ્પર વિવાદ ચર્ચા કરતા પુણ્યસાર તેણીને કહે છે કે તું ગમે તેટલી કળાવાળી હોવા છતાં છેવટ પુરુષના ઘરમાં દાસી થવાની છે તેણી બોલી કે કોઈ ભાગ્યશાળીની દાસી થઈશ પણ હું તારી સાથે નહિ પરણુ. પુણ્યસાર કહે છે કે હુ તને પરણીને દાસી કરુ તો જ હું ખરેખર પુરુષ છું તેમ જાણજે. પછી પુણ્યસાર ઘેર આવી ગ્લાન મુખવાળો થઇને સૂતો છે. જ્યા તેનો પિતા આ દૃશ્ય જોઇ તેનુ કારણ પૂછતાં તે કહે છે કે "રત્નસુંદરીના પિતા પાસે હમણાં જ માંગણી કરો અને તેને મને પરણાવો તો જ હુ સ્વસ્થ થાઉં અને ભોજન કરીશ." પછી શેઠ રત્નસાર શ્રેષ્ઠીને ઘેર જઈ પોતાના પુત્રની સાથે તેની પુત્રીના વિવાહની માંગણી કરે છે રત્નસાર કબૂલ કરે છે તે દરમ્યાન તેની પુત્રી રત્નસુંદરી જે પાસે બેઠેલ છે, તે પોતાના પિતાને કહે છે કે હુ પુણ્યસારની ભાર્યા નહિ થાઉં. આ સાંભળી પુણ્યસારનો પિતા વિચારે છે કે–આ મારા પુત્રને પરણી શું સુખ આપશે ? હવે રત્નસાર શ્રેષ્ઠી કહે છે કે–તે બાલિકાના વચન ઉપર વિચાર ન કરશો. અને હુ તો કન્યાને અવશ્ય આપી ચૂકયો છું. પછી પુરંદર પોતાને ઘેર આવી પુત્રને કહે છે કે તે કન્યા તારે યોગ્ય નથી. કેમકે શાસ્ત્રમાં કહ્યુ છે કે, "ખરાબ શરીરવાળી, સ્નેહ રહિત, લજ્જા, શીલ અને કુળવડે ત્યાગ કરાયેલી, અતિ ઉદ્ધત તથા ખરાબ મુખવાળી સ્ત્રીનો ત્યાગ કરવો." પછી પુણ્યસાર એમ સાંભળી પોતાની કુળદેવીને ઉત્તમ પદાર્થો ફળ, નૈવેદ્ય વગેરે વડે પૂજા કરી પ્રાર્થના કરે છે કે, આજે મારી ભાર્યા સબંધી વાંછા પૂર્ણ કર અને નહિ કર ત્યાં સુધી બેસીશ અને ભોજન નહિં કરું.

પછી દેવીએ કહ્યું કે ધીમે ધીમે સારુ થશે. હવે કેટલોક કાળ ગયા પછી કોઇ કર્મયોગે દ્યૂત( જુગાર ) માં તે આસક્ત થયો. અને પછી એક વખત પોતે એક લાખ રૂપીયા હારવાથી લાખના મૂલ્યવાળા રાજાના અલંકારને ઘરમાંથી ચોરી તે જુગારીના સ્વામીને તેણે આપ્યા. રાજાના માગવાથી તે અલંકારો ઘરમાં નહિં જોવાથી ખેદ પામેલા તે પોતાનો પુત્ર જ આ ગુપ્ત સ્થાન જાણતો હતો માટે નક્કી તે જુગારમાં હારી ગયો હશે એમ પુરંદરે જાણી પુત્રને કહે છે કે તે અલંકારો લઇને મારે ઘેર આવવુ તેમ કહી તેને કાઢી મૂકે છે. રત્નસાર દિવસ અસ્ત થયા તે નગરની બહાર એક વડના વૃક્ષની કોતરમાં પેસે છે. અહિ રત્નસારની માતા તે જાણતાં ક્રોધ પામી પુરંદર શેઠને કહે છે કે કા તો પુત્રને લાવો, નહિ તો તમે પણ આ ઘરથી દૂર જાઓ. તે રીતે દુ:ખી થયેલ પુરંદર શેઠ નગરમા પુત્રની શોધ કરવા નીકળી પડે છે. પછી રત્નસારની માતા પણ તે માટે પશ્ચાત્તાપ કરે છે અને અશ્રુપાત કરે છે. અહિ પુણ્યસાર તે વૃક્ષના કોતરમાં રહી રાત્રિને વિષે ઉંચેથી અવાજ સાંભળે છે જેમાં એક દેવી બીજી દેવીને કહે છે કે ખાલી ભમવા કરતા આજે કંઈ કૌતુક જોવા જવુ હોય તો **વલ્લભીપુર** જઇએ, જ્યા **ધનપ્રવર** નામનો શ્રેષ્ઠી છે જેને **ધનવતી** નામની ભાર્યાથી સાત કન્યાઓ થઇ છે. **ધર્મસુંદરી, ધનસુંદરી, કામસુંદરી, મુક્તિસુંદરી, ભાગ્યસુંદરી, સૌભાગ્યસુંદરી** અને **ગુણસુંદરી છે.** તેઓ વરપ્રાપ્તિ માટે ગણપતિદેવને મોદક કરી ધરી સંતુષ્ટ કર્યાથી તેણે કહ્યુ કે હે શ્રેષ્ઠી ! આજથી સાતમે દિવસે તારા લગ્ન સમયે તે સર્વ સામગ્રી તૈયાર કરી હશે ત્યારે સાદા વેષવાલી બે સ્ત્રીઓની પાછળ એક પુરુષ આવશે

તે તારી પુત્રીઓનો સ્વામી થશે.” આજે સાતમી રાત્રિ છે તેથી આ આપણા નિવાસનો વૃક્ષ સાથે લઇ ત્યાં જઇએ. આ સાંભળી પુણ્યસારને પણ આ સર્વ જોવાની ઇચ્છા થતાં તે પણ વૃક્ષ ઉછળતાં કોતરમાં રહેલો તે દેવીઓ સાથે વલ્લભીપુર પહોચે છે. ત્યાં ગણપતીના મંદિર પાસે મંડપ નાખેલો છે ત્યા જમણની ઇચ્છાએ તે બે દેવીઓ શ્રેષ્ઠીના ઘરમાં જાય છે, પાછળ પુણ્યસારને જોતાં શ્રેષ્ઠીએ તેને મોટા આસન ઉપર બેસારી લંબોદર( ગણપતી )ના કહેવા પ્રમાણે તુ મારી આ સાત કન્યા પરણ એમ પુણ્યસારને કહે છે. પછી તરતજ તે સાતે કન્યાને પુણ્યસાર સાથે પરણાવે છે. પછી સાતે કન્યાઓ સહિત પ્રાસાદના ઉપલા માળમાં તે સાતે કન્યાઓ તેને પલંગ ઉપર બેસાડી કળાભ્યાસ આપનો કેટલો છે તેમ પૂછતાં તે જણાવે છે કે શાસ્ત્રમાં કહ્યુ છે કે “જેમ અત્યંત વિદ્વાનોને સુખ નથી તેમ મૂર્ખને પણ સુખ નથી, માટે સર્વ રીતે મધ્યમ કળાને ગ્રહણ કરો.” મૂળ શ્લોકના અર્થને તેણીઓ જાણી પણ શકી નથી. પછી પુણ્યસાર વિચારે છે “કે વૃક્ષ સહિત દેવીઓ હવે ચાલી જશે માટે મારે પણ હવે ત્યાં જવું.” એવો વિચાર કરી, શરીરચિંતાનુ બ્હાનુ કાઢી પોતે કોણ છે તે જણાવવા માટે તુલાના વિષે ખડીવતી શ્લોક લખે છે કે “**ગોપાલયપુર** ક્યાં ? **વલ્લભીપુર** ક્યા ? અને **લંબોદર દેવ** ક્યા ? વિધાતાના વશથી અહિં આવ્યો અને સાતેને પરણી ગયો, સાત વહુને પરણી ફરી હુ પાછો ત્યાં જઉં છુ.” પ્રથમના આ શ્લોકની જેમ લજ્જા પામતી તેણીઓએ તે શ્લોકો પણ વાંચ્યા નહિ. પછી ગુણસુંદરીને હું શરીરચિંતા માટે દૂર જઉં છુ તુ અહિં રહે એમ જણાવી વટવૃક્ષ ઉપર જઇ તેના કોતરમાં પેઠો પછી દેવીઓ આવી અને વટવૃક્ષ ઉડીને પોતાના સ્થાને આવ્યો. અહિં પુરંદર શેઠ રાત્રિના ભમી, ભમી. પ્રાતઃકાલમા વટવૃક્ષ પાસે આવતા તેના કોતરમાથી વસ્ત્રાલંકારે વિભૂષિત પોતાના પુત્રને જોઇ આનંદ પામ્યો. બને ઘેર આવતા તેને જોઇ માતા પણ હર્ષ પામે છે. પછી પૂછતાં પુણ્યસાર પોતાનો સર્વ વૃત્તાંત કહે છે. પિતાને પુણ્યસાર કહે છે કે તમારી શિક્ષા જ આવા પ્રકારની સંપદાનું કારણ છે. પુણ્યસાર હવે પોતાની દુકાને ઉત્તમ પ્રકારનો વ્યાપાર કરે છે. અહિ ગુણસુંદરી ચિંતાપૂર્વક પોતાની બ્હેનોને પુણ્યસાર નહીં આવ્યાની હકીકત જણાવતાં સર્વ બ્હેનો રોવા લાગે છે. તેના પિતા સર્વ હકીકત જાણે છે અને તમે રોકી શક્યા નહિ તેમજ કોઇ ધૂર્ત જ હશે. વળી તમે તેનું નામ સ્થાન કે સ્વરૂપ કેમ ન જાણ્યું તેમ પૂછતા તેમણે દીપકના અજવાળામાં તુલા ઉપર કંઇ લખેલું બતાવે છે. સવારે તે વાચી પુત્રી તેના પિતાને અમારો પતિ ગોપાલયપુરમાં ગયો છે. જેથી છ માસમાં મારા પતિને ન મેળવી શકું તો છેવટે અગ્નિ અમારું શરણ થશે. પછી પુરુષ વેશ ધારણ કરી શ્રેષ્ઠીપુત્ર ગુણસુંદર નામ ધારણ કરી ગોપાલયપુર આવે છે, અને ત્યાં વ્યાપાર શરૂ કરી ક્રમે ક્રમે પુણ્યસાર સાથે મૈત્રી થાય છે. પછી રત્નસુંદરી પોતાના પિતાને જણાવે છે કે આ ગુણસુંદર મારો પતિ થવા લાયક છે. અને પુત્રીનો તે ભાવ જાણી રત્નસાર ગુણસુંદરને કહે છે. ગુણસુંદર પોતાના માતપિતા તેમા પ્રધાન છે, તે દૂર છે માટે બીજા કોઇ પાસે રહેનારને જ આપો તો સારું તેમ કહે છે. આ બાબતમા રત્નસાર શેઠના વિશેષ આગ્રહથી તેનું વચન અંગીકાર કરે છે, અને શુભ દિવસે તેનો વિવાહ થાય છે. પછી પુણ્યસાર છરી લઇ પોતાનુ મસ્તક છેદવા દેવી પાસે જઇ કહે છે કે મારી ઇચ્છેલી કન્યાને બીજો પરણ્યો છે, માટે પ્રાણ આપું છું. દેવી કહે છે કે હે વત્સ ! જે કન્યા મેં તને આપી છે તે તારી જ થશે પુણ્યસાર કહે છે તે પરસ્ત્રી છે મારે ન ખપે. દેવી કહે છે કે–હાલમાં શું કહું પણ અત્યારથી તે તારી જ સ્ત્રી થશે.

અહિં છ માસ પૂરા થતા પતિવિરહથી દુઃખી થયેલ ગુણસુંદરી નગર બહાર ચિતા કરાવે છે તે રાજાએ જાણવાથી નગરજનો, રાજા, પુરંદર, રત્નસાર, પુણ્યસાર વગેરે ત્યાં જઇ રાજા રત્નસાર વગેરે તેમ કરવાનું કારણ પૂછે છે, તેથી તે કહે છે કે ઇષ્ટના વિયોગથી દૈવે મને ખંડિત કરવાથી કાષ્ટભક્ષણ

કરું છું. જ્યારે રાજા તેનો કોઇ ઇષ્ટ મિત્ર હોય તે આને બોધ પમાડી મૃત્યુમાંથી બચાવે, એમ આદેશ કરતાં પુણ્યસાર તે જાણી ત્યાં આવે છે અને પુણ્યસાર મિષ્ટ વચનોવડે દુઃખનુ કારણુ જણાવવાનુ કહેતાં તે કહે છે કે જેનાથી હું દુઃખી થાઉં છુ તે દેખાતો નથી. ત્યારે તે લખેલા શ્લોકો બોલી કહે છે કે આ શ્લોકો તેં લખ્યા છે ? પુણ્યસારે હા કહેતાં હું ગુણસુંદરી નામની તમારી પ્રિયા છુ કે જેમને તમે તોરણના દ્વારમા મૂકી ચાલ્યા ગયા હતા જેથી તમારા માટે જ મે આ પ્રયાસ કર્યો છે. પછી તેણીના કહેવાથી પોતાના ઘેરથી પુણ્યસાર સુંદર સ્ત્રીવેષ મંગાવી આપે છે. ગુણસુંદરી પતિ અને સર્વને વાંદે છે. રાજાને પુણ્યસાર સર્વ વૃત્તાંત જણાવે છે. અહિં રત્નસાર શેઠ રાજાને જણાવે છે કે મારી પુત્રીને જે પરણેલ છે તે આ પુણ્યસારની સ્ત્રી છે જેથી મારી પુત્રી પણ પુણ્યસારની સ્ત્રી થાય પછી વલ્લભીપુરથી આવેલી સર્વ સ્ત્રીઓ અને રત્નસુંદરી વિ૦ આઠ પુણ્યસારને ઘેર આવે છે. હવે એકદા **જ્ઞાનસાર** નામના આચાર્ય ભગવાન પધાર્યા જેને વાંદવા પુરંદર, પુણ્યસાર સહિત જાય છે અને વાંદી પુણ્યસારે પૂર્વે શુ પુણ્ય કર્યું હતુ તે કૃપા કરી જણાવો તેમ પૂછતા અવધિજ્ઞાનધારક આચાર્યમહારાજ જણાવે છે કે, **નીતિપુર** નગરમા એક સંતાન રહિત કુલપુત્ર હતો. સંસારથી ઉદ્વેગ પામેલા તેણે **સુધર્મ** મુનિ પાસે દીક્ષા લીધી. તે સમ્યક્ પ્રકારે પાચ સમિતિ અને બે ગુપ્તિ, સાત પ્રવચન માતાનું પાલન કરતો હતો પરંતુ એક કાય ગુપ્તિમા દૃઢ નહોતો. જ્યારે જ્યારે કાયોત્સર્ગમાં રહેતો અને દંશ, મશકનો ઉપદ્રવ થાય ત્યારે વખત પૂર્ણ થયા પહેલા પારતો હતો. પછી ગુરુમહારાજ તેને થતા આવશ્યકખંડન તથા વ્રતના ભંગથી મોટો દોષ થાય છે તેમ શિખામણ આપતા કાયગુપ્તિનો નિર્વાહ કરવા લાગ્યો. છેવટે સમાધિપૂર્વક મરણ પામી તે પ્રથમ દેવલોકમા ગયો. ત્યાથી ચ્યવી હે શ્રેષ્ઠી ! તારો પુત્ર થયો છે. પૂર્વભવે સાત પ્રવચન પાળવાવડે સાત પ્રિયાથી અને એક પ્રવચન માતાને કષ્ટવડે પાળવાથી તેની એક પ્રિયા પણ તે જ પ્રમાણે થઇ જેથી ધર્મકાર્યમાં હમેશાં અપ્રમાદ કરવો જોઇએ. પછી પુરંદરે દીક્ષા લીધી અને પુણ્યસારે શ્રાવક વ્રત ગ્રહણ કર્યું. છેવટે પુત્રો થતાં દીક્ષા લીધી અને છેવટે સુગતિને ભજનાર થયો.

આ પ્રમાણે પુણ્યસારની કથા સાભળી કનકશક્તિએ ગુરુ પાસે તેમજ તેની બે પ્રિયાઓએ **વિમલમતિ** સાધ્વી મહારાજ પાસે દીક્ષા લીધી. એક દિવસ કનકશક્તિ મુનિ સિદ્ધિપર્વત ઉપર જઇ એક રાત્રિ પ્રતિમાએ રહ્યા છે ત્યાં પૂર્વ ભવનો વૈરી હિમચૂલ નામના દેવે ઉપસર્ગો કર્યાં જ્યા વિદ્યાધરોએ તેને નિવારણ કર્યા પછી પ્રભાત થયા પછી તે મુનિ **રત્નસંચયા** નગરીના **સુરનિપાત** નામના ઉદ્યાનમાં જ્યાં ચાર ઘાતી કર્મો ક્ષય થતા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ ત્યા દેવો, વજ્રાયુધ ચક્રી વગેરેએ કેવલજ્ઞાનનો મહિમા કર્યો પછી એક દિવસ ક્ષેમંકર જિનેશ્વર ઈશાન દિશામા સમવસર્યા. ચક્રીને વધામણી મળતા ત્યા આવી જિનેશ્વરને વાંદી ધર્મદેશના સાભળવા યોગ્ય સ્થાને બેઠો. પછી સહસ્રાયુધ પણ ત્યા આવી પ્રભુને વાંદી વિનંતિ કરી કે પવનવેગ વગેરેના પૂર્વ અને પછીના ભવો મારા પિતાજીએ શી રીતે જાણ્યા ? મને તે મોટું કૌતુક થયુ છે. ભગવાને કહ્યુ કે હે ! સહસ્રાયુધ, વજ્રાયુધે અવધિજ્ઞાનવડે તેના ભવનુ સ્વરૂપ જાણ્યું છે. આ જ્ઞાન કેટલા પ્રકારનું તેમ ફરી પૂછતાં પ્રભુએ કહ્યુ કે—આ જ્ઞાન આગમમા પાંચ પ્રકારનુ પ્રસિદ્ધ છે. ૧ મતિ, ૨ શ્રુત, ૩ અવધિ, ૪ મનઃપર્યવ, ૫ પાચમું કેવલજ્ઞાન છે. બુદ્ધિ, સ્મૃતિ અને પ્રજ્ઞા તે મતિજ્ઞાનના પર્યાયવાચક શબ્દો છે તેના જુદા ભેદો બુદ્ધિમાન જનોએ કહેલ છે ભવિષ્યકાળના વિષયવાળી મતિ કહી છે, વર્તમાન કાળના વિષયવાળી બુદ્ધિ છે અને ભૂતકાળના વિષયવાળી સ્મૃતિ છે. ત્રણે કાળના વિષયવાળી પ્રજ્ઞા છે. મત્યાવરણ કર્મનો ક્ષય થવાથી ચાર પ્રકારની ઔત્પત્તિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એ ચાર પ્રકારની છે પૂર્વે નહિ જોયેલી અને નહિ સાભળેલી વસ્તુ વિષે તરત જે જે બુદ્ધિ ઉત્પન્ન થાય તેને ડાહ્યા પુરુષો ઔત્પત્તિકી બુદ્ધિ કહે છે જેને વિષે ભારતવર્ષમા શિલા વગેરે વસ્તુને જાણવામાં રોહકનુ દૃષ્ટાંત છે.

**ઉજ્જયનિ** નગરીમાં **અરિકેશરી** નામનો રાજા હતો. તે નગરની પાસે મોટી શિલાના ચિહ્નવાળા નટ ગામને વિષે **રંગશૂર** નામનો ચારણ હતો. તેને કળાપાત્ર બાલ છતા અબાલપણાવાળો અતિ બુદ્ધિશાળી **રોહક** નામનો પુત્ર હતો. રોહકની માતા મરણ પામ્યા પછી તેનો પિતા બીજી સ્ત્રી રૂકમણી નામની પરણ્યો હતો. ગર્વવાલી તે સ્ત્રી રોહકના તેવા પ્રકારના અગસરકાર કરતી ન હતી, જેથી તેણીને કહે છે કે તારું સારું નહિં થાય. કોપ પામેલી તેની તે માતા તુ શુ કરવાનો છે? તેમ ઊડીને કહે છે. રોહક તેના પિતા પાસે તેણીનું અનિષ્ટ શી રીતે કરવું તેનો વિચાર કરી રાત્રિના એકદમ બોલ્યો કે–કોઈ પણ પુરુષ આ ઘરમાથી ચાલ્યો જાય છે આ પ્રમાણે સાંભળી તેના પિતા જાગીને તેને દેખાડવા જણાવે છે. પછી તેના પિતા રૂકમિણી પ્રત્યે વિરાગી થવાથી પ્રગટ દુઃખને ભજનારી થઇ. પછી રોહકની માતાએ વિચાર્યું કે આ બાલકે તેના પિતાને ક્રોધ પમાડયો છે, માટે હવે રોહકની આગતાસ્વાગતા કરુ, જેથી મારા પતિનો શોક શમી જશે. પછી રોહકને તેણીએ કહ્યુ કે મારા પતિ મારી સન્મુખ કર. હું પ્રગટ રીતે તારી દાસી છુ. પછી રોહક ચાંદની રાત્રિને વિષે તે જ પ્રમાણે બોલી પોતાના પિતાને જગાડે છે અને પોતાના શરીરની છાયા બતાવે છે જેથી તેના પિતાએ કહ્યુ કે આ તો તારી છાયા છે, જેથી રોહક બોલ્યો કે હે પિતા! પ્રથમ મે પણ આવા જ પ્રકારનો પુરુષ જોયો હતો. પછી તેના પિતાએ પસ્તાવો કર્યો, તેની સ્ત્રી તેને વહાલી થઇ. પછી રોહક પોતાના પિતા સાથે ભોજન કરતો હતો કારણ કે બુદ્ધિમાન પુરુષો પોતાની અપરમાતા ઉપર પણ પ્રાયે વિશ્વાસ કરતા નથી. એક દિવસ પિતા સાથે ઉજ્જયિનીમા જઈ ક્ષીપ્રા નદીને કાંઠે ધૂળનું નગર બનાવ્યું. ત્યા રાજાને અશ્વ સહિત આવતા દેખી રોહક કહે છે કે–શું દેવાલય પ્રાસાદ વિગેરે યુક્ત આ નગરને તું ભાંગી નાંખવા આ રસ્તે આવ્યો? આવું બુદ્ધિપૂર્વક વચન સાભળી રાજાએ બીજાને પૂછતાં જાણ્યું કે રંગશૂરનો રોહક નામનો પુત્ર છે. પછી રાજા પાંચશેંહ મંત્રીઓના અગ્રેસર મંત્રી બનાવવા કોઈ બુદ્ધિમાનની શોધ કરતો હતો જેથી આ રોહકના શબ્દોથી મોહ પામી તે કોનો પુત્ર છે તે જાણી તેની બુદ્ધિની પરીક્ષા કરવા ગામના લોકોને નીચે પ્રમાણે આદેશો કર્યા. પા. ૧૦૮.

૧. આ ગામમાં મારે એક પ્રાસાદ કરવો છે, પણ ઘણા દ્રવ્યવડે એક જ વસ્તુથી કરવો છે.

૨. આ મેષનુ ઘાસચારા વચ્ચે પોષણ કરવું પણ ચરબી ન થવા દેવી.

૩. એક કુકડો મોકલુ છું તેને એકલાને જ યુદ્ધ કરાવવુ.

૪. યન્ત્રને વિષે પીલી તેલ કાઢવુ, પરંતુ જે માપવડે તલ માપેલા હોય તે જ માપવડે તેલ માપવું.

૫. પછી રેતીની વાડ કરાવી તેવડે શાલ–ચોખાનું રક્ષણ કરવું.

૬. એક વૃદ્ધ હાથીને મોકલું છું તેને પાળવો, તેની જેવી સ્થિતિ હોય તેવી કહેવી પરતુ મૃત શબ્દ ન ઉચ્ચારવો.

૭. સ્વાદીષ્ટ જળવાળા કુવાને અહિં લાવવો.

૮. ઉત્તર દિશામાં વન છે તેને દક્ષિણ દિશામાં કરવુ.

૯. ઉકરડાના યત્નવડે તપેલી મૂકી અગ્નિ વિના ખીર રાધવી.

આ નવ પ્રશ્નો તથા પરસ્પરવિરોધી વ્યવસ્થાવડે કેટલાક પ્રશ્નો કર્યા. (પા. ૧૦૯) તેના જવાબો વિજ્ઞાન, બુદ્ધિ અને વાણીવડે જે જવાબો રોહકે આપ્યા છે તેથી રાજાએ રોહકનો આ મતિનો વૈભવને જોઇ સભામાં આનંદ જાહેર કર્યો. તેની અહિં સંક્ષિપ્તમા કથા આપી છે. આ ગ્રથમાં આ કથા

પા. ૧૦૭ થી પા. ૧૦૯ મા છે જે ગ્રંથ વાંચતા ત્યા રસની ક્ષતિ ન થાય તેમજ ગ્રંથની મહત્વતા ઓછી ન થાય માટે અહિ સંક્ષિપ્તમાં અહિં આપી છે. હવે અહિ રાજા તેને મુખ્ય મંત્રી બનાવે છે.

મતિજ્ઞાની પુરુષો મતિજ્ઞાનના ક્ષયોપશમથી કેટલું જાણી-કહી શકે છે, તે આત્માનો કેવો અપૂર્વ ગુણ છે અને જૈન શાસ્ત્રો આ અને બીજા દરેક વિષયોમાં કેટલા ઊંડા ઉતર્યા છે, અને તેથી જ જૈનદર્શન, સનાતન દર્શન, સર્વ નય દર્શન, શ્રી સ્યાદ્વાદ દર્શન હોવાથી જ તે સર્વ દર્શનોમાં મુખ્ય, સત્ય, પ્રમાણિક માત્ર જૈન દર્શન છે તેમ તેથી જણાય છે. શ્રદ્ધાળુ વાંચકો આવા ગ્રંથોનું મનનપૂર્વક પરિશીલન કરે ત્યારે જ તેઓ આત્મિક આનંદ પ્રાપ્ત કરે છે. હવે ક્ષેમંકર પ્રભુ મતિજ્ઞાનનાં બીજા ભેદો જણાવે છે. વિનયવડે ગુરુ પાસે ભણેલા પણ નિમિતાદિક શાસ્ત્રોને વિષે સારા વિચાર કરનારી વૈનયિકી બુદ્ધિ, કારીગર અને લેખકના ઘર અને ચિત્રાદિક કરવામા ક્રિયાથી જે ઉત્પન્ન થયેલી બુદ્ધિ તે કાર્મિકી બુદ્ધિ અને પરિણામના વશથી સર્વ વસ્તુનો નિશ્ચય કરવાથી પ્રતિબોધ કરનારી પારિણામિકી બુદ્ધિ છે. એ ચારે પ્રકારની બુદ્ધિ મતિજ્ઞાન વિષયક છે. આ જ્ઞાન હોવાથી પ્રાણીઓને શ્રૂતજ્ઞાન પ્રગટ ઉત્પન્ન થાય છે.

જે ભણવાથી ત્રણ કાળના વિષયવાળી વસ્તુ જણાય છે તે સ્વર, વ્યંજન, વગેરે શ્રૂતજ્ઞાન કહેલું છે. જેના વડે પ્રાણીઓના કેટલાક ભવો જણાય તે સર્વ દિશામાં અવધિવાળુ અવધિજ્ઞાન છે. સંજ્ઞિ જીવોના મનના ભાવો જેના વડે જણાય છે તે મનઃપર્યવ નામે ચોથુ જ્ઞાન છે. સર્વ ઠેકાણે હમેશા કોઇ પણ પ્રકારે સ્ખલના ન થાય, અનંત પ્રાણી પદાર્થો પરત્વેનુ, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું, ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું એક સમય માત્રનુ જ્ઞાન જે સિદ્ધિસુખને કરનારુ તે કેવલજ્ઞાન છે. દેશના પૂરી થયા બાદ વજ્રાયુધે ઘેર જઇ સહસ્રાયુધને ગાદીએ બેસાડી પછી ચાર હજાર રાજાઓ રાણીઓ અને સાતસો પુત્રો સહિત તેણે દીક્ષા ગ્રહણ કરી પછી વિહાર કરતાં કરતાં એક વખત સિદ્ધિ પર્વત ઉપર પધાર્યા. ત્યા વૈરોચન સ્તંભ ઉપર સુંદર શિલા ઉપર એક વર્ષની પ્રતિમા ધારણ કરી રહ્યા. અહિ અશ્વગ્રીવના પુત્રો મણિકુંભ અને મણિધ્વજ જે દેવપણે ઉત્પન્ન થયા હતા તે ત્યાં આવે છે અને પિતાનું વૈર સંભારી અનેક ઘોર ઉપસર્ગો કરે છે. જે વખતે રંભા અને તિલોત્તમા નામની ઇંદ્રની બે અગ્રમહિષીઓ તે વજ્રાયુધ મુનિને નમસ્કાર કરવા ત્યાં આવે છે, તેમને જોતા બને દેવો નાસી ગયા. દેવીઓએ તેને ભયંકર તર્જના કરી. પછી મુનિ પાસે ઉત્તમ નૃત્ય, ભક્તિ કરી, પ્રણામ કરી બને સ્વસ્થાને ગઇ. પછી પ્રતિમાધારી વજ્રાયુધ મુનિ પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. ક્ષેમંકર પ્રભુ મોક્ષમા પધાર્યા પછી **પિહિતાશ્રવ** નામના ગણધર સહસ્રાયુધના નગરમાં આવ્યા. તેનો પ્રતિબોધ સાંભળી પોતાના પુત્ર **શતબલને** રાજ્ય આપી દીક્ષા લીધી. પછી પિતા પુત્ર મળ્યા ને વિવિધ પ્રકારનાં તપ કરી ઇષિત્પ્રાગ્ભાર નામના પર્વત ઉપર જઇ તે બને પાદપોપગમવડે અનશન કરી રહ્યા, પછી બને મુનિઓ શરીરનો ત્યાગ કરી નવમા ગ્રૈવેયકમા ગયા. એ રીતે આ પ્રસ્તાવમાં **શાંતિનાથ** પ્રભુના **આઠમા નવમા ભવનું** વર્ણન કરવામા આવ્યુ તે સઘનું કલ્યાણ કરનારું થાઓ તેમ જણાવી આ પ્રસ્તાવ ગ્રંથકર્ત્તા આચાર્ય મહારાજ પૂર્ણ કરે છે.

## **પ્રસ્તાવ ૫ મો.** (પા. ૧૧૩ થી ૧૫૦ સુધી)

આ પ્રસ્તાવમાં પ્રભુના દશમા અગીયારમા ભવનુ વર્ણન આચાર્ય મહારાજ જણાવે છે.

વજ્રાયુધનો જીવ ગ્રૈવેયકથી ચ્યવી જંબૂદ્વીપના મહાવિદેહની પુષ્કલાવતી નામની વિજયમા **પુંડરીકિણી** નામની નગરીમાં **ધનરથ** નામના રાજા તીર્થંકર હતા તેની **પ્રીતિમતી** નામની રાણીની કુક્ષિને

વિષે જન્મે છે અને સહસ્રાયુધનો જીવ તેમની બીજી રાણી **મનોહરી**ની કુક્ષિમાં પુત્રપણે જન્મે છે. જ્યાં અનુક્રમે તેમના મેઘરથ અને દઢરથ નામ પાડવામાં આવે છે. બાલપણામા કલાચાર્ય પાસે બહોતેર કલા શિખે છે જે નામો જાણવા જેવા છે. (પા ૧૧૩). હાલના કાળમાં કલા શિખવવામાં આવતી નથી તેમ તેવા શિખવનાર કલાચાર્યો પણ નથી. યૌવનવય થતા **સુમંદિર** નગરના રાજા **નિહતારી** રાજાની બે પુત્રીઓ **પ્રિયમિત્રા** અને **મનોરમાને** મેઘરથ પરણે છે અને તેની નાની બ્હેન **સુમતીને** દઢરથ પરણે છે. મેઘરથને તેની બે પત્નીઓથી અનુક્રમે **નંદીષેણ** અને **મેઘસેન** નામના બે પુત્રો થયા અને દઢરથને **રથસેન** નામનો એક પુત્ર થાય છે. એક દિવસ ધનરથ રાજા પુત્રો, પૌત્રો સહિત રાજસભામાં બેઠેલ છે, જે વખતે નવા શિખેલા પોતાના પુત્રોની પરીક્ષા કરવા પુત્રોને જણાવે છે કે, તમારી બુદ્ધિનો પ્રકાશ કરવા સામસામા પ્રશ્નોત્તર કરો, જેથી પરસ્પર બને ભાઈઓ તેમ કરતાં જે પ્રશ્નો પૂછે છે તેનો બીજો ઉત્તર આપે છે. જેના ઉત્તરો **કલાભ્યાસ, મહીપતિ, જીવરક્ષા** અને **ભાવના** આ ચાર જવાબો આપે છે તે જાણવા જેવા છે. (પા. ૧૧૩)

પૂર્વકાળમાં પુત્રોએ લીધેલા શિક્ષણની પિતા પરીક્ષા કરતા હતા આજે જ્યાં પિતા તેવા શિક્ષિત પણ નથી તેમ તેવા કલાચાર્યો પણ નથી. વળી આ દેશને આ કાળને બધબેસતુ શિક્ષણ પણ મળતુ–અપાતુ નથી. પરંતુ પરદેશનુ અનુકરણવાળુ શિક્ષણ છે ત્યાં આવી શી આશા રખાય? એટલામા ત્યાં રાજસભામા એક ગણિકા પોતાના કુકડાને બતાવી, તેને કોઇ બીજાનો કુકડો જીતે તો તેને એક લાખ રૂપીઆ આપવા રાજાને જણાવે છે ત્યા રાણી પોતાનો કુકડો લાવી તેની સાથે યુદ્ધ કરાવતા બેમાંથી કોઈ ન હારવાથી તેનુ કારણ તીર્થંકર મહારાજ ધનરથને જણાવે છે. (પા. ૧૧૫) ભરતક્ષેત્રમાં **રત્નપુર** નગરમાં **ધનદ** અને **સુદત્ત** નામના બે મિત્રો હતા મિથ્યાત્વપણાએ કરી ખોટા તોલ, માપ વગેરેના આર્ત્તધ્યાનના વ્યાપારવડે અન્સ્પરસ મરી પ્રથમ હાથી, બીજે ભવે અયોધ્યા નગરીમાં **નંદીમિત્રને** ત્યાં પાડા થયા, ત્યાંથી મરી ઘેટા ત્યાથી મરી આ બે કુકડા થયા છે. અને તે કુકડા મોટા ક્રોધવાળા ખેચરથી અધિષ્ઠિત છે. તે ખેચરોના પણ પૂર્વ ભવ મેઘરથ પિતાને કહે છે.

વૈતાઢ્ય પર્વત ઉપર **સુવર્ણનાભ** નગર તેનો **ગરૂડવેગ** રાજા તેને **ચંદ્રતિલક** અને **સુરતિલક** નામે બે પુત્રો હતા. તે બને એક વખત શાશ્વતા અરિહતની પ્રતિમાને વાદવા મેરુ પર્વત પર જાય છે. ત્યાં **સાગરચંદ** નામના ચારણ મુનિને વાંદી પોતાનો પૂર્વભવ પૂછતા મુનીશ્વર જણાવે છે કે ધાતકીખંડના ઐરાવત ક્ષેત્રમા **વજ્રપુર** નગર અને તેનો **જયઘોષ** નામે રાજા ને **સુવર્ણતિલકા** નામે રાણી હતી. તેને **જય** અને **વિજય** નામે બે પુત્રો હતા **સુવર્ણનગરના શંખ** રાજાને **પૃથ્વીદેવીથી** ઉત્પન્ન થયેલી **પૃથ્વીસેના** નામની એક પુત્રી હતી તેને અભયઘોષની સાથે પરણાવી હતી. એક વખતે સો રાણીઓ સહિત વસતઋતુમા ક્રીડા કરવા જાય છે, જ્યા પૃથ્વીસેના **દંતદમન** નામના મુનિને જોઈ ઉપદેશ સાંભળી દીક્ષા લે છે રાજા નગરમા આવે છે એક દિવસ તેને ઘેર છદ્મસ્થ **અનંત** તીર્થંકર પધારતાં પ્રાસુક અન્ન વહોરાવે છે. અને પછી રાજા પોતાના બે પુત્રો સહિત દીક્ષા લે છે. વીશ સ્થાનક તપવડે તીર્થંકર ગોત્ર બાધી સ્વર્ગે જાય છે. અહિં અભયઘોષનો જીવ ત્યાથી ચ્યવી હેમાંગદ રાજાનો **ધનરથ** નામે પુત્ર થાય છે. જય વિજયના જીવ ત્યાથી ચ્યવી તમારા પુત્રો થયા. હે પિતા ! તે મુનીશ્વરે તે બંનેને કહેવાથી ઉત્સુક થયેલા તે બે વિદ્યાધરો અહિં આવી યુદ્ધ કરતા આ બે કૂકડાને જોઈ વિદ્યાવડે તે બે વિષે અધિષ્ઠિત થયા. મેઘરથે કહેલ પૂર્વભવની વાત સાંભળી તે ખેચરો ત્યા પ્રગટ થઈ પૂર્વભવ જાણી પોતાને હવે શું કરવુ તે પૂછતાં ધનરથ રાજા સમકિત સહિત અહિંસાયુક્ત ધર્મ સભળાવે છે. ત્યાથી મરી બને વ્યંતર દેવ થાય છે હવે સમય થતા લોકાંતિક દેવો આવી **ધનરથ** તીર્થંકર ભગવાનને

તીર્થ પ્રવર્તાવવા વિનંતિ કરે છે. વરસીદાન આપી તીર્થંકર ભગવાન દીક્ષા લે છે. કેવલજ્ઞાન પ્રાપ્ત કરી ભવિજીવોના ઉપર ઉપકાર કરતાં પ્રભુ અનેક સ્થળે વિચરે છે. દરમ્યાન દઢરથ તથા મેઘરથ **દેવરમણ** ઉદ્યાનમાં આનંદ કરવા જાય છે. ત્યાં વિમાનમાંથી વિદ્યાધર **સિંહરથ** અને તેની ભાર્યા **વેગવતી** ત્યાં આવે છે. તે બંનેનું સુદર સ્વરૂપ જોતાં મેઘરથની રાણીના પૂછવાથી તેનો પૂર્વભવ જણાવે છે. સંઘપુર નગરમાં **રાજગુપ્ત** નામનો કુલપુત્ર હતો, જેને **શંખિકા** નામની સ્ત્રી હતી. નિર્વાહના માટે તે બંને બીજાને ઘેર કામ કરતા હતા. એક વખત કાષ્ટ લેવા જતાં એક મહામુનિને જોઇ નમસ્કાર કરે છે. અને મુનિશ્રી જિનેશ્વરે કહેલો ધર્મ સંભળાવે છે. જેથી તેઓ બત્રીશકલ્યાણક નામનો શ્રેષ્ઠ તપ કરે છે. શ્રદ્ધાપૂર્વક તે તપ કરતાં પારણાના દિવસે એક મુનિરાજને ભાવપૂર્વક વહોરાવે છે. છેવટે દીક્ષા લે છે. રાજગુપ્ત આચામ્લ તપ કરે છે. આયુષ્ય પૂરુ થતાં બંને બ્રહ્મલોક દેવલોકમાં જાય છે ત્યાંથી ચ્યવી આ તે સિંહરથ અને વેગવતી થયા છે. બંનેએ પૂર્વભવ સાંભળી તીર્થંકર મહારાજ પાસે દીક્ષા લઈ ઉગ્ર તપ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પામે છે. ( પા. ૧૧૬–૧૧૮ ). હવે એક વખત મેઘરથ રાજા પૌષધવ્રત ગ્રહણ કરે છે અને પૌષધશાળામા સર્વ રાજાઓને ધર્મદેશના આપે છે તેટલામાં ભયગ્રસ્ત થયેલો, કંપતા શરીરવાળો એક **પારેવો** (પારાપત) " હે રાજા ! હું તમારે શરણે છું. " એમ મનુષ્યવાણીથી બોલતો રાજાના ખોળામાં પડે છે, તેની પાછળ એક ક્રૂર **શ્યેનપક્ષી**( સિંચાણો ) આવી " તમારા ખોળામાં પડેલ પારાપત મારું ભક્ષ્ય છે, માટે ભૂખ્યા એવા મને આપો " તેમ કહે છે. મેઘરથ રાજા કહે છે કે મારે શરણે આવેલાને હું આપી શકતો જ નથી. કારણકે " શૂરવીરને શરણે આવેલ, સર્પનો મણિ, સિંહની કેશવાળી અને સ્ત્રીનું ઉરૂસ્થળ આ પદાર્થો તેમનાં જીવતા કોઇથી લઇ શકાતા નથી. " વલી બીજાના પ્રાણવડે પોતાનું પોષણ કરવું તે કાર્ય નરકમાં લઇ જનાર છે. તારું એક પીંછુ છેદવાથી તને જે દુઃખ થાય છે તેમ બીજાને પણ થાય છે. વળી તેના નાશથી ક્ષણવાર તને કદાચ તૃપ્તિ થાય પણ આના સર્વનાશથી ( જીવહિંસા થવાથી ) જરૂર તુ નરકે જઈશ. જેથી દયાદિ ગુણવડે કરી જેમ એક વાનરી સ્વર્ગે ગઇ તે દૃષ્ટાંત સાંભળ

**હરિકાંતા** નગરીમાં **હરિપાળ** નામનો રાજા હતો. તે નગરમાં એક ક્રૂર **નિષાદ** નામનો હિંસક રહેતો હતો. તે નગરની બહાર દયા વગેરેના ગુણવાળી **હરિપ્રિયા** નામની વાંદરી હતી. ત્યાં એક દિવસ ભયંકર સિંહને જોતાં તે નિષાદ બીકથી વૃક્ષ ઉપર ચડી ગયો, જયાં આ વાનરી જોતાં પ્રથમ ભય પામ્યો. છેવટે પ્રસન્ન મુખવાળી તેણીને જોતા તેની પાસે નિષાદ બેસે છે, તેવામાં સિંહ વાનરીને કહે છે કે તે મનુષ્યને મને આપ, કારણ કે આ જગતમાં કોઇ પણ ઉપકારને જાણતું નથી તેમાં મનુષ્ય તો વિશેષ કરીને જાણતો નથી. માટે તેના ઉપર તને **સુવર્ણકાર**ની કથા કહુ છું તે સાંભળ

કોઈ એક ગામમાં **શિવસ્વામી** નામનો બ્રાહ્મણ તીર્થ કરવા નીકળે છે. રસ્તામાં તૃષા લાગવાથી એક પુરાણો કુવો જોતાં તેમાં દોરડીને નાખતાં તેને પકડી એક વાનર, બીજી વખત નાંખતા વાઘ અને સર્પ નીકળ્યાં. હવે જાતિસ્મરણ જ્ઞાનવડે તે વાનરે અક્ષરોવડે લખી બ્રાહ્મણને જણાવ્યું કે અમે મથુરા નગરીની પાસે રહીયે છીયે, આ ઉપકારના બદલામા તારૂ કંઈ કરીશુ, માટે તુ ત્યાં આવજે. હવે આ કૂવામા એક કૃતઘ્ની મનુષ્ય પડેલો છે તેને તારે બહાર કાઢવો નહિં. એમ કહી તેઓ ચાલ્યા ગયા પછી દયાળુ બ્રાહ્મણ તેના ઉપર ઉપકાર કરવા તેને પણ બહાર ખેંચી કાઢે છે અને તેને પૂછતાં તે કહે છે કે હુ સુવર્ણકાર( સોની ) મથુરાનો રહેનાર છુ. તારો ઉપકાર થયો, તુ હવે મથુરામાં આવજે. પછી કેટલાક દિવસે બ્રાહ્મણ મથુરામા આવે છે અને વાનર તેને જોઈ હર્ષ પામી મનોહર ફલો લાવી તેનું સન્માન કરે છે. વાઘ તેનુ સન્માન કરવા માટે વાડીમાં જઇ અવિવેકીપણાવડે ત્યાં રહેલા રાજપુત્રને મારી નાંખી

તેનું બહુમૂલ્ય વસ્ત્ર લઇને ઉપકાર કરનાર તે શિવાસ્વામીને આપે છે. હવે તે લઇ બ્રાહ્મણ તે સુવર્ણકારને ઘેર આવે છે. બ્રાહ્મણ દૂરથી જોઇ નીચી દૃષ્ટિ કરી તેની સામુ પણ જોતો નથી. તને કૂવામાંથી કાઢનાર બ્રાહ્મણ હું આવ્યો છું તેમ કહેતાં સોની ઉચું જોઇ તેને નમે છે. બ્રાહ્મણ તેને કહે છે કે આ મૂલ્યવાન ભૂષણ મને દાનમાં મળ્યું છે, તેનું સારું મૂલ્ય તું મને ઉપજાવી આપ. તેમ કહી બ્રાહ્મણ નદીએ સ્નાન કરવા જાય છે, તેટલામાં રાજપુત્રને હણનાર અને તેનું બહુમૂલ્ય વસ્ત્ર લેનારને હણવાની પટઘોષણા રાજા તરફથી થતી સાંભળી. સોની તે આભૂષણ પોતાનું જ ઘડેલું છે અને રાજપુત્રનું છે તેમ જાણતાં પોતાના માથે ગુન્હો સાબીત થશે તેમ જાણી આ બ્રાહ્મણ મારો અપરિચિત છે અને તેને બદલે મારે મારાથી મારો અનર્થ શું કામ કરવો ? તેમ વિચારી રાજા પાસે જઇ તે વસ્ત્ર આપી કુંવરને હણી વસ્ત્ર હરણ કરનાર શિવાસ્વામીને જણાવે છે, જેથી રાજા તેને પકડે છે અને રાજાના સેવકો વધ કરવાની ભૂમિ ઉપર લઇ જાય છે. જ્યાં સોનીની કૃતઘ્નતાને માટે બ્રાહ્મણ તેને ધિક્કારે છે અને વાઘ, સર્પ અને વાનરનુ કહ્યું નહિં માન્યુ માટે પશ્ચાત્તાપ કરે છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે "વેશ્યા, પાસા, કૂતરા, ચોર, જળ, બિલાડી, વાનર, અગ્નિ અને સુવર્ણકાર( સોની ) આટલા કોઇ વખતે વિશ્વાસ કરવા લાયક નથી." રસ્તામા સર્પ તેને ઓળખી તે ઉપકારનો બદલો આપવા ઉદ્યાનમાં જઇ ક્રીડા કરતી રાજપુત્રીને ડસે છે. રાજાને તે જાણ થતાં દુઃખી થાય છે અને મંત્રવાદીઓ બોલાવતાં એક માન્ત્રિક પોતાના નિર્મળ જ્ઞાનવડે રાજાને જણાવે છે કે, જે આ બ્રાહ્મણને મારવામાં આવે છે તે નિરપરાધિ છે. વળી આણે વનમાં રહેલા સર્પ, વાનર, વાઘ અને સોનીને એક વખત કુવામાંથી બહાર કાઢી ઉગાર્યા હતા. તે બ્રાહ્મણ અહિં આવતા વાનર ફળવડે અને વાઘે આપના પુત્રને હણી ઉપકારના બદલામાં તેનુ ભૂષણ બ્રાહ્મણને આપતાં બ્રાહ્મણે કિંમત ઉપજાવવા આ સોનીને આપતાં તે સુવર્ણકારે વસ્ત્ર બતાવી આપના પુત્રને આ હણનાર છે તેમ કહેવાથી આ બ્રાહ્મણને આપે હણવા આદેશ કર્યો છે. રસ્તામાં સર્પે ઉપકાર કરવા તમારી પુત્રીને ડસ્યો અને તેથી જો આ બ્રાહ્મણ મુક્ત થાય તો આ તમારી પુત્રી જીવશે. તેની ખાત્રી માટે મત્રવાદીએ સર્પને તે રાજપુત્રીમાં ઉતારતા તે તેણીએ કબૂલ કર્યું. પછી રાજા બ્રાહ્મણને મુક્ત કરતાં તે સર્પ તે ઝેરને ચુસે છે અને કુંવરી સજીવન થાય છે. બ્રાહ્મણ કહે છે કે "આ પૃથ્વી ઉપર જેની મતિ ઉપકારને વિષે હોય, અને બીજાનો ઉપકાર ભૂલે નહિ એવા માત્ર બે જ પુરૂષો પૃથ્વીને ધારણ કરે." પછી રાજા ખુશી થઇ તેને દેશ આપે છે. બ્રાહ્મણ તેના દેશમા જઇ નાગપૂજા કરી નાગપચમી પ્રવર્ત્તાવે છે ત્યારથી નાગપૂજા ( નાગપંચમીનુ પર્વ શરૂ થયેલ છે ) અહિ તે કથા કહી વાઘ વાનરીને એમ કહે છે કે બ્રાહ્મણ જેમ સુવર્ણકારથી વિપદા પામ્યો તેમ આ નિષાદ તારો અનર્થ કરશે માટે મને આપ. થોડા વખત પછી તે દુરાત્મા નિષાદના ખોળામાં માથું નાખી વાનરી સુવે છે, જ્યા વાઘ પાસે આવી વાનરીને પોતાના ભક્ષ માટે માગે છે. જો નહિં આપે તો તું ઘેર જઇ શકીશ નહિ; કેમકે એક વાનરે રાજાને હણ્યો હતો તે તું જાણતો નથી એમ કહેતાં નિષાદને વાઘ કથા કહે છે.

**નાગપુરનગરમાં પાવક** નામના રાજાને વિપરીત શિક્ષાવાળો એક અશ્વ બળાત્કારે ક્રીડા માટે લઇ જાય છે, ત્યાં ભૂખ્યો, તરસ્યો તે રાજાને એક વાનર મળ્યો, અને સુંદર ફળો લાવી રાજાને આપે છે, તેટલામાં મંત્રી, સામતો સહિત તેનું સૈન્ય ત્યાં આવે છે. પછી રાજા તે વાનરને પોતાના નગરમા લઈ જાય છે. તેને સ્વાદિષ્ટ ખોરાક આપે છે. પોતાના ઉપર કરેલ ઉપકાર વારંવાર સંભારે છે. એક દિવસ રાજા વસતઋતુમા વનને વિષે આવે છે ત્યા તે વાનરને પોતાના અગરક્ષક તરીકે રાખી કદલીગૃહમા સૂતો, જ્યાં તે કુબુદ્ધિવાળા વાનરે ભમરાના મિષથી ખડ્ગવડે રાજાની કધરા કાપી નાંખી. તેની જેમ તારા માટે પણ આ હિતકારક નથી. તે સાંભળી તે નિષાદ તે વાનરીને વાઘની પાસે

નાંખે છે. જે વખતે વાનરી પોતાનું ભક્ષણ કરવાનું કબૂલ કરી વાંદરાના પ્રાણ પૂંછડામાં રહે છે આ હીતકારી વચન તને કહું છું. વાઘે તેમ કરતાં વાઘના મુખમાં પૂંછડી મૂકી ત્યાંથી વાનરી વૃક્ષ ઉપર ચડી જાય છે. પછી વાઘ બીજે ઠેકાણે ચાલ્યો જાય છે. વાનરી નિષાદને લઇ તેના રહેઠાણે આવે છે. નિષાદ માટે ફળો લેવા જતાં તેનાં બાળકોને નિષાદ મારી નાખે છે, અને વાનરી આવતાં લાકડીવડે વાનરીને પણ મારી નાંખે છે, અને ઘેર આવે છે. રસ્તામાં વાઘ તેને મળે છે. તેને પાપી, અધમ, કૃતઘ્નિ વગેરે જાણી મારે પણ આ વધ કરવા લાયક નથી તેમ વિચારે છે. રાજા આ સર્વ વૃત્તાંત જાણતાં નિષાદને મારી નાંખવાનો હૂકમ કરે છે. રસ્તામા વાઘ તેને નહિ મારવા રાજાને જણાવે છે કે, આ પાપીના વધથી પણ અમુક અંશે પાપનો ભાગીદાર થઇશ. પછી નિષાદને રાજા કાઢી મૂકે છે. ( આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું છે કે બુદ્ધિશાળી પ્રાણી કષ્ટ વખતે પણ આવી રીતે યુક્તિ અને બુદ્ધિવડે તેવાં કષ્ટમાથી મુક્ત થઇ શકે છે ).

આ પ્રમાણે વાઘના બોલવાથી તુ તિર્યંચ હોવા છતાં મનુષ્યની ભાષા કેમ બોલે છે, તેમ કહેતાં આ ઉદ્યાનમાં વિશિષ્ટ જ્ઞાનવાળા સૂરિ છે તે સર્વ કહેશે. સૂરિજી પાસે આવી વાંદી વાનરી કઇ ગતિમાં ગઈ તેમ પૂછતાં સૂરિજી જણાવે છે કે તે મરી દેવલોકમાં ગઇ છે અને નિષાદ નરકમા જશે. પછી સૂરિ મહારાજ કેવાં કેવા પાપો કરવાથી પ્રાણી નરકમાં જાય અને કેવા કેવાં ઉત્તમ કાર્યો કરવાથી સ્વર્ગને ભજનારા થાય તે પર ઉપદેશ આપતાં જણાવે છે કે, તપ, સંયમ, દાન અને ઉપકારને વિષે નિરંતર તત્પર થયેલો, ગુરુવચનની રૂચીવાળો અને દયાળુ જીવ સ્વર્ગમા જાય છે. જીવહિંસા, મૃષાવાદ, ચોરી, પરસ્ત્રીગમન, પરિગ્રહ, કષાય અને વિષયવડે વ્યાપ્ત, નિર્દય, કૃતઘ્નિ, પાપી, પરદ્રોહી, રૌદ્રધ્યાની, ક્રૂર મનુષ્ય નરકમાં જાય છે. ”

“ ચાડીયો, પશુની જેવી બુદ્ધિવાળો, મિત્ર સાથે સદા શઠતા કરનારો, આ જીવ આર્તધ્યાનવડે તિર્યંચ ગતિમાં જાય છે. માધુર્ય, આર્જવવડે યુક્ત, દોષ અને કષાય રહિત, ન્યાયી, ગુણગ્રાહી જીવ મનુષ્ય ગતિને પામે છે. “ રૂચિવાળો અને દયાળુ જીવ સ્વર્ગમાં જાય છે તે હકીકત ખાસ મનન કરવા યોગ્ય છે. ” ( પા. ૧૨૪–૧૨૫ )

વાઘ મનુષ્યની ભાષાવાળો કેમ થયો? તેમ પૂછતાં સૂરિમહારાજ કહે છે કે સૌધર્મ દેવલોકની અંદર સામાન્ય દેવ છે. તેના રક્ષપાળ દેવો પૂછે છે કે આ વિમાનમાં કોણ દેવી થશે ત્યારે તેણે કહ્યું કે તે વાનરી થશે તેની પરીક્ષા કરવા એક દેવ તેના રૂપને ધારણ કરી અહિં આવ્યો તેથી મનુષ્યના જેવી શ્રેષ્ઠ વાણી થઈ. પછી પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસારી દેવપાળ રાજા ચિરકાળ વ્રત પાળી તે જ દેવલોકમા દેવલક્ષ્મી પામ્યો. જેમ જીવહિંસાવડે આ નિષાદ નરકને પામ્યો તેથી તારે આ જીવહિંસા સર્વથા તજવી. પછી શ્યેન પક્ષી મેઘરથ રાજાને કહે છે કે, તો હુ ક્ષુધાતુર હોવાથી, અકળાયેલ હોવાથી આપ સત્પુરૂષ છો જેથી પારાપતની જેમ મારૂ પણ રક્ષણ કરો. વિવેક, લજ્જા, દયા, ધર્મ, વિદ્યા, સ્નેહ સૌમ્યતા, પરાક્રમ આ સર્વ ક્ષુધાથી પીડા પામેલા ત્યાગ કરે છે. અંગીકાર કરેલું પણ પ્રાયે કરીને ક્ષુધાથી પીડા પામેલો ત્યાગ કરે છે. આ બાબતમાં નીતિશાસ્ત્રમાં કહેલું એક પ્રિયદર્શન નામના સર્પનુ દૃષ્ટાત મેઘરથ રાજાને તે શ્યેન પક્ષી પોતાને અનુકૂળ આપે છે. જે સામાન્ય છે ( પા. ૧૨૫ ) તે દૃષ્ટાંત આપી સિચાણો કહે છે કે હે રાજા! ક્ષુધાથી પીડાયેલો શુ કામ નથી કરતો? ક્ષીણ થયેલા માણસો નિર્દય હોય છે, ક્ષુધાથી પીડાયેલો હું કૃત્ય, અકૃત્યને જાણતો નથી અને જેટલામાં મારા પ્રાણ ન જાય તેટલા માટે મને આપી પ્રસન્ન કરો. રાજા કહે છે કે તારા પ્રાણ ન જાય માટે હુ તને શ્રેષ્ઠ આહાર આપુ. શ્યેન પક્ષી કહે છે કે માંસ વગર બીજો

આહાર મને ઇષ્ટ નથી, રાજા તે જાતનો માર્કીટમાંથી માંસ લાવી આપવા કહે છે, સ્યેન પક્ષી કહે છે કે મારા દેખતાં પ્રાણીનું માંસ છેદીને જો આપવામાં આવે તો તૃપ્તિ થાય. પછી રાજાએ કહ્યું કે તુલામાં ધારણ કરેલો આ પારાપત પક્ષી જેટલા પ્રમાણવાળો થાય, તેટલા પ્રમાણવાળું મારૂ માંસ આપું તો કેમ! સ્યેન પક્ષી કહે છે "ભલે તેમ હો" પછી રાજા તુલા મંગાવી તેમાં એક બાજુએ પારાપત પક્ષી રાખે છે, પછી બીજી બાજુએ કરુણારસના સાગર, અપૂર્વ, અનુપમ, અતુલ દયાવારિધિ મેધરથ રાજાએ તીક્ષ્ણ છરીવડે પોતાના શરીરને છેદી છેદીને સ્યેનપક્ષીને માંસ નાંખવા લાગ્યા તેમ તેમ તે પારાપત અતિ અધિક અધિક વધવા લાગે છે. મોટા ભારવાળા તે પારાપતને જાણીને સાહસિકમા શિરોમણિ પરમ કૃપાનિધાન મેધરથ રાજા પોતે જ તુલા ઉપર ચડે છે, તે જોઇ સર્વ પરિવાર ત્યાં હાહાકાર કરે છે અને કહે છે કે, હા નાથ! આ જીવિતના ત્યાગનું સાહસ કેમ કરો છો? પરોપકારરસિક, કૃપાનિધાન અને સરલ આશયવાળા રાજા જ્ઞાનવાન છતા તેવા પ્રકારનો ઉપયોગ આપ્યો નહિં અને મનમાં વિચારે છે કે "અંગીકાર કરેલા કાર્યને જેઓ નિર્વાહ કરે છે, તેઓ જ આ પૃથ્વીતલને વિષે ધન્ય છે." આ પરિવાર ચલાયમાન સ્નેહવાળો, સ્વાર્થમાં લુબ્ધ છે તેમ કૃતઘ્ન અને અશુચિના ઘરરૂપ આ શરીર પણ નાશવંત છે; આ બનેની અપેક્ષાવડે હું વચનનો નાશ કેમ કરું? માટે મારે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવી જ જોઇએ. તે વખતે સર્વાંગ ભૂષણવડે શોભિત એક શ્રેષ્ઠ દેવ પ્રગટ થઇ બોલ્યો કે હે રાજા! ધન્ય છે; હે ધીર, હે દયાવીર, તારો જન્મ જીવિત સફલ છે કે જેથી આજે વિસ્મય પામેલા ઇશાનેદ્રે સભાને વિષે તારા નિર્મળ ગુણોની પ્રશસા કરી તેની શ્રદ્ધા નહિં કરતો તમારી પરીક્ષા કરવા હું અહિં આવ્યો અને પૂર્વના મત્સરવાલાં આ બે પક્ષીઓને મે અધિષ્ઠિત કર્યા તેમા હું પેઠો. પછી રાજાના પૂછવાથી આ બે પક્ષીઓનુ વેર કેમ થયુ તે દેવ જણાવે છે કે, "આ જ નગરમાં **સાગરદત્ત** નામનો વણિક અને તેને **વિજયસેના** નામની પ્રિયા હતી. તેને બે પુત્રો **ધન** અને **નંદન** નામના હતા. તે બંને ભાઇઓ રજા લઇ વ્યાપાર અર્થે **નાગપુર** નામના નગરમાં ગયા. અને ત્યાં વ્યાપારવડે એક બહુમૂલ્યવાળું રત્ન ઉપાર્જન કર્યું. એક દિવસ તે બને તે રત્ન માટે પરસ્પર યુદ્ધ કરતાં નદીજળમાં પડ્યા અને આર્તધ્યાનવડે મરણ પામી બને વનમા પક્ષીઓ થયા તે વખતે મેં તેને અધિષ્ઠિત કર્યા તેમ જણાવી તે દેવ સ્વર્ગમાં ગયો. પછી સભાસદોના પૂછવાથી મેધરથ રાજા તે દેવ કોણ હતો તે જણાવતા કહે છે કે આ ભવથી પૂર્વના પાચમા ભવમાં હું અનંતવીર્યનો મોટાભાઇ અપરાજિત નામનો બલદેવ હતો. તે વખતે દમિતારી નામના અમારા શત્રુની પુત્રીનું હરણ કરી તેને મારી નાંખ્યો હતો પછી સંસારમાં ભમી આ ભરતાર્ધમાં અષ્ટાપદ પર્વતના મૂળમાં તે તાપસનો પુત્ર થયો. તે પછી તપ કરી ત્યાથી મરી ઇશાન દેવલોકમાં આ સુરૂપ નામનો દેવ થયો. તે અહિં આવીને તેણે મારી પરીક્ષા કરી. તે સાભળી બને પક્ષીઓને જાતિસ્મરણ થતા, સવેગ પામતાં એવા તેણે પોતાની વાણીવડે પોતાને જે કરવા લાયક હો તે કહેવા જણાવતાં રાજા તેને સમ્યગ્દૃષ્ટિવડે અનશન કરવાનુ કહેતાં તેમ કરી પચનમસ્કારમંત્રનું સ્મરણ કરતા મરી તે ભુવનવાસી દેવ થયા. પછી અહિ મેધરથ રાજા પૌષધ પારી રાજ્ય ચલાવવા લાગ્યો. એક દિવસ સંવેગવાસિત તે મેધરથ રાજા અઠ્ઠમ તપવડે પ્રતિમા ધારણ કરીને રહેલ છે, ત્યા અઠ્ઠાવીશ લાખ વિમાનના અધિપતિ ઇશાનેંદ્રે ભક્તિના વશથી કહ્યું કે, હે મહાસત્ત્વવંત પુરુષ! તમો અરિહંત થવાના છો તેવા તમોને નમસ્કાર છે. તેની પ્રિયાઓ પાસે ઊભી છે તે ઇંદ્રને પૂછે છે કે તમો કોને નમસ્કાર કરો છો? તેના જવાબમાં ઇંદ્ર કહે છે—મેધરાજા જે પ્રતિમા ધારણ કરી ઊભા છે તેને ધ્યાનથી ઇંદ્ર પણુચલાયમાન કરી શકે તેમ નથી તેને નમસ્કાર કરું છું. તેની શ્રદ્ધા નહિં થવાથી **સુરૂપા** અને **અતિરૂપા** નામની તે બે દેવીઓ રાજાને ક્ષોભ પમાડવા અહિં આવે છે અને હાવભાવ, વચન વગેરેથી ઉપસર્ગો કર્યા તો પણ તેઓ ચલાયમાન ન થયાં ત્યારે છેવટે

દેવીઓ થાકે છે ત્યારે પ્રગટ થઇ, સ્તુતિપૂર્વક પ્રશંસા કરી, અપરાધ ખમાવી, નમસ્કાર કરી, પોતાને સ્થાને જાય છે. રાજાએ પૌષધ પાર્યો એક દિવસ ધનરથ તીર્થંકર ભગવાન ત્યાં પધારે છે તેને વાંદવા માટે રાજા મેઘરથ આવે છે. પ્રભુ દેશના આપતાં જણાવે છે કે, "જિનેશ્વરની પૂજા અને નમસ્કારને વિષે તથા અપૂર્વ નવા પાઠના શ્રવણને વિષે પ્રમાદ ન કરવો." જેથી શૂરરાજાની જેમ તે સુખને માટે થાય છે. ગણધર મહારાજ શૂર નામનો પુરુષ કોણ હતો તેમ પૂછતા પ્રભુ તેની કથા કહે છે.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામના નગરમાં **વીરસેન** નામનો રાજા હતો, તેને **ધારિણિ** નામની રાણી હતી. તેને આગળ જતાં પુત્ર થાય છે જેનુ નામ **દેવરાજ** પાડવામાં આવ્યુ, બીજો પુત્ર **વત્સરાજ** નામનો થયો. આઠ વર્ષની ઉંમર થતાં કળાચાર્ય પાસે સમગ્ર કળા બને શીખવા લાગ્યા. એક દિવસ રાજા જ્વરદાહના રોગથી વ્યાપ્ત થયેલો જે વખતે રાજાની માંદગીનો લાભ લઇ લાગતાવળગતા મંત્રીઓ સાથે વિચાર કરી દેવરાજ ગાદીએ બેસી જાય છે. રાજાની ઇચ્છા વત્સરાજને ગાદીએ બેસાડવાની હતી છતાં આમ બન્યું તેનો શોક કરે છે. દરમ્યાન વત્સરાજ પોતાના બંધુ પાસે વિનયપૂર્વક વર્તતા છતા પ્રજાપ્રિય હોવાથી મંત્રીઓએ તે ફાસ કાઢી નાખવા દેવરાજને ઉશ્કેરી વત્સ-રાજને દેશને છોડી જવા દેવરાજ ફરમાવતા વત્સરાજ મા અને માસી સાથે નગરથી બહાર નીકળે છે અને ચાલતાં ચાલતાં અવંતી દેશની **ઉજ્જયની** નામની નગરીમાં આવે છે. વત્સરાજ કેવો પુણ્યશાળી, સત્ત્વવાન, પરોપકારી અને દઢનિશ્ચયી છે, તેમજ પરદેશમાં પુણ્યપ્રભાવે લક્ષ્મી, માનસન્માન, સુંદર પત્નીઓ અને મનોવાંચ્છિત દૈવી વસ્તુઓ પ્રાપ્ત કરી સુખી થાય છે, તે હકીકત સુંદર અને અદ્ભૂત રીતે ગ્રંથકાર મહારાજે જણાવી છે, તે મનનપૂર્વક વાચવા જેવી જ છે સંક્ષિપ્ત અહિં કહેવામાં આવે છે.

ઉજ્જયિની નગરી, તેમાં **જિતશત્રુ** નામનો રાજા, તેને **કમલશ્રી** નામની રાણી હતી. હવે અહિં પોતાના કર્મનો વિચાર કરતાં વત્સરાજની મા તેની બ્હેન વિમલાને નિવાસસ્થાન કરવા ગામમા મોકલે છે. જ્યાં **સોમદત્ત** નામના શ્રેષ્ઠીને શાંત મૂર્તિવાળો જોઈ તેની પાસે વિમલા પોતાની બ્હેન અને પુત્રને તેની નિશ્રામાં રહેવા માટે સ્થાન માગે છે. શ્રેષ્ઠી પોતાના મકાનમાની એક ઓરડી દેખાડી તે ભાડાના બદલે તે બને બહેનો ઘરકામ કરવાની અને વત્સરાજ તેના ઢોર ચારવાની શરતે તેમજ ત્રણે ખાવા-પીવાની શરતે નોકરી સ્વીકારે છે "ઉદર માટે પ્રાણીને શુ શુ નથી કરવુ પડતુ?" હવે વચ્છરાજ નિરંતર વાછડા ચારવા જતા વનમા રાજકુમારોને કસરત કરતા જોઈ ત્યા જાય છે અને તેમાંનો કોઈ પણ યોગ્ય સ્થળે ઘાત થતા તે હર્ષના ઉદ્ગાર કાઢતો જાણી સાથેના તેના કલાચાર્ય વત્સરાજ બાલક છતા શસ્ત્રકર્મને જાણનારો છે એમ જાણી તેને નામઠામ પૂછે છે. વત્સરાજ નામ ન જણાવતાં હુ એક પરદેશી છુ એમ કહે છે. કલાચાર્ય વત્સરાજને પોતાની કળા બતાવવા જણાવતાં વત્સરાજ કળા બતાવી સૌને ખુશી કરે છે અને રાજકુમારો પોતાની સાથે વત્સરાજને ભોજન કરાવે છે. આમ થવાથી વાછડાઓ શ્રેષ્ઠીને ઘેર વહેલા મોડા આવતા, શ્રેષ્ઠી તેનુ કારણ પૂછતાં વિમલા તેનું અજાણપણું બતાવે છે. વત્સરાજ ઘેર આવી તેમ થવાનુ કારણ પોતે બહાર સૂતો હતો, કોઇએ જગાડ્યો નહિ તેમ કહે છે. આમ થવાથી શ્રેષ્ઠી ઠપકો આપે છે. છેવટે ખરી હકીકત માતાને જણાવે છે અને ઘરમાં લાકડા નથી તેમ માતાએ જણાવતાં શ્રેષ્ઠીની નોકરી છોડી કાવડ લઇ વનમા જાય છે, અને વિચારે છે કે, કોઇ ઉત્તમ વૃક્ષ મળે તો તેને છેદી દારિદ્રરૂપી વૃક્ષનું છેદન કરુ. તે ત્યા એક દેવળ જેમા યક્ષરાજ છે તેને જુએ છે. ત્યા સુગંધ આવતા એટલામાં કયાંઇ ચંદનવૃક્ષ હોવુ જોઇએ, તેમ જાણી તે વૃક્ષ પાસે જઇ તેના ઉપરના સર્પોને ફેંકી દઇ કુહાડીવડે તેનો એક કટકો કાપી કાવડમા નાખી પોતાને ઘેર આવતા રાત્રિ પડતાં નગરના દરવાજા બંધ દેખી પૂર્વે દેખેલ કુલિકામાં રાત્રિ વિતાડવા આવે છે. ( અહિ તેનું

સુભાગ્ય પ્રગટે છે ) ત્યાં રાત્રિના વિમાનમાં બેઠેલ વિદ્યાધરીઓનો સમૂહ મંદિરમાં આવે છે. જ્યાં તેમાંની એક **ચિત્રલેખાને** વિણા વગાડવા, પ્રદનિકાને તાલ વગાડવા,, **પરિષ્ઠાને** પડહને સજ્જ કરવા, યવનિકાને મૃદંગને વિસ્તારવા, ગાધર્વિકાને ગીત ગાવાને પરસ્પર બોલી એક નૃત્ય કરવાનું જણાવી શરૂ કરે છે. છેવટે વિશ્રાંતિ લઇ પોતાના સ્થાન બારના છિદ્રવડે તેને ચાલી જતા તેમ જ તેમાંહેની કોઈનો રત્નસમૂહથી શોભિત એક કંચુક ભૂલી ગયેલ જુએ છે અને તે કંચુક પોતે લઈ દેવળના બારણા બંધ કરી વત્સરાજ અંદર દાખલ થાય છે. ત્યાર બાદ જેણી પોતાનો કંચુક ત્યા ભૂલી ગયેલ છે તે વિદ્યાધરી ત્યાં આવે છે, ત્યાં અપ્રમાદપણે જોતાં ઝાડ ઉપર કાવડ દેખી આ દેવળમા રહેલ કોઇ ગુપ્ત પુરુષ કંચુકનો હરણ કરનાર છે, તેમ જાણી અંદર રહેલ વત્સરાજને અનેક રીતે પાછો આપવા વિનવે છે. છેવટે ગામમાં જઇ તેની શોધ કરતા શ્રેષ્ઠીને ઘેર માતા, માસી વિરહથી વિલાપ કરે છે તે હકીકત વિદ્યાધરીએ જાણીને દેવલ પાસે આવી માતાના જેવા સ્વરવડે અનેક રીતે બારણા ઉઘાડવા આક્રંદ કરે છે, છતાં બુદ્ધિશાળી વત્સરાજ માતાનું અત્યારે અહિં આવવુ સંભવતુ નથી તેમ સમજે છે. છેવટે થાકીને વિદ્યાધરી ચાલી જાય છે. સવાર થયુ જાણી શ્રીખંડના વૃક્ષના કોતરમા કંચુક મૂકી કુહાડી ચંદનકાષ્ટ લઈ વત્સરાજ ગામમાં પોતાને ઘેર આવી તે કાષ્ટને સતાડી તેનો એક ટૂકડો વેચવા પોતાની માસીને આપે છે અને હવેથી ઘરકામ ( નિંદિત કામ ) નહિં કરવા અને ઉપજેલા પૈસામાંથી શ્રેષ્ઠીને ભાડાના પૈસા આપવા જણાવે છે અને પોતે દિવસે ક્રીડા કરવા વનમાં જઇ રાત્રિના સુવા માટે આવીશ તેમ માતાને જણાવે છે અને રાજકુમારો સાથે નિરંતર ક્રીડા કરે છે. એક દિવસ કળાચાર્ય કુમારો અને વત્સરાજ સાથે રાજા પાસે આવે છે. કળાચાર્યને વત્સરાજ કોણુ છે પૂછતાં કળાચાર્ય અજાણપણુ બતાવી વિજ્ઞાનમાં આના જેવો કોઇ કુશલ નથી તેમ કહી વત્સરાજને પોતાનુ વિજ્ઞાન જણાવવા કહે છે, અને રાજાના પૂછવાથી પોતાની ઓળખ આપે છે જેથી ત્યાં બેઠેલ રાજાની રાણી કમલશ્રી વત્સરાજ ભાણેજ અને તેની માતા, માસી પોતાની સગી બ્હેન થાય તેમ જાણી કમલશ્રી હાથણી ઉપર બેસી પોતાની બ્હેનોને પોતાના આવાસમાં લાવવા સોમદત્ત શ્રેષ્ઠીને ત્યા આવે છે. શ્રેષ્ઠી અને તેણી પરસ્પર ક્ષમા માગી માતા, માસી, કુમાર સહિત રાજાના મહેલમા આવે છે. રાજાની સેવા કરવા વત્સરાજ સાંજના પોતાને ઘેર જવાની શરતે માગી લે છે, એક દિવસ વત્સરાજને રજા આપ્યા સિવાય રાજા સૂતો છે. તે વખતે મધ્ય રાત્રિના રાજા એક સ્ત્રીનો અતિદુઃખવડે કરુણ સ્વર સાંભળી વત્સરાજને ત્યા સૂતો જોઈ રુદન કરનાર સ્ત્રીના દુઃખનું કારણ પૂછી તે દૂર કરવા રાજા વત્સરાજને કહે છે. શબ્દને અનુસારે વત્સરાજ સ્મશાનમાં જાય છે. જ્યાં રુદન કરતી સ્ત્રીને જોઇ કારણ પૂછતાં કુંવરના આગ્રહથી કહે છે કે, આ નગરના ઉત્તમ પુરુષની હુ સ્ત્રી છું. નિરપરાધિ એવા મારા આ પતિને રાજાએ વગર ગુન્હાએ આ શૂલિકા ઉપર ચડાવ્યો છે, તેને ઘેબર વગેરે ખોરાક બહુ જ ભાવતા હતા તેથી તેને આપતાં હુ શૂલિકા ઊંચે હોવાથી આપવા અશક્ત છું તેથી રૂદન કરૂ છુ. તેમ સાંભળી વત્સરાજ તેને પોતાના સ્કંધ ઉપર તે સ્ત્રીને ચડાવે છે, જ્યાં તે દુષ્ટ સ્ત્રી માંસના ટુકડા ખાતાં ખાતા એક ટુકડો વત્સરાજના સ્કંધ ઉપર પડે છે, તેથી વત્સરાજ ઊંચે જોતા તેની તે દુષ્ટ ચેષ્ટા જોઇ ખડ્ગને ખેંચી તેને મારવા જતાં એનું વસ્ત્ર જે પકડેલું હતુ તે કુમારના હાથમા છોડી દઈ આકાશમાં ઉડી જાય છે. તેવામા ત્યાં બિરાજમાન ધનરથ તીર્થંકર ભગવાનને તે ભાગતી સ્ત્રી કોણ છે, તેણે આવું કર્મ કેમ કર્યું ? તેમ પૂછતા પ્રભુ જણાવે છે કે તે દુષ્ટ દેવતા છે, અને દેવ માસ ખાય છે તેમ પૂછતાં ભગવાન કહે છે કે દેવ માંસ ખાતા નથી પણ તેઓની આ પણ ક્રીડા છે. પછી વત્સરાજ તે વસ્ત્ર સાથે ઘેર આવી રાજાને વૃત્તાંત જણાવી તે વસ્ત્ર રાજાને આપતાં રાજા પોતાની રાણીને તે વસ્ત્ર આપે છે તે પહેરતા તેની સાથે પોતાનો કંચુક શોભતો નથી તેમ રાણીએ કહેતા પોતાની પાસેનો શ્રેષ્ઠ કંચુક લાવી

વત્સરાજ રાજાને આપે છે. તે પહેરતા ઉત્તરીય વસ્ત્ર તે બનેને અસમાન છે તેમ રાણી કહે છે. નીતિશાસ્ત્રમાં કહેવાય છે કે "જેમ જેમ મનુષ્યને લાભ થતો જાય છે તેમ તેમ લોભ વધે છે" રાણી ચિંતાતુર થાય છે. "સ્ત્રીઓ હંમેશા અસતોષવાલી હોવાથી તે કોઈ વખતે પણ વસ્ત્ર આભૂષણથી સંતોષ પામતી નથી તેમ દેખાય છે." અહિ રાણી તે માટે ભોજનનો ત્યાગ કરે છે ત્યારે રાજા તે બે દિવ્ય વસ્ત્રો આપતાં અનર્થ થયો છે તેથી ત્રીજું વસ્ત્ર લાવી તેનુ ઔષધ કરવા તુ શક્તિમાન છો તેમ વત્સરાજને જણાવતાં ૭ મહિનામાં તે વસ્ત્ર ન લાવુ તો પોતે અગ્નિમાં પ્રવેશ કરશે તેમ કહી, પોતાને ઘેર આવી, માતાને તે વૃત્તાંત જણાવી, માતાની આશિષ મેળવી, ઢાલ, તરવાર સાથે તે નગરમાથી નીકળી, દક્ષિણ દિશા ભણી જતાં એક અટવીમા ઊંચા ગઢવાળુ નાનું નગર નિર્જન જોઇ તે નગરમા જાય છે અને તેમાં એક ઊંચુ મંદિર જોતા તેમાં પ્રવેશ કરે છે. ત્યા આસન ઉપર બેઠેલા પુરુષને તે માટે પૂછતાં આ નગર કે રાજા નથી પરતુ અહિંથી નજીકમા **ભૂતિલક** નામનું નગર છે તેમા **વૈરસિહ** રાજા, **શ્રીદત્ત** નામનો શ્રેષ્ઠી અને તેની **શ્રીદેવી** નામની ભાર્યાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી **શ્રીદત્તા** નામની પુત્રી છે. યૌવનવય છતાં રાત્રિને વિષે તેનો જ પહેરો ભરનાર હોય છે તે મરી જાય છે. પ્રાહરિક ન હોય તો સાત પુરુષો મરી જાય તેવા દોષથી તેણી વ્યાપ્ત હોવાથી રાજા તે શ્રેષ્ઠીને (નગરના બીજા પુરુષોની હિંસા ન થાય માટે) નગર બહાર પ્રાકાર સહિત ઘર કરીને રહેવા આજ્ઞા કરે છે. અહિ લાકડાની હડ સાથે બાંધેલા યામિક પુરુષો ધનના લોભથી ત્યાં રહેલા હોવાથી હમેશા તેમાંથી એક એક મરે છે. કુમાર પછી શ્રીદત્ત પાસે આવે છે શ્રીદત્ત કુમારને ક્યાંથી આવે છે તેમ પૂછતા વત્સરાજ ઉજ્જયિનીથી કારણસર હું અહિં આવું છુ તેમ કહેતા દરમ્યાન એક શૃંગારવડે શોભતા મ્લાન મુખવાળો પુરુષ આવે છે. વત્સરાજ આ કાંતિ રહિત કેમ છે તે પૂછતાં શ્રીદત્ત તેને કહે છે કે–મારે એક પુત્રી છે, તેનો રાત્રિમા જે પ્રાહરિક થાય છે તે કોઇ પ્રચંડ દોષવડે સવારના હણાય છે. આજે આ પુરુષનો યામિક તરીકેનો વારો હોવાથી હણવાના ભયનો માર્યો તે વ્યાકુલ મનવાળો છે. વત્સરાજ શ્રેષ્ઠીને કહે છે કે તેને બદલે હું તેણીનો પ્રાહરિક થઈશ. શ્રીદત્ત ના કહેવા છતાં તે પરોપકારરસિક વત્સરાજ પોતાને જ તે કાર્ય કરવાનુ છે તેમ કહે છે. 'કરેલા ઉપકારવાળો સજ્જન પુરુષ ઉપકાર તો કરે છે, પરંતુ ઉપકાર વિના વિપત્તિથી જે રક્ષણ કરે છે તે આ જગતમાં શ્રેષ્ઠ અને સજ્જન છે." પછી વત્સરાજ તે આવાસના ઉપલા માળ ઉપર જાય છે. શ્રીદત્તા તેને જોઇ મનમાં વિચારે છે કે–હા દૈવ, તે મરકી જેવી નારી મને કેમ બનાવી છે કે જેથી આ નરરત્નના જીવિતનો અંત કરનારી હુ થઇ! શ્રીદત્તાએ વિચાર્યું કે "મારા આત્માને હણીને આના જીવિતની રક્ષા કરુ" એમ વિચારી આવેલી નિદ્રાવડે તે ચેતના રહિત થઇ. પછી કુમાર બારીવડે નીચે ઉતરી, એક કાષ્ઠને ગ્રહણ કરી, તેણીની શય્યામાં કાષ્ઠને સ્થાપન કરી, ઉઘાડી તરવારે સર્વ દિશાઓને જોતા દીપકની છાયામાં તે રહ્યો. તેટલામાં બારીના વિવરવડે પ્રવેશ કરતાં એક મુખને જોઈ સાવધાન થયો. પછી મુદ્રાના અલકારવાળો એક હાથ પેઠો. તે હાથમાં ઔષધિ અને વલય હતા. તેમાં એકમાંથી ફૂત્કારવડે ધૂમાડો નીકળી તે વડે તે ઘર વ્યાપ્ત થયુ અને જેટલામાં યામિકની શય્યાને સ્પર્શ કર્યો તેટલામાં વત્સરાજે તેને ખડ્ગવડે હણી નાંખ્યો. દેવ હોવાથી તેના પ્રભાવવડે હાથ નહિ હણાતાં તે હાથમાથી તરત જ **ધૂમ્રૌષધિ** તથા **રોહિણી** બને ઔષધ પડી જતા કુમાર ગ્રહણ કરે છે. પછી દેવી પુણ્યવડે યુક્ત તે કુમારનો અપકાર કરવાને અસમર્થ હોવાથી ત્યાંથી નાશી જાય છે. પછી શય્યા ઉપરથી કાષ્ઠને કાઢી નાંખી તે બેઠો સવાર થતાં શ્રીદત્તા જાગે છે. અખંડ અગવાળા તેને જોઇ મારા ભાગ્યે હવે આ મારો ભર્તાર થાય તો ઠીક; નહિ તો મારે "આ જન્મને વિષે સદા ભોગની નિવૃત્તિ છે." એવો નિર્ણય કરે છે. પછી શ્રીદત્તાના પૂછવાથી રાત્રિનો સર્વ વૃત્તાંત શ્રીદત્તાને કહે છે. તેમજ તેણીના પિતાને તે

ખબર મળતાં ત્યાં આવી પૂછતા શ્રીદત્ત શેઠને જણાવે છે. પછી વત્સરાજને ઉપકારક જાણી શ્રીદત્તાને તેની સાથે પરણાવે છે. એક રાત્રી રહી જવા માટે પૂછતાં શ્રીદત્તા કહે છે કે-"હે કાંત! વિરહ, વસંતમાસ, નવો સ્નેહ, નવુ વય અને પચમ સ્વરનો ધ્વનિ આ પાંચ અગ્નિ શી રીતે સહન થાય?" વત્સરાજ કહે છે કે-હુ દેશાંતર ન જાઉં તો મારે અગ્નિપ્રવેશ કરવો પડે તેવું છે, તેથી શ્રીદત્તા તેના આવતાં સુધી કંકુ, કાજળ, પુષ્પ અને આભૂષણ નહિં લગાડવાની પ્રતિજ્ઞા કરે છે અને વત્સરાજ શ્રેષ્ઠીની રજા લઇ ત્યાંથી પ્રયાણ કરે છે. આગળ અટવીની મધ્યે એક નગરી દેખી તેની બહાર એક વૃક્ષની નીચે બેસે છે, જ્યાંથી શહેરમાં પાણી ભરી જતી સ્ત્રીઓને આ નગર કયુ છે તેમ પૂછતાં સ્ત્રીઓ જણાવે છે કે-આ વ્યંતર દેવોએ પોતાની ક્રીડા કરવા માટે વસાવેલ છે. પછી આ જળ કેમ લઇ જાઓ છો? તેમ પૂછતાં સ્ત્રીઓ કહે છે કે અમારી સ્વામિની કોઇ સ્થળે ગઇ હતી ત્યાં કોઈ પુરુષે બાહુને વિષે પ્રહાર કરતાં તે પીડા પામી છે અને તે દૂર કરવા આ જળ, તેના ઉપર શેક કરવા લઈ જઇએ છીએ. વળી તેણીના હાથમાં ધૂમ્રૌષધી અને સરોહિણી બે ઔષધિ તેણીના હાથ ઉપર તાડન થતાં તે પડી ગઈ હોવાથી હજી પીડા શમતી નથી. વત્સરાજ કહે છે કે હું વૈદ્ય છું તેથી મને ત્યા લઇ જાઓ. તેને ત્યાં લઇ જાય છે અને તેમાંથી એક સ્ત્રી વત્સરાજને સૂચના આપે છે કે જયારે અમારી સ્વામિની પ્રસન્ન મુખવાળી હોય ત્યારે તે આવાસની ઉપલી ભૂમિમા રહેલી **બે કન્યા** અને **અશ્વના રૂપવાળા યક્ષને** અને ઇચ્છિત આપનારા **પર્યંકને** એ ત્રણ વસ્તુ માગી લેવી પછી તે સ્ત્રી તેની સ્વામિનીની પાસે લઈ જાય છે તે સ્વામિની વત્સરાજને કહે છે કે-તું વૈદ્યક જાણતો હોય તો મારી પીડાનું નિવારણ કર. પછી વત્સરાજ વૈદ્યકનો વિસ્તાર કરી ધૂમ્રૌષધિવડે ધૂમાડો કરી બીજી ઔષધિવડે તેની પીડાને દૂર કરવાથી તે સ્વામિની જણાવે છે કે-મને ઘા કરનાર તું જ છે. વત્સરાજ તે કબૂલ કરે છે, જેથી દેવી તેના સાહસથી તુષ્ટમાન થઈ વર માગવા કહેતાં બે કન્યા, અશ્વ અને પર્યંક માગે છે. દેવી ઘરનો ભેદ થયેલો સમજી છતાં તે વસ્તુ વત્સરાજને આપે છે. (પ્રાણીને પુણ્યોદયથી શુ પ્રાપ્ત થતુ નથી?) પછી તે વસ્તુઓની ઉત્પત્તિ શાથી થઇ તે જણાવતા દેવી કહે છે કે-વૈતાઢ્ય પર્વત ઉપર **ચમરચંચા** નગરીમા **ગંધવાહગતિ** નામના રાજાને **રત્નચૂલા** અને **સ્વર્ણચૂલા** નામની બે પુત્રીઓ હતી. એક દિવસ તેને ત્યા વિદ્યાધર મુનિ આવ્યા તેમને પોતાની બને પુત્રીનો ભર્ત્તા કોણ થશે? તેમ પૂછતાં વત્સરાજ નામનો રાજપુત્ર થશે પરતુ તારા સમીપપણામા તેનું લગ્ન નહિ થાય. તારુ આયુષ્ય એક માસ બાકી છે. તે શી રીતે ભર્તા થશે તે સાભળ પહેલા પોતાના મિત્ર અને ભૂમિ પર રહેલા શૂર રાજાને તારા પિતાએ તારી બ્હેન આપી હતી. તેને બીજી પણ રાજપુત્રી પ્રિયા હતી. તેના ઉપર રાજાનો પ્રેમ હતો. તારી બ્હેન ઉપર અણગમો હતો તેથી તેણી બાળ તપ કરી મરી શ્રેષ્ઠ વ્યંતરી થઇ છે અને તેની શોકય શ્રેષ્ઠ ધર્મ, દાનાદિકવડે મરીને શ્રીદત્ત શેઠની શ્રીદત્તા નામની પુત્રી થઇ છે અને તે યામિકને હણે છે (પુરુષોનો ક્ષય કરે છે) તેથી તે દેવીને તારી બે પુત્રીઓ સોંપ અને તેણીનો થનારો ભર્ત્તા વત્સરાજ ત્યાં આવશે. શ્રીદત્તાને પરણશે જેથી તે ખેચર રાજાએ આ બે કન્યા મને સોપી છે (પૂર્વનાં ઋણાનુબંધ સિવાય આવા સબધો થતા નથી) પછી તે ખેચર રાજા મરીને વ્યંતરદેવ થયો છે. તેણે અશ્વના રૂપને ધારણ કરનાર એક યક્ષ કિંકર તથા આ પર્યંક અને આ બે ઔષધિઓ સર્વે મને આપ્યું છે. તારું ભાગ્ય હોવાથી તને આપુ છુ. પછી વત્સરાજ તે બન્ને કન્યાઓને પરણે છે. પછી દેવી તે બને પ્રિયાઓ સહિત તેને રજા આપવાથી તે પલગ ઉપર ત્રણે ચડી આકાશમાર્ગે શ્રીદત્તાના આવાસમાં આવે છે. ત્યા ઉપરની ભૂમિકાએ અશ્વ, પર્યંક, બે સ્ત્રીઓ અને પોતાના પતિને જોઇ પોતાના પિતાને તે વાત જણાવે છે. શ્રેષ્ઠી ત્યા આવે છે. બીજે દિવસે શ્રેષ્ઠીની રજા લઇ ત્રણે પ્રિયાઓ સહિત

પર્યંક ઉપર ચડી પોતાના ઘેર આવે છે. ત્યા પુત્રની શય્યાની રોજ વિધિ કરતાં ધારિણી અને વિમળાએ પ્રિયાઓ સહિત વત્સરાજને જોઇ દૂર ખસી જતાં વત્સરાજ પ્રિયાઓ સહિત ઊભો થઈ અને બંનેના પગમાં નમસ્કાર કરી પોતાનો સર્વ વૃત્તાંત જણાવ્યો. પછી ઇચ્છિત આપનાર પર્યંક પાસે ઉત્તરીય વસ્ત્ર માંગી રાજા પાસે જઈ, નમસ્કાર કરી, રાણી કમલશ્રીને તે વસ્ત્ર આપ્યું. પછી રાજાએ ખુશી થઇ આશીર્વાદ આપ્યા અને સત્કાર કર્યો. વત્સરાજે પોતાનો સર્વ વૃત્તાંત જણાવ્યો. હવે રાણી કમલશ્રી પરલોકમાં જતા રાજા અતિશોક કરે છે તેને વત્સરાજ સંસારનુ સ્વરૂપ સમજાવી ધર્મરૂપી ઔષધ કરવું તેમ જણાવવાથી રાજા શોક રહિત થયો. હવે વત્સરાજ એક દિવસ રાજાને પોતાને ઘેર ભોજન માટે નિમંત્રણ કરવા પોતાની પ્રિયાઓને જણાવતાં તે પ્રિયાઓ 'રાજાને ઘેર લાવવા યોગ્ય નથી અને જે આપવુ હોય તે રાજાને ત્યા જ આપો.' એમ જણાવે છે પરન્તુ વત્સરાજને ઘેર લાવ્યા સિવાય પોતાની શાંતિ થાય તેમ નથી તેમ જાણી તેની પ્રિયાઓ તેમ કરવા છેવટે હા કહે છે, પરતુ અમોને કોઇને રાજાને દેખાડવી નહિ તેમ કબૂલ કરી રાજાને આમત્રણ આપી ઘેર આવી ઉપરના માળે પોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરવા લાગ્યો. દરમ્યાન રાજાએ વત્સરાજને ત્યાં કેટલી રસોઈ થાય છે તે જોવા બખે વખત સીપાઇને મોકલતાં રસોઈ બીલકુલ થતી નહિં જોવાથી તે રાજાને જણાવ્યું. પછી સમય થયે વત્સરાજે રાજાને ભોજન માટે બોલાવ્યા ત્યારે રાજા કહે છે કે-તારે ઘેર રસોઇ થતી નથી જેથી તુ લઈ જઇ અમારી હાસી કરાવવા માગે છે? વત્સરાજ કહે છે કે-આપ મારા દેવ છો, હુ તમારી હાંસી કરુ? ઘેર પધારો એટલે આપને માલમ પડશે. પછી પરિવાર સહિત રાજા તેને ઘેર આવે છે. ઇચ્છિત પર્યંકવડે ત્યાં મંડપ બનેલો રાજા જુવે છે. રાજા અલૌકિકપણુ જોઈ આશ્ચર્ય પામે છે. પછી સુંદર આસનો ઉપર રાજાને બેસાડે છે. પછી તેના નોકરો સુવર્ણ, રૂપા અને રત્નના મોટા થાળોમાં જાણે કલ્પવૃક્ષે આપેલી હોય તેવી દિવ્ય સુદર વસ્તુઓ સિંહકેસર મોદક, ખાજા વગેરે અનેક ઉત્તમ પકવાનો વગેરે પીરસે છે. રાજા જમે છે ત્યારે વત્સરાજ વિચારે છે કે-આ સમગ્ર ઉત્સવ પત્ની વગર શોભતો નથી, જેથી પોતાની પ્રિયાઓને પ્રગટ થઈ રાજાનું ગૌરવ કરવા જણાવે છે. તેની સ્ત્રીઓ 'હે આર્ય પુત્ર! આ હિતકર નથી' એમ બોલી પોતાના પતિની આજ્ઞાને વશ થઈ ત્યાં આવી. તે ત્રણે સ્ત્રીઓને જોઇ રાજા કામાતુર થાય છે અને ત્રણુ ઉત્તમ પ્રિયાઓ જગતની વાનકીરૂપ છે તેવા વિચારો કરતા પોતાના મહેલમાં આવે છે. પછી પોતાનું તે કાર્ય સાધવા પોતાના મત્રીમંડલને ઉપાય પૂછે છે. મત્રીઓ કહે છે કે-હે રાજા! વત્સરાજ જીવતાં કદી પણુ આ કાર્ય બનશે નહિ. જેથી વત્સરાજને હણુવા જણાવે છે. પછી મત્રીઓને વત્સરાજને સિંહને હણુવાનુ કાર્ય સોંપે છે. એક દિવસ સભામાંથી વત્સરાજ બહાર નીકળતો હતો ત્યારે સિહ રાજાને મારવા જણાવતા હે દુષ્ટ! મારા આસને કેમ બેઠો તેમ જણાવી તેની સાથે યુદ્ધ કરવા જતાં કુવર તેને મસ્તક ઉપર ભમાડી દૂર ફેંકી દે છે. ત્યા તે મરણ પામે છે અને તેનુ સૈન્ય ભયથી રાજાને શરણે જાય છે. પછી ઘેર જતાં તેની વિદ્યાધરી પ્રિયાઓએ કહ્યુ કે-અમારી વિદ્યાવડે તમે સિહને હણ્યો છે. જુઓ, રાજાને અમોને દેખાડી તેથી રાજાએ આ અનર્થ કર્યો અને હજી વિશેષ કરશે. પછી મત્રીઓ સાથે વિચારી વત્સરાજને વાઘણુનુ દૂધ લાવવા જણાવે છે. તેમા વિદ્યાધરી પ્રિયાઓના કહેવા પ્રમાણે કરવાથી વત્સરાજને મારવામાં નહિં ફાવવાથી રાજા એક દિવસ બોલતુ જળ મંગાવે છે. વિદ્યાધરી પ્રિયાઓની સહાયવડે તે પણુ લઇ આવે છે અને મરણુ પામતો નથી. પછી રાજાની સુદર કન્યાના વિવાહ દક્ષિણુ દિશામાં ઘર કરાવી, હરિને નિમત્રણુ કરવા માટે તેમાં વત્સરાજને પ્રવેશ કરાવવાના વિચારે દક્ષિણુ દિશામાં ખાડો કરાવી અગ્નિ સળગાવી યમરાજને નિમંત્રણ કરવા વત્સરાજને આદેશ આપે છે વિદ્યાધર પ્રિયાઓની સહાયવડે તે કષ્ટમાથી પણ વત્સરાજ બચી જાય છે. મંત્રીઓ પોતાના કાવત્રાના ભોગ બને. છે. દયાળુ વત્સરાજ

રાજાને બચાવે છે. (જુઓની રાજાની કામાતુરપણાવડે દુષ્ટતા અને ઉપકાર કરનાર વત્સરાજની દયાળુતા.) પુણ્યબળ શું કામ કરે છે? પુણ્યોદય, વૈભવ, લક્ષ્મી, સૌંદર્યતા, બળ, ઐશ્વર્ય, કેવું કેટલું પ્રાપ્ત કરાવે છે. રાજાએ તેને હણવા કરેલી અનેક યુક્તિઓથી વત્સરાજ કેવી રીતે બધામાંથી બચી જાય છે તે તમામ વૃત્તાંત રસિક વાંચવા જેવો છે. (પા. ૧૨૯ થી ૧૫૦) તમામ ધર્મ આરાધનના જ ફળો છે. પછી રાજા પશ્ચાત્તાપ કરે છે. છેવટે પોતાની સુંદરી કન્યા અને રાજ્ય વત્સરાજને આપી પોતે તાપસી દીક્ષા લે છે. પછી પુણ્યવાન દઢ વિક્રમવાળો વત્સરાજ રાજસભામાં બેઠો છે ત્યાં એક દિવસ એક પુરુષ આવી લેખપત્ર આપી વિનંતિ કરે છે કે-ક્ષિતિપ્રતિષ્ઠિત નગરથી ત્યાંના લોકોએ તમોને વિનતિ કરવા આ લેખ મોકલ્યો છે. વત્સરાજ તે લેખ નીચે પ્રમાણે પોતાના માણસ પાસે વંચાવે છે-કે "હે રાજા, ઉજ્જયની પુરીમાં વત્સરાજને નમીને ગ્રીષ્મઋતુથી પીડા પામેલ જેમ મેઘને ઈચ્છે તેમ દેવરાજથી પીડા પામેલ અમે તમારુ સ્મરણ કરીએ છીયે તેથી શીઘ્ર પધારી અમારું સ્વામીપણું સ્વીકારો, નહિં તો અમે બીજાનો આશ્રય કરીશું. પછી વત્સરાજ દેવરાજ રાજા પાસે દૂતને મોકલે છે. પછી તે દેવરાજ બહાર નીકળે છે પરંતુ પરિવારજન તેની પાછળ નહિં જવાથી વત્સરાજને બળવાન માની દેવરાજ નાશી જાય છે. વત્સરાજને લોકો નગરપ્રવેશ કરાવે છે. બંને રાજ્યોનું પાલન વત્સરાજ કરે છે તેવામા એક દિવસ તે નગરમાં ચાર જ્ઞાનના ધારક મહામુનિ પધારે છે. વત્સરાજ ત્યાં જઈ વંદન કરી ગુરુએ કહેલ સાધુ અને શ્રાવકનો ધર્મ સાંભળીને શ્રાવક ધર્મ અંગીકાર કરે છે. પછી અનેક જિનચૈત્યો કરાવી, અનેક જિનપ્રતિમાઓ પધરાવી, અષ્ટાન્હિક ઉત્સવો વગેરે કરે છે. પછી તે જ ગુરુદેવ પધારતાં વત્સરાજ પૂછે છે કે-પૂર્વભવે મેં શુ કર્યું હતું કે પ્રાપ્ત થયેલી વિપદામાથી જલદી સંપદા પ્રાપ્ત થઇ. ગુરુમહારાજ જણાવે છે કે-આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **વસંતપુર** નગરમાં તુ **શૂર** નામે રાજા હતો. તે શૂરવીર, ન્યાયી, નીતિવાન, ધર્મારાધક, દાની, ન્યાયવાળો અને દોષ રહિત હતો. તેને વિદ્યાધર કુલમાં ઉત્પન્ન થયેલી **શૂરવેગા** અને **રત્નચૂલા** નામની બે પ્રિયાઓ હતી અને બીજી પ્રિયાઓનો ત્યાગ કર્યો. પછીનુ વૃત્તાત તને દેવતાએ કહ્યુ છે. હે મહાભાગ્યવાન, તે મરીને તું રાજપુત્ર થયો છે વગેરે સાંભળી વત્સરાજને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થવાથી દીક્ષા લેવા ઉત્સુક થાય છે. પછી શ્રીશેખર નામના પોતાના પુત્રને ગાદીએ બેસાડી ચારે ભાર્યાઓ સહિત તે મહાવ્રતી થયો. ઘણા કાળ સુધી ચારિત્ર પાળી, તપ કરી, તે દેવલોકમા ગયો. ત્યાથી ચ્યવી મનુષ્યપણું પામી સર્વ કર્મ ખપાવી તે મુક્તિના સુખ પામશે. હે રાજા, મે તને પ્રથમ સૂચન કર્યું હતું જે વિપત્તિકાળે પણ સુખ ભોગવનાર થયો તે ધર્મનું જ ફળ છે. અહિં વત્સરાજની કથા પૂર્ણ થાય છે.

પછી મેઘરથરાજાએ જિનેશ્વરને નમી, પોતાના પુત્ર મેઘસેનને રાજ્ય ઉપર સ્થાપન કરી, પોતાના બંધુ દઢરથનો પણ તે વિચાર જાણી ચાર હજાર રાજાઓ, સાતસો રાજપુત્રો અને પોતાના ભાઇઓ સહિત જિનેશ્વર પાસે દીક્ષા લે છે. પછી આઠ પ્રવચન માતાઓવડે અનેક પરિષહોને સહન કરતા હતા. પછી પૃથ્વી ઉપર વિચરી, અનેક જીવોને પ્રતિબોધ કરી, ધનરથ જિનેશ્વર કર્મમળ ધોઈ મોક્ષમાં પધાર્યા. પછી મેઘરથ મહામુનિ એક લાખ વર્ષ સુધી સંયમ પાળે છે અને અરિહંત, સિદ્ધ, પ્રવચન, ગુરુ, સ્થવિર, સાધુ, બહુશ્રુત અને તપસ્વીને વિષે સર્વદા તેમણે વાત્સલ્ય કર્યું. નિરંતર જ્ઞાનમા ઉપયોગ, દર્શન, વિનય, આવશ્યક અને શીલવ્રતને વિષે અતિચાર રહિત રહ્યા. બળ, તપ, દાન અને વૈયાવૃત્યને વિષે સમાધિવાળા રહ્યા. અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવામાં પ્રયત્નવાળા, શાસ્ત્રની ભક્તિ કરવામાં યુક્ત થયા સર્વ પ્રકારે પ્રવચનની પ્રભાવના કરતા હતા તથા *સિંહનિષ્ક્રિડિત તપ પણ કરતા હતા. એ રીતે મેઘરથ

* આ અને બીજા તપો વિધિવિધાન સહિત, શ્રી તપોરત્ન મહોદધિ નામના ગ્રથમા અમોએ છપાવેલ છે.

રાજર્ષિએ વીશ સ્થાનકોવડે સારી રીતે મનોહર તીર્થંકરગોત્ર કર્મ ઉપાર્જન ત્યાં કર્યું અને નાનાભાઇ સાથે તિલકાચળ પર્વત ઉપર તપ તપી છેવટે અનશન કરે છે. પછી મલિન દેહનો ત્યાગ કરી, સમાધિપૂર્વક કાળ કરી સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર વિમાનને વિષે દેવપણે અગ્યારમા ભવે ઉત્પન્ન થાય છે.

ઉપરના પાંચ સર્ગોમા પ્રાસંગિક અનેક કથાઓ ( અંતર્ગત કથાઓ સહિત ) આપવામાં આવી છે. પ્રથમ સર્ગે ધર્મારાધન વિષયે મંગળકલશની કથા અતિ રસિક છે જેનો રાસ છપાયેલ છે. કોઇ વિદ્વાન્ મુનિએ રચેલો છે. બીજા સર્ગમાં **ધર્માન્તરાય નિષેધે મત્સ્યોદરની કથા** આવેલી છે. ત્રીજા સર્ગમાં **મિત્રાનંદ અમરદત્તની કથા, અલ્પં દુષ્કૃતનું સુમહાફળનો ઉદયં** થાય છે તે ઉપર આપેલ છે જેમાં અંતર્ગત કથા **જિનપાલિત** જિનરક્ષિતની ઇંદ્રિય ત્યાગ વિષય ઉપર આપવામા આવેલી છે, સાથે નૃસિંહ રાજર્ષિની કથા રસિક આપેલી છે. ચોથા સર્ગમા **અમૃતઆમ્ર વિનાશાદિ પ્રસંગો પર દેવરાજની કથા,** રાત્રિના ત્રણે પ્રહરે કરેલી સહસાકર્મ નિષેધ વિષે ત્રણ કથાઓ, ત્રણ બંધુઓએ રાજાને કહેલી ઘણી જ સુબોધક છે. આ સર્ગમાં સાથે **ચાર પ્રકારના ધર્મારાધન ઉપર પુણ્યસારની કથા** ( ઔત્પાતિકી બુદ્ધિ ઉપર રોહકનું દૃષ્ટાંત તેમજ બીજી સંક્ષિપ્તમાં અનેક સુલલિત કથાઓ છે. ) કહેલ છે.

પાચમા સર્ગમાં **ધર્મકાર્યને વિષે પ્રમાદનો ત્યાગ કરવાના વિષય ઉપર** શૂરરાજા પર વત્સરાજની કથા બહુ જ વિસ્તારપૂર્વક આપેલી છે. પારાપત રક્ષણ નિમિત્તે નિષાદ વાનરીની મનોહર કથા તેમજ બીજી બીજી પૂર્વભવાદિ વર્ણનોની પ્રાસંગિક કેટલીક કથા આપેલી છે

ઉપર પ્રમાણે આ પાંચ પ્રસ્તાવોમા કથાઓ, અંતર્ગત કથાઓ સુંદર અને રસિક આવેલી છે.

અહિં આ પાંચમો પ્રસ્તાવ (શ્રી શાંતિનાથ પ્રભુના દશમા અગ્યારમા ભવના વૃત્તાંતોપૂર્વક) પૂર્ણ થાય છે.

## પ્રસ્તાવ છઠ્ઠો. ( પા. ૧૫૧ થી પા. ૨૨૨ )

પ્રસ્તાવ છઠ્ઠો ( છેલ્લો ) ગ્રંથકર્તા શ્રી અજિતપ્રભસૂરિ મહારાજ જિજ્ઞાસુઓની–વાંચકોની તૃપ્તિ અને અભિલાષા પૂર્ણ કરવા હવે પ્રભુના છેલ્લા ભવનું સુંદર રીતે વર્ણન કરે છે કે જેમાં ચક્રવર્ત્તી અને સોળમા જિનેશ્વર બંનેના વૃત્તાંતો છે.

આ ભરતક્ષેત્રને વિષે એક પ્રાચીન **હસ્તિનાપુર** નામનું નગર છે. તે નગરમાં **વિશ્વસેન** નામના રાજાને શ્રી **અચિરાદેવી** નામની પટ્ટરાણી છે. ભાદરવા વદિ ૭ ના રોજ ભરણી નક્ષત્રમા ચંદ્રનો યોગ થતા તેમજ શુભ ગ્રહો ઉચ્ચ સ્થાને રહેલા તે વખતે મેઘરથ રાજાનો જીવ સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવી અચિરાદેવીની કુક્ષીમાં આવ્યો. તે વખતે માતા અચિરાદેવી ચૌદ મહાસ્વપ્નો જુએ છે. તે હકીકત રાજા વિશ્વસેનને જણાવતાં તેનો સામાન્ય અર્થ જણાવે છે. તેમ વિચારી ધર્મના ચિંતનવડે રાણી રાત્રી વિતાવે છે. શાસ્ત્રમા કહેલુ છે કે–"સારા સ્વપ્ન જોયા પછી કુસ્વપ્ન ન આવે તે માટે બાકીની રાત્રિ ધર્મધ્યાન, પ્રભુસ્મરણ વગેરેમાં વ્યતીત કરવી જોઇએ. તેમ ન થાય તો પછી આવેલ કુસ્વપ્નને લઇને અગાઉ આવેલ સારા સ્વપ્નનુ ફળ મળતુ નથી સવારના વિશ્વસેન રાજાએ આઠ પંડિતોને બોલાવી રાણીને આવેલ ચૌદ મહાસ્વપ્નનુ ફળ પૂછતા પંડિતો જણાવે છે કે–અમારા શાસ્ત્રમા બેતાલીશ સ્વપ્નો અને ત્રીશ મહાસ્વપ્નો મળી બહોતેર સ્વપ્નો કહેલાં છે. તેમાં રાણીએ જે સ્વપ્નો જોયા છે તે મહાસ્વપ્નો છે. અરિહંત તથા ચક્રવર્તીની માતા તે ચૌદ મહાસ્વપ્નો જુએ છે. વાસુદેવની માતા સાત, બળદેવની માતા ચાર અને પ્રતિવાસુદેવની માતા ત્રણ સ્વપ્નો અને ઉત્તમ પુરુષોની માતા એક સ્વપ્ન

જુએ છે. હે રાજા! તમારી રાણીએ જે સ્વપ્નો જોયા છે તેથી ૭ ખંડ ભરતક્ષેત્રનો રાજા અને ત્રણ જગતવડે વંદાયેલા જિનેશ્વર પણ સાથે થશે. તે સાંભળી રાજા તેને ઈનામ આપી વિદાય કરે છે. તે વખતે નગરમા મરકીવડે લોકોનો મ્હોટો નાશ થતો હતો; પરંતુ પ્રભુ ગર્ભમા આવતાં તરત જ તે રોગ શાત થયો પછી નવ માસ ને સાડાસાત દિવસ વ્યતીત થતાં જેઠ માસની વદી ૧૩ ના રોજ ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવતાં મધ્ય રાત્રિના સમયે સુવર્ણની જેવી કાંતિવાળા ત્રણ જગતને સુખ કરનારા પુત્રને અચિરા માતાએ જન્મ આપ્યો. છપ્પન દિક્કુમારિકાઓ અવધિજ્ઞાનવડે પ્રભુનો જન્મ જાણી ત્યાં આવે છે. (અધોલોકમાથી ગજદત પર્વત્ત કદમાથી આઠ, મેરુ પર્વતના નદન વનના ફૂટમાંથી આઠ, રૂચક દ્વીપથી આઠ આઠ, ચાર દિશાઓમાથી ચાર, વિદિશામાંથી ચાર, મધ્યના રૂચક દ્વીપમાંથી ચાર મળી છપન્ન આવી.) સંવર્ત વાયુ, દર્પણ ધારણ કરવું, ઝારી, પંખા, ચામર અને દીવી ધારણ કરવી, રક્ષા કરવી વગેરે જિનેશ્વર ભગવાનતું સૂતિકર્મ, ભક્તિ નિમિત્તે ફરજ તરીકે કરે છે. હવે દેવેન્દ્રનું પણ સિંહાસન (કુદરતના નિયમ પ્રમાણે) ચલાયમાન થાય છે. અવધિજ્ઞાનવડે પ્રભુનો જન્મ થયો જાણી ઇંદ્રનો સેવક હરિનૈગમેષિ નામના દેવને **સુઘોષા** ઘંટા વગાડી સર્વ દેવને જાણ કરવા આજ્ઞા કરે છે. પછી પાલક નામે શ્રેષ્ઠ વિમાન રચી પરિવાર સહિત પ્રભુના જન્મગૃહે આવે છે, અને ઇંદ્ર પ્રભુને અને માતાને નમીને, સ્તુતિ કરીને, માતાને અવસ્વાપિની નિદ્રા મૂકી, તેમની પાસે પ્રભુના પ્રતિરૂપને સ્થાપી, પછી ઇંદ્રે પાચ રૂપ કરી એક રૂપે જિનેશ્વરને ધારણ કર્યા, બીજા રૂપે છત્ર ધારણ કર્યું, ત્રીજા રૂપે વજ્ર ધારણ કર્યું, બે રૂપે ચામર ધારણ કરી મેરુપર્વતના શિખર કે જ્યાં બીજા દેવેન્દ્રો, દેવો, ભૂવનવાસી, વ્યંતરો પણ પ્રભુનો જન્માદિક કરવા આવેલાં હતાં ત્યાં આવે છે. શિખર ઉપર **અતિપાંડુકંબલ** શિલારૂપ શાશ્વત આસન ઉપર સૌધર્મ ઇંદ્ર પોતાના ઉત્સંગમાં જિનેશ્વરને ધારણ કરે છે. પછી અચ્યુતાદિક દેવેન્દ્રોએ તીર્થોદક અને ગંધોદકવડે ભરેલા સુવર્ણ, રૂપા, મણિ, અને માટીના કળશોવડે જિનેશ્વરનુ સ્નાત્ર કરે છે. પછી તે રીતે અચ્યુતેદ્રના ઉત્સંગમાં જિનેશ્વરને સ્થાપીને સૌધર્મેન્દ્ર સ્નાત્ર કરે છે. પછી ઉત્તમ વસ્ત્રવડે પ્રભુના અંગને લૂછી ચંદનાદિકવડે વિલેપન કરી ઇંદ્રે પૂજા કરી, અને પ્રભુ ઉપર કોઇની નજર ન પડે માટે લવણનું ઉતારવું વગેરે કરી ભક્તિવડે જિનેશ્વરની સ્તુતિ અને વંદન કરી હે પ્રભુ! તમે **જય પામો, જય પામો** એ ઉચ્ચારી, વિશ્વસેન રાજાને ગૃહે આવી જિનેશ્વરને તેની માતાની પાસે મૂકે છે. અને માતાની તથા પ્રભુની સ્તુતિ કરી ત્યાંથી નંદીશ્વર દ્વીપને વિષે યાત્રા કરી સર્વ દેવ-દેવીઓ સ્વસ્થાને જાય છે

માતા જાગતાં દાસીઓ પુત્ર સહિત માતાનો જોઇ આનંદ પામતી રાજાને પુત્રજન્મની વધામણી આપે છે. રાજા અતિ હર્ષ પામી તે દાસીઓને મુગટ સિવાય સર્વ આભૂષણ બીજા દ્રવ્ય સહિત આપે છે. રાજા પુત્રજન્મનો મહોત્સવ કરે છે, અને બારમે દિવસે બધુવર્ગ વગેરેને ભોજન કરાવી રાજાએ સભામા જણાવ્યુ કે આ જિનેશ્વર ગર્ભમાં આવ્યા ત્યારે અશિવની શાતિ થઇ છે જેથી કુંવરનું **શાંતિ** નામ પાડવામાં આવે છે. ઇંદ્રે અંગૂઠામાં સ્થાપન કરેલા અમૃતવડે વિશિષ્ટ રૂપ તથા લાવણ્યે કરીને અનુક્રમે પ્રભુ વૃદ્ધિ પામે છે. અહિં સૂરિમહારાજ પ્રભુના શરીરનુ સુંદર વર્ણન કરે છે. (પા. ૧૫૪) અનુક્રમે પચીસ હજાર વર્ષો વ્યતીત થયા બાદ પ્રભુને અશ્વસેન પિતા રાજ્યગાદી ઉપર સ્થાપન કરે છે. અનેક કન્યાઓ સાથે લગ્ન કરે છે જેમા **યશોમતી** નામની રાણી મુખ્ય છે. હવે દઢરથનો જીવ સર્વાર્થસિદ્ધ વિમાનમાથી ચ્યવી યશોમતીની કુક્ષીમાં આવ્યો જેનુ **ચક્રાયુધ** નામ પાડવામા આવે છે અને યુવાન વય થતાં રાજકન્યાઓ તેને પરણાવવામાં આવે છે

હવે એક દિવસ આયુધશાળામાં હજાર આરાવાળુ અનુપમ ચક્રરત્ન ઉત્પન્ન થયું જેની વધામણી

પ્રભુને મળતાં તેનો અઠ્ઠાઇ મહોત્સવ કરે છે; અને તે ચક્રશાળામાંથી નીકળી આકાશમાર્ગે ચાલે છે. પ્રભુ આ જન્મમાં જ ચક્રવર્તી છે અને જિનેશ્વર પણ છે જેથી છ ખંડ સાધવા ચક્રવર્તીપણાને લઇને હજાર યક્ષોવડે અધિષ્ઠિત તે ચક્ર (સૈન્ય સાથે) પ્રથમ પૂર્વ દિશામા માગધતીર્થની પાસે આવે છે. પ્રભુના પ્રભાવથી જળને છેડે નીચે ભાગે બાર યોજન દૂર રહેલ **માગધ** દેવનુ આસન ચલાયમાન થતા અવધિજ્ઞાનવડે ચક્રવર્તી અને શ્રી શાંતિનાથ જિનેશ્વર ત્યા આવેલા જાણી પ્રભુ પાસે આવી ભેટણા ધરી કહ્યુ કે–હું તમારો આજ્ઞાપાલક દિક્પાલ છુ. પછી તે સુદર્શન ચક્ર દક્ષિણ દિશાએ જ્યા વરદામ તીર્થ છે ત્યાં આવે છે, ત્યાં તે જ પ્રમાણે પ્રભુએ તેને સાધ્યો. પછી ચક્ર પશ્ચિમ દિશામા પ્રભાસતીર્થના અધિષ્ઠાયકને સાધી ઉત્તર દિશાએ સિંધુ નદીના કિનારે જઈ ત્યા **સિંધુ દેવીને** સાધી અને દેવીએ રત્નમય સ્નાનપીઠ અર્પણ કરી, પછી સેનાપતિ ચર્મરત્નવડે સિંધુનદી ઉત્તરી વિભુની પાસે પશ્ચિમ ખંડમાં આવતા પૂજા કરેલું ચક્રરત્ન વૈતાઢ્યને તળીયે જઇ **વૈતાઢ્યાદ્રિકુમાર** પ્રભુએ વશવર્તી કર્યો. પછી ખંડપ્રપાતાગુફાનુ દ્વાર પોતે ઉઘાડ્યુ જ્યા **કૃતમાલ** દેવે પ્રભુની આજ્ઞા અંગીકાર કરી તેમા ઉન્મગ્ના અને નિર્મગ્ના નામની બે નદીઓ જે તરવી દુસ્તર છે ત્યા વર્ધકિ રત્નવડે પાળ બનાવી, સૈન્ય સહિત પ્રભુ તે ગુફામાં પ્રવેશ કરી અંધકાર દૂર કરવા કાકિની રત્નવડે મંડલો કરે છે, તે ગુફા પચાસ યોજનની છે. તેમા ઓગણપચાસ મંડલો કરે છે. પછી સૈન્ય સહિત પ્રભુ બહાર આવી **આપાત-ચિલાત** નામના મલેચ્છોને વશ કર્યા. પછી સેનાપતિ પાસે સિંધુનું બીજુ નિષ્કૂટ સધાવી હિમવાન પર્વતના દેવને સાધ્યો ત્યાં વૃષભકૂટ નામના પર્વત ઉપર પોતાનુ નામ લખ્યું અને સેનાપતિએ ગંગા-નદીનુ ઉત્તર નિષ્કૂટ સાધ્યુ. તમિસ્રા ગુફામા **નાટ્યમાલ**દેવને સાધીને બહાર આવ્યા ત્યા પ્રભુને બાર યોજન લાંબા અને નવ યોજન વિસ્તારવાળા પેટીના આકારવાળા નવનિધાનો* પ્રભુને પ્રગટ થયા.

જે **પ્રથમ**માં સૈન્યનો પડાવ અને નગરાદિક નિવાસ હોય છે, બીજામા સર્વ ધાન્યના બીજની ઉત્પત્તિ, ત્રીજામાં પુરુષો, સ્ત્રીઓ, હાથી અને અશ્વોના સર્વ આભરણોનો વિધિ, ચોથામા ચૌદરત્નો હોય છે, પાંચમામાં વસ્ત્રો, રંગ વગેરેની ઉત્પત્તિ, છઠ્ઠામા ત્રણ કાળનુ જ્ઞાન, સાતમામા સુવર્ણ, રૂપુ, લોહ, મણિ અને પ્રવાલની ઉત્પત્તિ, આઠમામાં સમગ્ર યુદ્ધની નીતિ, સર્વ શસ્ત્રો તથા યોદ્ધાઓને યોગ્ય બખતર, વગેરે હોય છે. શંખ નામના નિધિને વિષે વાજિંત્રના અંગો, ચાર પ્રકારના કાવ્યો, તથા નાટ્ય અને નાટકની વિધિ ઉત્પન્ન થાય છે. તેમાં પલ્યોપમના આયુષ્યવાળા નિધાનની જેવા નામવાળા દેવો રહે છે, વગેરે આ પ્રમાણે પ્રભુ વગર પ્રયાસે પૂણ્ય બળવડે છ ખંડ સાધી ઘેર આવ્યા. જ્યા બત્રીશ હજાર મુકુટ-બદ્ધ રાજાઓએ બાર વર્ષ સુધી ચક્રવર્તીપણાનો અભિષેક આરંભ્યો અને દરેક રાજાઓએ સ્વામીને ઘણું ધન તથા બબ્બે કન્યાઓ આપી, જેથી અસત રૂપવાન ચોસઠ હજાર પ્રિયાઓ થઇ. હવે ચક્રવર્તીને કેટલી કેટલી રયાસત, રત્નો વગેરે હતા તેનુ વર્ણન જાણવા જેવુ હોવાથી અહિ આપવામાં આવે છે.

સેનાપતિ અને ચૌદ રત્નો હતા, તે દરેક હજાર હજાર યક્ષોવડે અધિષ્ઠિત હતા, ચોરાશી લાખ હાથી, તેટલાં જ અશ્વો, અને તેટલા જ ધ્વજવાળા રથો હતા. બહોતેર હજાર નગરો હતા, ગામ પદાતિ છન્નું કરોડ હતા, બત્રીશ હજાર દેશો અને રાજાઓ હતા, તેમજ બત્રીશ બદ્ધરંગવાળી તરુણી અને નાટકો હતા વીશ હજાર રત્નની ખાણો હતી, અડતાલીશ હજાર પટ્ટણો વગેરે પુણ્યવડે પ્રાપ્ત થયેલ ઋદ્ધિ ભોગવતાં પ્રભુને પચ્ચીશ હજાર વર્ષ વ્યતીત થાય છે. હવે પ્રભુના વ્રતનો સમય જાણી લોકાંતિક દેવો પ્રભુ પાસે આવી કૃપાનાથ "તીર્થ પ્રવર્તાવો" એમ વિનંતિ કરે છે પ્રભુ તો તે સમય જાણતા જ હતા, જેથી એક વર્ષ સુધી યાચકોને તેમની ઇચ્છા પ્રમાણે (વરસી) દાન આપે છે. પછી

* નૈસર્પ, પાંડુક, પિંગલ, સર્વરત્નક, મહાપદ્મ, કાળ, મહાકાલ, માણવક, અને શંખક આ નવ નિધાનોના નામ છે.

પોતાના પુત્ર ચક્રાયુધને રાજ્ય ઉપર સ્થાપન કરી, ભગવાન દીક્ષા લેવા ઉદ્યમીમાં થતાં સર્વે ઈંદ્રો પ્રભુની દીક્ષાનો મહોત્સવ કરવા આવે છે. સર્વાર્થ નામની શિબિકા ઉપર પ્રભુ આરૂઢ થતાં તેને પ્રથમ મનુષ્ય, પછી સુરેન્દ્ર–અસુરેન્દ્ર, ગરૂડેન્દ્ર અને નાગેન્દ્ર ઉપાડી ચાર છત્ર ધારણ થયા. આગળના ભાગમાં દેવો, જમણી બાજુ અનુચરો, પાછળ ભાગમાં ગરૂડો, ઉત્તર ડાબી બાજુ નાગોએ ઉપાડી. આગળ નૃત્ય, ભાટ ચારણોની બિરૂદાવલી મનુષ્યો વગેરે જગદ્‌ગુરુના ઐશ્વર્યાદિ ગુણોનું મોટા સ્વરે વર્ણન કરવા લાગ્યા. ભંભા, મૃદંગ વગેરે વાજિંત્રો વાગવા લાગ્યા, દેવોએ સાતે સ્વરો, સંમૂર્છના, ગ્રામ, લય અને માત્રાવડે ઉત્તમ ગાન થવા લાગ્યા, પછી અનુક્રમે પ્રભુ નગરમાથી ધીમે ધીમે બહાર સહસ્રામ્ર વન ઉદ્યાનમાં પધાર્યા અને ત્યાં શિબિકા ઉપરથી ઉતરી, આભૂષણો તજી, પંચમુષ્ટિવડે પ્રભુએ લોચ કર્યો. તે કેશને વસ્ત્રમાં લઇ ઇંદ્ર ક્ષીર સમુદ્રમા નાંખે છે. જેઠ વદી ૧૪ ના દિવસે ભરણી નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવતાં પ્રભુએ સિદ્ધને નમસ્કાર કરી ચારિત્ર ગ્રહણ કર્યું. એક હજાર રાજાઓની સાથે છઠ્ઠ તપ અને સામાયિક ગ્રહણ કરી પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. પછી કોઈક સ્થાને સુમિત્ર નામના ગૃહસ્થે પ્રભુને ક્ષીરવડે પારણું કરાવ્યું. ચાર જ્ઞાનના ધારણ કરનારા પ્રભુ પૃથ્વી ઉપર અનેક સ્થળે વિચરવા લાગ્યા. છદ્મસ્થપણે આઠ માસ સુધી વિચરી, ફરી હસ્તિનાપુરના સહસ્રામ્ર વનને વિષે નંદ નામના વિશાળ વૃક્ષ નીચે બિરાજે છે. તે વખતે શ્રેષ્ઠ શુકલધ્યાનમા વર્તતા, છઠ્ઠ તપવાળા પોષ સુદી ૯ ના દિવસે ભરણી નક્ષત્રમાં ચદ્ર યોગ થતાં ચાર ઘાતિ–કર્મનો ક્ષય થવાથી ઉજ્વળ કેવળજ્ઞાન પ્રભુને ઉત્પન્ન થાય છે. પછી આસન ચલાયમાન થતા દેવોએ ઇંદ્રો આવી મનોહર સમવસરણની રચના કરે છે. પ્રથમ એક યોજનમાં વાયુવડે અશુભ પુદ્‌ગલો દૂર કરી, ગધોદકવડે રજોને શાત કરી, પ્રથમ કાંગરા સહિત મણિનો ગઢ, બીજા સારા રત્નોના કાંગરાવાળો સુવર્ણનો વપ્ર કર્યો, ત્રીજો સુવર્ણના કાગરાવાળો રૂપાનો ગઢ કર્યો, તે વિમાનવાસી, જ્યોતિષિ અને ભુવનવાસી દેવો કરે છે. તેને તોરણવાળા ચાર દરવાજા કરે છે. મધ્યે પ્રભુના શરીરથી બારગણો અશોક વૃક્ષ કરે છે ચારે બાજુ સિંહાસનો, ત્રણ છત્રો, ચામરો વ્યંતરો કરે છે. પૂર્વ દ્વારવડે પ્રવેશ કરીને તથા તીર્થને નમીને પ્રભુના પૂર્વના સિંહાસન ઉપર બેસે છે. ત્રણ સિંહાસનો ઉપર પ્રભુના પ્રતિચ્છદ અને તેની પાછળ ભામંડળ થાય છે. આગળ જાનુપ્રણામ પુષ્પવૃષ્ટિ થાય છે. પછી અગ્નિ ખૂણામાં સાધુ, સાધ્વી અને દેવીઓ, નૈરૂત્ય ખૂણામા જ્યોતિષિ, ભુવનપતિ અને વ્યંતરોની દેવી, વાયવ્ય ખૂણામા ત્રણે પ્રકારના દેવો, ઇશાન ખૂણામા વિમાનવાસી દેવો, મનુષ્યો અને મનુષ્યોની સ્ત્રીઓ બેઠી જે મુખ્ય પ્રાકારમાં હોય છે. બીજા પ્રાકારમા પૂર્વે કહેલી દિશાઓના ખૂણામાં તિર્યંચો અરસપરસ દ્વેષ ત્યાગીને ત્રીજા વપ્રને વિષે સર્વ વાહનો રહે છે. હવે અહિં ચક્રાયુધ રાજાને વધામણી મળતાં તે ત્યા આવી પ્રભુને વિધિપૂર્વક વદન કરી બેસે છે. પછી અતિશયવડે યુક્ત, ક્ષીરાશ્રવ લબ્ધિઓવડે યુક્ત, પાંત્રીશ પ્રકાર મનોહર વાણીવડે માલકોશ રાગથી યુક્ત, સર્વ પ્રાણીઓ પોતપોતાની ભાષા સમજે તેમ શ્રી શાતિનાથ મહારાજ દેશના આપે છે. જે દિવ્ય વાણીવડે જગતના જીવોના અજ્ઞાનરૂપી અધકારને મિટાવી પ્રભુએ જ્ઞાન ચક્ષુ આપ્યા જે મહાપુરુષે પગલે પગલે પ્રકાશ પાડ્યો, જેમણે અનેક ભવ્યાત્માઓને સમ્યક્ત્વનો માર્ગ બતાવ્યો, અનેક પ્રાણીઓને દેશવિરતિ ધર્મ આપ્યો, અનેક પ્રાણીઓ સર્વવિરતિ ધર્મ ગ્રહણ કરાવ્યો, અનેક આત્માઓને મોક્ષના પથિક કર્યા છે, પ્રભુ દેશનાની અમૃતવાણીનો આ મહાન્ પ્રતાપ છે, તેથી જ આમ હોવાથી જ આગલા પ્રસ્તાવોની જેમ ઉપદેશ બોધપાઠો કથાઓનો અહિં સક્ષિપ્ત પરિચય નહિ આપતાં આ પ્રસ્તાવમાં દેવાધિદેવ શ્રી શાંતિનાથ ભગવાને સમવસરણમાં બિરાજમાન થઇ દેશના વરસાવી છે એ સર્વ પ્રભુની અમૃત તુલ્ય વાણી હોવાથી તે સપૂર્ણ પ્રભુ દેશના વાંચતા વાચકને પ્રમાદ ન થાય, મનનપૂર્વક વાચી આત્મિક આનંદનો લાભ લ્યે તેમજ તે દેશનાના મધુરરસમાં કંઇ પણ ક્ષતિ ન પહોંચે માટે અહિ માત્ર વિષયો અને કથાઓનો નામ નિર્દેશ જ કરીએ

છીએ અને વાંચકોને તે છેલ્લા પ્રસ્તાવમાં મનનપૂર્વક સંપૂર્ણ વાંચી જવા ભલામણ કરીએ છીએ. પરમાત્માએ સમવસરણમાં બિરાજમાન થઈ ભવ્યાત્માઓનુ કલ્યાણ કરવા જે દેશના આપી છે તેમજ ત્યારબાદ શ્રી ચક્રાયુધ મહારાજે પણ ત્યારપછી પોતાની મધુર અને શાંતરસભરિત દેશનામાં જે જે બોધપાઠો–કથાઓ આપી છે તે સર્વ અક્ષરશઃ ( પા. ૧૫૮ થી પા. ૨૨૨ સુધી ) વાચકવર્ગને એકાગ્રચિત્તે પઠન કરવા જણાવીએ છીએ.

શ્રી જિનેશ્વર ભગવાનની દેશના–મધુર વાણીને આ ગ્રંથના કર્ત્તા વિદ્વાન આચાર્ય શ્રી અજિતપ્રભસૂરિ ભગવાને પોતાની વિદ્વત્તાવડે આ ચરિત્રમા પ્રભુની દેશનાની ગુંથણી–સંકલના કેવી રસમય, મનોહર, સુંદર રીતે કરી છે, તે પણ તેનું અવલોકન કરતાં સહજે સમજી શકાય તેવું છે. હવે શ્રી શાંતિનાથ દેવાધિદેવ શ્રી ચક્રાયુધ રાજાને સંબોધી જણાવે છે કે–હે મોટા રાજા ! તે લોકને વિષે સર્વ શત્રુઓને જીત્યા છે પરંતુ ઇંદ્રિય નામના શત્રુને જીત્યો નથી, જેથી તેના પાંચ વિષયો શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ મહાઅનર્થો ઉત્પન્ન કરે છે શ્રોત્રેંદ્રિયને વશ થયેલ હરણો શિકારીના ગીત સાંભળી મૃત્યુ પામે છે. નેત્રના વિષયને નહિ જીતનાર પતંગ દીપકને સુવર્ણ શિખા ધારી તેમાં પડીને મરણ પામે છે, તેમ રસના ઇંદ્રિયવડે જિતાયેલ માંસની પેશીના સ્વાદમાં મચ્છીમારવડે મરણને શરણ થાય છે ઘ્રાણેન્દ્રિયને વશ થયેલો નાગ દુઃખને શરણ થાય છે. હાથણીના શરીરને સ્પર્શ કરવામાં લુબ્ધ થયેલા હાથી તીક્ષ્ણ અંકુશના ઘાતને સહન કરે છે. એક એક ઇંદ્રિયના વિષયવડે ઉપરોક્ત પ્રાણીઓ અનર્થ પામે છે તો જેમની પાંચે ઇંદ્રિયો જીતાયેલી નથી તેવા પ્રાણીઓની શું દશા થાય ? તે જાણી સત્પુરુષોએ આવા પ્રકારના વિષયનો ત્યાગ **ગુણધર્મ**ની જેમ કરવો જોઇએ. અહિં ચક્રાયુધના પ્રતિબોધને માટે **ગુણધર્મ**ની કથા પ્રભુ કહે છે. ( પા. ૧૫૮ થી પા. ૧૬૭ ) આ કથા વિસ્તારપૂર્વક ઘણી જ રસિક છે.

હવે ભગવાન કષાયના વિષયમા **નાગદત્ત**ની કથા ( પા. ૧૬૭ થી પા. ૧૬૯ ) કહે છે જે કથા શ્રી વર્ધમાન તીર્થંકરના તીર્થમાં થશે તેમ પ્રભુ ત્યાં જણાવે છે.

પાંચ પ્રકારના પ્રમાદનો વિવેકી જનોએ ત્યાગ કરવો, ચાર પ્રકારનો ધર્મ આદરવો, તે ધર્મ યતિ અને શ્રાવકનો એમ બે પ્રકારે છે, જેમાં યતિ ધર્મ ક્ષમાદિવડે દશ પ્રકારનો છે. પ્રથમ સમ્યક્ત્વ બે, ત્રણ, ચાર, પાંચ પ્રકારનું અને દશ પ્રકારનું સૂત્રના અનુસારે જાણવુ. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ બાર પ્રકારે ગૃહીધર્મ કહ્યો છે, જેમા પ્રાણાતિપાત વિરતિ પ્રથમ અણુવ્રત છે. તે સારી રીતે પાળ્યુ હોય તો **યમપાશ** જાતિવડે ચંડાલ હતો છતા તેની જેમ સુખ આપનાર થાય છે. ( પા. ૧૭૦ થી પા. ૧૭૧ )

બીજું મૃષાવાદ ત્યાગ નામનુ વ્રત કન્યાલીકાદિકવડે પાંચ પ્રકારનુ છે. તે અસત્ય–અલિક બોલવાથી **ભદ્ર** વણિક દોષને પ્રાપ્ત થયો હતો. તે **ભદ્ર**ની કથા ( પા. ૧૭૧ થી પા. ૧૭૨ ) અહિં જણાવવામાં આવે છે.

સ્થૂલ અદત્તના ત્યાગ નામનું ત્રીજું અણુવ્રત તે ગુણ કરનારુ હોવાથી **જિનદત્ત** શ્રાવકની જેમ પ્રયત્નવડે પાળવુ. તે જિનદત્તની કથા ( તા. ૧૭૩ થી પા. ૧૭૫ ) અહિં બતાવેલ છે. ઔદારિક અને વૈક્રિય એમ બે પ્રકારના મૈથુન છે, જેમા તિર્યંચ અને મનુષ્યના ઔદારિક બે પ્રકારનું અને વૈક્રિય મૈથુન દેવને વિષે છે. આ વ્રત સર્વ વ્રતોમા શિરોમણિ અને દુઃસહ છે, જેથી પરદારામાં આસક્ત થયેલા પ્રાણીઓને તેથી અનેક પ્રકારના દુઃખો થાય છે–જેમ **કરાલપિંગ** નામનો પુરોહિત દુઃખનુ સ્થાન થયો. તે કથા ચક્રાયુધ રાજાને ભગવંત કહે છે.

સ્થૂલ પરિગ્રહવ્રત સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારના ભેદવાળુ તેમજ ધન, ધાન્ય,

ક્ષેત્ર, વાસ્તુ ( ઘર ), રૂપ્ય, કુપ્ય, સુવર્ણ, દ્વિપદ અને ચતુષ્પદ જેમ નવ પ્રકારના છે તેના વિષે પ્રમાણ કરવું. આનાથી નિવૃત્ત નહિં થયેલા પ્રાણીઓને આ જગતમાં **સુલસ** શ્રાવકની જેમ નિરંતર દુઃખો પ્રાપ્ત થાય છે તે સુલસની કથા પ્રભુ કહે છે ( પા. ૧૭૭ થી પા. ૧૮૭ )

હવે પ્રથમ ગુણવ્રત જે પૂર્વાદિ દિશાઓને વિષે અધો, ઊર્ધ્વ અને તિરછુ જે પરિમાણ કરાય તે. આ વ્રતને વિષે અવધિ ન કરી હોય તો મ્લેચ્છ દેશમાં ગયેલા **સ્વયંભૂદેવ**ની જેમ અનેક દુઃખો પામે છે. ( પા. ૧૮૭ થી પા. ૧૮૮. )

ભોગ અને ઉપભોગનું માન કરવું તે બીજું ગુણવ્રત જે **ભોજન અને કર્મ**ને વિષે બે પ્રકારે છે. જેમા વિવેકી પુરુષે ભોજનને વિષે અનંતકાયાદિકનુ ભોજન કરવું નહિં, અને કર્મને વિષે ખર કર્મોનો ત્યાગ કરવો. સચિત્તવડે મિશ્ર, દુષ્પકવ, અપકવ અને તુચ્છ ઔષધિ આ પાંચ પ્રકારના અતિચાર ભોજનને વિષે છે અને કર્મ વિષે આગમમાં કહેલા અગારકર્મ વિગેરે ૫દર અતિચારો છે. અહિં ઉપભોગને વિષે **જિતશત્રુ** રાજાનું દૃષ્ટાંત અને પરિભોગને વિષે **નિત્યમંડિતા** બ્રાહ્મણીની કથા આપી છે. ( ૧૮૯ થી પા. ૧૯૦ )

હવે ચાર શિક્ષાવ્રતોમા પ્રથમ **સામાયિક** વ્રત છે સ્થાવર અને ત્રસ તત્વોને વિષે જે સમાન ભાવ હોય તે સામાયિક વ્રત જાણવું. તે વારવાર કરવું. તે કર્યું હોય ત્યારે તે શ્રાવક સાધુ જેવો ગણાય છે અને તેથી તે નિર્જરાના કારણરૂપ છે. સામાયિક નિર્મળ-સ્થિર ચિત્તવડે વિશુદ્ધ કરાય છે. આ વ્રત કરવાથી ભવ્ય જીવોને **સિંહ** શ્રાવકની જેમ સુખ થાય છે. તે સિંહ શ્રાવક કોણ છે તેમ પૂછવાથી શ્રી શાતિનાથ જિનેશ્વર તે કથા કહે છે. ( પા. ૧૯૧ થી ૧૯૨. )

અહિ દિગ્વ્રતને વિષે પરિમાણનો સક્ષેપ કરાય છે, તેમા આનયન અને પ્રયોગ વગેરે અતિચારો કહ્યા છે. આ વ્રત શુદ્ધ રીતે કર્યું હોય તો **ગગદત્ત** ગૃહસ્થની જેમ આ લોક અને પરલોક સફળ થાય છે. તે કથા ભગવત કહે છે. ( પા. ૧૯૨ થી પા. ૧૯૩ )

હવે પ્રભુ નિર્મળ પૌષધ જે અગ્યારમુ વ્રત કહેવાય છે તે જણાવે છે. તે ચાર પર્વને દિવસે કરાય છે. ધર્મને વિષે પુષ્ટિ ધારણ કરે છે તે પૌષધ ચાર પ્રકારનો છે. પ્રથમ ચતુર્વિધ આહારના પ્રત્યાખ્યાનથી અને ત્રિવિધ આહારના ઉપવાસમા અથવા આચામ્લાદિક તપમા અથવા સર્વ પ્રત્યાખ્યાનમાં દેશતઃ પૌષધ થાય છે. બીજો દેહસત્કાર નામનો પૌષધ જેમા સર્વથી શરીરનો સત્કાર વર્જવાથી તે સર્વથી દેહ સત્કાર કહેવાય છે ત્રીજો બ્રહ્મચર્ય પૌષધ તે સર્વ પ્રકારે સ્ત્રીઓના કરસ્પર્શ વગેરેનું વર્જવું. બીજો દેશથી તે માત્ર તેના સંભોગનું વર્જવું એમ બે પ્રકારે છે ચોથો અવ્યાપાર નામનો પૌષધ તેમાં સર્વ વ્યાપારનો જે ત્યાગ તે સર્વથી અને એકનો જે ત્યાગ તે દેશથી એમ બે પ્રકારે છે. આ પૌષધ વ્રતમાં **જિનચંદ્ર** નામના શ્રાવકનું દૃષ્ટાંત શ્રી શાતિનાથ પ્રભુ આપે છે. ( પા. ૧૯૩ થી પા. ૧૯૪ )

બારમુ અતિથિસંવિભાગ નામનું વ્રત છે. જેમણે આ જગતમા તિથિ, પર્વ અને ઉત્સવના સમૂહનો ત્યાગ કર્યો હોય છે તે અતિથિ કહેવાય છે. ન્યાયથી પ્રાપ્ત કરેલા, કલ્પે તેવા, દેશકાળને ઉચિત અને સારા ઓદનાદિક પદાર્થોવડે શ્રદ્ધા, સત્કાર અને વિધિપૂર્વક, ધર્મની બુદ્ધિવડે ભક્તિથી સાધુઓને જે ( સંવિભાગ ) દાન દેવુ તે મ્હોટા પુણ્યનુ કારણરૂપ અતિથિદાન કહેવાય છે. જેમ પૂર્વભવે આપેલું દાન **શૂરપાળ** રાજાને સુખનુ કારણ થયું તેમ અન્યને પણ-અતિથિને આપેલું દાન સુખનું કારણ થાય છે. પછી ભગવત શ્રી શાતિનાથ પ્રભુ મેઘના જલની જેમ સર્વને મધુર વાણીવડે તેની કથા કહે છે. ( પા. ૧૯૪ થી પા. ૨૦૨ )

વળી સુપાત્ર દાનથી ઉત્પન્ન થયેલા ધર્મથી મનુષ્ય આ લોકને વિષે પણ **વ્યાઘ્ર** નામના કૌટુંબિક ખેડૂતની જેમ ઇચ્છિત અર્થને ઉત્પન્ન કરે છે. (પા. ૨૦૩ થી ૨૦૮)

પ્રભુ ચક્રાયુધને કહે છે કે આ બાર વ્રતો પાળીને છેવટે ગૃહસ્થે સંલેખના કરવી. ગૃહસ્થ ધર્મને પાળીને બુદ્ધિમાન મનુષ્ય જે દીક્ષાને ગ્રહણ કરે છે તે શુદ્ધ સંલેખના શાસ્ત્રમા કહી છે. પછી દર્શન પ્રતિમા વગેરે અગ્યાર શ્રાવક પ્રતિમા કરવી જોઇએ તે ન બની શકે તો સંથારામાં રહીને દીક્ષા ગ્રહણ કરવી. ત્યારબાદ વધતા પરિણામવાળો તે પુરુષ ગુરુના ચરણ પાસે ત્રણ પ્રકારે કે ચાર પ્રકારે અનશન ગ્રહણ કરે છે. પાપરહિત સવેગને ધારણ કરતો ગુરુમુખથી આરાધના ગ્રથને સાંભળે છે જેના પાંચ અતિચારો–હું મરીને મનુષ્ય થાઉં તેવો તેમજ ઉત્કૃષ્ટ દેવલોક મને પ્રાપ્ત થાઓ ૧, ધર્મના અર્થીઓ-વડે પોતાનો મહિમા જોઇએ ૨, અનશન કર્યા પછી ક્ષુધાવડે શરીરમા પીડા પામનાર અને તેને સહન નહિં કરનારને જે થાય તે ૩, શબ્દ, રૂપ, રસ, કામ, ગધ અને સ્પર્શને વિષે ઇચ્છા થાય ૪ આ સલેખના ઉપર અહિં ભગવત **સુલસની કથાને** વિષે **જિનશેખર** શ્રાવકનું દષ્ટાંત જણાવે છે.

તે દેશના પૂરી થતાં આખી પરિષદ્ અમૃતથી સિંચાઈ અને તે જ વખતે ચક્રાયુધે ઊભા થઇ નમન–સ્તુતિ કરી પ્રભુને વિનતિ કરી કે–દુષ્કર્મરૂપી બેડી ભાગીને તથા રાગદ્વેષરૂપી શત્રુને હણીને સસારરૂપી કેદખાનામાંથી મને કાઢો. પછી પોતાના પુત્રને રાજ્ય આપી, પાંત્રીસ રાજાઓ સહિત ચક્રાયુધ રાજાને જિનેશ્વર દીક્ષા આપે છે. ચક્રાયુધ મુનિ પ્રભુને પ્રશ્ન પૂછે છે કે–હે પ્રભુ! શું તત્ત્વ છે? જિનેશ્વર "ઉત્પત્ત તત્ત્વ" કહે છે, બીજી વખત પૂછે છે ત્યારે પ્રભુ "વિગમ તત્ત્વ" કહે છે, ત્રીજી વાર તે જ રીતે પૂછે છે અને જિનેશ્વર "સ્થિતિ તત્ત્વ" કહે છે. એ ત્રણે (ત્રિપદી) પ્રભુ જણાવે છે. ચક્રાયુધ દરેક જવાબ ઉપર વિચારણા કરી એમ ત્રણ વાર પૂછે છે (પા. ૨૦૯) તે ત્રિપદીને અનુસારે ચક્રાયુધ મુનિ દ્વાદશાંગી રચે છે. બીજા ગણધરો પણ રચે છે. પછી પ્રભુ પાસે જાય છે. પ્રભુ પણ આસન ઉપરથી ઊભા થયા તે વખતે ઇંદ્ર સાર (વાસક્ષેપ) ગધથી ભરેલા થાળ લઇ પ્રભુ પાસે ઊભો રહે છે. પ્રભુ સકલ સઘને તે વાસક્ષેપ આપે છે. પછી તે સાધુઓ જિનેશ્વરની ચોતરફ પ્રદક્ષિણા કરે છે, સઘસહિત જિનેશ્વર તેઓના મસ્તક ઉપર વાસક્ષેપ નાખે છે, અને તેઓની ગણધર પદ (પા. ૨૦૯) ની સ્થાપના કરે છે. ઘણા સ્ત્રીપુરુષો ત્યાં પ્રભુ પાસે દીક્ષા લે છે. પ્રભુનો સાધુ સાધ્વીને પરિવાર થયો. ચારિત્ર માટે અસમર્થ હતા તે સ્ત્રી પુરુષો શ્રાવક શ્રાવિકા થયા. તે પ્રમાણે સમવસરણમા જગદ્ગુરુનો ચાર પ્રકારનો સઘ થયો. પોરસીને છેડે જિનેશ્વર ત્યાથી ઊઠી બીજા પ્રાકારની મધ્યે રહેલા દેવચ્છદને વિષે વિશ્રાતિ લેવા પધાર્યા. બીજી પોરસીમાં જિનેશ્વરની પાદપીઠ ઉપર બેસી પ્રથમ ગણધર ચક્રાયુધ સભા સમક્ષ પાપને નાશ કરનારી અભ્યંતર કથા સંઘને કહે છે. મનુષ્યરૂપી ક્ષેત્ર નગરને વિષે સંસારરૂપી શરીરમાં રહેલા મોહના કુટુબ તરીકે કષાયો, વિષયો, કામદેવ, મિથ્યાત્વ, કર્મ વગેરે જણાવે છે. તે નગરમા ધર્મ રાજા સૈન્યસહિત પેસે છે. તે ધર્મ રાજાનુ આર્જવ, સતોષ, સમ્યકત્વ, મહાવ્રત, અણુવ્રતો, માર્દવ, ઉપશમાદિ, શ્રુત વગેરે કુટુબ અને સૈન્ય તરીકે સક્ષિપ્તમાં ઘટાવે છે અને પછી મોહરાજાને જીતી મનુષ્ય નગરમાથી કાઢી મૂકે છે અને ધર્મ રાજા મોહરાજાને કોઇએ અવકાશ નહિ આપવા અને ફરીથી મોહ રાજાને વશ થનારને કર્મપરિણતિ ફરીથા માર્ગે સ્થાપન કરે છે વગેરે જણાવી તે ઉપર **અનીતિ** નગરને પ્રાપ્ત થયેલા **રત્નચૂડ** નામના વણિકપુત્રની કથા કહે છે. તે રત્નચૂડ ત્યાં જતાં ધૂતારાઓથી છેતરાઇ, ઠગાઇ, લાખો રૂપીયા હારી જતાં તે શહેરની **ચમઘંટા** નામની વેશ્યા જેને રણઘંટા નામની વેશ્યા પુત્રી છે તેની પાસે રત્નચૂડ જાય છે. (ભૂતકાળમા કુલીન વેશ્યાઓ હતી, તેમની પાસે બુદ્ધિનો વૈભવ–ભંડાર હતો. જ્યાં વ્યવહારીયા, રાજા વગેરે પોતાના પુત્રોને કલા અને બુદ્ધિના વૈભવમા તૈયાર થવા મોકલતા હતાં)

રત્નચૂડ અહિં આવે છે અને હકીકત જણાવે છે. રત્નઘંટા અને તેમની મા યમઘંટા તેમને તે ધૂર્તોને મ્હાત કરવા–હરાવી મીલ્કત પાછી લેવા કેવા જવાબો બુદ્ધિપૂર્વકના આપવા તે રત્નચૂડને બરોબર બતાવે છે, પછી રત્નચૂડ ત્યાં જઇ તે ધૂર્તોને હરાવી રત્નચૂડ પોતાની મીલ્કત પાછી મેળવે છે. તે કથા ગણુધર ભગવાન વિસ્તારપૂર્વક અહિ સભા સમક્ષ મધૂર દેશનાવડે જણાવે છે. આ સર્વ વૃત્તાંત મનનપૂર્વક વાચવા ભલામણ કરીયે છીયે (પા. ૨૦૯ થી પા. ૨૧૬)

શ્રી વીરવિજયમહારાજકૃત બાર વ્રતની પૂજામાં આઠમા વ્રતની નવમી પૂજામાં આ દૃષ્ટાંત આપેલ છે.

આ પ્રમાણે ગણુધર ભગવાને દેશના અને દ્વાદશાંગી જણાવીને પછી દશ પ્રકારની સાધુ સામાચારી અને તેનુ સમગ્ર કાર્ય પણુ પ્રકાશિત કર્યું. પછી ભવિ જીવોના કલ્યાણુ માટે પ્રતિબોધ કરવા શ્રી શાતિનાથ પ્રભુ પૃથ્વીતળ ઉપર વિહાર કરવા લાગ્યા, જયા દરેક સ્થળે કેટલાક ભવ્યાત્માઓ ચારિત્ર લે છે, કેટલાક ગૃહસ્થધર્મ અગીકાર કરે છે, કેટલાક સમ્યગ્દૃષ્ટિ અને કેટલાક આત્માઓ ભદ્રિક થાય છે. પ્રભુ જે જે દેશમા વિહાર કરતા હતા ત્યાં ત્યાં સર્વ લોકોના દુઃખોની શાતિ થતી હતી. વિહારમાં ચોક્કસ યોજનને વિષે દુર્ભિક્ષ, ડમર વગેરે ઉપદ્રવો થતા નહોતા. આવી રીતે પ્રભુજીનુ માહાત્મ્ય, ગુણો વગેરેનું આપણી જેવા અલ્પ બુદ્ધિવાળા કેટલુ વર્ણન કરી શકે? પરતુ જિનેશ્વરો જ દિવ્યજ્ઞાનવડે મહિમા વગેરે જાણી શકે છે.

હવે શ્રી શાતિનાથ પ્રભુએ પૃથ્વી ઉપર વિચરતાં બાસઠ હજાર મુનિઓને દીક્ષા આપી હતી. એકસઠ હજાર ને છસેહ સાધ્વી હતી. પ્રભુએ પ્રતિબોધેલા બે લાખ નેવું હજાર શ્રાવકો અને ત્રણુ લાખ ત્રાણુ હજાર શ્રાવિકાઓ હતી. ચૌદ પૂર્વ ધારણુ કરનારા આઠ હજાર મુનિવરો, અવધિજ્ઞાનધારક ત્રણુ હજાર, મનઃપર્યવજ્ઞાનવાળા ચાર હજાર, કેવળજ્ઞાની ચાર હજાર ત્રણુસેહ, વૈક્રિય લબ્ધિવાળા છ હજાર, બે હજાર ચારશેંહ વાદી–એટલો ભગવતનો પરિવાર હતો. શાસનના વિઘ્નોનો નાશ કરનાર ગરૂડ નામનો યક્ષ અને નિર્વાણી નામની દેવી શાસનદેવતા હતા.

પ્રભુનું શરીર ચાલીશ ધનુપ ઊંચું, મૃગના લાછનવાળુ, સુવર્ણની જેવી કાન્તિવાળું અને ચોત્રીશ અતિશયો યુક્ત હતું. શ્રી શાંતિનાથ પ્રભુએ પચીશ હજાર વર્ષ સુધી ચારિત્રનું પાલન કર્યા પછી એક વર્ષ ઓછા તેટલા વર્ષો કેવળીપણામા વ્યતીત કર્યા. કુલ મળી પ્રભુનું સંપૂર્ણ એક લાખ વર્ષનું આયુષ્ય હતુ. હવે જગદ્ગુરુએ પોતાનો નિર્વાણુસમય નજીક જાણી, તીર્થ સમેત્તશિખર ઉપર પધાર્યા. પ્રભુનો નિર્વાણુસમય જાણી દેવેન્દ્રો તત્કાળ છેલ્લુ સમવસરણુ કરે છે દેવાધિદેવ સર્વ પદાર્થોના અનિત્યપણા ઉપર દેશના આપે છે પછી ગણુધર ભગવાન સિદ્ધિ કેવા સ્વરૂપવાળી છે તેમ પૂછતા ભગવંત તેમને જણાવે છે કે "ચંદ્રના કિરણો જેવી ઉજ્વળ તેમજ તેનો સમગ્ર વિસ્તાર, જાડાઈ વગેરે સાથે સિદ્ધના જીવો ત્યા કયાં રહેલા છે તે અતર જણાવે છે. જયા જન્મ, જરા, મરણુ કંઇપણુ નથી, અખડ, અનંત, શાશ્વત સુખો છે તે અનત સુખ કેવુ છે તેના ઉપર દેવાધિદેવે જણાવ્યા પ્રમાણે ગ્રંથકાર મહારાજ એક ગ્રામ્ય ભીલ્લનુ દૃષ્ટાંત આપે છે. (પા. ૨૧૮) શ્રી સિદ્ધપદજીની પૂજા (શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત) મા નીચે પ્રમાણે કહેલ છે.

"જાણે પણુ ન કહી શકે પુર ગુણુ, પ્રાકૃત તેમ ગુણુ જાસ;
ઉપમા વિણુ નાણી ભવમાહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ."

**ભાવાર્થ** નગરમાં રહી આવેલો જગલનો મનુષ્ય જેમ નગરની શોભા વગેરે પોતાના સ્વજનોને જણાવી શકતો નથી, તેમ પોતે જોયેલ હોવાથી જાણે છે ખરો પરતુ તેને પોતાની સાથે રહેલા જગલવાસીઓને કહી શકતો નથી તેમ સંસારમાં રહેલા પુરુષોને તેમના માટે ઉપમા મલી શકતી નથી (વાસ્તવિક ઉપમાઓ આપી વચન દ્વારાએ સ્વરૂપ કહેવાય છે.)

હવે ભગવંત ત્યાંથી ઊઠીને ગિરિના અન્ય ઊંચા શિખર ઉપર પધારે છે. જ્યાં પ્રભુ કેવલજ્ઞાન-ધારક નવશેંહ મુનિવરો સહિત એક માસનું અનશન કરે છે જેઠ માસની કૃષ્ણ ચતુર્દશીને દિવસ ભરણી, નક્ષત્રમાં ચંદ્ર રહ્યો હતો ત્યારે શુકલધ્યાનના ચોથા ભેદનુ ધ્યાન કરતાં પ્રભુ મોક્ષ પધારે છે. સાધુઓ પણ સિદ્ધિપદ પામે છે. જયા દેવેન્દ્રો, દેવો નિર્વાણ મહોત્સવ કરવા આવે છે, શોક સહિત અશ્રુપાત કરે છે અને પ્રભુના ગુણોને સભારી સંભારી વિલાપ કરે છે. પછી તેઓએ ક્ષીર સમુદ્રના જળવડે પ્રભુને સ્નાન કરાવી, શ્રેષ્ઠ ચંદનવડે પ્રભુના શરીરે લેપ કરી, દેવદૂષ્ય વસ્ત્રવડે શરીરને આચ્છાદન કરી, ભક્તિવડે સુગંધી પુષ્પોથી પૂજી, પ્રભુ અને અન્ય મુનિઓના દેહને રત્નની શ્રેષ્ઠ શિબિકામા મૂકી વૈમાનિક દેવોએ તૈયાર કરેલી નૈઋત્ય કોણમા ચદનની કરેલી ચિત્તામા પ્રભુના શબને મૂકે છે, બીજી ચિત્તામા અન્ય મુનિવરો મૂકે છે. પછી અગ્નિકુમાર દેવો મુખમાથી અગ્નિ મૂકે છે, વાયુકુમાર દેવો અગ્નિ સળગાવે છે. બળી ગયા પછી મેઘકુમાર દેવો શીતળ અને સુગધી જળવડે ચિતાને શાત કરે છે. હાડકા વગરની સર્વ વસ્તુ દગ્ધ થઇ ગયા પછી ઉપર રહેલી ડાઢા ઈંદ્ર, નીચે રહેલી ચમરેન્દ્ર, ઉપર નીચે રહેલી બે ડાઢાઓ ઇશાનેદ્ર અને બલીન્દ્ર. બાકીના દાતો તેટલી સખ્યાવાળા ઈંદ્રો ગ્રહણ કરે છે. અસ્થિ બીજા દેવો અને સર્વ ઉપદ્રવ નાશ કરનારી ચિતાની ભસ્મ વિદ્યાધરો અને મનુષ્યો ગ્રહણ કરે છે. પછી દેવેંદ્રો ત્યા સુવર્ણ અને રત્નોનો સ્તૂપ કરી શ્રી શાંતિનાથ પ્રભુની સુવર્ણમય પ્રતિમા કરી, ભક્તિપૂર્વક પૂજા કરી અને નદીશ્વર દ્વીપની યાત્રા કરી દેવો સ્વસ્થાને જાય છે. હવે ચક્રાયુધ ગણધર ભગવતને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને ભવીજીવોને દેશનાવડે ઉપકાર કરતા શ્રી **કોટિશિલા** નામના તીર્થે પધારતાં ત્યાં મોક્ષમાં પધારે છે.

**કોટિશિલા** તીર્થ અહિં ભરતક્ષેત્રના મધ્યખંડને વિષે આવેલું છે તે દેવોએ પૂજેલુ છે જ્યાં ઘણા મુનિવરો મોક્ષમાં પધાર્યા છે. શ્રી **કુથુનાથ** પ્રભુના તીર્થને વિષે તે તીર્થ ઉપર **સખ્યાત કરોડ**, શ્રી **અરનાથ** પ્રભુના તીર્થને વિષે **બાર કરોડ**, શ્રી મલ્લિનાથ પ્રભુના તીર્થને વિષે **છ કરોડ**, શ્રી **મુનિસુવ્રત** સ્વામીના તીર્થને વિષે ત્રણ કરોડ, શ્રી **નેમિનાથ** પ્રભુના તીર્થને વિષે **એક કરોડ મુનિવરો સિદ્ધ** થયા છે. અન્ય કાળે પણ ઘણા સાધુઓ સિદ્ધિપદ પામ્યા છે. વગેરે કારણોથી આ કોટિશિલા પવિત્ર તીર્થ કહેવાય છે. દેવ અને અસુરો પણ તે ભૂમિને વદન કરે છે. ( આ કાળમા જન્મેલા આપણે હોવાથી તે પવિત્ર તીર્થના દર્શન કરી પવિત્ર થઇ શકવાનું સદ્ભાગ્ય નથી. માત્ર નામસ્મરણ ચિતવનાવડે જ અહોભાગ્ય માનવાનું છે.) અહિ છેલ્લો પ્રસ્તાવ, પ્રભુના બારમા ભવનુ વર્ણન શ્રી શાંતિનાથ દેવાધિદેવનું ચરિત્ર પૂર્ણ થાય છે. જેમનુ સ્મરણ માત્ર કરવાથી ઉપદ્રવો નાશ પામે છે, જેમના ગુણો જગતમા સમાતા નથી, **તે શ્રી શાંતિનાથ દેવાધિદેવ પરમાત્મા સર્વ જીવોનું કલ્યાણ કરો, અને અમારા કોટી કોટી વંદન હો ! તેમ હૃદયપૂર્વક ઇચ્છી આ ગ્રંથ પરિચય અહિં સમાપ્ત કરીએ છીએ.**

હજારો વર્ષ ઉપરના આવા તીર્થંકર ભગવંતના ચરિત્રો કદી ઝાખા પડતા નથી, તેમજ તેમાંનો અમૃત રસ કોઇ કાળે શુષ્ક જ બનતો નથી. તેથી જ આવા મહાન્ પુરુષોનો મહાન મહિમા અને મહાત્મ્ય અવર્ણનીય છે

જે દેવાધિદેવોએ–તીર્થંકર મહારાજાઓએ જગતને જ્ઞાનચક્ષુ આપ્યા, જેમણે અનેક ભવ્યાત્માઓને માર્ગ બતાવ્યો, જેમણે પગલે પગલે પ્રકાશ આપ્યો, તેવા મહાન્ ઉપકારી દેવાધિદેવોના ગુણાનુવાદ ગાતાં જનસમુદાય કદી થાકતો નથી અને અલૌકિક આનંદ અનુભવે છે.

શ્રી અજિતપ્રભાચાર્ય મહારાજે આ સુંદર ચરિત્રમાં અનેક મહાન અને સત્ત્વશાળી

નરોના ચરિત્રનો સત્વ નિચોવ્યો છે, ને દરેક પ્રસ્તાવમાં રસના નિર્મળ વી ઝરણા પણ વહે છે. સારાંશ કે–વાંચક તું પણ યથાશક્તિ આ રસ, અલંકાર અને વિવિધ ઘટનાઓ, કથાઓ અને આવેલ બોધપાઠો યુક્ત આ ચરિત્રનું અમૃત પાન કરી બુદ્ધિ, ભક્તિ અને શ્રદ્ધાને ધન્ય કરી મોક્ષ મેળવ.

અહિં છ પ્રસ્તાવમાં શ્રી શાંતિનાથ જિનેશ્વરનું ચરિત્ર મૂળ ૪૮૮૯ શ્લોકપ્રમાણમાં આચાર્ય મહારાજે રચેલ છે ગ્રંથની છેવટે ગ્રંથકર્ત્તા આચાર્ય મહારાજે પ્રશસ્તિ આપી નથી, જેથી તેઓશ્રી કયા ગચ્છના હતા, તેમજ ગુરુ પરંપરા, રચનાકાળ, સ્થળ એ અમો આપી શકયા નથી

આ સોળમા જિનેશ્વર શાન્તિનાથ પ્રભુનું ચરિત્ર, સુંદર, રસિક અને બોધપ્રદ કથાઓ અને અન્ય વિષયોથી ભરપૂર હોવાથી આ ઉત્તમોત્તમ ચરિત્ર સાથે કોઈ પુણ્યશાળી જૈન બંધુનું નામ અંકિત થાય તો તેનો સુંદર મેળ થયો કહેવાય તેમ સભાની ઇચ્છા હતી. દરમ્યાન આ સભાના માનનીય સભાસદ ભાઇ શ્રી અનુપચંદ ઝવેરભાઈએ પોતાના સ્નેહી શ્રી રણજીતકુમાર અને સુરેન્દ્રકુમાર કુસુમગરને જણાવતાં બંને સુબંધુઓએ પોતાના પૂજ્ય માતુશ્રી શ્રીમતી જાસુદબ્હેનને આ હકીકત જણાવતાં શ્રીમતી જાસુદબ્હેને પોતાના સ્વર્ગવાસી પતિ શેઠશ્રી લાલભાઇ ભોગીલાલ કુસુમગરના સ્મરણાર્થે ગ્રંથમાળા નિમિત્તે પ્રકટ કરવા આ સભાને ધારા પ્રમાણે આર્થિક સહાય આપવાથી આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે; જે માટે શ્રીમતી જાસુદબ્હેન તથા શ્રી રણજીતકુમાર અને શ્રી સુરેન્દ્રકુમારનો આભાર માનવામાં આવે છે, અને તેને માટે શ્રીયુત્ અનુપચંદભાઈએ જે પ્રયાસ કર્યો છે તેથી ખરેખર સાહિત્ય સેવા અને જ્ઞાનભક્તિ કરી છે.

અત્યારે વિશ્વયુદ્ધ બંધ થયા છતાં પણ દિવસાનુદિવસ છાપકામના કાગળો, છપાઇ, ડીઝાઇનો, બ્લોકો, બાઈંડીંગ વગેરેના ભાવ વધતા જ જાય છે; હજી પણ તે માટેનું સાહિત્ય જોઈએ તેવું મળતુ પણ નથી; છતાં પણ આવા સુંદર ચરિત્ર ગ્રંથોનું સુંદર પ્રકાશન કરવા માટે મળતી ( સિરિઝ માટેની ) આર્થિક સહાય ઉપરાંતનો મ્હોટો ખર્ચ કરવો પડે છે; કારણ કે ચારિત્રની આંતરિક વસ્તુ અતિ સુંદર હોવાથી તેની બાહ્ય સુંદરતામાં પણ કેમ વિશેષ સુંદરતા થાય તે દૃષ્ટિ ધ્યાનમાં રાખી આ ગ્રંથ અને અન્ય ગ્રંથોનું પ્રકાશન આકર્ષક અને કલાની દૃષ્ટિપૂર્વક બનાવવા આ સભા બને તેટલો પ્રયત્ન કરે છે.

આ શ્રી શાંતિનાથ ચરિત્ર ગ્રંથ અમુક સંયોગો વચ્ચે જલદી પ્રકાશન કરવા માટેનો નિર્ણય થતાં શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસના માલીક શ્રીયુત ગુલાબચંદ લલ્લુભાઇએ જલદી પ્રકાશન કરવા જે સગવડ કરી આપી તે માટે આ સભા પોતાનો આનંદ વ્યક્ત કરે છે.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં દૃષ્ટિદોષ, પ્રેસ-દોષ કે અન્ય કારણોથી આ ગ્રંથમાં કોઈ સ્થળે સ્ખલના જણાય તો ક્ષમા માંગવા સાથે અમોને જણાવવા નમ્ર વિનંતિ કરીયે છીએ

આત્માનંદ ભવન.<br>દ્વિતીય શ્રાવણ શુક્લ પૂર્ણિમા. }

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ,<br>ભાવનગર.

# શેઠ શ્રી લાલભાઈ ભોગીલાલ કુસુમગરનો

# જીવન પરિચય.

રળીયામણી ગુજરાતનું મુખ્ય નગર અમદાવાદ ગણાય છે. વ્યાપાર, વાણિજ્ય, ઉદ્યોગ હુન્નર અને અનેક શ્રીમંતોવડે નિરંતર પ્રગતિશીલપણાથી



ત્રિવેણીના સંગમરૂપ હોવાથી રાજનગર પણ કહેવાય છે. કવિઓ, સાહિત્યકારો, સાક્ષરો, શિક્ષણ સંસ્થાઓ વડે તે વિદ્યાધામ પણ મનાય છે જૈન દર્શનના મહાન્ ત્યાગીઓ, આચાર્યોની જન્મભૂમિ હોવા સાથે વિદ્વાન મુનિ પુંગવોના આવાગમનથી નિરંતરના શાસ્ત્રશ્રવણવડે અનેક જૈન કુટુંબોમાં સંસ્કાર અને શ્રદ્ધાની

બ્હેને આ સોલમા "**શ્રી શાંતિનાથ જિનેશ્વર**" પરમાત્માના સુંદર ચરિત્ર સાથે પોતાના સ્વર્ગવાસી પતિના સ્મરણાર્થે તેમનું નામ અંકિત કરવા સિરિઝ તરીકે રૂા. ત્રણ હજાર આ સભાને ભેટ આપ્યા છે, જે આભાર સાથે સ્વીકારી આ સચિત્ર અનુપમ દેવાધિદેવનું ચરિત્ર પ્રકટ કરવામાં આવે છે.

છેવટે ધર્મપરાયણ જાસુદ બ્હેનની ધર્મશ્રદ્ધા સાથે પતિભક્તિ વધતી જાઓ અને અનેક સખાવતો તે વડે કરી આત્મકલ્યાણ સાથે અને શેઠશ્રીના પુત્રો **રણજીતકુમાર** અને **સુવર્ણકુમાર** બંને પોતાના સદ્દગત પિતાને પગલે ચાલી, દીર્ઘાયુ થઇ, શારીરિક, આર્થિક, માનસિક અને આધ્યાત્મિક સંપત્તિ વિશેષ વિશેષ મેળવી દેવ, ગુરુધર્મની આરાધનાવડે આત્મકલ્યાણ સાધે તેવી પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.





# વિ▪ષ▪યા▪નુ▪ક્ર▪મ.

## પ્રથમ પ્રસ્તાવ ( પા. ૧ થી પા. ૧૬. )



## બીજો પ્રસ્તાવ ( પા. ૧૭ થી પા. ૪૨ )

## ત્રીજો પ્રસ્તાવ ( પા. ૪૩ થી પા. ૭૬ )

| વિષય | | | પૃષ્ઠ |
|---|---|---|---|


## ચોથો પ્રસ્તાવ ( પા. ૭૭ થી પા. ૧૧૨. )

| | | | |
|---|---|---|---|

विषय | | | પૃષ્ઠ



## પાંચમો પ્રસ્તાવ ( પા ૧૧૩ થી પા. ૧૫૦ )

## છઠ્ઠો પ્રસ્તાવ. ( પા. ૧૫૧ થી પા. ૨૨૨ )

## અગત્યનો સુધારો.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૫૭ | ૨૨ | ભરણી નક્ષત્રમાં સૂર્ય હતો | ભરણી નક્ષત્રમા ચંદ્ર હતો |
| ૧૫૮ | ૧૭ | ટીડ | પતંગીયું |
| ૨૬૦ | ૭ | માગે | માગે' |



यस्योपसर्गाः पारणात्प्रयान्ति,
विश्वे यदीयाश्च गुणा न मान्ति ।
यस्याऽङ्गलक्ष्म्या कनकस्य कान्तिः,
संघस्य शांतिं स करोतु शान्तिः ॥ १० ॥

卐

અર્થ જેના સ્મરણ કરવાથી ઉપસર્ગો નાશ પામે છે, સમસ્ત વિશ્વમાં જેમના ગુણો જેવા બીજે ગુણો દેખાતા નથી, અરે જેના અંગની શોભાવડે સુવર્ણની કાંતિ શોભે છે. તે **શ્રી શન્તિનાથપ્રભુ** સકળ શ્રીસંઘની શાંતિ કરો

(શ્રી-અજિતપ્રભસૂરિ)

ॐ अर्हम्

॥ ॐ श्रीशांतिनाथजिनेश्वराय नमः ॥

॥ ॐ श्रीमद्विजयानंदसूरीश्वरपादपद्मेभ्योनमः ॥

# શ્રી શાંતિનાથ પ્રભુ ચારિત્ર.

(श्रीअजितप्रभाचार्यकृत)



## પ્રથમ પ્રસ્તાવ

### મંગળાચરણ.

કલ્યાણરૂપી રત્નની ખાણમાથી ઉત્પન્ન થયેલી તે અરિહંતરૂપી લક્ષ્મીની અમે સેવા કરીએ છીએ, કે જે-(લક્ષ્મી)ને બાકીની લક્ષ્મીથી નિવૃત્તિ પામેલા ચિત્તવાળા કયા મનુષ્યો નથી ઈચ્છતા? જે સ્વામી બ્રહ્મચર્યવડે કરેલા વૃષ(ધર્મ)વડે અથવા લાછનમા રહેલા વૃષ(બળદ)વડે શોભે છે, તે સાર્થક નામવાળા **શ્રી વૃષભસ્વામીને** નમસ્કાર છે. આભ્યતર છ શત્રુવર્ગવડે, ઉપસર્ગોવડે અને ઉગ્ર પરીષહોવડે જેઓ જીતાયા નથી, તે **અજિતસ્વામી** વિગેરે તીર્થંકરો આનદ પામો ઉત્પાતરૂપી અધકારની શાતિ (નાશ) કરનારા, સુવર્ણની જેવી મનોહર શરીરની કાતિવાળા તથા સંસારના ભ્રમણનો નાશ કરનારા **શ્રી શાંતિનાથ જિનેશ્વર** જય પામો. જેના બાર ભવો શ્રોતાજનને સુખ કરનારા છે, તે જ **શ્રી શાંતિનાથનુ** ચરિત્ર હુ કહું છું.

જંબૂદ્વીપના આ જ ભરતક્ષેત્રને વિષે પુરુષરૂપી રત્નના નિવાસની ભૂમિરૂપ **રત્નપુર** નામનું નગર છે. તે નગરમા શત્રુઓને દાસ કરનાર, મનોહર નીતિવાળો અને રૂપની શોભાવડે કામદેવ જેવો **શ્રીષેણ** નામે રાજા હતો તે રાજાને નિરંતર દાન, માન અને પ્રિય વાતચીતવડે આનંદ પમાડતી **અભિનંદિતા** નામની રાણી હતી, અને બીજી **સિહનંદિતા** નામની રાણી હતી. એક દિવસ તે રાજાની પહેલી પ્રિયા (અભિનંદિતા) ઋતુસ્નાનવડે આનદ પામેલી અને સમાન ધાતુવાળી રાત્રિને વિષે શય્યામાં સુખે સૂતી હતી, તે વખતે તેણીએ સ્વપ્નને વિષે પોતાના ઉત્સંગમાં રહેલા, કિરણોની શ્રેણિવાળા અને ગાઢ અંધકારનો નાશ કરનારા સૂર્ય અને ચંદ્રને એકી સાથે જોયા. તે જોઈને આનંદ પામેલી તેણીએ પ્રાતઃકાળે સ્વામીને તે સ્વપ્ન કહ્યું. ત્યારે તે-

(સ્વપ્ન)નું ફળ જાણીને પ્રસન્ન વાણીવાળા તેણે પણ આ પ્રમાણે કહ્યું કે "હે દેવી! આ સ્વપ્નથી પૃથ્વી ઉપર પ્રસિદ્ધ અને કુળનો ઉદ્યોત કરનારા એકી સાથે તમોને બે પુત્રો થશે." ત્યારપછી બે ગર્ભને ધારણ કરતી તે રાણી ઉપકાર કરનાર અને કૃતજ્ઞ પુરુષને ધારણ કરતી પૃથ્વીની જેમ અધિક શોભવા લાગી. ત્યારપછી સંપૂર્ણ સમય થયો ત્યારે જેમ પૃથ્વી ઉપર વિધિ પ્રમાણે પ્રયોગ કરેલી સાચી નીતિ અર્થને અને ધર્મને ઉત્પન્ન કરે, તેમ તે રાણીને બે પુત્ર ઉત્પન્ન થયા. પછી હર્ષ પામેલા તેના પિતાએ મોટા ઉત્સવપૂર્વક તે બન્નેના **ઈંદુષેણ** અને **બિંદુષેણ** એવા શુભ ( સારા ) નામ કર્યાં ( પાડયા ). આઠ વર્ષના પ્રમાણ( વય )વાળા તે બન્ને કલાચાર્યની પાસે કળાના અભ્યાસ કરવા લાગ્યા અને અનુક્રમે યુવાવસ્થાને પામ્યા.

હવે આ તરફ આ જ ભરતક્ષેત્રને વિષે મગધ નામના દેશમાં લક્ષ્મીવડે મનોહર **અચળગ્રામ** નામે શ્રેષ્ઠ ગામ છે. તેમાં વેદ અને વેદાંગના તત્ત્વને જાણનાર **ધરણિજટ** નામનો ઉત્તમ બ્રાહ્મણ હતો, અને તેને **યશોભદ્રા** નામની પ્રિયા હતી. તે બ્રાહ્મણ યશોભદ્રાથી ઉત્પન્ન થયેલા **નંદિભૂતિ** અને **શ્રીભૂતિ** નામના પોતાના પુત્રોને હંમેશાં યત્નપૂર્વક વેદશાસ્ત્ર ભણાવતો હતો. તે બ્રાહ્મણને **કપિલા** નામની દાસીથી ઉત્પન્ન થયેલ **કપિલ** નામનો પણ પોતાનો પુત્ર હતો. તે ( કપિલ ) જાતિથી હીન હોવા છતાં પણ બુદ્ધિવડે અધિક ( અતિ બુદ્ધિમાન ) હતો. પોતાના પિતાવડે ભણાવાતા તે બન્નેને સાંભળતો તે કપિલ ચૌદ વિદ્યાસ્થાનને જાણવામાં નિપુણ થયો. ત્યારપછી ઘરથી નીકળીને બે યજ્ઞોપવિત( જનોઈ )ને ધારણ કરતો અને પોતાના આત્માને મહા-બ્રાહ્મણ માનતો તે કપિલ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો અનુક્રમે તે રત્નપુર નગરમાં આવ્યો. ત્યાં **સત્યકિ** નામનો ઉપાધ્યાય ઘણા વિદ્યાર્થીઓને વેદનો અભ્યાસ કરાવતો હતો, ત્યાં તે કપિલે વિદ્યાર્થીઓને વેદ અને ઉપનિષદ્ તેવી રીતે પૂછયા, કે જે રીતે તે છાત્રો તેનો ઉત્તર આપવા સમર્થ ન થયા. તેને મહાવિદ્વાન જાણીને ઉપાધ્યાયે તેને પોતાને સ્થાને સ્થાપન કર્યો **કયો પુરુષ ગુણોવડે કરીને મોટી પદવીને ન પામે?** તે ઉપાધ્યાયને **જંબુકા** નામની ભાર્યા હતી, તથા તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી **સત્યભામા** નામની પુત્રી હતી. આ કપિલ યોગ્ય છે, એમ જાણીને ઉપાધ્યાયે તેને તે પુત્રી આપી. તેની સાથે સુખેથી રમતો તે કપિલ ત્યાં રહ્યો. 'આ કપિલ ઉપાધ્યાયને માન્ય છે,' એમ જાણીને લોકો તેને પૂજવા લાગ્યા, અને વિદ્વાનોની કથાઓમાં સર્વ ઠેકાણે નિદર્શન ( દૃષ્ટાંતરૂપ ) થયો. હવે કોઇ વખતે જગતને જીવાડનાર ધાન્યના સમૂહની અને તૃણ( ઘાસ )ની વૃદ્ધિ કરવાથી દુકાળનું રક્ષણ ( નાશ ) કરનાર વર્ષાઋતુ પ્રાપ્ત થયો. તેવા સમયમાં કોઇ વખત કૌતુકવાળો કપિલ રાત્રિએ પ્રેક્ષણક ( નાટક ) જોવાને માટે દેવમંદિર વિગેરે ઠેકાણે ગયો. પછી મોટી ( અર્ધી ) રાત્રિને વિષે નિરંતર ( ગાઢ ) અંધકાર થયો અને વરસાદ વરસવા લાગ્યો. તે વખતે તે કપિલ ઘર તરફ જતાં વિચારવા લાગ્યો કે "પ્રથમ તો

આ માર્ગ સંચાર રહિત છે, અને આ વિશ્વ અંધકારવડે મીંચાયેલા નેત્રવાળું પ્રવર્તે છે, તો પછી હું મારાં બે વસ્ત્રોને શા માટે આર્દ્ર (ભીનાં) કરું?" આ પ્રમાણે વિચારીને બન્ને વસ્ત્રોને કક્ષા(કાખલી)માં નાંખીને નગ્ન થયેલો તે એકદમ પોતાને ઘેર આવ્યો. પછી બન્ને વસ્ત્રો પહેરીને તે ઘરની અંદર પેઠો. તે વખતે તેની ભાર્યાએ બીજા બે વસ્ત્ર તેને આપીને કહ્યું કે "હે નાથ! જળથી આર્દ્ર થયેલા આગળના બે વસ્ત્રોનો તમે ત્યાગ કરો, અને આ બે વસ્ત્રો ધારણ કરો." આ પ્રમાણે કહ્યું, ત્યારે કપિલ બોલ્યો કે "હે પ્રિયા! તું જો. મંત્રની શક્તિથી મારાં વસ્ત્રો ભીંજાયા નથી." ત્યારે હાથના સ્પર્શથી તેની પ્રિયાએ પણ તે વસ્ત્રો તેવાં જ જાણ્યાં. તથા તે વખતે જ વીજળીનો ઉદ્યોત થવાથી તેનું શરીર જળવડે ભીંજાયેલું જોયું, ત્યારે દર્ભના અગ્રભાગ જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળી તે સત્યા (સત્યભામા) આ પ્રમાણે વિચારવા લાગી કે "ખરેખર! વૃષ્ટિના ભયથી આ પતિ માર્ગમાં વસ્ત્રોને ગુપ્ત કરી નગ્ન જ આવ્યો છે, અને પોતાના આત્માની વૃથા પ્રશંસા કરે છે. આવી ચેષ્ટાવડે આ કુળવાન પણ જણાતો નથી, તેથી અરે રે! આના ગૃહવાસવડે મારી વિડંબના છે." આ પ્રમાણે અંતઃકરણમાં વિચાર થવાથી તે તેને વિષે મંદ રાગવાળી થઇ, તો પણ તેની સાથે ગૃહવાસનું પાલન કરતી હતી. હવે અહીં તે કપિલનો પિતા બ્રાહ્મણ અને ઘણી વિદ્યાવાળો છતાં પણ કર્મના દોષથી ક્ષીણ વૈભવવાળો થયો, તેથી તે કપિલને વૈભવવાળો અને લોકવડે પૂજાતો જાણીને કોઇક દિવસે ધનની આશાથી તેને ઘેર પરોણા તરીકે આવ્યો. ત્યાં ભોજનને સમયે કાંઇક મિષ દેખાડીને (કહીને) તે કપિલ પોતાના પિતાથી જૂદો (દૂર) બેઠો. તે વખતે તે સ્ત્રીને મનમાં રહેલી ભ્રાંતિ વિશેષે કરીને થઇ, તેથી તેણીએ એકાંતમાં તે બ્રાહ્મણને સોગનપૂર્વક પૂછ્યું કે "હે પિતા! શું આ તમારો [1]અંગજ (પુત્ર) છે? કે બીજો છે?" ત્યારે તેણે પણ તેણીને સર્વ યથાર્થ (સાચું) કહ્યું. પછી ઉચિતતા પ્રમાણે કાંઇક ધન આપીને કપિલે વિદાય કરેલો તે ધરણિજટ નામનો બ્રાહ્મણ પોતાના નગરમાં ગયો. ત્યારપછી કપિલના ઘરથી (ગૃહવાસથી) વિરકત થયેલી તે સત્યભામા શ્રીષેણ રાજા પાસે જઇને હાથ જોડીને બોલી કે "હે દેવ! તમે જગતનું પાલન કરનારા છો, અને પાંચમા લોકપાળ છો, તેથી દીન, અનાથ અને શરણ રહિત (વિગેરે) સર્વની તમે જ ગતિ (શરણ) છો, તેથી હે પૃથ્વીપતિ! મારા ઉપર પણ તમે કરુણા કરો." ત્યારે રાજાએ તેણીને કહ્યું કે "તારા દુઃખનું કારણ શું છે? કેમકે પ્રથમ તો ઉપાધ્યાય સર્વને પૂજ્ય છે, તેની તું પુત્રી છે, અને કપિલની પણ તું ભાર્યા છે, કે જે કપિલ તારા પિતાને જ માન્ય છે" ત્યારે સત્યભામા બોલી કે "હે રાજા! એમજ છે, પરંતુ મારો ભર્તા જે કપિલ નામનો છે, તે અકુલીનપણાથી દૂષિત છે." ત્યારે રાજાએ "કેવી રીતે દૂષિત છે?" એમ પૂછ્યું ત્યારે તેણીએ પણ રાજાની પાસે તેની સત્ય કથા કહી, અને

૧. શરીરથી ઉત્પન્ન થયેલા.

ફરીથી તે આ પ્રમાણે બોલી કે "મારે આના ગૃહવાસવડે સર્વથા પ્રકારે સર્યું, માટે હે રાજા ! તમે તે પ્રકારે કરો, કે જે પ્રકારે હું શીલનું આચરણ (પાલન) કરું." ત્યારે રાજાએ તરત જ કપિલને બોલાવીને કહ્યું કે "હે ભદ્ર ! આ તારી પ્રિયા ગૃહવાસથી અત્યંત વિરક્ત થઇ છે, તેથી સ્નેહરહિત થયેલી આને તું પોતાના પરિગ્રહથી મુક્ત કર, કે જે પ્રકારે આ પિતાને ઘેર રહીને કુળને ઉચિત કર્મને કરે." ત્યારે કપિલ પણ બોલ્યો કે "હે દેવ ! આના વિના એક ક્ષણ વાર પણ રહેવાને હું સમર્થ નથી તેથી આ શી રીતે મારાથી મૂકાય ?" ત્યારે રાજાએ ફરીથી તે સત્યભામાને પૂછયું ત્યારે બોલી કે "જો આનાથી મારો મોક્ષ (ત્યાગ) નહીં થાય, તો અવશ્ય હું મરણ પામીશ." ત્યારે રાજાએ ફરીથી કપિલને કહ્યું કે "હે ભદ્ર ! આને બળાત્કારે ધારણ કરીને તું સ્ત્રી-હત્યાને કેમ કરે છે ? શું તું પાપથી ભય પામતો નથી ? હમણાં કેટલાક દિવસ અમારી રાણીની પાસે રહેલી (રહીને) તે સુખ ઉપજે તેમ ભલે રહે." આ પ્રમાણે કહેવાયેલા કપિલે પણ તે વચન અંગીકાર કર્યું. પછી શીલનું રક્ષણ કરતી તે વિનયવાળી સત્યભામા રાજાની રાણી પાસે રહીને દિવસો નિર્ગમન કરવા લાગી.

ત્યારપછી કોઇક દિવસ પૃથ્વીતળ ઉપર વિહાર કરતા **વિમલબોધ** નામના સૂરિ તે નગરમાં આવીને ઉચિત સ્થાને રહ્યા. લોકોના મુખથકી સૂરિના આગમનનો વૃત્તાંત સાંભળીને તેને વંદન કરવા માટે શ્રીષેણ રાજા ગયો ત્યાં સૂરિને નમીને તે રાજા યોગ્ય સ્થાને બેઠો. પછી તેને ઉદ્દેશીને મુનીશ્વરે ધર્મદેશના કરી કે "મનુષ્યાદિક સામગ્રી પામીને પણ જે પ્રમાદી મનુષ્યો ધર્મનું અનુષ્ઠાન કરતા નથી, તેઓનો જન્મ નિરર્થક છે. જેઓ જૈન ધર્મની આરાધના કરીને વૈભવના સ્થાનરૂપ થઇને સિદ્ધિસુખને પામ્યા છે, તેઓ મંગળકુંભની જેમ શ્લાઘા કરવા લાયક છે. તે આ પ્રમાણે.

**ઉજ્જયિની** નામની મોટી નગરીને વિષે **વૈરિસિંહ** નામનો રાજા હતો, તેને **સોમચંદ્રા** નામની ભાર્યા હતી, અને **ધનદત્ત** નામે શ્રેષ્ઠી હતો. તે ધનદત્ત શ્રેષ્ઠી ધર્મનો અર્થી, અતિ વિનીત આત્માવાળો, સત્ય, શીલ અને દયા સહિત, તથા ગુરુ અને દેવની પૂજા કરવામાં પ્રીતિવાળો હતો. તેને **સત્યભામા** નામની ભાર્યા હતી, તે શીલરૂપી અલંકારવડે શોભતી અને પતિને વિષે અતિ પ્રેમવાળી હતી, પરંતુ અત્યારસુધી પુત્ર રહિત હતી. તેણીએ એક વખત પુત્રની ચિંતાવડે મ્લાન થયેલા મુખકમળવાળા શ્રેષ્ઠીને જોઇને પૂછયું કે "હે નાથ ! તમારા દુઃખનું શું કારણ છે ?" શ્રેષ્ઠીએ તેણીને તે વાત યથાર્થ કહી, ત્યારે શ્રેષ્ઠિની ફરીથી બોલી કે "આ ચિંતાએ કરીને સર્યું, એક ધર્મ જ મનુષ્યોને આ ભવ અને પરભવમાં સુખ આપનાર છે, તેથી સુખને ઇચ્છતા મનુષ્યે વિશેષે કરીને તે ધર્મનું જ સેવન કરવું. તેથી કરીને તમે દેવ અને ગુરુને વિષે પણ ઉચિત રીતે ભક્તિ કરો, સુપાત્રને દાન આપો, તથા પુસ્તક લખાવો. આ પ્રમાણે કરતા આપણને

જો પુત્ર થશે તો સારું, અને જો નહીં થાય તો હે નાથ! આપણો પરલોક નિર્મળ થશે." તે સાંભળીને હર્ષ પામેલો શ્રેષ્ઠી આ પ્રમાણે બોલ્યો કે "હે પ્રિયા! તેં સારું કહ્યું, કેમકે સારી રીતે આરાધન કરેલો ધર્મ માણસોને ચિંતામણિ જેવો થાય છે." ત્યારપછી દેવપૂજા કરવા માટે પુષ્પો ગ્રહણ કરવાને નિમિત્તે તે શ્રેષ્ઠીએ ઉદ્યાનના માળીને બોલાવીને તેને ઘણું ધન આપ્યું. પછી પ્રભાતે તે પોતે તે ઉદ્યાનમાં જઇને, પુષ્પોને લાવીને તથા ઘરની પ્રતિમાને પૂજીને જિનાલયમાં જતો હતો ત્યાં સ્થાનની યોગ્યતા પ્રમાણે નૈષેધિકી (નિસીહિ) વિગેરે દશ ત્રિકને કહીને મોટી ભક્તિવડે ચૈત્યવંદન કરતો હતો. ત્યારપછી સાધુઓને નમીને તેમની પાસે પ્રત્યાખ્યાન કરીને તે બુદ્ધિમાન અતિથિસંવિભાગને કરતો હતો. તથા તે બુદ્ધિમાન ધનદત્ત સુખના કારણભૂત બીજા પણ સમગ્ર દિવસ અને રાત્રિ સંબંધી ધર્મકર્મને કરતો હતો. ત્યાર પછી તેના ધર્મના પ્રભાવવડે શાસનદેવતા તુષ્ટમાન થઈ. એક દિવસ તેણીએ પ્રત્યક્ષ થઇને તેને પુત્રનું વરદાન આપ્યું. પછી પુત્ર ગર્ભમા આવ્યો ત્યારે શેષ (પાછલી) રાત્રિને વિષે તે શ્રેષ્ઠિનીએ સ્વપ્નમા અષ્ટ મંગળથી આળેખેલો સુવર્ણમય પૂર્ણ કળશને જોયો પછી યોગ્ય સમયે પુત્ર જન્મ્યો. પછી મોટો ઉત્સવ કરીને તેના પિતાએ **મંગળકળશ** એવું નામ આપ્યું. પછી આઠ વર્ષના પ્રમાણવાળો (વયવાળો) તે કલાના અભ્યાસમાં તત્પર થયો. તેણે એક વખત પોતાના પિતાને "હે પિતા! તમે કયાં જાઓ છો?" એમ પૂછયું. ત્યારે તે બોલ્યો કે "હે પુત્ર! હંમેશાં હું ઉદ્યાનમાં જઇને, ત્યાંથી પુષ્પો લાવીને જિનપૂજા કરું છું." ત્યારે કૌતુકવાળો તે પણ કોઈક દિવસ પિતાની સાથે તે ઉદ્યાનમાં ગયો. ત્યાં માળીએ તેને કહ્યું કે "વિશાલ નેત્રવાળો આ બાળક કોણ છે?" પછી તેને શ્રેષ્ઠીનો પુત્ર જાણીને તે માળીએ તેને હર્ષથી નારંગ અને કરણ વિગેરે અતિ સ્વાદિષ્ટ ઘણાં ફળો આપ્યાં. પછી પોતાને ઘેર આવીને જિનેશ્વરની પૂજા કરતા શ્રેષ્ઠીને તેના પુત્રે પોતે જ પૂજાની સામગ્રી આપી, અને બીજે દિવસે તેણે આદર સહિત પિતાને કહ્યું કે "હવેથી પુષ્પ લાવવાના કાર્યમાં મારે જ જવું છે, તેથી હે પિતા! તમારે પોતાને નિશ્ચિતપણે જ રહેવું." આ પ્રમાણે તેના અતિ આગ્રહથી પિતાએ પણ તેનું તે વચન માન્યું. આ પ્રમાણે કરતાં અને આંતરે આંતરે ધર્મનો અભ્યાસ કરતાં તેનો કેટલોક કાળ ગયો ત્યારે જે થયું, તે સાંભળો.

આ ભરતક્ષેત્રને વિષે **ચંપા** નામની મોટી નગરી છે. તેમાં મોટી ભુજાવાળો **સુરસુંદર** નામે રાજા હતો તેને **ગુણાવલી** નામની રાણી હતી. તેણીએ કોઈક વખત સ્વપ્નમાં પોતાના ઉત્સંગમા રહેલી કલ્પલતાને જોઇને રાજાને તે વાત જણાવી. રાજાએ કહ્યું "હે દેવી! તારે સર્વ લક્ષણવડે સંપૂર્ણ અને સર્વ સ્રીઓના મુગટ સમાન પુત્રી થશે. પછી કાળ સંપૂર્ણ થયો ત્યારે મનોહર અંગવાળી તે દેવીને પુત્રીનો પ્રસવ થયો રાજાએ તેનું **ત્રૈલોકયસુંદરી** નામ પાડયું. પછી યૌવનને પામેલી તે જાણે મૂર્તિમત

દેવાંગના હોય તેમ લાવણ્યરૂપી ધનની મંજૂષા ( પેટી ) સમાન અને સૌભાગ્યરૂપી રસની નદી સમાન થઇ. નિર્મળ અંગવાળી તેણીને જોઇને રાજાએ આ પ્રમાણે વિચાર કર્યો કે "આ મારી પુત્રીને યોગ્ય કયો વર હશે ?" એમ વિચારીને સર્વ પ્રિયાઓને તેણે કહ્યું કે "આ પુત્રી વરને લાયક થઇ છે, તેથી આ કોને આપવી ? તે તમે કહો. આ કાર્યમાં તમારી પ્રધાનતા છે." ત્યારે તેઓ બોલી કે "આ પુત્રી અમોને જીવિતથી પણ વધારે વહાલી છે, તેથી આના વિના અમે એક ક્ષણ માત્ર પણ પ્રાણ ધારણ કરવાને સમર્થ નથી, તેથી હે પ્રિય ! આને અહીં જ મંત્રીના પુત્રને આપવી, કે જેથી નેત્રને આનંદ કરનારી તે હંમેશાં દેખવામાં આવે." ત્યારે રાજાએ **સુબુદ્ધિ** નામના પોતાના મંત્રીને બોલાવીને કહ્યું કે "મેં તારા પુત્રને મારી પુત્રી આપી છે." અમાત્ય પણ બોલ્યો કે "હે દેવ ! આવું અયોગ્ય કેમ બોલો છો ? કોઇ રાજપુત્રને તમારી કન્યા આપવી યોગ્ય છે." રાજાએ કહ્યું "હે મંત્રી ! આ વિષયમાં તારે કાંઇ પણ બોલવું નહીં. ત્રૈલોકયસુંદરી પુત્રી તારા પુત્રને જ અવશ્ય આપવી છે." પછી મંત્રી પોતાને ઘેર જઇને વિચારવા લાગ્યો કે "અરે રે ! હું વ્યાઘ્રદુસ્તટી નામના ન્યાયમાં પડ્યો છું. શું કરું ? રાજાની પુત્રી **રતિ** અને **રંભાના** જેવા આકારવાળી છે, અને મારો પુત્ર કુષ્ઠી ( કોઢવાળો ) છે, તેથી હું જાણતાં છતાં તે બન્નેનો યોગ ( મેળાપ ) કેમ કરું ? અથવા તો આ ઉપાય મને પ્રાપ્ત થયો કે કુલદેવતાનું આરાધન કરીને પોતાનું સર્વ ઇચ્છિત હું સાધીશ." ત્યારપછી તેણે વિધિવડે ( વિધિપૂર્વક ) કુલદેવતાની આરાધના કરી. તે પણ પ્રત્યક્ષ થઇને બોલી કે "હે મંત્રી ! મારું કેમ સ્મરણ કર્યું ?" મંત્રીએ કહ્યું "મારા સર્વ દુઃખનું કારણ તું પોતે જ જાણે છે, તેથી જે પ્રકારે મારો પુત્ર નીરોગ શરીરવાળો થાય, તે પ્રકારે તું કર." દેવીએ કહ્યુ "માણસોનું પૂર્વે કરેલું કર્મ અન્યથા કરવાને દેવતાઓ પણ શક્તિમાન નથી, તેથી આ તારી પ્રાર્થના વૃથા છે." મંત્રીએ કહ્યું "જો એમ હોય, તો તેની જેવા આકારવાળા અને રોગ રહિત બીજા કોઇ પુરુષને કોઇક ઠેકાણેથી લાવીને મને આપ તેની સાથે કમળના જેવા નેત્રવાળી મહારાજાની પુત્રી પરણાવીને મારા પુત્રને સોંપીશ અને તેનું જેમ ઉચિત હશે તેમ કરીશ." દેવતાએ કહ્યું "આ નગરીને દરવાજે અશ્વરક્ષક માણસની પાસે શીતની પીડા દૂર કરવા માટે અગ્નિની સેવા કરવામાં તત્પર થયેલો જે બાળક કોઇપણ ઠેકાણેથી લાવીને મેં મૂકેલો હોય, તે બાળકને હે મંત્રી ! તારે ગ્રહણ કરવો. પછી જેમ યોગ્ય હોય તેમ કરવું." એમ કહીને તે દેવી અદૃશ્ય થઇ. પછી હર્ષ પામેલા તે મંત્રીશ્વરે વિવાહની સર્વ સામગ્રી તૈયાર કરી. પછી પોતાના અશ્વપાલ પુરુષને ગુપ્ત રીતે બોલાવીને તેને પ્રથમથી આરંભીને સમગ્ર સત્ય વૃત્તાંત જણાવીને આ પ્રમાણે કહ્યું કે "કોઇપણ ઠેકાણેથી જે કોઇ બાળક તારી પાસે આવે તેને તારે વિલંબ રહિતપણે મને સોંપવો ( આપવો )." પછી મંત્રીની કુલદેવતા તે રાજપુત્રીનો વર તે શ્રેષ્ઠીપુત્ર ( મંગલકલશ )

થશે એમ જાણીને ઉજ્જયિની પુરીમાં ગઇ. ત્યાં રહેલી તે દેવી ઉદ્યાનમાંથી પુષ્પો લઇને પોતાને ઘેર જતા તે શ્રેષ્ઠિપુત્રના સાંભળતાં આ પ્રમાણે બોલી "પુષ્પનું ભાજન હાથમાં રાખીને તે આ બાળક જાય છે, કે જે ભાડાવડે રાજકન્યાને પરણશે." તે સાંભળીને તે બાળક "આ શું ?" એમ સંભ્રમથી આશ્ચર્ય પામ્યો. અને "આ વાત હું પિતાને કહીશ" એમ વિચાર કરતો તે પોતાને ઘેર ગયો. પછી ઘેર ગયેલા તેને તે દેવતાની વાણી વિસ્મૃત થઇ. બીજે દિવસે પણ એ જ પ્રમાણે સાંભળીને ફરીથી તેણે વિચાર કર્યો કે "અહો ! ગઇ કાલે જે આકાશવાણી મેં સાંભળી હતી, તે આજે પણ સાંભળી, તેથી આજે ઘેર જઈને પિતાને હું આ કહીશ." આ પ્રમાણે જેટલામાં તે વિચારતો હતો, તેટલામાં તેને વાયુવડે ઉપાડીને ચંપાપુરીની પાસે રહેલા મોટા અરણ્યમાં નાંખ્યો. તે વખતે ભયભ્રાંત થયેલા અને થાકી ગયેલા તે બાળકે સારા માનસ સરોવરની ભ્રાંતિને કરનાર એક સરોવરને નજીકમાં જોયું. ત્યાં વસ્ત્રના છેડાવડે પવિત્ર કરેલા (ગળેલા) અતિ શીતળ જળનું પાન કરીને તેના કાંઠાના સ્કંધ ઉપર રહેલા વટવૃક્ષનો તેણે આશ્રય કર્યો. તે વખતે આવી અવસ્થામા પડેલા તે શ્રેષ્ઠિપુત્રનો ઉપકાર કરવાને જાણે અસમર્થ હોય તેમ સૂર્ય અસ્ત પામ્યો. ત્યારે દર્ભના તૃણવડે રજ્જુ–દોરડું કરીને તે વડે તે વૃક્ષ ઉપર ચડીને તેણે ઉત્તર દિશા તરફ સમીપે સળગેલો અગ્નિ જોયો. ત્યારે તે વટવૃક્ષથી નીચે ઉતરીને ભય પામેલો અને શીતથી વિહ્વળ થયેલો તે અગ્નિને અનુસારે ચંપાપુરીની બહાર (સમીપે) ગયો. ત્યાં અશ્વપાલોની પાસે અગ્નિનું સેવન કરતો તે જેટલામાં દુષ્ટ ચેષ્ટાવાળા તેઓવડે હાસી કરાતો હતો, તેટલામાં પૂર્વે મંત્રીએ આદેશ કરેલા તે પુરુષે આવીને પોતાની પાસે તેને આણ્યો, અને તેને ઉપદ્રવ રહિત કર્યો. પછી મોટા યત્નવડે તેને ગુપ્ત કરીને પ્રભાત સમયે તે પુરુષે શ્રેષ્ઠ અમાત્યને ઘેર લઇ જઇને ગૌરવ સહિત તેને સોંપ્યો. અમાત્ય પણ ગૌરવ સહિત ભોજન, આચ્છાદાન વિગેરે કરવા લાગ્યો, અને પોતાના ઘરની અંદર રાત્રિદિવસ તેને ગુપ્ત રાખવા લાગ્યો. ત્યારે તે બાળક વિચારવા લાગ્યો કે "આ મારો સત્કાર કેમ કરે છે ? અને ઘરની બહાર જવાનું યત્નથી રક્ષણ કેમ કરે છે ?" પછી એક વખત તેણે અમાત્યને પૂછ્યું કે "હે પિતા ! પરદેશમાં રહેનારા મારું અધિક સ્વાગત તમે કેમ કરો છો ? આ નગરીનું નામ શું છે ? આ કયો દેશ છે ? અને અહીં કોણ રાજા છે ? તે મને સત્ય કહો. આમાં મને વિસ્મય વર્તે છે." ત્યારે અમાત્ય પણ બોલ્યો કે "આ ચંપા નામની શ્રેષ્ઠ નગરી છે, અંગ નામનો દેશ છે, અને અહીં સુરસુંદર નામે રાજા છે. હું તે રાજાનો માનનીય સુબુદ્ધિ નામનો મહત્તમ (પ્રધાન) છું. હે વત્સ ! મોટા કારણને લીધે તને મેં અહીં આણ્યો છે. રાજાએ પોતાની ત્રૈલોક્યસુંદરી નામની પુત્રી પરણવા માટે મારા પુત્રને આપી છે, પરંતુ તે પુત્ર કુષ્ઠવડે પીડા પામેલો છે. હે ભદ્ર ! વિધિવડે બંને તે રાજપુત્રીને પરણીને તારે મારા પુત્રને આપવાની છે. આ કાર્યને માટે મેં તને અહીં

આણ્યો છે." તે સાંભળીને મંગળ બોલ્યો કે "આ અકૃત્યને તમે કેમ કરો છો? તે રૂપવાળી બાળા ક્યાં? અને નિંદ્ય રોગવાળો તમારો પુત્ર ક્યાં? મુગ્ધ માણસને કૂવામાં નાંખીને દોરડાને કાપવા જેવું અતિ નિષ્ઠુર આ કર્મ હું કોઇ પણ રીતે નહીં કરું." ત્યારે મંત્રી બોલ્યો કે "હે દુષ્ટ મતિવાળા! જો આ કાર્ય તું નહીં કરે, તો હું તને મારા જ હાથવડે અવશ્ય મારી નાંખીશ." આ પ્રમાણે તે સુબુદ્ધિ મંત્રીએ ખડ્ગ ખેંચીને કહ્યા છતાં પણ કુલીન પુરુષોના મુગટ સમાન તે મંગળે તે અકૃત્ય માન્યું નહીં. ત્યારે ઘરના પ્રધાન પુરુષોએ મંત્રીને તેના મારવાનો નિષેધ કર્યો, અને તે બાળકને પણ કહ્યું કે "હે ભદ્ર! મંત્રીના વચનને તું માન (અંગીકાર કર.)" ત્યારે તેણે વિચાર્યું કે "ખરેખર! આ ભવિતવ્યતા છે, અન્યથા ઉજ્જયિની ક્યાં? આ ચંપા ક્યાં? અને અહીં મારું આગમન ક્યાં? તે વખતે દેવતાએ આકાશવાણીવડે પણ આ કહ્યું હતું, તેથી હું પણ આ પ્રમાણે કરું; કેમકે અહો! જે થવાનું હોય, તે થાય જ છે." આ પ્રમાણે વિચારીને મંગળે ફરીથી મંત્રીને કહ્યું કે "જો આ નિર્દય કર્મ મારે અવશ્ય કરવું હોય, તો હું પણ હે નાથ! તમારી પાસે સર્વથા પ્રકારે માગું છું કે–રાજા જે વસ્તુનો સમૂહ મને આપે તે સર્વ મારું જ જાણો. અને તે વસ્તુ ઉજ્જયિનીના માર્ગમાં આગળ સ્થાપન કરવું." ત્યારે "ભલે, એમ હો." એ પ્રમાણે કહીને બુદ્ધિમાન મંત્રીએ પણ તેનું વાક્ય માન્યું આ પ્રમાણે મંગળકુંભનું વચન સચિવે અંગીકાર કર્યું, અને વિવાહ સંબંધી સર્વ સામગ્રી અનુક્રમે તૈયાર કરાવી. પછી રાજાએ પોતાના આદેશ કરનારા (નોકરો) પાસે જાણે આકાશનો પ્રતિચ્છંદ હોય એવો પોતાને લાયક ઉત્તમ મંડપ તૈયાર કરાવ્યો. અહીં કુમારે સ્નાન કર્યું, શરીરે ચંદનનો લેપ કર્યો, દશીઓવાળા શ્વેત વસ્ત્ર પહેર્યા, હાથમા કંકણ સ્થાપન કર્યા, કુંકુમની ઉપર હાથ રાખ્યો, હસ્તી ઉપર ચઢ્યો, અલંકારોવડે ઉત્તમ મેરુગિરિના શિખર ઉપર રહેલા કલ્પવૃક્ષ જેવો થયો (શોભવા લાગ્યો), શ્રેષ્ઠ સ્ત્રીઓના લાંબા ગીતના ધ્વનિવડે અને પંચ શબ્દવડે આકાશને જાણે અત્યંત શબ્દમય કરતો હોય તેવો, તથા ઈંદ્રધનુષ્ય જેવા દંડવડે કરેલા મોરપીંછના છત્રોવડે આતપને નિવારણ કરતો તે (વર) મંડપના દ્વારની પાસે પહોંચ્યો. પછી મોટા હાથી ઉપરથી નીચે ઉતર્યો, ત્યારે પ્રાતઃકાળે જેમ સૂર્ય અર્ઘ્યને ગ્રહણ કરે તેમ કુલ સ્ત્રીઓએ કરેલા અર્ઘ્યને તેણે ગ્રહણ કર્યો. પછી લગ્ન નજીક આવ્યું ત્યારે હાથીના સ્કંધ ઉપર ચડાવેલો અને વસ્ત્ર તથા આભરણવડે ભૂષિત કરેલો તે રાજાની પાસે લઇ જવાયો. તે વખતે [1]મનસ્વીની તે ત્રૈલોક્યસુંદરીએ કામદેવની જેવા તેને જોઈને તે વરની પ્રાપ્તિવડે પોતાના આત્માને કૃતાર્થ માન્યો. ત્યારપછી બ્રાહ્મણ [2]પુણ્યાહં પુણ્યાહં એમ બોલવા લાગ્યો ત્યારે બન્ને (વર–વહુ) અગ્નિની ફરતા ચાર મંગળ (ફેરા) ફર્યા. પહેલા મંગળમાં રાજાએ તે વરને અનેક મનોહર વસ્ત્રો આપ્યાં, અને

૧. પોતાના મનની ઇચ્છા પ્રમાણે વર્તનારી ૨. પુણ્ય દિવસ.

બીજા મંગળમાં થાળ ( વાસણ ) અને આભરણનો સમૂહ આપ્યો, ત્રીજા મંગળમાં મણિ અને સુવર્ણ વિગેરે આપ્યું, તથા ચોથા મંગળમાં રથ વિગેરે આપ્યા. આ પ્રમાણે તે વર-વહુના હસ્તમેળાપનો ઉત્સવ થયો. ઉદ્વાહ ( વિવાહ ) પૂર્ણ થયા છતાં પણ તે વરે વહુનો હાથ મૂક્યો નહીં ત્યારે રાજા બોલ્યો કે "હે વત્સ ! તને ઘણું શું આપું ?" ત્યારે તેણે પાંચ જાતિવાન અશ્વ માગ્યા. ત્યારે મનમાં પ્રસન્ન થયેલા રાજાએ તરત જ તેને તે અશ્વો આપ્યા. પછી વાજિત્ર વાગતે સતે ધવળ મંગળ ગવાયા. તે વખતે તે મંત્રી વહુ સહિત તે મંગળને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં મંત્રીના ઘરના માણસો છાની છાની રીતે બોલવા લાગ્યા કે "આ પરદેશી નરને હજુ સુધી કેમ વિદાય નથી કરતા ?" ત્યારપછી ત્રૈલોકયસુંદરીએ ચેષ્ટાવડે ચંચળ ચિત્તવાળા પોતાના પતિને જાણીને એક ક્ષણ વાર પણ તેના સમીપપણાનો ત્યાગ કર્યો જ નહીં. ત્યારપછી બીજી ક્ષણે ( સમયે ) તે વર દેહચિંતા( ઠલ્લા )ને માટે ઊઠ્યો, તે વખતે તરત જ તે વહુ જળનું પાત્ર ગ્રહણ કરીને તેની પાછળ ચાલી. તે દેહચિંતા કર્યા છતાં પણ શૂન્ય ચિત્તવાળા અને એકાંતમાં રહેલા તેને પ્રિયાએ કહ્યું કે "હે સ્વામી ! શું તમને ક્ષુધા બાધા કરે છે ?" ત્યારે તેણે 'હા,' એમ કહ્યું. તે વખતે ત્રૈલોકયસુંદરીએ પોતાને ઘેરથી દાસીના હાથવડે મોદક મંગાવીને તેને આપ્યા. તે મોદક ખાઈને પાણી પીતા તેણે કહ્યું કે "અહો ! આ સિંહકેસર મોદક ઘણા મનોહર છે, પરતુ જો ઉજ્જયિની નગરીનું નિર્મળ જળ પીવાય, તો મોદક ખાધા છતાં પણ અવશ્ય તૃપ્તિ થાય" તે સાંભળીને તે રાજપુત્રી વ્યાકુળ ચિત્તવડે વિચારવા લાગી કે "અહો ! આ સ્વામી અઘટિત ( અયોગ્ય ) વચન કેમ બોલે છે ? અથવા તો આ આર્યપુત્ર( પતિ )ની માતાનું ઘર અવન્તી ( ઉજ્જયિની ) નગરીમાં હશે, તેથી આ પતિ પૂર્વે જોએલું હોવાથી તેના સ્વરૂપને જાણે છે." ત્યારપછી તેણીએ પોતાના હાથવડે મુખની પટુતાના કારણભૂત પાંચ સુગંધી વસ્તુવાળું પાનબીડું તેને આપ્યું. પછી સંધ્યા સમયે ફરીથી મંત્રીના મનુષ્યોએ પ્રેરણા કરાયેલા તે શ્રેષ્ઠ બુદ્ધિવાળાએ ત્રૈલોકયસુંદરીને આ પ્રમાણે કહ્યું કે "ઉદરની પીડાને ભજનાર ( પામેલ ) હું ફરીથી દેહચિંતા માટે જઇશ (જાઉં છું ), અને તારે એક ક્ષણવાર પછી જળ લઇને આવવું." એમ કહીને પછી મંત્રીના ઘરથી તે નીકળ્યો, અને તે પુરુષોને તેણે પૂછ્યું કે "હે પુરુષો ! રાજાએ આપેલી તે મારી વસ્તુઓ કયાં છે ?" ત્યારે તેઓએ ઉજ્જયિનીના માર્ગમાં રહેલી તે સર્વ વસ્તુ બતાવી. પછી એક શ્રેષ્ઠ રથને વિષે મોટી સારી વસ્તુને નાંખીને તે રથમાં ચાર અશ્વોને જોડીને તથા તેની પાછળ એક અશ્વને બાંધીને તથા બાકીની વસ્તુને ત્યા જ મૂકીને તે ચાલ્યો તેણે તે મનુષ્યોને ઉજ્જયિનીના માર્ગમાં રહેલા ગામોને ( ગામોના નામને ) પૂછયા, ત્યારે તેઓ દરેક ગામનું નામ ગ્રહણ કરીને

વારંવાર કહેવા લાગ્યા. ત્યારપછી રથમાં ચડેલો (બેઠેલો) તે બુદ્ધિમાન તે માર્ગવડે થોડા દિવસમાં જ પોતાની નગરીએ આવી પહોંચ્યો.

હવે અહીં તે મંગળના માતા પિતા તેની શોધ કરીને તથા ઘણા પ્રકારે વિલાપ કરીને ઘણા દિવસો પછી શોક રહિત થયા. ત્યાર પછી રથમાં બેઠેલા તેને પોતાના ઘર તરફ આવતો જોઈને તેને નહીં ઓળખવાથી તેની માતા સંભ્રમ સહિત બોલી કે-" હે રાજપુત્ર ! કેમ તું મારા ઘરની મધ્યે રથને ચલાવે છે ? શું તું પૂર્વના માર્ગને તજીને નવા માર્ગને કરે છે ? " આ પ્રમાણે નિષેધ કર્યા છતાં પણ જેટલામાં તે વિરામ ન પામ્યો, તેટલામાં વ્યાકુળ મનવાળી તે શ્રેષ્ઠિનીએ શ્રેષ્ઠીને કહ્યું. શ્રેષ્ઠી પણ તેને નિષેધ કરવા માટે જેટલામાં ઘરમાંથી બહાર નીકળ્યો, તેટલામાં રથથી ઉતરીને તે પિતાના પગને નમ્યો. ત્યારે તેને ઓળખીને તે બન્નેએ પ્રગટ થયેલા હર્ષના તત્કાળ અશ્રુના સમૂહવડે આર્દ્ર નેત્રવાળા થઈને તે પોતાના પુત્રને આલિંગન કર્યું. પછી બેઠેલા તેને પૂછયું કે-" હે વત્સ ! કયાંથી આવી ઋદ્ધિ પ્રાપ્ત થઇ ? અથવા આટલો કાળ તું કયાં રહ્યો ? હે પુત્ર ! તું કહે." ત્યારે તેણે પિતાની પાસે આકાશવાણીનું શ્રવણ અને હરણથી આરંભીને પોતાને સ્થાને (ઘેર) આવવા સુધીની પોતાની સર્વ કથા કહી. તે સાંભળીને તે બન્ને-" અહો ! પુત્રનું સૌભાગ્ય ?, અહો ! પુત્રની ચતુરાઇ ?, અહો ! તેની ધીરજતા ? અને અહો ! તેનું ભાગ્ય ? કેવું સારું છે ?" એમ તેની પ્રશંસા કરવા લાગ્યા. ત્યાર પછી તેણે પોતાનું ઘર પ્રાકારવડે ગુપ્ત કરાવ્યું, તથા અશ્વોના રક્ષણને માટે અશ્વશાળાદિકનું નિયંત્રણ કરાવ્યું. ત્યાર પછી કોઇક દિવસે તેણે પિતાને કહ્યું કે-" હે પિતા ! હજુ મારે કળાની પ્રાપ્તિ થોડી થઇ છે, તેને તમારી આજ્ઞાવડે હું પૂર્ણ કરું. " ત્યારે પિતાએ તેને અનુજ્ઞા આપી. ત્યારે તે પોતાના ઘરની પાસે રહેલા કર્માચાર્યની સમીપે કળાનો અભ્યાસ કરવા લાગ્યો.

હવે આ તરફ તે મંત્રીએ રાત્રિને સમયે મંગળના વેષને ધારણ કરનાર પોતાના પુત્રને વાસભવનમાં ( સુવાના ઘરમાં ) વહુની પાસે મોકલ્યો. શય્યા ઉપર ચડેલા (બેઠેલા) તેને જોઇને ત્રૈલોકયસુંદરીએ વિચાર કર્યો કે-" કુષ્ઠના રોગથી પરાભવ પામેલા શરીરવાળો કોણ આ મારી પાસે આવ્યો ? " પછી તે કરસ્પર્શ કરવાને ઉદ્યમી થયો ત્યારે તે તત્કાળ શય્યામાંથી ઊઠીને ભવનની બહાર નીકળી ગઇ. દાસીઓએ તેણીને કહ્યું કે-" હે સ્વામિનિ ! તું સંભ્રમવાળી કેમ થઈ છે ? " તે બોલી કે-" દેવ જેવા રૂપવાળો તે મારો પતિ કોઇ પણ ઠેકાણે જતો રહ્યો. " તેઓ બોલી કે-" તે તારો પતિ હમણાં જ અહીં બેઠો છે. " તે બોલી-" તે તો અહીં નથી. પણ કોઈ કુષ્ઠના રોગવાળો છે. " પછી તે ત્રૈલોકયસુંદરી દાસીઓની મધ્યે સૂતી તે રાત્રિને નિર્ગમન કરીને પ્રાતઃકાળે પોતાના પિતાને ઘેર ગઈ. પછી દુષ્ટ બુદ્ધિવાળો તે સુબુદ્ધિ મંત્રી પણ કોઇક દિવસ ચિંતાવડે શ્યામ મુખવાળો થઇને રાજાની પાસે ગયો. પ્રણામ કરીને બેઠેલા તેને આગ્રહ સહિત રાજાએ કહ્યું કે-" તને હર્ષને

સ્થાને વિષાદ કેમ થયો છે ?” તે બોલ્યો કે–“ હે મહારાજા ! આપણા મંદ ભાગ્યના વશથી કર્મની વિચિત્ર ગતિ કેમ પરિણામ પામી ? હર્ષથી ભરપૂર મનવાળો જીવ અન્ય પ્રકારે કાર્યનું ચિંતવન કરે છે, અને આ મહાવૈરી વિધાતા કાર્યને અન્ય (જુદા) પ્રકારે કરે છે. ” રાજાએ કહ્યું–“ હે મંત્રી ! પોતાના (તારા) દુઃખનું કારણ કહીને મને તે દુઃખના સંવિભાગ સહિત કર.” ત્યારે સચિવ નિઃશ્વાસ નાંખીને બોલ્યો કે–“ હે દેવ ! દેવ તેવું કાર્ય કરે છે, કે જે કહી શકાય પણ નહીં. અને સાંભળનારાને શ્રદ્ધા કરવા યોગ્ય પણ થાય નહીં. પ્રસન્નતાવાળા સ્વામીપાદે ( આપે–તમે ) મારા પુત્રને તમારી પુત્રી આપી ( પરણાવી ). તેને પરણ્યા પછી જે થયું, તે સાંભળો. રાજાએ ( તમે ) પોતે જેવો મારો પુત્ર જોયો હતો, તે તેવો જ હતો, પરંતુ હમણાં કુષ્ઠ રોગને પામેલો દેખાય છે. હવે શું થાય ? ” તે સાંભળી રાજાએ વિચાર્યું કે–“ ખરેખર તે મારી પુત્રી જ ખરાબ લક્ષણવાળી છે, તેના પ્રભાવથી આનો પુત્ર કુષ્ઠી થયો. જગતમાં સર્વે પ્રાણીઓ પોતાનાં કર્મના ફળને ભોગવનારા હોય છે. આ પ્રમાણે જો કે જિનેશ્વરે કહેલો નિશ્ચયનય છે, તો પણ આ વ્યવહારનય છે કે–સુખદુઃખનું જે કારણ છે, તે જ લોકમાં ગુણદોષનું ભાજન કરાય છે. પોતાના કર્મના પરિણામવડે આનો પુત્ર કુષ્ઠી થયો છે, અને તેનું કારણપણું હોવાથી મારી પુત્રી તે દોષનું ભાજન( સ્થાન ) થઇ છે. ” એમ વિચારી રાજાએ મંત્રીને કહ્યું કે–“ આવો અનર્થ મેં કર્યો છે, કેમકે જો મેં મારી પુત્રી ન આપી હોત, તો તારો પુત્ર પણ કુષ્ઠી ન થાત. ” ત્યારે અમાત્ય પણ બોલ્યો કે–“ હે સ્વામી ! હિતકારક કાર્યને કરતા તમારો અહીં શો દોષ છે ? મારા કર્મનો જ દોષ છે. ” એમ કહીને ઊઠીને મંત્રી પોતાને સ્થાને ગયો. હવે તે ત્રૈલોક્યસુંદરી ઇષ્ટ છતાં પણ રાજા અને પરિજનને અનિષ્ટ થઇ. તેણીની સાથે કોઇ પણ વાત કરતો નહોતો, દૃષ્ટિવડે પણ કોઇ તેણીને આનંદ આપતો નહોતો; તેથી તે માતાના ઘરની પાછળ એક ગુપ્ત ગૃહને વિષે રહી. તે વિચારવા લાગી કે–“ મેં પૂર્વજન્મમાં શું દુષ્કર્મ કર્યું હશે ? કે જેથી તે મારો પરણેલો પતિ નાશીને કોઇ ઠેકાણે જતો રહ્યો ? વળી બીજું એ છે કે–લોકમાં મને આ કલંક પ્રાપ્ત થયું. અરેરે ! હવે હું શું કરું ? ક્યાં જાઉં ? હું મોટા વ્યસનમાં પડી છું. ” આ પ્રમાણે વિચાર કરતી તેણીના ચિત્તમાં તે વખતે એવું રહ્યું( ઠસ્યું ) કે–“ તે મારો પતિ ખરેખર ઉજ્જયિની પુરીમાં પ્રાપ્ત થયો હશે, કેમકે તે વખતે તેણે મોદક ખાઇને કહ્યું હતું કે– ‘ આ મોદકો મનોહર છે, પરંતુ અવંતીના જળને ઉચિત છે. ’ તેથી કોઇ પણ ઉપાયવડે જો હું ત્યાં જાઉં, તો તેને શોધીને અને મળીને હું સુખભાગી થાઉં ”

આ પ્રમાણે વિચારીને પછી કોઇક દિવસ તેણીએ પોતાની માતાને કહ્યું કે–“ હે માતા ! જે પ્રકારે મારા પિતા એક વખત મારું વચન સાંભળે તે પ્રકારે તમે કરો. ” તે માતાને અનાદરવાળી જોઇને કોઇક વખત સિંહ નામના સામંતને તેણીએ બે હાથ જોડીને તે અર્થ( કાર્ય ) જણાવ્યો. ત્યારે રાજકુળમાં જઇને, રાજાને નમીને, નીચે બેસીને

બોલનારા મનુષ્યમાં શ્રેષ્ઠ એવા એણે અવસર આવ્યો ત્યારે આ પ્રમાણે વિનંતિ કરી કે–"હે નરનાથ! તમને પહેલાં માનવા લાયક હતી અને હમણાં અસંમત( અપ્રિય ) થયેલી તે બિચારી ત્રૈલોક્યસુંદરી કષ્ટમાં વર્તે છે. તેણીને સન્માન આપવું વિગેરે દૂર રહો, તથા વાતચિત દૂર રહો, પરંતુ આજે તેનું વચન સાંભળવા માત્રવડે તેના ઉપર પ્રસાદ કરો." ત્યારે અશ્રુવડે પૂર્ણ નેત્રવાળો રાજા પણ બોલ્યો કે–"હે સિંહ! પૂર્વભવે તેણીએ કાંઇક અભ્યાખ્યાનાદિ દુષ્કૃત કર્યું હશે, તેથી તેના પ્રભાવથી તે કલંકિત શરીરવાળી થઇ. અને અમને પણ અત્યંત ઇષ્ટ છતાં પણ અનિષ્ટતાને પામી છે. તેથી આજે તેણે જે કાંઈ કહેવાને ઇચ્છયું હોય, તે ભલે કહો, કેમકે ક્રોધ પામેલા પુરુષો પણ પોતાના જનનો પરાભવ કરતા નથી." ત્યારપછી તેની અનુમતિથી ત્રૈલોક્યસુંદરી ત્યાં આવીને બોલી કે–"હે પિતા! કુમારને લાયક વેષ મને આપો." ફરીથી રાજાએ સિંહને કહ્યું–"આ આવું વચન શું બોલે છે?" તે બોલ્યો–"હે દેવ! આ યોગ્ય જ છે, કેમકે આવો ક્રમ જ છે કે-રાજાઓના ઘરને વિષે જો પુત્રી કોઈ પણ મોટા કાર્યથી પુરુષનો વેષ માગે, તો તેને તે આપવો. તેમાં સંશય નથી." ત્યારે તેની અનુમતિથી રાજાએ તેણીને પુરુષવેષ આપ્યો, અને તેણીના રક્ષણને માટે સૈન્ય સહિત તે સિંહને આજ્ઞા કરી. સુંદરીએ ફરીથી કહ્યું કે–"હે પિતા! જો તમારી આજ્ઞા હોય, તો કોઈ મોટા કારણને લીધે હું ઉજ્જયિનીમાં જાઉં. તે ઇચ્છિત થશે ( પૂર્ણ થશે ) ત્યારે તે કારણ હું તમને કહીશ. હમણાં તે કારણ હું તમને કહું તો, તેનું પરિણામ સારું ન આવે" ત્યારે–"હે પુત્રી! જે પ્રકારે મારા વંશને ( કુળને ) કાંઇ પણ દૂષણ ન લાગે, તે પ્રકારે તારે કરવું." એમ કહીને રાજાએ તેને વિદાય કરી. ત્યારપછી સિંહ સામંત અને મોટા સૈન્ય સહિત તે સુંદરી અખંડિત (નિરંતર) પ્રયાણવડે ઉજ્જયિની નગરીમાં ગઈ. તે વખતે ત્યાંના વૈરિસિંહ રાજાએ લોકોના મુખથી આ પ્રમાણે સાંભળ્યું કે–"ચંપાનગરીનો રાજપુત્ર અહીં આવે છે ( આવ્યો છે )," તે વખતે તે રાજા સન્મુખ જવા વિગેરે સન્માન અને સ્વાગત પૂછવાપૂર્વક તેને નગરીમાં પ્રવેશ કરાવીને પોતાના મંદિરમાં લાવ્યો. પછી આગમનનું કારણ તેણીને પૂછયું, ત્યારે તે બોલી કે–"આશ્ચર્યથી ભરપૂર આ નગરીને જોવા માટે હું કૌતુકથી આવ્યો છું." ત્યારે રાજાએ તેને કહ્યું કે–"તારે મારા ઘરમાં જ રહેવું, કેમકે સુરસુંદર રાજાના અને મારા ઘરનું કાંઈપણ આંતરું ( જુદાપણું ) નથી." પછી રાજાએ આપેલા ઘરને વિષે સૈન્ય અને વાહન સહિત તે રહી, અને તેણીએ નોકરોને આ પ્રમાણે આદેશ આપ્યો કે–"સ્વાદિષ્ટ જળનું સ્થાન જુઓ." ત્યારે તેઓએ પૂર્વ દિશામાં તે જાણીને તેણીને જણાવ્યું. પછી રાજાની આજ્ઞાથી તે માર્ગમાં કરાવેલા આવાસમા ( ઘરમાં ) તે રહી. પછી કોઇક વખત પાણી પીવા માટે જતા તે અશ્વોને જોઇને જોઇને તેણીએ વિચાર્યું કે–"આ અશ્વો મારા પિતાના છે." પછી તે અશ્વોની પાછળ ફરીથી નોકરોને

મોકલીને તે બુદ્ધિશાળીએ ભર્તાનું ઘર અને નામ વિગેરે સર્વશુદ્ધિ જાણી. કળાનો અભ્યાસ કરવામાં તત્પર તે ભર્તાને જાણીને ત્રૈલોક્યસુંદરીએ સિંહ સામંતને કહ્યું કે- "આ અશ્વો શી રીતે ગ્રહણ કરવા?" સિંહે કહ્યું કે-"તારા આદેશ કરેલા ઉપાયવડે તે અશ્વો ગ્રહણ કરાય." ત્યારે તેણીએ છાત્રો (વિદ્યાર્થીઓ) સહિત તે કલાચાર્યને ભોજન માટે નિમંત્રણ કર્યું પછી ભોજનને માટે ત્યાં ઉપાધ્યાય આવ્યો ત્યારે છાત્રોની મધ્યે હૃદયને આનંદ આપનાર પોતાના ભર્તાને તેણીએ જોયો. તે વખતે તેને પોતાનું આસન અને થાળ અપાવ્યા. તથા ભોજનાદિકને વિષે વિશેષે કરીને ગૌરવ કરાવ્યું. ત્યારપછી તેણીએ સર્વ છાત્રોને યોગ્યતા પ્રમાણે વસ્ત્રો આપ્યાં. અને તે ભર્તાને પોતાના શરીરે લાગેલા (પહેરેલા) બે મનોહર વસ્ત્ર આપ્યાં. અને કલાચાર્યને કહ્યું કે "આ છાત્રોને મધ્યે જે છાત્ર સારી કથાને જાણતો હોય, તે તમારી આજ્ઞાથી કહો." પછી સર્વ છાત્રોએ ઈર્ષ્યાવડે નિર્દેશ કરેલો (બતાવેલો) તે બુદ્ધિમાન મંગળ ઉપાધ્યાયના કહેવાથી આ પ્રમાણે કહેવા લાગ્યો કે-"હું ચરિત (સત્ય) કે કલ્પિત કથાને કહું?" ત્યારે તે બોલી કે-"હે છાત્ર! ચરિતને કહે કલ્પિતવડે સર્યું." ત્યારે મંગળે વિચાર્યું કે-"ચંપાપુરીમા ભાડાવડે હું જેને પરણ્યો હતો, તે આ ત્રૈલોક્યસુંદરી છે. તે કોઈ પણ કારણથી પુરુષ વેષને ધારણ કરનારી થઇને અહીં આવી છે. ભલે એમ હો. પ્રથમ તો હું મારી કથા કહું." એમ વિચારીને તે બોલ્યો કે-"આશ્ચર્ય કરનારી કથા લોકોને પ્રિય થાય છે, તે કથા મારા શરીરને વિષે થઈ છે. તેને હું કહું છું, તમે સાંભળો." એમ કહીને તેણે ત્યાં આદિથી ત્યાં સુધી કથા પ્રકાશ કરી, કે જ્યાં સુધી મંત્રીએ મને ઘરમાંથી કાઢી મૂક્યો તે વખતે ખોટો કોપ કરીને રાજપુત્રી બોલી કે-"અરે! અરે! અસત્ય બોલનારા આને પકડો, પકડો." આ પ્રમાણે તેણીએ કહ્યું ત્યારે તેણીના પત્તિઓ તેને પકડવા માટે તૈયાર થયા. તે વખતે તેણીએ જ તેઓને નિવાર્યા અને તે છાત્રને તરત જ ઘરની અંદર આણ્યો. પછી તેને આસન ઉપર બેસાડીને રાજપુત્રીએ સિંહને કહ્યું કે-"હે સિંહ! જેની સાથે હું પરણી છું, તે જ આ મારો પતિ છે. તેથી હવે શું કરવું યોગ્ય છે?" આ પ્રમાણે કહેવાયેલો તે સિંહ પણ બોલ્યો કે- "જો આ તારો ભર્તા હોય, તો શંકા રહિતપણે તેને સેવવો." ત્યારે તેણીએ સિંહને કહ્યું કે-"જો હજુ પણ તારા મનમાં કાંઇ શંકા હોય, તો આને ઘેર જઇને થાળ વિગેરે વસ્તુને તું જો." ત્યારે તે કરવા (જાવા) માટે સિંહ ધનદત્તને ઘેર ગયો. તે ધનદત્ત પહેલાં છાત્રોના મુખથી પુત્રના કષ્ટને સાંભળીને વ્યાકુળ થયો હતો. તે જાણીને તે સિંહે પુત્રના ગૌરવનો વૃત્તાંત કહીને તેને બોધિત (જાણકાર) કર્યો. અને તે સિંહના કહેવાથી તેણે તેને થાળ વિગેરે વસ્તુ દેખાડી. પછી વહુનું સ્વરૂપ કહેવાવડે તે શ્રેષ્ઠીને ખુશ કરીને સિંહ ફરીથી રાજપુત્રીની પાસે આવ્યો પછી સિંહે અનુમતિ આપેલી તે સુંદર સ્ત્રી વેષ ધારણ કરીને તે મંગલ મહાત્માની પ્રિયા થઇ અને તે બન્ને શ્રેષ્ઠીને ઘેર ગયા પછી રાજા

પણ તે બન્નેને બોલાવીને સર્વ વૃત્તાંત પૂછીને અને સાંભળીને આશ્ચર્ય પામ્યો. પછી રાજાની આજ્ઞાવડે ફરીથી તે પ્રાસાદમાં જઇને ત્રૈલોક્યસુંદરીની સાથે તે મંગલ વિલાસ કરવા લાગ્યો. પછી સુંદરીએ રજા આપેલો સિંહ સૈન્ય અને વાહન સહિત તે પુરુષ વેષને લઇને ચંપાનગરીમાં ગયો. તેણે સર્વ વૃત્તાંત કહ્યો ત્યારે હર્ષ પામેલો તે રાજા બોલ્યો કે–" અહો ! મારી પુત્રીની બુદ્ધિકુશળતા કેવી છે ? અહો ! પાપકર્મને કરનારા મારા મંત્રીની કુબુદ્ધિ કેવી છે ? કે જેથી દોષ રહિત પણ મારી પુત્રીને દોષવાળી કેમ કરી ? " પછી તે રાજાએ ફરીથી સિંહને ઉજ્જયિનીમાં મોકલીને ભર્તા સહિત પોતાની પુત્રીને અણાવીને વિધિ પ્રમાણે તેમનો સત્કાર કર્યો. પછી રાજાએ તે અમાત્યને પકડાવીને મારી નાંખવાનો આરંભ કર્યો, ત્યારે મંગળે ગાઢ પ્રાર્થના કરીને રાજાથકી તેને મૂકાવ્યો. તે વખતે–" હે પાપી ! જમાઈના આગ્રહથી મેં તને મુક્ત કર્યો. " એમ બોલતા રાજાએ નગરમાંથી તેને કાઢી મૂક્યો. પછી પુત્ર રહિત તે રાજાએ એ જમાઇને પુત્ર તરીકે માન્યો, અને તેના માતાપિતાને પણ ત્યાં જ અણાવ્યા( બોલાવીને રાખ્યા ). પછી કોઇક દિવસે મંત્રી અને સામંતની સંમતિવડે તે બુદ્ધિમાન રાજાએ ઉત્સવપૂર્વક મંગળકળશને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. પછી તે સુરસુંદર રાજાએ **યશોભદ્ર** નામના સૂરિના ચરણની પાસે પરિવ્રજ્યા( દીક્ષા ) ગ્રહણ કરી. પછી " કોઇક વણિક જાતિને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. " એમ ઇર્ષાવડે પ્રત્યંત( સીમાડાના ) રાજાઓ તેનું રાજ્ય હરણ કરવા પ્રાપ્ત થયા. ત્યારે ચતુરંગી સેના સહિત મોટા બળવાળા તે મંગળ રાજાએ મોટા પુણ્યના પ્રભાવવડે તે સર્વને જીતી લીધા. શત્રુઓને શાંત પાડીને રાજ્યનું પાલન કરતા તેને ત્રૈલોક્યસુંદરી પત્નીને વિષે **જયશેખર** નામે પુત્ર થયો. તે રાજાએ પોતાના દેશમાં અનેક જિનચૈત્યો, જિનેશ્વરની મૂર્તિ અને રથયાત્રા ઇત્યાદિ ધર્મનાં કાર્યો કરાવ્યાં. એક દિવસ ઉદ્યાનમાં આવેલા **જયસિંહ** નામના ગુરુની પાસે ભાર્યા સહિત તે રાજાએ જઇને તેને વાંદ્યા અને પૂછ્યું કે–" હે ભગવાન ! કયા કર્મવડે મેં ઉદ્વાહને વિષે વિડંબના પ્રાપ્ત કરી ? અને દેવીએ દૂષણ પ્રાપ્ત કર્યું ? "

ત્યારે સૂરિ બોલ્યા કે–" આ જ ભરતક્ષેત્રને વિષે ધન અને ધાન્યની સમૃદ્ધિવાળું **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામનું નગર છે. તેમાં **સોમચંદ્ર** નામે કુલપુત્ર હતો, તેને **શ્રીદેવી** નામની ભાર્યા હતી. તે બન્ને પરસ્પર પ્રીતિવડે શોભતા હતા. આ સોમચંદ્ર પ્રકૃતિથી જ ( સ્વભાવથી જ ) આર્જવાદિક ગુણ સહિત હોવાથી સર્વ લોકને માન્ય હતો. અને તેની ભાર્યા પણ તેવી જ હતી. હવે તે જ નગરમાં **જિનદેવ** નામનો બુદ્ધિમાન શ્રાવક હતો. તેની સાથે તેને નિરંતર મૈત્રી હતી. તે જિનદેવ ધન છતાં પણ ધનની ઇચ્છાવાળો થયો, તેથી એકદા દેશાંતરમાં જવાની ઇચ્છાવાળા તેણે પોતાના મિત્રને કહ્યું કે–" હું ધનને માટે જઈશ. હું ત્યાં જાઉં ત્યારે ( ત્યારપછી ) તારે મારું ધન સાત ક્ષેત્રને વિષે વિધિ પ્રમાણે વાપરવું. તને પણ તે પુણ્યનો છઠ્ઠો ભાગ પ્રાપ્ત થાઓ. " એમ કહીને તેના

હાથમાં દશ હજાર સોનામહોર આપી, તે દેશાંતરમાં ગયો. તેનો મિત્ર સોમચંદ્ર તે ધનનો શુદ્ધ ચિત્તવડે યોગ્ય સ્થાને વ્યય કરવા લાગ્યો. તેને અનુસારે તે પોતાના ધર્મને પણ કરવા લાગ્યો. તે જાણીને તેની ભાર્યા પણ અનુમતિથી ધમને ભજવા લાગી. તે જ નગરમાં તેણીને સખી **ભદ્રા** નામની હતી. તે **નંદન** શ્રેષ્ઠીની પુત્રી અને **દેવદત્તની** ભાર્યા હતી. કાળે કરીને કોઇ પણ કર્મના દોષથી તે દેવદત્ત કુષ્ઠી થયો ત્યારે તેની ભાર્યા ભદ્રા ખેદ પામી. તેણીએ એક દિવસ સખીની પાસે તે સ્વરૂપ નિવેદન કર્યું. ત્યારે હાસ્ય કરતી તેણીએ તેણીને સંભ્રમ સહિત કહ્યું કે–"હે સખી! તારા સંગના દોષવડે તારો પતિ કુષ્ઠી થયો. મારી દૃષ્ટિએ પણ તું ન આવીશ. તેથી હવે દૂર જા." તે વચનવડે તે મનમાં દુઃખ પામી અને ક્ષણ વાર શ્યામ મુખવાળી રહી. ત્યારે "આ તો હું હાંસી કરું છું." એમ કહીને તેણીએ જ તેને ખુશ કરી. તે સોમચંદ્ર તે શ્રીદેવી ભાર્યા સહિત સાધુના સંસર્ગથી પ્રાપ્ત કરેલા શ્રાવક ધર્મને પાળવા લાગ્યો. છેવટ સમાધિવડે મરણ પામીને તે બન્ને સ્ત્રીપુરુષ સૌધર્મ દેવલોકમાં પાંચ પલ્યોપમની સ્થિતિવાળા દેવ થયા. તે સોમચંદ્રનો જીવ સૌધર્મથી ચ્યવીને તું રાજા થયો છે, અને શ્રીદેવીનો જીવ ચ્યવીને ત્રૈલોકયસુંદરી થઈ છે. તે વખતે પરદ્રવ્યવડે તેં જે પુણ્ય ઉપાર્જન કર્યું હતું, તેથી આ રાજપુત્રીને તું ભાડાવડે પરણ્યો. પહેલાં આ સ્ત્રીએ પોતાની સખીને હાસ્યવડે પણ જે કલંક આપ્યું હતું, તે કલંક આ ભવમાં તેણીને અવશ્ય પ્રાપ્ત થયું છે." તે સાંભળીને વૈરાગ્ય પામેલા તે રાજા અને રાણીએ પોતાના પુત્રને રાજ્ય આપીને ગુરુની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. અનુક્રમે તે રાજર્ષિ સર્વ સિદ્ધાતનો પારગામી થયો ત્યારે ગુરુએ પરિવારસહિત તેને સૂરિને સ્થાને સ્થાપન કર્યો તથા ત્રૈલોકયસુંદરી સાધ્વીને પ્રવર્તિની તરીકે સ્થાપન કરી. તે બન્ને મરણ પામીને બ્રહ્મલોકમાં ગયા ત્યાંથી ચ્યવીને મનુષ્યપણું પામીને ફરીથી દેવપણાને પામ્યા. એ પ્રમાણે ત્રીજે ભવે તે બન્ને સિદ્ધિપદને પામ્યા.

### ઇતિ મંગલકલશ કથાનક.

આ ધર્મકથા સાંભળીને પ્રતિબોધ પામેલા રાજાએ ગુરુની પાસે સમ્યકત્વ સહિત શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. પછી સૂરિએ અન્યત્ર વિહાર કર્યો. તથા શ્રીષેણ રાજા રાજ્યને અને જૈન ધર્મને યત્નથી પાળવા લાગ્યો. રાજાના જ ઉપદેશવડે તેની પ્રિયા અભિનંદિતા વિશેષે કરીને ધર્મને ભજવા લાગી, અને બીજા લોકો ભદ્રપણું પામ્યા. હવે અહીં **કૌશાંબી** નગરીના **બળભૂપ** રાજાએ **શ્રીમતીની** કુક્ષિથી ઉત્પન્ન થયેલી **શ્રીકાંતા** નામની પોતાની પુત્રી શ્રીષેણ રાજાના પુત્ર ઇંદુષેણને માટે સ્વયંવરા તરીકે તે નગરમાં પરિવાર સહિત મોકલી રૂપના અતિશયવડે યુક્ત અને નવયૌવનવાળી તેણીને જોઈને તેને પરણવાની ઇચ્છાવાળા તે બન્ને રાજપુત્રો દેવરમણ નામના ઉદ્યાનમાં રહીને ગાઢ બખ્તરને બાંધીને ભયકર વનના હાથીની જેમ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે સ્વલ્પ કષાયવાળો, સ્વચ્છ મનવાળો, જિનેશ્વરની વાણીવડે ભાવિત, અત્યંત ક્ષમાના સારવાળો

અને પ્રિય વચન બોલનાર તે શ્રીષેણ રાજા પોતાના તે પુત્રોને આ પ્રમાણે વૈરવાળા જોઇને તેમને નિવારણ કરવાને અસમર્થ હોવાથી વિચારવા લાગ્યો કે- " અહો ! વિષયનું લંપટપણું કેવું છે ? અહો ! કર્મની વિચિત્રતા કેવી છે ? અહો ! રાગદ્વેષરૂપી શત્રુ કેવા છે ? અને અહો ! મોહનો વિલાસ કેવો છે ? કે જેથી આ મારા પુત્રો મહાબુદ્ધિમાન અને [1]મહાત્મા થઇને પણ એક સ્ત્રીને માટે કજીયો કરે છે આ બન્નેના દુશ્ચરિત્રવડે લજ્જા પામતો હું સભાની અંદર નગરના મુખ્ય માણસોને મારું મુખ શી રીતે દેખાડીશ ? તેથી આ અવસ્થાને વિષે મારે મરવું એ જ શરણ છે." આ પ્રમાણે તેણે પોતાનો અભિપ્રાય બન્ને દેવીઓને કહ્યો. પછી તે બન્ને સહિત તે રાજા પંચનમસ્કારનું સ્મરણ કરી વિષથી મિશ્ર કરેલા કમળને સુંઘવાના પ્રયોગવડે મરણ પામ્યો. દુષ્ટ શીલવાળા આ કપિલના સંગમથી ભય પામતી સત્યભામાએ પણ તે જ વિધિવડે પોતાના જીવિતનો ત્યાગ કર્યો.

પછી જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રની અંદર વર્તતા ( રહેલા ) ઉત્તર નામના કુરૂક્ષેત્રને વિષે તે ચારે જીવો યુગલીયા તરીકે થયા. શ્રીષેણ અને પહેલી પત્નીના જીવ પહેલા મિથુનરૂપ થયા, સિંહનંદિતા અને સત્યભામાના જીવ બીજા મિથુનરૂપે થયા. હવે અહીં તે ઇંદુષેણ અને બિંદુષેણ યુદ્ધ કરતા હતા ત્યારે એક ચારણ ઋષિ કોઇપણ ઠેકાણેથી ત્યાં આવીને બોલ્યા કે–" અરે ! પોતે ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા અને ચરમ શરીરવાળા તમે આવું કાર્ય કરતા કેમ લજ્જા પામતા નથી ? આવુ અયોગ્ય કર્મ જોઇને તે તમારો પિતા ભાર્યા સહિત વિષ સુંઘવાના પ્રયોગવડે મરણ પામ્યો છે. આ પૃથ્વીતળને વિષે જેઓના ઉપકારની સીમા નથી, તે માતાપિતાના વિનાશને માટે તમે દુષ્ટ પુત્ર ઉત્પન્ન થયા છો, માટે તમને ધિક્કાર છે. તેથી મોહની ગોપી સમાન, વૃષભને દમન કરનારી દામિની સમાન, ઇચ્છા પ્રમાણે ચાલનારી અને કજીયાની ભૂમિ સમાન આ કામિની-( સ્ત્રી )નો ત્યાગ કરો." આ પ્રમાણે તેના વચનથી પ્રતિબોધ પામેલા અને શુભ અંતઃકરણવાળા તે બન્ને યુદ્ધનો ત્યાગ કરીને તે મુનિને નમીને હર્ષથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા કે–' તમે અમારા ગુરુ છો, તમે પિતા છો, તમે માતા છો, અને તમે અમારા સ્નેહી બંધુ છો, કે જેણે રાગદ્વેષથી ઉપાર્જન કરેલી દુર્ગતિથકી અમારું રક્ષણ કર્યું." પછી તે સ્ત્રીને તજીને તે બન્ને પોતાને ઘેર ગયા પછી પિતા વિગેરેનું સર્વ પ્રેત કર્યું. પછી પોતાના ગોત્રવાળાને રાજ્ય સોંપીને ધર્મરુચિ મુનિની પાસે ચાર હજાર મનુષ્યો સહિત તે બન્નેએ દીક્ષા ગ્રહણ કરી. પછી ચિરકાળ સુધી દીક્ષા પાળીને, વિવિધ પ્રકારના તપ કરીને તથા કેવળજ્ઞાન ઉત્પન્ન કરીને તે બન્ને સિદ્ધિપદને પામ્યા.

શ્રીષેણ વિગેરે તે બે મિથુનો ( ચાર જીવ ) ઉત્તર પ્રાક્ કુરુક્ષેત્રમાં સુખને ભોગવીને પછી સૌધર્મ દેવલોકમાં ગયા. ત્યાં પણ ત્રણ પલ્યોપમનું આયુષ્ય હતું.

**આ પ્રમાણે આચાર્ય શ્રી અજિતપ્રભસૂરિએ રચેલા શ્રી શાંતિનાથ ચરિત્રને વિષે પૂર્વના ત્રણ ભવના વર્ણનવાળો પ્રથમ પ્રસ્તાવ સમાપ્ત થયો.**

૧ મોટા આત્માવાળા.



# બીજો પ્રસ્તાવ.

## શ્રી શાંતિનાથ પ્રભુનો ચોથો તથા પાંચમો ભવ.

હવે અહીં જ વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર શ્રેણિના ભૂષણરૂપ **રથનૂપુરચક્રવાલ** નામનું શ્રેષ્ઠ નગર છે. તેમાં **જ્વલનજટી** નામનો બળવાન વિદ્યાધર રાજા હતો. જેમ અગ્નિને સ્વાહા નામની પ્રિયા છે તેમ તેને **વાયુવેગા** નામની પ્રિયા હતી. તેની કુક્ષિથી જન્મેલો, શત્રુના સમૂહરૂપી ગાઢ અંધકારનો નાશ કરવામાં સૂર્ય જેવો અને સૂર્યના સ્વપ્નથી સૂચિત થયેલો તેને **અર્કકીર્તિ** નામનો પુત્ર હતો. પછી તે અનુક્રમે સર્વ કળાને શીખ્યો, વિનયાદિક ગુણોએ કરીને સહિત થયો અને યુવાવસ્થાને પામ્યો. ત્યારે પિતાએ તેને યુવરાજને સ્થાને સ્થાપન કર્યો. તેની નાની બહેન ચંદ્રલેખાને સ્વપ્નવડે સૂચિત થયેલી **સ્વયંપ્રભા** નામની પુત્રી હતી, [1]પરંતુ સ્વાતંત્ર્ય રહિત હતી. ત્યાં કોઈક દિવસ આકાશમાં ચાલનારા અને પાપનો નાશ કરનારા **અભિનંદન** અને **જગન્નંદન** નામના બે શ્રેષ્ઠ મુનિ આવ્યા. તે સ્વયંપ્રભા કન્યા તેમની પાસે ધર્મ સાંભળીને શુદ્ધ સામાચારીવાળી અને શુભ આશય-(ચિત્ત)વાળી થઈ પછી તે સાધુઓએ ત્યાંથી વિહાર કર્યો અને તે સ્વયંપ્રભાએ કોઈક પર્વદિવસ પ્રાપ્ત થયો ત્યારે પૌષધ વ્રત ગ્રહણ કર્યું. તેના પારણાને દિવસે ઘરમાં રહેલા જિનબિંબની પૂજા કરીને તેણીએ પિતાની પાસે જઈને તે પૂજાની શેષા આપી. ત્યારે રાજાએ તે શેષાને મસ્તક ઉપર ધારણ કરીને તથા પુત્રીને ઉત્સંગમા ધારણ કરીને તેનું રૂપ અને વય જોઈને ચિત્તમાં આ પ્રમાણે વિચાર કર્યો કે–" આ મારી કન્યા વરને આપવા લાયક થઈ છે. તેથી આને અનુરૂપ (યોગ્ય) કયો વિદ્યાધર આનો ભર્તા થશે ?" એમ વિચારીને "હે પુત્રી ! હવે તું પારણું કર " એમ કહીને તેણીને રજા આપી તથા મંત્રીઓને બોલાવીને પોતાનો વિચાર તેઓને જણાવ્યો ત્યારે તેઓની મધ્યેનો **સુશ્રુત** નામનો મંત્રી બોલ્યો કે–"હે દેવ! શ્રેષ્ઠ **રત્નપુર** નામના નગરને વિષે **મયૂરગ્રીવ** નામનો વિદ્યાધર રાજા છે, તેને **અશ્વગ્રીવ** નામે પુત્ર છે. તે અર્ધ ભરતક્ષેત્રનો સ્વામી આ પુત્રીને યોગ્ય વર છે." ત્યારે **બહુશ્રુત** નામનો મંત્રી બોલ્યો: "આ મને યોગ્ય જણાતું નથી, કેમકે તે વૃદ્ધ (મોટી વયવાળો) છે, તેથી રૂપવાન તથા વય, શીલ અને કુળવડે સમાન બીજો કોઈ વર આ પુત્રીનો કરવો યોગ્ય છે." ત્યારપછી અવકાશ (સમય) પામીને **સુમતિ**

૧. " રૂપના અતિશયવડે શોભતી " એવો પણ પાઠ છે.

નાસના મંત્રીએ કહ્યું કે "દેવ ! ઉત્તરશ્રેણિમાં **પ્રભંકરા** નામની નગરી છે. તેમાં **મેઘધન** નામે રાજા છે, તેને **મેઘમાલિની** નામની ભાર્યા છે, તેઓને **વિદ્યુત્પ્રભ** નામનો પુત્ર છે, અને **જ્યોતિર્માલા** નામની ઉત્તમ પુત્રી છે. તે વિદ્યુત્પ્રભ આ તમારી પુત્રીનો યોગ્ય વર છે, તથા તે જ્યોતિર્માલા તમારા કુમારની પત્ની થવાને યોગ્ય છે." ત્યારપછી શ્રુતસાગર નામના બીજા મંત્રીએ કહ્યું કે "હે દેવ ! આ કન્યાનો સ્વયંવર કરવો યોગ્ય છે." આ પ્રમાણે સર્વના મતને સાંભળીને રાજાએ તે મંત્રીઓને વિદાય કર્યા અને પછી **સંભિન્નશ્રોત** નામના ઉત્તમ નૈમિત્તિક( જોશી )ને પૂછયું. ત્યારે નૈમિત્તિક બોલ્યો કે "હે રાજા ! **પોતનપુરના** સ્વામી **પ્રજાપતિ** નામના રાજાના જે **ત્રિપૃષ્ઠ** અને **અચળ** નામનાં બે પુત્રો છે. તે આ ભરતક્ષેત્રમાં વિષ્ણુ અને બળભદ્ર થશે. અને આ અશ્વગ્રીવ નામના પ્રતિવિષ્ણુને તેઓ મારી નાંખશે. આવું વચન મેં સાધુના મુખથી સાંભળ્યું છે. હવે પછી હે રાજા ! હું મારા જ્ઞાનવડે જાણીને કહું છું, તે ત્રિપૃષ્ઠ તમને વિદ્યાધરેશ્વરપણું આપશે. અને આ સ્વયંપ્રભા તેની અગ્રમહિષી થશે" તે સાંભળી ખુશી થયેલા તે રાજાએ તેને યોગ્ય રીતે સત્કાર તથા વિદાય કરીને **મારીચિ** નામના દૂતને પોતનપુરમાં મોકલ્યો. ત્યારે તેણે ત્યાં જઈને પ્રજાપતિ રાજાને નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું કે "અમારા સ્વામી જ્વલનપ્રભ નામના વિદ્યાધરેંદ્ર સ્વયંપ્રભા નામની પોતાની કન્યા તમારા પુત્ર ત્રિપૃષ્ઠને આપવા ઇચ્છે છે, તે કારણથી હે પ્રભુ ! તેણે મને તમારી પાસે મોકલ્યો છે." ત્યારે પ્રજાપતિ રાજાએ કહ્યુ કે "આ કાર્યને હું બહુ સારું માનું છું." ત્યારે દૂતે પણ પાછા વળીને પોતાના નગરમાં આવીને તે વાત પોતાના રાજાને કરી.

આ તરફ અશ્વગ્રીવ રાજાએ જોયેલા વિશ્વાસવાળા **અશ્વબિંદુ** નામના નિમિત્તિયાને પૂછયું કે "મારું મરણ કોનાથી થશે ?" ત્યારે તે બોલ્યો કે "તમારા **ચંડવેગ** નામના દૂતનો જે તિરસ્કાર કરશે, તથા [1]શાલિક્ષેત્રનો અપકાર કરનાર સિંહને જે હણશે, તે તમને હણશે." આ પ્રમાણે સાંભળીને રાજાએ સત્કાર કરીને તેને વિદાય કર્યો. તથા પ્રજાપતિના બન્ને પુત્રો ક્રૂર છે એમ લોકોથકી જાણ્યું. પછી તે રાજાએ દૂતને મોકલ્યો, ત્યારે અસ્ખલિત ( નિરંતર ) ગતિવાળો તે દૂત થતાં પ્રેક્ષણ( નાટક )વડે વ્યાપ્ત પ્રજાપતિ રાજાની સભામાં ગયો. તત્કાળ પ્રેક્ષણના રંગનો ભંગ જોઈને ત્રિપૃષ્ઠ અને અચળ નામના તે બન્ને કુમાર તેના ઉપર અત્યંત કોપ પામ્યા પછી રાજાએ તે દૂતનો સત્કાર કરીને વિદાય કર્યો, અને તે ત્યાથી ચાલ્યો. તે વાત ત્રિપૃષ્ઠ અને અચળની પાસે તેના પદાતિઓએ ( સીપાઇઓએ ) કહી ત્યારે તે બન્નેએ તેની પાસે જઇને તેને રંગના ભંગનો અવિનય વારંવાર સ્મરણ કરાવીને ( કહીને ) મુષ્ટિ અને પાર્ષ્ણિ( પાની )ના પ્રહારવડે અત્યંત શિક્ષા કરી પુત્રોની તે દુષ્ટ ચેષ્ટા સાંભળીને પ્રજાપતિ રાજાએ તે દૂતને ખમાવ્યો, અને વિશેષે કરીને તેનો સત્કાર કર્યો અશ્વગ્રીવ રાજાએ તે દૂતનું ધર્ષણ ( અપમાન )

૧. શાલિ એટલે ડાગર નામનુ ધાન્ય

ચરપુરુષના મુખથી સાંભળ્યું. ત્યારપછી તે ચંડવેગ પણ રાજાની પાસે આવ્યો. "રાજાએ આ વૃત્તાંત જાણ્યો છે" એમ જાણીને તેને (રાજાને) યથાર્થ (સત્ય) વાત કહીને ફરીથી કહ્યું કે "હે દેવ! આ બાળચેષ્ટા જ છે. પ્રજાપતિ રાજા તો કોઇપણ વખત તમારી આજ્ઞાને ઉલ્લંઘન કરતો નથી, તેથી તે રાજા ઉપર તમારે જરા પણ ક્રોધ કરવો નહીં." હવે તેના શાલિક્ષેત્રો દરેક વર્ષે સિંહના ઉપદ્રવથી રાજાઓવડે વારા પ્રમાણે રક્ષણ કરાતા હતા. તે વર્ષે મનમાં ક્રોધ પામેલા તે રાજાએ વારો નહીં છતાં પણ પ્રજાપતિ રાજાને દૂતના મુખવડે તે ક્ષેત્રની રક્ષા કરવાનું કહ્યું. ત્યારે પિતાને નિષેધ કરીને બળવડે શોભતા તે બન્ને કુમારો જ્યાં તે શાલિક્ષેત્રના પ્રદેશની પૃથ્વી હતી ત્યાં ગયા. ત્યારે ત્યાં રહેલા શાલિના રક્ષકપુરુષો (ખેડૂતો) વિસ્મય પામીને કહેવા લાગ્યા કે-- સૈન્ય અને વાહન સહિત જ આવીને રાજાઓ આ શાલિનું રક્ષણ કરે છે, અને તમે તો કોઈક નવા શાલિરક્ષક છો કે જે તમે બખ્તર રહિત અને સૈન્ય રહિત આવ્યા છો." ત્યારે ત્રિપૃષ્ઠ બોલ્યો કે "હે પુરુષો! પ્રથમ તો મને તે સિંહ દેખાડો, કે જેથી તે રક્ષણના કલેશને હું સર્વથા પ્રકારે દૂર કરું." ત્યારે તેઓએ તેને ગિરિની ગુફામાં સૂતેલા સિંહને દેખાડ્યો ત્યારે રથમાં બેઠેલો ત્રિપૃષ્ઠ પણ તે ગુફાના દ્વાર પાસે ગયો. રથના ચીત્કાર શબ્દવડે તે સિંહ જાગ્યો, અને મુખરૂપી ગુફાને પ્રસારીને (લાંબી કરીને) ગુફામાંથી બહાર નીકળ્યો. તેને પદાતિ (પગે ચાલતો) જોઈને કુમાર પણ તેવો જ થયો (રથમાંથી ઉતર્યો), તથા તેને આયુધ રહિત જોઈને તેણે ખડ્ગ રત્નનો ત્યાગ કર્યો. કુમારની આવી ચેષ્ટા જોઈને વિસ્મય પામેલો સિંહ પણ વિચારવા લાગ્યો કે "અહો! તે આ પહેલું આશ્ચર્ય છે, કે જે આ અહીં એકલો જ આવ્યો છે. પગે ચાલવાપણું એ બીજું આશ્ચર્ય છે, અને ખડ્ગનો ત્યાગ એ ત્રીજું આશ્ચર્ય છે. તેથી આને હું મારી અવજ્ઞાનું ફળ હમણાં દેખાડું છું." એ પ્રમાણે વિચારીને ક્રોધથી આકાશમાં કુદીને તેના મસ્તક ઉપર તે પડ્યો તરત જ કુમારે તે સિંહના મુખમાં પોતાના બે હાથ નાંખ્યા. તેમાં એક હાથ વડે તેના ઓષ્ઠને[૧] અને બીજા હાથ વડે અધરને[૨] પકડીને જીર્ણ વસ્ત્રની જેમ તેને ફાડી નાંખ્યો. આ પ્રમાણે બે ભાગ કરીને તેના કલેવર(શરીર)ને પૃથ્વી ઉપર નાંખ્યું, તો પણ ક્રોધથી તે શરીર ફરકવા લાગ્યું. ત્યારે તત્કાળ સારથિએ કહ્યું કે "હે સિંહ! આ કુમાર પુરુષસિંહ છે, અને તું પશુસિંહ છે, તો સિંહવડે સિંહ હણાયો, તેમાં તું શોક કેમ કરે છે?" આ પ્રમાણે તેના વચનવડે પ્રસન્ન થયા છતાં પણ તે સિંહ મરીને નરકે ગયો. તે વખતે પ્રજાપતિ રાજાના પુત્રે પણ તેનું ચર્મ અશ્વગ્રીવ રાજાને આપ્યું. તેણે જ (ચર્મે અથવા ત્રિપૃષ્ઠે જ) આદેશ કર્યો, અને ત્યાં રહેલા વિદ્યાધર પુરુષો પાસે કહેવરાવ્યું કે "હવે તું મારા પ્રસાદથી ઓદન (ભાત)

૧. ઉપરનો હોઠ ૨. નીચેનો હોઠ

ખા." તે ચર્મને જોઇને તથા તે વચન સાંભળીને અશ્વગ્રીવે પણ આ પ્રમાણે વિચાર્યું કે "આ ભુજાબળવડે આ (ત્રિપૃષ્ઠ) મારો પણ અલંકાર છે (સમર્થ) છે." તથા જ્વલનપ્રભ પાસેથી કન્યાના વૃત્તાંતને જાણીને તેણીની માગણી કરી, ત્યારે તેણે પણ તેના પુરુષોને કાંઇક ઉત્તર આપીને તેને બોધ પમાડ્યો પછી ગુપ્ત રીતે તે કુમારીને પોતન નામના નગરમાં લઈ જઈને નૈમિત્તિકે કહેલા ત્રિપૃષ્ઠની સાથે પરણાવી. પછી હરિશ્મશ્રુ મંત્રીએ કોઇક માણસથકી સ્વયંપ્રભાને પરણેલી સાંભળીને અશ્વગ્રીવ રાજાને તે વાત કહી. ત્યારે કોપ પામેલા તેણે તેને આ પ્રમાણે આજ્ઞા આપી કે "તે ત્રિપૃષ્ઠને અને અચળને બાંધીને તથા તે માયાવી ખેચરને બાંધીને અહીં લાવ." ત્યારે તે મંત્રીએ દૂતને મોકલ્યો. તેણે પોતનપુરમાં જઇને ચતુરાઇવાળા ઉદ્ધત વચનવડે જ્વલનપ્રભ રાજાને કહ્યું કે "હે રાજા! મારા સ્વામીને તારું કન્યારત્ન આપ. શું તું નથી જાણતો કે સ્વામી જ રત્નોનું શરણ હોય છે?" જ્વલનપ્રભે કહ્યું કે "હે દૂત! તે કન્યા મેં ત્રિપૃષ્ઠને આપી છે, તેથી હવે તેણીની રક્ષા કરનાર તે જ છે." પછી ત્રિપૃષ્ઠ બોલ્યો કે "હે દૂત! આને હું જ પરણ્યો છું. તેને ઇચ્છતો તે તારો સ્વામી શું પોતાના જીવિતથી નિર્વેદ (ખેદ) પામ્યા છે?" તે વાત દૂતના વચનથી સાંભળીને ક્રોધથી ઉદ્ધત થયેલા અશ્વગ્રીવે તે પોતાના શત્રુઓને હણવા માટે વિદ્યાધર સુભટોને મોકલ્યા. સ્વામીએ પ્રેરેલા (મોકલેલા) તેઓ પોતનપુરમાં આવીને પ્રહાર (યુદ્ધ) કરવા લાગ્યા. તે સર્વેને બળવાન ત્રિપૃષ્ઠે લીલાવડે જ જીતી લીધા. અને તેઓને કહ્યું કે તે [1]ખરગ્રીવને (અશ્વગ્રીવને) હે યોદ્ધાઓ! તમે કહેજો કે જો તું શૂરવીર હોય તો જલદી આવ. રથાવર્તને વિષે આપણું યુદ્ધ હો." તેઓએ જઇને તે પ્રમાણે કહ્યું ત્યારે તે (અશ્વગ્રીવ) વિદ્યાધરના સૈન્ય સહિત ત્યાં આવ્યો, અને ત્રિપૃષ્ઠ પણ સૈન્ય સહિત સસરાને ઘેર આવ્યો. ત્યારપછી બે અગ્ર સૈન્યોનું યુદ્ધ થયું તેમાં વિદ્યાધરોએ શત્રુનો નાશ કરનાર રાક્ષસ, વ્યાઘ્ર અને પિશાચ વિગેરે હિંસક પ્રાણીઓ કર્યા ત્યારે તે જોઇને ભય પામેલી ત્રિપૃષ્ઠની સેના પોતે જ નાશી ગઇ. પછી રથ ઉપર ચડીને અચળનો નાનો ભાઇ (ત્રિપૃષ્ઠ) વિદ્યાધરો સાથે યુદ્ધ કરવા આવ્યો અને તેણે શંખ વગાડ્યો. તેના શબ્દવડે પોતાનું સૈન્ય ફરીથી યુદ્ધ કરવા તૈયાર થયું અને શત્રુનું સૈન્ય નાશી ગયું બાદ રથ ઉપર ચડીને પોતે અશ્વગ્રીવ પણ જેમ સિંહ [2]શરભની સાથે યુદ્ધ કરવા આવે તેમ ત્રિપૃષ્ઠની સાથે યુદ્ધ કરવા જલદીથી આવ્યો. પછી તે અશ્વગ્રીવ દિવ્ય શસ્ત્રોવડે યુદ્ધ કરવા લાગ્યો ત્યારે જેમ સૂર્ય અંધકારનો ઉચ્છેદ (નાશ) કરે, તેમ ત્રિપૃષ્ઠે તે સર્વ શસ્ત્રોનો ક્રીડાવડે જ ઉચ્છેદ કર્યો. ત્યારે તેણે ત્રિપૃષ્ઠની ઉપર ભય કરનારું ચક્ર મૂક્યું. તેણે ત્રિપૃષ્ઠને છાતીમાં તુંબવડે તાડન કર્યું, અને તે ચક્ર ત્યાં જ રહ્યું. પછી તે ચક્રને ગ્રહણ કરીને તેણે તેને કહ્યું કે "અરે! મને નમસ્કાર કરીને તારા પોતાના મરણનું નિવારણ કર." અશ્વગ્રીવ

૧. ગધેડાની જેવી ગ્રીવાવાળા. ૨. અષ્ટાપદ મૃગ તે સિંહને પણ જીતી લે છે.

બોલ્યો કે "વૈરીને પ્રણામ કરવા કરતાં મૃત્યુ સારું છે, તેથી તું ચક્ર મૂક. વક્ર દૈવને કોણ અનુકૂળ કરે (કરી શકે)?" ત્યારે ત્રિપૃષ્ઠે મૂકેલું તે સુદર્શન ચક્ર તે અશ્વગ્રીવની ગ્રીવાને છેદીને ફરીથી ત્રિપૃષ્ઠની પાસે આવ્યું. તે વખતે "આ પહેલો વાસુદેવ ઉત્પન્ન થયો છે." એમ બોલતા દેવોએ ત્રિપૃષ્ઠની ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

ત્યારપછી તે ત્રિપૃષ્ઠે અર્ધ ભરતક્ષેત્રના સર્વ રાજાઓને સાધ્યા અને ડાબી ભુજાના અગ્રભાગવડે કોટિશિલાને છત્રની જેમ ધારણ કરી (ઊંચી કરી) ભૂચરો અને ખેચરોએ તેને વાસુદેવનો અભિષેક કર્યો, અને તેણે જ્વલનપ્રભને વિદ્યાધરનો રાજા કર્યો. તથા ત્રિપૃષ્ઠની આજ્ઞાથી વિદ્યુત્પ્રભની બહેન જ્યોતિર્માલા અર્કકીર્તિની મનોહર ભાર્યા થઈ. પછી તે ત્રિપૃષ્ઠ પોતાના નગરમાં ગયો. તેને અત્યંત વહાલી તે સ્વયંપ્રભા નામની ભાર્યા સોળ હજાર સ્ત્રીઓને વિષે મુખ્ય થઇ. હવે અહીં તે શ્રીષેણનો જીવ સૌધર્મ દેવલોકથી ચ્યવીને જ્યોતિર્માલાની કુક્ષિરૂપી સરોવરને વિષે રાજહંસની જેમ ઉતર્યો (ઉત્પન્ન થયો) તે વખતે માતાએ ઘણી પ્રભાથી વ્યાપ્ત સૂર્યનું સ્વપ્ન જોયું. પછી સમય પૂર્ણ થયો ત્યારે તે પુત્ર જન્મ્યો. તેનું **અમિતતેજ** નામ પાડ્યું. પછી તે અર્કકીર્તિ પિતાએ અભિનંદન નામના સાધુની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી સત્યભામાનો જીવ પહેલા દેવલોકથી ચ્યવીને જ્યોતિર્માલાના ઉદરમાં અર્કકીર્તિની પુત્રી થઇ સારા તારાવાળી રાત્રિને સ્વપ્નમાં જોવાથી તે પુત્રીનું **સુતારા** નામ પાડ્યું. અનુક્રમે સારા તારા જેવી નેત્રવાળી તે મનોહર યુવાવસ્થાવડે શોભિત થઈ. પછી અભિનંદિતાનો જીવ આયુષ્યનો ક્ષય થયો ત્યારે સ્વર્ગથી ચ્યવીને સ્વયંપ્રભા નામની રાણીને વિષે ત્રિપૃષ્ઠનો પુત્ર થયો. તેની માતાએ સ્વપ્નમાં મહાલક્ષ્મીનો અભિષેક જોયો હતો, તેથી તેનું **શ્રીવિજય** એવું નામ પાડ્યું. ત્રિપૃષ્ઠ વાસુદેવને સ્વયંપ્રભાથી ઉત્પન્ન થયેલો **વિજયભદ્ર** નામે બીજો પણ પુત્ર થયો. પછી તે સિંહનંદિતાનો જીવ સૌધર્મ દેવલોકથી ચ્યવીને **જ્યોતિષ્પ્રભા** નામની ત્રિપૃષ્ઠની જ પુત્રી થઈ વિષ્ણુએ અતિ મનોહર અંગવાળી તે પુત્રીને માટે સ્વયંવર કરાવ્યો અને દૂતના મુખવડે સારા રાજાઓને બોલાવ્યા. ત્યારે અર્કકીર્તિ રાજાએ કેશવની પાસે પોતાના મંત્રીને મોકલ્યો. તેણે આવીને વિષ્ણુને નમસ્કાર કરીને હાથ જોડીને કહ્યું "હે દેવ! મારા સ્વામિની પુત્રી સુતારા પણ તમારી આજ્ઞાવડે અહીં જ આવીને પોતાની ઇચ્છાથી વરને વરે." ત્યારે હર્ષ પામેલા ગોવિંદે કહ્યું કે "ભલે એમ થાઓ. આ બાબતમાં શું કહેવું હોય? કેમકે અર્કકીર્તિના અને મારા આવાસની કાંઇ ભિન્નતા નથી." ત્યારપછી પુત્રીને લઈને અમિતતેજ નામના પુત્ર સહિત અર્કકીર્તિ રાજા ત્યાં આવ્યો. તેને વિષ્ણુએ પૂજ્યો (સત્કાર કર્યો). પછી ત્રિપૃષ્ઠે સ્વયંવર મંડપ કરાવ્યો. તેમાં ઘણાં માંચાઓ અને નામવડે ચિન્હવાળા આસનો નંખાવ્યા. ત્યારપછી તે આસનો ઉપર અનુક્રમે તે રાજાઓ બેઠા અને તેઓની મધ્યે તે વિષ્ણુ અને બળભદ્ર બેઠા. આ અવસરે સ્નાન કરેલી, શ્વેત વસ્ત્રોવડે અતિ શોભતી, શ્વેત અંગરાગ અને પુષ્પોવડે વ્યાપ્ત (સહિત), વિશાલ

શિબિકા ઉપર બેઠેલી, બે ચામરોવડે વીંઝાતી અને જાણે પૃથ્વી ઉપર આવેલી દેવીઓ હોય તેવી સુંદર તે જ્યોતિષ્પ્રભા અને સુતારા નામની બે કન્યા ત્યાં આવી. શિબિકામાંથી ઉતરીને સ્વયંવર સભામાં આવેલી તે બન્નેને જાણે કે પૂર્વે કોઈ પણ સ્ત્રીને જોઇ નથી એવા રાજાઓ જોવા લાગ્યા. જ્યોતિષ્પ્રભાએ સર્વ રાજાઓને જોઇને અમિતતેજના કંઠમાં વરમાળા નાંખી, અને બીજીએ શ્રીવિજયના કંઠમાં વરમાળા નાંખી. તે વખતે ચિત્તમાં હર્ષ પામેલા રાજાઓ, ભૂચરો અને ખેચરો પણ "અહો ! સારું વર્યું સારું કર્યું." એમ ઊંચે સ્વરે બોલ્યા. પછી ત્રિપૃષ્ઠે અને અર્કકીર્તિએ તે સર્વે રાજાઓનો સત્કાર કરીને અને વિદાય કરીને પ્રીતિથી પોતપોતાની કન્યાનો વિવાહ કરાવ્યો. પછી અર્કકીર્તિ પોતાની પુત્રવધુ જ્યોતિષ્પ્રભાને લઇને તથા સુતારાને ત્યાં મૂકીને પુત્ર સહિત પોતાના નગરમાં આવ્યો. પછી કોઇક દિવસ વિરક્ત ચિત્તવાળા તેણે પોતાના પુત્રને રાજ્ય આપીને પોતાના પિતાને દીક્ષા આપનારા જ મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી ત્રિપૃષ્ઠ વાસુદેવ પરલોકમાં ગયા ત્યારે કોઇક દિવસે પોતનપુરમાં સુવર્ણકુંભ નામના આચાર્ય આવ્યા. શ્રેયાંસ જિનેશ્વરના શિષ્ય અને પરિવાર સહિત એવા તેને નમવા માટે અચળ નામનો બળભદ્ર તે ઉદ્યાનમાં ગયો. ત્યાં આચાર્યને નમીને અને યોગ્યતા પ્રમાણે બેસીને મોહરૂપી નિદ્રાને નાશ કરનારી તેની દેશના સાંભળી. અને તેણે અવસરે આ પ્રમાણે પૂછ્યું, કે "હે ભગવાન ! જગતમાં પ્રસિદ્ધ અને ગુણોવડે મોટો મારો નાનો ભાઇ ત્રિપૃષ્ઠ કઇ ગતિમાં ગયો છે ? " ત્યારે સૂરિએ કહ્યું કે "પંચેંદ્રિયનો વધ કરવામાં રાગી અને મહાઆરંભમાં તત્પર તે નૃશંસ ( ક્રૂર ) મરીને સાતમી નરકમાં ગયો છે." તે સાંભળીને સ્નેહથી મોહ પામેલો અચળ આ પ્રમાણે કહેવા લાગ્યો કે "હે જગતને વિષે વીર ! અને હે ધીર ! તારી આવી ગતિ કેમ થઇ. ? " ત્યારે ગુરુએ તેને કહ્યું કે "તું ખેદ ન કર. સાંભળ. પૂર્વના જિનેશ્વરોએ કહ્યું છે કે "આનો જીવ અહીં છેલ્લો તીર્થંકર થશે." ત્યારપછી બળભદ્રે રાજ્ય ઉપર શ્રીવિજયને અને યૌવરાજ્યને સ્થાને બીજા પુત્રને સ્થાપન કરીને આ ગુરુની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી શ્રીવિજય રાજા રાજ્યનું પાલન કરતો હતો ત્યારે કોઇક વખત સભામાં બેઠેલા તેની પાસે આવીને પ્રતિહારે વિનંતિ કરી કે "હે સ્વામી ! તમારા મંદિરના દ્વારને વિષે તમારા દર્શન કરવામાં ઉત્સુક એક નૈમિત્તિક આવીને રહેલો છે. તે આવે કે જાય ? " પછી રાજાની અનુમતિથી તે પ્રતિહારે તેને સભામાં આણ્યો. આશીર્વાદ આપીને તે યોગ્ય આસન ઉપર બેઠો. પછી રાજાએ તેને કહ્યું કે "હે નિમિત્તજ્ઞ ! તું જ્ઞાનવડે જે શુભ અશુભને જુએ છે, તે તું કહે કેમકે તારા હાથમાં પુસ્તક છે." ત્યારે તે બોલ્યો કે "હે દેવ ! હું મારા પોતાના જ્ઞાનવડે જે જોઉં છું ( જાણું છું.), તે કહેવાને પણ શકય નથી, પરંતુ તમારી આજ્ઞાથી કહું છું. આજથી સાતમે દિવસે પોતનપુરના રાજાના મસ્તક ઉપર વીજળી પડશે. તેમાં કાંઇપણ સંશય નથી."

તે સાંભળીને જાણે વજ્રથી હણાઇ હોય તેમ તે સભા અતિ દુઃખી થઇ. અને અત્યંત કોપમાં તત્પર થયેલા રાજપુત્રે તેને કહ્યું કે "અરે! જો પોતનપુરના રાજાના મસ્તક ઉપર વીજળી પડશે, તો હે દુષ્ટ બુદ્ધિવાળા! તારા મસ્તક ઉપર શું પડશે?" નૈમિત્તિક બોલ્યો કે "હે કુમાર! તું મારા ઉપર કોપ કેમ કરે છે? જે આ સમ્યગ્ જ્ઞાનને વિષે જોયું છે, તે કદાપિ અન્યથા નહીં થાય. મારા ઉપર તો વસ્ત્ર, આભરણ અને રત્નની વૃષ્ટિ થશે." પછી રાજાએ તેને કહ્યું કે "આ નિમિત્ત તું કયાંથી શીખ્યો છે?" તે બોલ્યો કે "બળદેવની દીક્ષાના સમયે મેં પણ દીક્ષા ગ્રહણ કરી હતી, અને કેટલોક કાળ પાળી હતી. તે વખતે હું આ શાસ્ત્ર શીખ્યો હતો, તેથી કરીને હું જાણું છું કેમકે સર્વજ્ઞના શાસન વિના સમ્યગ્ જ્ઞાન થતું નથી પછીથી હે રાજા! હું વિષયોમાં આસક્ત થયો તેથી ફરીથી ગૃહી થયો, અને સ્ત્રીનો પરિગ્રહ કર્યો. તેથી ધનની આશાએ અહીં આવ્યો છું." પછી તે નિમિત્ત સત્ય જાણીને તે વખતે સર્વ રાજલોક પોતાના સ્વામીના રક્ષણની ચિંતાવડે વ્યાકુળ થયો. તેમાં એક મંત્રી બોલ્યો કે "સ્વામીને સાત દિવસ સુધી વહાણમાં ચડાવીને અતિયત્નથી સમુદ્રની અંદર રાખીએ." બીજો બોલ્યો કે "જો કે પાણીમાં વીજળી સ્ફુરાયમાન ન થાય, તો પણ વહાણમાં પડતી તેને કોણ નિવારી શકે? તેથી વૈતાઢ્ય પર્વતના અતિ ગુપ્ત ગુફાગૃહને વિષે રાખીને વીજળીના પાતના ભયથી સ્વામીનું રક્ષણ કરીએ." ત્યારે ત્રીજો મંત્રી પણ બોલ્યો કે "આ ઉપાય પણ શુભને વહન કરનાર નથી, પરંતુ ઉલટો કષ્ટનો હેતુ થાય. અહીં તમે દૃષ્ટાંત સાંભળો.

વિજયપુરને વિષે **રૂદ્રસોમ** નામે બ્રાહ્મણ હતો તેને **જ્વલનશિખા** નામની ભાર્યા હતા. તેમને **શિખી** નામનો પુત્ર હતો. તે નગરમાં કોઇક રાક્ષસ માંસમાં લુબ્ધ થવાથી હંમેશાં ઘણા માણસોને મારતો હતો, તેથી તે નગરના રાજાએ "હું તને હંમેશાં એક એક મનુષ્ય આપીશ, તેથી તું આ રીતે ઘણા માણસોને ન માર." એ પ્રમાણે તેની સાથે વ્યવસ્થા કરી. પછી નગરના સર્વ જનોના નામ અંદર રાખીને ગોળા બનાવ્યા. તેની મધ્યેથી હમેશાં એક એક ગોળાને લઇને તેમાં લખેલા નામને જોવે છે જે દિવસે તેમાં નીકળેલું જેનું નામ દેખાય, તેને તે દિવસે બાકીના જનોની રક્ષા કરવાની ઈચ્છાથી તે રાક્ષસને અપાય છે. પછી કોઇક દિવસે તે બ્રાહ્મણના પુત્રનું નામ નીકળ્યું. તે સાભળીને અતિદુઃખી થયેલ તેની માતા આક્રંદ (શોક) કરવા લાગી, તેનો આક્રદ સાંભળીને ત્યાં પાસેના ઘરમા રહેલા ભૂતોએ દયા સહિત થઇને તેણીને કહ્યું કે "હે માતા! તું ખેદ ન કર. જ્યારે તારો પુત્ર રાક્ષસને આપેલો થશે, ત્યારે તેનું હરણ કરીને તારી પાસે અમે અવશ્ય લાવશું." એમ કહેવાથી તે હર્ષ પામી. પછી રાજાએ તેનો તે પુત્ર રાક્ષસને આપ્યો. તેની પાસેથી તે ભૂતોએ પણ તેને લઈ લીધો, અને તેની માતાને આપ્યો. તેના મૃત્યુથી ભય પામેલી તેણીએ તેને પર્વતની ગુફાની મધ્યે નાંખીને તે ગુફા બંધ કરી ત્યાં પણ રાત્રિને વિષે તેમાં રહેલો અજગર તેને ગળી ગયો, માટે પ્રાણીઓનું કર્મ

અન્યથા કરવાને કોઇ પણ શક્તિમાન નથી. તેથી જે ભાવ અવશ્ય થવાનો છે, તે થશે જ. પરંતુ તે પાપની શાંતિને માટે આપણે તપ કરીએ." ત્યારે ચોથો મંત્રી બોલ્યો કે–"આ સત્ય છે પરંતુ મારા મનમાં જે વર્તે છે, તે હું તમને કહું છું. હે લોકો! આ નિમિત્તિઆએ પોતનપુરના રાજાના મસ્તક ઉપર વીજળીનો પાત કહ્યો છે, પરંતુ શ્રીવિજય રાજાના મસ્તક ઉપર કહ્યો નથી, તેથી સાત દિવસ સુધી અહીં બીજો સ્વામી કરીએ." તે સાંભળીને નૈમિત્તિકે પણ "સારું, સારું." એમ કહીને તેના વચનની પ્રશંસા કરી. અને કહ્યું કે–"આ કાર્ય કહેવાને માટે હું અહીં આવ્યો છું, તેથી આ કાર્ય કરો. બીજા દુષ્ટ વિચારોવડે શું? આ રાજા જિનાલયના વિષે તપ નિયમમાં તત્પર રહો, કે જેથી મોટી આપત્તિ પણ ઉલ્લંઘન થાય" ત્યારે રાજાએ કહ્યું કે "અહીં જે કોઇનું સ્વામીપણું કરાય, તે પણ મરણને પામે. તો આ પ્રમાણે કેમ કરાય?" ત્યારે મંત્રીઓ બોલ્યા કે–"હે સ્વામી! જો આ તમારે સંમત્ત હોય તો યક્ષની પ્રતિમાનો રાજ્યાભિષેક કરીએ. જો દેવતાના પ્રભાવવડે આપત્તિ નહીં આવે તો સારું જ છે. અને જો એમ ન થાય તો કાષ્ટમય યક્ષની પ્રતિમા જ નાશ પામશે" ત્યારે રાજાએ "આ યોગ્ય છે" એમ કહીને જિનમંદિરમાં જઈને સર્વ અંતઃપુર સહિત જઈને પૌષધ વ્રત અંગીકાર કર્યું. સંથારામાં રહેલો, તપ, નિયમ અને સયમવડે પવિત્ર આત્માવાળો અને નવકાર ગણવામાં તત્પર તે મુનિની જેમ રહ્યો મંત્રી, સામંત વિગેરે બીજા સર્વે રાજાને સ્થાને યક્ષની પ્રતિમા સ્થાપન કરીને તેણીની પાસે રહ્યા. ત્યાર પછી સાતમે દિવસે એક ક્ષણવારમાં આકાશતળ મેઘવડે વ્યાપ્ત થયું, અને ગર્જારવવડે દિશાના આંતરા વ્યાપ્ત કરીને મેઘ વરસવા લાગ્યો. પછી વારંવાર ઉદ્યોતવાળો વીજળીરૂપી દંડ નિર્ભાગ્યને વિષે યમરાજના દંડની જેમ તે જ યક્ષના બિંબ ઉપર પડ્યો તે જ વિધિવડે તે ઉપસર્ગ પ્રલય (નાશ) પામ્યો ત્યારે નૈમિત્તિકની વાણીવડે રાજા ફરીથી પોતાને ઘેર આવ્યો. પછી ચિત્તમાં હર્ષ પામેલી અંતઃપુરની સર્વ સ્ત્રીઓએ વસ્ત્ર, અલંકાર અને રત્નના સમૂહવડે તે શ્રેષ્ઠ નૈમિત્તિકની પૂજા કરી. રાજાએ પણ ઘણા દ્રવ્યવડે તેને પૂજીને વિદાય કર્યો, અને યક્ષની નવી પ્રતિમા રત્નમય કરાવી કલ્યાણના સમૂહને કરનારી જિનબિંબોની પૂજા કરાવી, તથા જેમ પોતાના જન્મને વિષે હોય તેમ ઉત્સવ પણ કરાવ્યો. પછી તે વિજય રાજા કોઇક દિવસ સુતારા દેવીની સાથે ક્રીડા કરવા માટે જ્યોતિર્વન નામના ઉદ્યાનમાં ગયો ત્યાં ભર્તાની સાથે પર્વતના છાયાવાળા તળને વિષે વિહાર કરતી તે સુતારાએ એક મનોહર મૃગ જોયો. સુવર્ણના વર્ણ જેવા અંગવાળા અને સારા લોચનવાળા તે મૃગને જોઇને તેણીએ પોતાના પતિને કહ્યું કે–"હે નાથ! આને તમે લાવીને મને આપો." ત્યારે પોતાની પ્રિયાના સ્નેહથી મોહ પામેલો તે રાજા પોતે જ તેને ગ્રહણ કરવા માટે દોડ્યો તે મૃગ પણ ઊડીને (કૂદીને) આકાશતળમાં ગયો. આ અવસરે કુક્કુટ જાતિના સર્પવડે ડસાયેલી તેની પ્રિયાએ "હે નાથ! જલદી આવો, આવો." એમ મોટા સ્વરે પોકાર કર્યો. તે સાંભળીને રાજા

એકદમ પાછો આવ્યો, અને વિષની વેદનાથી પીડા પામેલી અને વિલાપ કરતી તેણીને જોઇ ત્યારે તરત જ મંત્ર, તંત્ર વિગેરે ક્રિયા આરંભી, તે પણ ઉખર ક્ષેત્રમાં વાવેલા બીજની જેમ નિષ્ફળ થઇ. એક ક્ષણ વારમાં મ્લાન ( કરમાયેલા-શ્યામ ) મુખવાળી અને મીંચાયેલા નેત્રવાળી થઇને તે દેવી રાજાના દેખતાં જ જીવિત રહિત થઇ. ત્યારે રાજા મૂર્ચ્છા પામ્યો અને પૃથ્વી ઉપર પડ્યો પછી કોઇ પણ પ્રકારે સંજ્ઞા પામીને તે આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો, કે-" હા ( અરેરે ) ! દેવાંગનાની જેવા આકારવાળી ! મહાઉદાર ! વિવેકવાળી ! હા ! ગુણના આધારભૂત ! હા ! હા ! સુતારા ! તું કયાં રહે છે ? " આ પ્રમાણે ઘણી રીતે વિલાપ કરીને રાજા મરવા તૈયાર થયો અને આ વૃત્તાંત પદાતિઓએ ( સીપાઇઓએ ) રાજલોકને જણાવ્યો. તે સાંભળીને રાજાની માતા સ્વયંપ્રભા અને વિજય નામનો ભાઈ તે બન્ને જેટલામાં અત્યંત દુઃખી થયા, તેટલામાં આકાશમાર્ગવડે એક પુરુષ ત્યાં આવીને બોલ્યો કે-" હે દેવી ! ખેદવડે સર્યું. હે સ્વયંપ્રભા ! વાત સાંભળો. રથનૂપુરના અમિતતેજ રાજાએ પૂજેલા સંભિન્નશ્રોત નામના મારા પિતા શ્રેષ્ઠ નૈમિત્તિક છે. તેનો પુત્ર હું **દીપશિખ** નામનો છું. એક દિવસ જ્યોતિર્વન તરફ ક્રીડા કરવા માટે અમે પૃથ્વી ઉપર ચાલ્યા, તેટલામાં આગળ ચમરચંચાના ઇશ અશનિઘોષ રાજાવડે હરણ કરાતી રક્ષણ રહિત તે સુતારા નામની રાજાની પ્રિયાને જોઇ. અને આ પ્રમાણે બોલ્યા કે-" હે દુષ્ટ ! હે ધૃષ્ટ ! હે દુશ્ચેષ્ટાવાળા ! હે પાપી ! અમારા સ્વામીની બહેનનું હરણ કરીને તું કયા જઇશ ? " ત્યારે તેણીએ અમને કહ્યું કે-" આ બાબતમાં તમારે પ્રયાસવડે સર્યું. અહીંથી જઇને વેતાલિનીએ મોહ પમાડેલા રાજાને તમે બોધ પમાડો સુતારાના રૂપને ધારણ કરનારી તે વેતાલિનીની સાથે તે રાજા મરવાની ઇચ્છાવાળા થયા છે. " ત્યારે અમે રાજાને બોધ કર્યો, અને તે દુષ્ટ વેતાલિની નાશી ગઇ. દેવીનો વૃત્તાત જાણીને તે રાજા તેની પ્રાપ્તિ માટે ઉદ્યમી થયા છે અને તેની આજ્ઞાથી હું તમને તે વૃત્તાત કહેવા આવ્યો છું. પછી સ્વયંપ્રભા દેવીએ સત્કાર કરેલો તે ફરીથી રાજા પાસે ગયો. રાજાને પણ તે બન્ને પોતાના નગરમાં લઇ ગયા. ત્યાં અમિતતેજ રાજાએ તેનો આદર કરીને તેને પૂછ્યું, ત્યારે તે શ્રીવિજય રાજાએ પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને અશનિઘોષની ઉપર ક્રોધ પામેલા તેણે તરત જ મારીચિ નામના દૂતને શિખામણ આપીને વિદાય કર્યો તે દૂતે ચમરચંચામાં જઇને તેને કહ્યું કે-" તેં અજ્ઞાનથી મારા સ્વામીની બહેન અને શ્રીવિજય રાજાની રાણી સુતારા નામની શ્રેષ્ઠ સતીને આણી છે. તેણીને હમણાં શીઘ્રપણે મને આપ. તું પોતાના અનર્થને ન કર. " ત્યારે ગર્વ સહિત ઊંચી કંધરાવાળો અશનિઘોષ પણ બોલ્યો કે-" હે દૂત ! શું પાછી આપવાને માટે મેં તેને અહીં આણી છે ? મદોન્મત્ત અને પોતાના આત્માને નહીં જાણનાર જે કોઇ પણ આને હરણ કરવાને ઇચ્છે છે, તે આ દેદીપ્યમાન મારા

ખડ્ગને-દીવાને વિષે શલભપણાને (કુદડાપણાને) પામશે." આ પ્રમાણે કહીને તે રાજાએ તેનો કંઠ પકડીને તેને કાઢી મૂકયો ત્યારે તે દૂત પોતાને સ્થાને ગયો અને તે વૃત્તાંત તેને કહ્યો. પછી અમિતતેજ રાજાએ શ્રીવિજય રાજાને [1]શસ્ત્રનિવારિણી અને બંધમોચનિકા[2] નામની વિદ્યા આપી. તેણે એક એક વિદ્યા સાત દિવસવડે જૂદી જૂદી સાધી. પછી સિદ્ધવિદ્યાવાળો તે શત્રુને જીતવા માટે ચાલ્યો. તે વખતે અમિતતેજના પુત્રો મોટા બળવાળા **રશ્મિવેગ** વિગેરે, સો સંખ્યાવાળા કુમારો શ્રીવિજય રાજાની પાછળ (સાથે) ચાલ્યા. તથા વિદ્યા અને ભુજાના બળવડે શ્રેષ્ઠ બીજા ઘણા સુભટોની સાથે શ્રીવિજય રાજા અશનિઘોષના પુરની સમીપે પ્રાપ્ત થયો તે વખતે અર્કકીર્તિનો પુત્ર અમિતતેજ રાજા પોતે પરની વિદ્યાનો છેદ કરનારી મહાજ્વાલા નામની વિદ્યા સાધવા માટે હિમવાન પર્વત ઉપર ગયો. ત્યાં સહસ્રરશ્મિ નામના મોટા પુત્રવડે પરિવરેલો(સહિત) તે રાજા માસિક ભક્તવડે વિદ્યા સાધવા લાગ્યો. હવે આ તરફ શ્રીવિજય રાજાને સૈન્ય સહિત આવતા સાંભળીને અશનિઘોષ રાજાએ સૈન્ય અને વાહન સહિત પોતાના પુત્રોને મોકલ્યા. પછી પોતપોતાના સ્વામીના જયને ઈચ્છનારા અને વિદ્યાના બળવાળા તે બન્ને સૈન્યનું ભયંકર યુદ્ધ થવા લાગ્યું. વિદ્યાથી ઉત્પન્ન થયેલી માયાવડે કૌતુક સહિત યુદ્ધ કરતું તે બન્નેમાંનું એક પણ સૈન્ય હાર્યું નહીં. એક મહિના સુધી યુદ્ધ કરીને અમિતતેજના કુમારોએ અશનિઘોષના પ્રૌઢ (બળવાન) પુત્રોનો પણ પરાજય કર્યો ત્યારપછી અશનિઘોષ રાજા પોતે રણમાં યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે તે બળવાન હોવાથી અમિતતેજના પુત્રો ભગ્ન થયા (પરાજય પામ્યા) ત્યારે શ્રીવિજય રાજા પોતે રણ સંગ્રામને પ્રાપ્ત થયો; કેમકે હાથીઓની સાથે બીજા પ્રાણીઓ શેરડી ખાવાને શક્તિમાન થતા નથી. પછી ક્રોધ પામેલા તે શ્રીવિજય રાજાએ ખડ્ગવડે તે શત્રુને હણીને તેના બે કકડા કર્યા ત્યારે બે અશનિઘોષ થયા. તેના પણ બે ભાગ (કકડા) કર્યા, ત્યારે ચાર અશનિઘોષ થયા. આ પ્રમાણે ખંડન (કકડા) કરાતો તે માયાવડે સો પ્રકારે થયો. પછી જેટલામાં શ્રીવિજય રાજા તેનો વધ કરવામા ખેદવાળો થયો, તેટલામાં ત્યાં સિદ્ધ વિદ્યાવાળો અમિતતેજ તૈયાર થયો. તેના ભયથી માયાનો ત્યાગ કરીને નાશી જતા તેને જોઇને અમિતતેજ રાજાએ સિદ્ધમુખા નામની વિદ્યાને આ પ્રમાણે આદેશ કર્યો કે–"તારે આ પાપીને દૂરથી પણ અહીં પ્રગટ રીતે લાવવો." ત્યારે તે વિદ્યા તેની પાછળ લાગી અને તે રાજા સીમ નામના પર્વત ઉપર ગયો. ત્યાં શ્રી વૃષભસ્વામી જિનેશ્વરના મંદિરની પાસે રહેલા, ઉત્પન્ન થયેલા કેવળજ્ઞાનવાળા અને સુર અસુરોએ વંદન કરાતા બળદેવ ઋષિને જોઇને તે રાજાએ તેના શરણનો આશ્રય કર્યો. ત્યારે દેવતાએ (વિદ્યાએ) પણ પાછી વળીને તેવા પ્રકારનો વૃત્તાંત અમિતતેજને કહ્યો. ત્યારે "તું સુતારા દેવીને લઇને મારી પાસે આવજે." એમ મારીચિ દૂતને આદેશ કરીને તે અમિતતેજ શ્રીવિજય સહિત

૧. શસ્ત્રનું નિવારણ કરનાર ૨. બંધનથી મુક્ત કરનાર.

તથા સર્વ સૈન્ય સહિત ભેરીના ભાંકાર શબ્દવડે દિશાઓને પૂર્ણ કરતો ત્યાં સીમગિરિ ઉપર બળભદ્ર મુનિને નમવા ગયો. જિનાલયમાં જઇને, પહેલા જિનેશ્વરને નમીને તથા સ્તુતિ કરીને તે બન્ને રાજા બળદેવ ઋષિની પાસે ગયા. પછી તરત જ દેવીને લઇને મારીચિ ત્યાં ગયો, અને અખંડ ચારિત્રવાળી તેને શ્રીવિજય રાજાને સોંપી. પછી અશનિઘોષે ઊભા થઇને તે બન્ને રાજાને ખમાવ્યા અને તે બન્નેએ તેનું સન્માન કર્યું. તે ત્રણે મત્સર ( ઇર્ષ્યા ) રહિત થયા. આ અવસરે કેવળીએ ભવ્યજનોનાં કર્ણને દેશનારૂપી અમૃતવડે ભરપૂર કરનારી ધર્મદેશના પ્રારંભી, તે આ પ્રમાણે

"રાગ દ્વેષને વશ થયેલાં દુષ્ટ અંતઃકરણવાળા પ્રાણીઓ અનર્થની પરંપરા કરીને ( કરવાવડે ) જન્મને નિરર્થક કરે છે. જે બેવડે બંધનને પામેલા પ્રાણીઓ મોક્ષ પામવાને શક્તિમાન નથી, તે આ રાગદ્વેષરૂપી શત્રુને હે મનુષ્યો ! તમે ત્યાગ કરો." તે દેશનાને સમ્યક્‌પ્રકારે સાંભળીને માણસોના સમૂહો પ્રતિબોધ પામ્યા. તેમાં કેટલાકે દીક્ષા ગ્રહણ કરી અને બીજાએ શ્રાવકપણું અંગીકાર કર્યું. પછી અશનિઘોષ રાજાએ તે કેવળીને પૂછ્યું કે-"હે પ્રભુ ! મેં આ સુતારાને રાગના અધિકપણા વિના પણ હરણ કરીને મારે ઘેર કેમ આણી ?" કેવળી બોલ્યા કે-"પૂર્વભવે રત્નપુર નામના નગરમાં આ અમિતતેજનો જીવ શ્રીષેણ નામનો રાજા હતો." ઇત્યાદિ તે સર્વ ભવો કહીને તે કેવળી ફરીથી બોલ્યા કે-"તે વખતે તું કપિલ હતો અને સત્યભામા તારી પ્રિયા હતી. તે સત્યભામા આ સુતારા થઇ છે. અને તે કપિલ ભવમાં ભમીને, તપસ્વીના કુળમાં મનુષ્યપણું પામીને; ત્યાં બાળ( અજ્ઞાન )તપ કરીને પછી મરીને આ તું થયો છે તેથી તે પૂર્વભવના સબંધથી હે રાજા ! રાગ વિના પણ આને હરણ કરી છે. પૂર્વભવમા પણ આ તારા ઉપર સ્નેહ રહિત હતી, તેથી તું પણ આના ઉપર મંદ અનુરાગ( સ્નેહ )વાળો વર્તે છે." આ પ્રમાણે પોતપોતાના પૂર્વભવો સાંભળીને અમિતતેજ વિગેરે રાજાઓ હર્ષિત થઇને બોલ્યા કે-"અહો ! જ્ઞાનને કાંઇ પણ અસાધ્ય નથી." પછી વિદ્યાધરના સ્વામી અમિતતેજે કેવળીને પૂછ્યું કે-"હે પ્રભુ ! હું ભવ્ય છું કે અભવ્ય છું ? તે કહો" કેવળી બોલ્યા-"હે રાજા ! આ ભવથી નવમે ભવે તું આ ભરતક્ષેત્રમાં પાંચમો સાર્વભૌમ ( ચક્રવર્તી ) રાજા થઇશ, તથા સોળમો જિનેશ્વર થઇશ. તથા આ શ્રીવિજય રાજા તારો જ પુત્ર થઇને તારો જ પહેલો ગણધર થશે." ત્યારપછી તે કેવળી મુનિને પૂછીને તથા સાંભળીને તે બન્ને રાજાએ સમ્યક્‌ત્વમૂળ સુશ્રાવક ધર્મ અગીકાર કર્યો અને વૈરાગ્યની બુદ્ધિવાળા અશનિઘોષ રાજાએ પોતાના રાજ્ય ઉપર પોતાના પુત્રને સ્થાપન કરીને તે કેવળીની પાસે દીક્ષા અંગીકાર કરી. શ્રીવિજય રાજાની માતા તે સ્વયંપ્રભા દેવીએ ઘણી સ્ત્રીઓ સહિત તેના ચરણની પાસે દીક્ષા ગ્રહણ કરી. ત્યારપછી કેવળીને નમીને પોતાના પરિવાર સહિત શ્રીવિજય અને અમિતતેજ પોતપોતાને સ્થાને ગયા. તે બન્ને રાજા દેવપૂજા, ગુરુની ઉપાસના ( સેવા ) અને તપ વિગેરે કર્મવડે શ્રાવકપણાને શોભાવતા કાળને નિર્ગમન કરવા

લાગ્યા. પવિત્ર આત્માવાળા તે અમિતતેજે પોતાના પ્રાસાદની અંદર પાંચ વર્ણના શ્રેષ્ઠ રત્નોવડે બનાવેલું જિનમંદિર કરાવ્યું. પછી એક દિવસ તે જિનમંદિરની પાસે કરાવેલી પૌષધશાળામાં બેઠેલા તેણે વિદ્યાધરની સભાને વિષે ધર્મ કહ્યો. તે વખતે શાશ્વત જિનેશ્વરોને નમવા માટે આકાશમાર્ગે જતાં બે ચારણ મુનિએ તે જિનાલય દેખ્યું. ત્યારે તે ચૈત્યને વાંદવા માટે તે બન્ને નીચે ઉતર્યા ત્યારે રાજાએ તેમને આસન ઉપર બેસાડીને ભક્તિપૂર્વક વંદના કરી. તેમાંથી એક સાધુએ કહ્યું કે-"હે રાજા! જો કે તું પોતે જાણે છે, તો પણ અમારે ધર્મ કહેવો ઉચિત છે, તેથી તું સાંભળ. મનુષ્યાદિક સામગ્રી પ્રાપ્ત કરીને તથા ભવની સ્થિતિ જાણીને નિરંતર સુખને ઇચ્છનારા પ્રાણીઓએ નિરંતર ધર્મ કરવો. તે ધર્મનું મનવડે જો આંતરું રાખ્યું તો જેમ **મત્સ્યોદર** નામના ધનદને[1] થયું, તેમ અવશ્ય સુખનું આંતરું થાય છે." ત્યારે ભક્તિને ભજનાર રાજાએ બે હાથ જોડીને પૂછ્યું કે "હે મુનિ! મત્સ્યોદર કોણ? તેની કથા મને કહો."

મુનિ બોલ્યા "આ ભરતક્ષેત્રમાં દેવના નગર જેવું **કનકપુર** નામનું પૃથ્વી ઉપર પ્રસિદ્ધ નગર છે. તેમાં સુવર્ણની જેમ શત્રુના કોપાગ્નિવડે મોટા તેજવાળો કરાયેલો **કનકરથ** નામનો રાજા હતો. તેને રૂપની સંપદાવડે રતિને જીતનારી અને વિનયાદિક ગુણોવડે સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ **કનકશ્રી** નામની મુખ્ય રાણી હતી. તે નગરમાં **ઔદાર્યા**-દિક ગુણનો આધાર ધર્મિષ્ઠ પુરુષોમાં અગ્રેસર અને રાજાને માનવા લાયક **રત્નસાર** **નામે** શ્રેષ્ઠી હતો તેને અમૂલ્ય શીલરૂપી રત્નવડે વ્યાપ્ત, પ્રિય આલાપવાળી અને લજ્જાદિક સ્ત્રીના ગુણોવડે વ્યાપ્ત **રત્નમૂલા** નામની પ્રિયા હતી. તેમને અભિમાનરૂપી ધનવાળો, બુદ્ધિમાન, ધનનું ઉપાર્જન કરવામાં તત્પર અને કળાના પાત્રરૂપ **ધનદ** નામનો પુત્ર હતો. હવે તે જ નગરમાં **સિંહલ** નામનો કિતવ (જુગારી) હંમેશાં પુરની દેવીના મંદિરમાં કમર્દ (કોડીઓ)વડે રમતો હતો. તે હમેશાં દ્યૂતક્રીડાવડે તેટલું જ ધન મેળવતો હતો કે જેટલા માત્રે કરીને તેનું કાંઇક કદર્પ[2] (લૂખું) ભોજન થતું હતું. એક દિવસ મંદભાગ્યપણાને લીધે તે કાંઇ પણ જીત્યો નહીં. તેથી દુષ્ટ બુદ્ધિવાળો તે ક્રોધ પામીને દેવતાને આ પ્રમાણે કહેવા લાગ્યો કે "હે રાક્ષસી! હમેશાં તારા દેવકુળમાં રમતા મને જે દ્રવ્ય પ્રાપ્ત થતું નથી, તે તારી જ વિક્રિયા (વિપરીત ક્રિયા) છે તેથી આજે પ્રગટ થઇને તું મને કાંઇક દ્રવ્ય આપ નહીં તો હું તારો મોટો અનર્થ કરીશ" ત્યારે દેવતા બોલી કે "અરે દુષ્ટ! શું તારા પિતાએ કે તેં મને દ્રવ્ય આપ્યું છે? કે જેથી એકદમ મારી પાસે તું તે માગે છે?" ત્યારે પથ્થરને ઉપાડીને તે બોલ્યો કે "કોઇ પણ ઠેકાણેથી લાવીને મને તું ધન આપ; નહીં આપે તો અવશ્ય તને હું ભાંગી નાંખીશ." દેવતાએ વિચાર્યું કે "આનું કાંઇ પણ અકૃત નથી એમ નથી (અકૃત્ય જ છે). તે ધન આપવાથી જ તુષ્ટ થશે; અન્યથા નહીં થાય." એમ વિચારીને તેણીએ

૧. ધન આપનાર. ૨. કુત્સિતરસવાળું.

તેના હાથમાં ગાથા સહિત એક પત્ર આપ્યું ત્યારે તે બોલ્યો કે "હે રંડા (રાંડ)! આ પત્રના કકડાવડે હું શું કરું?" દેવતા બોલી કે "આ ગાથા તારે વેચવી. મારી આજ્ઞાથી તું એક હજાર દીનાર (સોનામહોર) મેળવીશ" ત્યારે તેણીની વાણીથી તે પત્ર લઈને તે ચૌટાની મધ્યે ગયો. અને આ પ્રમાણે બોલ્યો કે "આ ગાથા વેચવી છે. અહો! તેને કોઇ ગ્રહણ કરો." તે અસાર વસ્તુને જોઇને કૌતુક પામેલા વણિકે તેનું મૂલ્ય પૂછ્યું. ત્યારે તેણે એક હજાર દીનાર માગી. તેનું અસંભવિત મૂલ્ય હોવાથી સમગ્ર (કોઇ પણ) માણસે તે ગ્રહણ કર્યું નહીં ત્યારે અનુક્રમે તે શ્રેષ્ઠીપુત્રની દુકાને ગયો. તેને આપીને તેનું મૂલ્ય કહ્યું ત્યારે તેણે તે પત્ર ગ્રહણ કરીને તેમાં લખેલી ગાથાને આ પ્રમાણે વાંચી.

" जं किर विहिणा लिहियं, तं चिय परिणमइ सयललोयस्स ।
इय भाविऊण धीरा, विहुरे वि न कायरा हुंति ॥ २६२ ॥ "

**અર્થ** "વિધાતાએ જે લેખ લખ્યા હોય તે સર્વલોકને અવશ્ય પરિણમે છે. આ પ્રમાણે ભાવના ભાવીને ધીર પુરુષો કષ્ટમા પણ કાયર થતા નથી"

તે વાંચીને ધન્ય એવા તેણે વિચાર્યું કે—"આ ગાથા લાખ દીનારવડે પણ મળે તેવી નથી. તેથી હજાર દીનારવડે સસ્તી આ ગાથા ગ્રહણ કરવી" પછી તેને તેનું માગેલું મૂલ્ય આપીને તે મોટી બુદ્ધિવાળો તે પત્રને અંગીકાર કરીને તેને વારંવાર વાંચવા લાગ્યો. આ અવસરે તેનો પિતા ત્યાં આવ્યો અને તેને કહ્યું કે—"આજે તેં કાંઇ વેપાર કર્યો કે નહીં? તે મને કહે" ત્યારે પાસે રહેલા વણિકપુત્રોએ હાંસી સહિત આ પ્રમાણે કહ્યું કે—"હે શ્રેષ્ઠી! તમારા પુત્રે આજે મોટો વેપાર કર્યો છે કે—એક હજાર દીનાર આપવાવડે એક ગાથા ગ્રહણ કરી છે, આ વાણિજ્ય કળાવડે તે લક્ષ્મીને વૃદ્ધિ પમાડશે." ત્યારે ક્રોધ પામેલા શ્રેષ્ઠીએ પુત્રને કહ્યું કે—"હે દુષ્ટ! તું અહીંથી જતો રહે શાળા શૂન્ય સારી પણ ચોરોથી ભરેલી સારી નથી" આ પ્રમાણે અપમાનને પામેલો ધનદ પણ તે જ વખતે દુકાનથી ઉઠીને તે ગાથાનો અર્થ વિચારતો નીકળી ગયો. માન-રૂપી ધનવાળો તે નગરમાંથી નીકળીને ઉત્તર દિશામા નજીક રહેલા વનને વિષે દિવસને છેડે (સાંજે) પ્રાપ્ત થયો. ત્યાં તેણે સાધુના ચિત્ત જેવું ગંભીર, રસવાળું, સ્વચ્છ, [1]સદ્વૃત્ત અને [2]સત્ત્વવડે શોભતું એક સરોવર જોયું. તેમાં સ્નાન કરીને તથા પાણી પીને તેની પાસે રહેલા ન્યગ્રોધ (વટ) વૃક્ષની નીચે રાત્રિને વિષે તે વૃક્ષના પાંદડાની શય્યા ઉપર તે સૂતો. આ અવસરે ત્યા ધનુષ્યને ધારણ કરનાર એક વ્યાધ (શિકારી નર) જળપાન કરવા માટે આવેલા વનચર જીવોને હણવા માટે આવ્યો તે વખતે કાંઇક નિદ્રાને કરતા અને ચિંતાવાળા તે શ્રેષ્ઠીપુત્રે પોતાનું અંગ કાંઇક ચલાયમાન કર્યું ત્યારે તે શુષ્ક

૧. સરોવર સારૂ ગોળ, અને સાધુનુ ચિત્ત સારા આચરણવાળુ. ૨ સરોવરના પક્ષમા સત્વ એટલે પ્રાણીઓ અને સાધુચિતના પક્ષમા સત્ત્વ એટલે આત્મવીર્ય.

પાંદડાંથી ઉત્પન્ન થયેલો શબ્દ થયો. ત્યારે "આ કોઈક વનચર જીવ જાય છે" એમ ધારીને તે લુબ્ધકે જેમ અસજ્જન વાણીવડે હૃદયમાં વીંધે તેમ તેને શરવડે પગમાં વીંધ્યો. પછી વીંધવા લાયક પશુ વીંધાયો એમ જાણીને વ્યાધ તેની પાસે આવ્યો. પ્રહારથી પીડા પામેલ ધનદ પણ તે ગાથાનો ઉચ્ચાર કરતો હતો. તે સાંભળીને લુબ્ધકે વિચાર્યું કે-"હા! મૂઢ ચિત્તવાળા મેં કોઇક ખેદ પામેલ સૂતેલા પથિકને બાણવડે માર્યો." એમ વિચારીને બોલ્યો કે-"હે ભદ્ર! અજાણતા મેં કયા અંગને વિષે તને વીંધ્યો છે?" એમ કહીને તેણે તેના પગમાંથી બાણને ખેંચી કાઢ્યું. પછી તે વ્રણને વિષે પાટો બાંધવાનું કરતા તેને ધનદે નિવાર્યો, અને પોતાને સ્થાને જા એમ કહીને તેને વિદાય કર્યો. તેના વ્રણમાંથી રુધિર નીકળવા લાગ્યું અને રાત્રિ વ્યતીત થઇ ત્યારે એક ભારંડપક્ષી તેને મરેલાની બુદ્ધિથી આકાશમાં લઈ ગયો. પછી સમુદ્રના મધ્ય દ્વીપમાં તેને મૂકીને તે તેને ખાવા માટે તૈયાર થયો. તે વખતે તેને જીવતો જાણીને તે પક્ષી ઊડીને જતો રહ્યો. પછી ધનદ ઉઠીને જેટલામાં ચોતરફ દિશાઓને જોવા લાગ્યો તેટલામાં ત્યાં ભયંકર અને મનુષ્યરહિત અટવીને જોઇ. અને તે વિચારવા લાગ્યો કે-"અહો મારું નગર કયાં? અને આ ભયંકર અટવી કયાં? અથવા આ [1]ચિંતાએ કરી સર્યું. દૈવની ચિંતા જ બળવાન છે." પછી ક્ષુધા અને તૃષાથી પીડા પામેલો હોવાથી ફળની આશાવડે ત્યાં ભમતા તેણે પડી ગયેલા ઘરના સમૂહવાળું એક શુન્ય નગર જોયું. તથા એક કૂવો જોઈને કાંઇક કષ્ટથી તેનું પાણી કાઢીને અને પીને શરીરમાં રહેલી તૃષાનું નિવારણ કર્યું. તથા કદલી(કેળ)થી ઉત્પન્ન થયેલા ફળો(કેળાં)વડે પ્રાણયાત્રા કરીને ભય પામેલો તે તે નગરથી પણ દૂર ગયો આ અવસરે તેજ રહિત થયેલો સૂર્ય "હું પણ આવી અવસ્થાને પામ્યો છું" એમ જાણે ધનદને બોધ કરતો હોય તેમ અસ્ત પામ્યો. સૂર્ય અસ્ત પામ્યો ત્યારે વિશેષ જ્ઞાનના અભાવથી પ્રસરતા અજ્ઞાનવડે જેમ કલેશ પામે તેમ જગત અંધકારવડે કલેશ પામ્યું. પછી કોઇ પર્વતની પાસે કાષ્ઠવડે અગ્નિ ઉત્પન્ન કરીને તેના તાપવડે ઠંડી રહિત થયેલા તેણે રાત્રિને નિર્ગમન કરી. પછી પ્રભાતસમયે અગ્નિના પ્રદેશની પૃથ્વીને તેણે તત્કાળ સુવર્ણમય થયેલી જોઇ, અને વિસ્મય સહિત આ પ્રમાણે વિચાર્યું કે-"અવશ્ય આ સુવર્ણદ્વીપ જ છે કે જેથી આ પૃથ્વી સળગેલા અગ્નિથી તત્કાળ સુવર્ણમય થઇ. તેથી હું સુવર્ણ ઉત્પન્ન કરું." એમ વિચારીને તેણે ઈંટોના મોટા સમૂહ કર્યા, તે સર્વે અગ્નિવડે સુવર્ણરૂપ થયા. પછી એક દિવસ ભમતા તેણે કોઇ પર્વતના નિકુંજમાં (ગુફામા) રત્નોનો સમૂહ જોયો. તેને તે સુવર્ણની પાસે લાવ્યો આ પ્રમાણે તેણે સુવર્ણ અને રત્નોનો મોટો રાશિ (ઢગલો) કર્યો. અને હંમેશાં તે કદલી વિગેરેના ફળવડે પ્રાણયાત્રા કરતો હતો. પછી કોઇક દિવસ **સુદત્ત** નામનો સાર્થવાહ તે પ્રદેશમાં આવ્યો તેના વહાણમાં પૂર્વે સંચય કરેલ જળ અને ઇંધન ખૂટી

૧. વિચારવડે.

ગયા. તેણે તે દ્વીપ જોઇને પોતાના પુરુષોને જળ તથા ઇંધન લાવવા માટે મોકલ્યા. ત્યાં તેઓએ ધનદને જોયો. તેઓએ પૂછ્યું કે-"હે પુરુષ ! તું કોણ છે ?" તે બોલ્યો કે-"હું વનચર છું." તેઓએ કહ્યું કે-"તો તું અમને કોઇક જળનું સ્થાન દેખાડ." ત્યારે તેણે તેઓને તે કૂવો દેખાડ્યો. તેઓએ પણ તે કૂવાની પાસે તેણે પૂર્વે જે સંચિત (એકઠું) કર્યું હતું, તે સુવર્ણાદિક જોયું અને પૂછ્યું કે-"આ ધન કોનું છે ?" તેણે પણ તેઓને કહ્યું કે-"આ ધન મારું છે. તેથી આ ધનને જે પુરુષ મારા સ્થાને લઇ જાય, તેને આનો ચોથો ભાગ આપું." એમ તેણે કહ્યું ત્યારે તે સાર્થવાહ પણ ત્યાં આવ્યો ધનદે તેની પ્રણામાદિક ઉચિત ક્રિયા કરી. સાર્થવાહે તેને આલિંગન કરીને તથા કુશલાદિક પૂછીને તે સુવર્ણ અને રત્નો લઇ જવાનું અંગીકાર કર્યું. પછી તે ધન નોકરો પાસે ઉપડાવીને પોતાના વહાણમાં નંખાવ્યું. ધનદે પણ તે સર્વ ગણીને તેઓને સોંપ્યું.. તે ઘણું ધન જોઇને ચલાયમાન ચિત્તવાળા સાર્થવાહે પોતાના માણસોને આદેશ કર્યો કે-"આને કૂવામાં નાંખો." ત્યારે તેઓએ ધનદને કહ્યું કે-"હે ભદ્ર ! તું કૂવામાંથી જળને ખેંચ. અમે બરાબર જાણતા નથી, અને તે તો તે ખેંચવાનું કામ પૂર્વે કર્યું છે." ત્યારે તે કરવાને ઉદ્યમી થયેલા તેને કૃપા રહિત તેઓએ કૂવામાં નાંખ્યો કેમકે અર્થમાં લુબ્ધ થયેલા મનુષ્યો બંધુને પણ હણે છે, તો પછી બીજાની શી કથા કહેવી ? તે ધનદ તે કૂવાની મધ્યે પાદડાંવડે વ્યાપ્ત મેખળા ઉપર પડ્યો. તેથી ભાગ્યને લીધે તેને થોડી પણ અંગની પીડા થઇ નહીં પછી તે ગાથાને વિચારતો તે કૂવાના પાર્શ્વ ભાગને જોવા લાગ્યો. એક ઠેકાણે વિવર જોઇને તેમાં કૌતુકથી તે પેઠો. પછી મનોહર પગથિયાની શ્રેણિવડે કાંઇક નીચે જઇને સરળ માર્ગવડે જ જતા અને અનેક આશ્ચર્યો જોતા તેણે એક દેવકુલ જોયું, તથા તેની મધ્યે ગરુડ ઉપર ચડેલી, કાંતિવાળી હાથમાં ચક્રવાળી **ચક્રેશ્વરી** દેવીને જોઇ. તેને નમીને મોટી ભક્તિવડે મસ્તક ઉપર અંજળી (બે હાથ) જોડીને બોલનારાઓમાં શ્રેષ્ઠ ધનદે આ પ્રમાણે વિનંતિ કરી કે-"શ્રી વૃષભસ્વામી જિનેશ્વરની હે શાસનદેવી ! હે દુષ્ટ અરિષ્ટને હરણ કરનારી ! અને હે સ્તુતિ કરનારને સર્વ સંપદા કરનારી ! તું જય પામ. હે દેવી ! કષ્ટથી પીડાયેલા મેં આજે તને જોઇ, તે બહુ સારું થયુ. તેથી તારા ચરણ મારું શરણ થાઓ." તેની ભક્તિથી હર્ષ પામેલી તે બોલી કે-"હે વત્સ ! આગળ ગયેલા તારું સર્વ ભદ્ર (સારું) થશે. મારી પાસે પણ કાંઇક માગ." ત્યારે તે બોલ્યો કે-"હે દેવી ! પુણ્ય રહિત પ્રાણીઓને અત્યંત દુર્લભ તમારું દર્શન થવાથી પૃથ્વી ઉપર શું પ્રાપ્ત નથી થયું ?" પછી તે દેવીએ તેના હાથમા મોટા પ્રભાવવાળાં પાંચ રત્નો આપ્યાં, અને તેનો પ્રભાવ કહ્યો કે-"એક રત્ન સૌભાગ્ય કરનારું છે, બીજું લક્ષ્મીનું સ્થાન છે, ત્રીજું તત્કાળ રોગનો નાશ કરનારું, ચોથુ વિષનો નાશ કરનારું અને આ પાંચમુ રત્ન આપત્તિનો નાશ કરનાર છે" એમ કહીને દેવી અદૃશ્ય થઇ ગઇ. ધનદ પણ ત્યાંથી આગળ ચાલ્યો. એક ઠેકાણે સંરોહિણી નામની ઉત્તમ ઔષધિ જોઇને

તેણે તે ગ્રહણ કરી પછી છરીવડે પોતાની જંઘાને ફાડીને તેમાં તે પાંચે રત્નો નાંખ્યાં. પછી તે વ્રણને સંરોહિણી મોટી ઓષધિવડે રૂઝવીને આગળ ચાલતા તેણે એક પાતાલ-નગર જોયુ. તેમાં [1]ભક્ષ્ય અને [2]ભોજ્યવડે વ્યાપ્ત તથા આશ્ચર્યકારક ઘરો અને દુકાનોની શ્રેણિ મનુષ્ય રહિત જોઇ. બીજે સ્થાને બારીઓ, દરવાજા અને મોટા પ્રાકારવડે શોભતો મોટો રાજમહેલ તેણે જોયો. કૌતુકથી તેમાં પ્રવેશ કરીને તે સાતમી ભૂમિકાએ (માળે) ગયો. ત્યાં રૂપવડે દેવાંગનાને જીતનારી એક બાળા(કન્યા)ને દેખી. તેણીને જોઇને વિસ્મય પામેલા અને તેની વાત જાણવાની ઈચ્છાવાળા તેને તે કન્યાએ કહ્યું કે- "હે ભદ્ર! તું કયા સ્થાનથી આવ્યો છે? હે ભદ્ર! અહીં આવેલા તારા પ્રાણનો સંશય વર્તે છે. તેથી શીઘ્રપણે બીજે ઠેકાણે જતો રહે, કે જેથી તારું કુશળ થાય." ત્યારે ધનદ બોલ્યો કે "હે સુભ્રુ! તું ઉદ્વેગ ન કર, મને તું કહે, કે આ નગર કયું છે? અથવા તે જનરહિત કેમ છે? અને તું કોણ છે?" ત્યારે તેના ધૈર્ય અને રૂપવડે વિસ્મય પામેલી તે ફરીથી બોલી કે "હે સુંદર! જો તને કૌતુક હોય, તો તું તેનું કારણ સાંભળ. આ ભરતક્ષેત્રમાં **શ્રીતિલક** નામનું રમણીય નગર છે. તેમાં મહેંદ્રરાજ નામે રાજા મારો પિતા હતો. કોઇ દિવસ બીજા રાજાઓની સાથે યુદ્ધ કરતા તેની પાસે કોઇ વ્યંતરે આવીને સ્નેહ સહિત તેને કહ્યું, કે "તું પૂર્વ ભવનો મારો મિત્ર છે. તેથી તું કહે, હું શું કરૂં?" ત્યારે તે બોલ્યો "તું મને સહાય કર, મારા શત્રુઓનો નાશ કર." વ્યંતર પણ બોલ્યો કે "હે મિત્ર! આ શત્રુઓ મારાથી હણી શકાય તેમ નથી, કેમકે મારાથી અધિક (મોટા) વ્યંતરોવડે આ અધિષ્ઠિત થયા છે. પરંતુ હુ સહાય કરું." એમ કહીને તેણે પુરના લોકો સહિત અને પરિવાર સહિત મારા પિતાને શીઘ્રપણે અહીં આણ્યો. અને તેણે પાતાલપુર નામનું નગર વસાવ્યું. હે સુદર! તેનો પ્રવેશ અને નિર્ગમ એક કૂવાવડે જ છે. તે કૂવાની પણ રક્ષાને માટે બીજું નગર બનાવ્યું તેથી વહાણોવડે કરીને અહીં વિવિધ વસ્તુઓનું આવવું થાય છે. આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી કોઇક દિવસ કોઇ રાક્ષસ કૂવાના પ્રવેશના પગથીમાંની શ્રેણીને ભાંગીને અહીં આવ્યો. માંસમાં લુબ્ધ થયેલો તે દુષ્ટાત્મા માણસોને ખાવા લાગ્યો. અને કેટલાક દિવસો પછી તેણે આ નગર મનુષ્ય રહિત કર્યું. બહારના નગરના લોકોને પણ તેણે મારવાનો આરંભ કર્યો ત્યારે તે લોકો વહાણમાં ચડીને બીજે કોઇ ઠેકાણે ગયા. આ પ્રમાણે તેણે આ બન્ને નગર શૂન્ય કર્યાં, પરંતુ મને પરણવા માટે તે દુષ્ટાત્માએ એક મારું જ રક્ષણ કર્યું. આજના દિવસથી વ્યતીત થયેલા સાતમા દિવસે તે મારી પાસે આ પ્રમાણે બોલ્યો કે–"હે ભદ્રા! હું પ્રચંડ રાક્ષસ છું. મનુષ્યના માંસમાં લુબ્ધ થયેલા મેં અહીં આવીને નગરના સર્વ લોકોને મારી નાંખ્યા છે, પરંતુ કારણને લીધે એક તારું જ રક્ષણ કર્યું છે. તે એ કે આજથી સાતમે દિવસે

૧. ધાન્ય, ૨. વાસણ. ૩. સારી ભૃકુટિવાળી.

શુભ ગ્રહોએ જોયેલું લગ્ન છે. તે દિવસે હું તને પરણીશ, અને તને મારી ગેહિની (ભાર્યા) કરીશ. તેથી આજે સાતમો દિવસ છે, તેને આવવાનો આ સમય છે. જેટલામાં તે અહીં ન આવે, તેટલામાં હે સુંદર આકૃતિવાળા! તું જતો રહે" ત્યારે ધનદ બોલ્યો કે–"હે મુગ્ધા[૧]! તું ભય ન પામ. હમણાં સાંભળ. પોતાના પાપવડે જ હણાયેલો આ (તે) મારા હાથથી જ મરશે." ત્યારે તે બોલી કે–"તો તેના મૃત્યુનો સમય હું તને કહું. વિદ્યાની પૂજાના સમયે તારે તેને મારવો, કેમકે તે સમયે તે ઊભો થતો નથી, અને બોલતો નથી. તે વખતે તારે મારા પિતાનું આ ખડ્ગ ગ્રહણ કરવું." તે વખતે તે રાક્ષસ મનુષ્યનું શબ હાથમાં લઇને ત્યાં આવ્યો અને આગળ(સન્મુખ) ધનદને જોઇને હાંસી સહિત આ પ્રમાણે બોલ્યો કે–"અહો! આશ્ચર્ય છે કે–આજે મારું ભક્ષ્ય પોતાની જાતે જ આવ્યું." એમ કહીને અવજ્ઞાવડે જ તેણે તે શબને તજી દીધું. પછી જેટલામાં તે વિદ્યાની પૂજા કરવા પ્રવર્ત્યો ત્યારે તે ધનદે તેને આ પ્રમાણે કહ્યું કે–"અરે! હમણાં હું ખડ્ગને ખેંચીને તને હણીશ." પછી અવજ્ઞાથી હસતા તેણે વિદ્યાની પૂજા કરી. પછી તે ધનદે ખડ્ગવડે તત્કાળ તેનું મસ્તક પૃથ્વી પર પાડીને તેને મારી નાંખ્યો. પછી રાક્ષસે જ કરેલી વિવાહની સામગ્રીવડે તે ધનદ રૂપવડે યુક્ત તે તિલકસુંદરી નામની કન્યાને પરણ્યો. તેણીની સાથે કેટલાક દિવસ ભોગ ભોગવીને ત્યાર પછી તેણીને અને સાર વસ્તુને ગ્રહણ કરીને તે જ કૂવાને વિષે તે આવ્યો. ફરીથી પાછા વળીને તેણે મનની પ્રિય વસ્તુ આણી અને માર્ગમાં ફરીથી ચક્રેશ્વરી દેવીને ભક્તિપૂર્વક વાંદી. તે વખતે તે દ્વીપની પાસે કોઇક વહાણ આવ્યુ તેમાંથી માણસો પાણીને માટે તે કૂવા પાસે આવ્યા. તેઓએ તેમાં દોરડું નાખ્યું તેને પકડીને ધનદ બોલ્યો કે–"હે પુણ્યશાળી પુરુષો! આ કૂવામાં હું પડેલો છું, તેથી મને તમે ઉગારો (બહાર કાઢો)" તેઓએ તે વાત તરત જ **દેવદત્ત** નામના સાર્થવાહને કહી ત્યારે કૌતુકથી ભરપૂર મનવાળો તે પણ ત્યા આવ્યો. પછી દોરડાવડે માંચીને બાંધીને તે માંચી કૂવામાં નાંખી. તેના ઉપર ચડીને ધનદ કૂવાની બહાર નીકળ્યો. સુંદર આકારવાળા અને વસ્ત્ર તથા આભરણથી ભૂષિત તેને જોઇને અત્યંત વિસ્મય પામેલા સાર્થવાહે ગૌરવથી તેને પૂછ્યું, કે–"હે ભદ્ર! તું કોણ છે? અથવા આ કૂવામાં તું કેમ પડ્યો?" તે બોલ્યો કે–"હે સાર્થપતિ! મારી ભાર્યા પણ આમાં પડેલી છે. તથા દેવતાએ આપેલી અમારી રત્નાદિ બીજી વસ્તુ પણ છે, તે બહાર કાઢીને પછી મારી સર્વ શુદ્ધિ (વાત) હું તને કહીશ." ત્યારે "ભલે, એમ કર." એમ તેનાવડે કહેવાયેલા તેણે પણ તે પ્રકારે કર્યું. તે વખતે તિલકસુંદરીને જોઇને તે સાર્થપતિ આશ્ચર્ય પામ્યો ફરીથી પણ તેનાવડે પૂછાયેલ ધનદ પણ આ પ્રમાણે બોલ્યો કે–"હે સાર્થવાહ! આ ભરત-ક્ષેત્રમાં રહેનારો જાતિવડે વણિક્ છું. પ્રિયા સહિત હું વહાણવડે કટાહ દ્વીપ તરફ ચાલ્યો

૧. સરળ–ભોળી.

હતો. અને સમુદ્રમાં વહાણુ ભાંગી ગયું, તેથી પ્રિયા સહિત અહીં આવ્યો પાણી જોવામાં આકુળ થયેલી મારી પ્રિયા આ કૂવામાં પડી ત્યારે હું પણ પડ્યો, કે જેથી આ ભવમાં આની સાથે સ્નેહ બંધાયેલો છે અમે જળની અંદર પડ્યા નહીં, પરંતુ ભાગ્યને લીધે તેના કાંઠે પડ્યા. તેમાં તુષ્ટમાન થયેલી જળદેવીએ મને રત્નો આપ્યા, અને તે દેવીએ આ પ્રમાણે કહ્યું કે-"અહીં વહાણુ આવશે. તેના ઉપર ચડીને હે ભદ્ર! તું પોતાને સ્થાને ખુશીથી જજે. હે સાર્થવાહ! મેં તમને આ મારી વાત કહી. તું પણ પોતાની (તારી) વાત કહે, કે જેથી મિત્રાઈ વૃદ્ધિ પામે." ત્યારે તે બોલ્યો કે-"અહો! દેવદત્ત નામનો હું પણ ભરતક્ષેત્રથી કટાહ દ્વીપે ગયો હતો, અને હવે ઘર તરફ ચાલ્યો છું; તેથી હે ભદ્ર! તું પણ આવ કે જેથી આપણે સાથે જ જઈએ. મારા વહાણુને વિષે વસ્તુને તથા પ્રિયાને આરોપણ કર (રાખ)." ધનદ પણ બોલ્યો કે-"હે સાર્થપતિ! એમ કર. જેથી ઘેર ગયેલો હું આ વસ્તુનો છઠ્ઠો ભાગ તને આપીશ." ત્યારે "અસાર ધનવડે શું છે? તું જ મારે ગૌરવ કરવા લાયક છે." એમ બોલતા સાર્થવાહે પોતાના વહાણુમા તે વસ્તુ આરોપણ કરી. પછી માર્ગમાં જતો તે દુરાત્મા સાર્થવાહનું ચિત્ત તે સ્રીને તથા ધનને જોઈને ચલાયમાન થયુ. પછી રાત્રિને વિષે પુરીષના[1] વ્યુત્સર્ગને નિમિત્તે માંચી ઉપર રહેલા તે ધનદને સાર્થવાહે મોટા સમુદ્રમાં નાંખ્યો. થોડીવાર પછી તેણે કહ્યું કે-"શરીરચિંતનને માટે ગયેલ ધનદ જેથી કરીને હજુ સુધી આવ્યો નથી, તેથી કરીને તે જરૂર સમુદ્રમાં પડ્યો હશે." પછી કપટથી આ સાર્થવાહ પોતાના માણસો સાથે ચિરકાળ સુધી શોધ કરવા લાગ્યો. પછી તેની પ્રિયાને પ્રિય વચનવડે આશ્વાસન આપવા લાગ્યો. પછી કોઈક દિવસે તેણે તે તિલકસુંદરીને કહ્યું કે-"હે ભદ્રા! તારો પતિ મરી ગયો છે, તેથી હે પાપ રહિત! તું મારી પત્ની થા." તે સાંભળીને બુદ્ધિશાળી તેણીએ એમ વિચાર્યું કે-"મારા અંગમાં લુબ્ધ થયેલા આણે જરૂર મારા પતિને મારી નાંખ્યો છે આ બળાત્કારથી પણ મારા શીલનો ભ્રંશ(નાશ) કરશે, તેથી અહીં કાંઈક ઉત્તર આપીને કાળક્ષેપ કરવો યોગ્ય છે." આ પ્રમાણે વિચારીને તે બોલી કે-"નગરને તું પ્રાપ્ત થઈશ ત્યારે રાજાની અનુજ્ઞા લઈને હું તારી ભાર્યા થઈશ." તેણે પણ હર્ષ પામીને વચન અંગીકાર કર્યું, અને એવો વિચાર કર્યો કે-"હું ધન આપવાવડે રાજાને પ્રસન્ન કરીને ઇચ્છિત કાર્ય કરીશ."

આ તરફ તેણે જળમાં નાંખેલ તે ધનદ પૂર્વે ભાંગેલા વહાણુના એક કકડાને (પાટિયાને) વિધિના વશથી પામ્યો. તેને છાતીવડે ગાઢ આલિંગન કરીને તરંગોવડે ક્ષોભ પામતો (ઉછળતો) તે પાંચ દિવસે પોતાના નગરની પાસેના કાંઠે પ્રાપ્ત થયો. અંતઃકરણમાં હર્ષ પામીને ઊંચું મુખ કરીને દૃષ્ટિવડે પોતાના નગરને જોતા તેને પાટિયા

૧. ઠલ્લાના ત્યાગને કારણે

સહિત જ એક મોટો મત્સ્ય ગળી ગયો. પછી નરક જેવા મત્સ્યના ઉદરમાં પડેલો તે વિચાર કરવા લાગ્યો કે-"હે જીવ! દૈવના દોષવડે તું આ સ્થિતિને પામ્યો છે. તેથી ગાથાનું ચિંતવન કર. અથવા તો પૂર્વભવે આચરણ કરેલા કોઇ પણ કર્મના દોષવડે જીર્ણ વાડને વિષે છિદ્રની જેમ મારે વિષે જ દુઃખ પડે છે" એ પ્રમાણે વિચારીને તેણે આપત્તિનું નિવારણ કરનાર મણિનું સ્મરણ કર્યું. તેના પ્રભાવથી તે મત્સ્યને ધીવરોએ(મચ્છીમારોએ) ત્યાં પકડ્યો. તેના ફાટેલા ઉદરમાં તેને જોયો, તેથી વિસ્મય પામેલા તેઓએ તેને પાણી-વડે ધોયો, અને રાજાને તે વાત કહી. મનમાં વિસ્મય પામેલા રાજાએ પણ તેને પોતાની પાસે અણાવીને પૂછ્યું કે "હે ભદ્ર! તને આ અઘટિત શું થયું? અરે! તું કોણ છો? અથવા મત્સ્યના ઉદરમાં તું કેમ પડ્યો? તે વાત તું મને સત્ય કહે. મને મોટું કૌતુક થયું છે." ત્યારે ધનદ પણ બોલ્યો કે "પ્રથમ તો મને વણિક જાતિનો જાણો. હે પ્રભુ! વહાણ ભાંગવાથી તેના પાટિયાને પામીને હું અહીં આવ્યો. નગરને જોતાં મને મત્સ્ય ગળી ગયો. તે મત્સ્યને ધીવરોએ ગ્રહણ કર્યો, અને તેનું ઉદર ફાડ્યું. તેની મધ્યે મને જોયો. તેથી વિસ્મય પામેલા તેઓ મને તમારી પાસે લાવ્યા છે. હે રાજા! આ મારો વૃત્તાંત છે." ત્યારે રાજાએ તેને સુવર્ણ ધોયેલા પાણીવડે સ્નાન કરાવ્યું અને મત્સ્યોદર નામ પાડીને પોતાની પાસે રાખ્યો. તે રાજાએ તેની પ્રાર્થનાથી તેને સ્થગીધર(છડીદાર) કર્યો. એ પ્રમાણે પોતાના સ્વરૂપને નહીં જણાવતો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. પછી કોઇક દિવસ પૂર્વે તેનો અપકાર કરનાર સુદત્ત સાર્થવાહ વાયુએ પ્રેરણા કરેલા વહાણવડે ત્યાં આવ્યો. તે પણ પ્રાભૃત(ભેટ) ગ્રહણ કરીને પ્રતીહારના નિવેદન કરવાથી રાજાની પાસે આવ્યો. અને નમસ્કાર કરીને બેઠો. રાજાએ પણ તે વણિકની સાથે પોતે પ્રિય આલાપ કર્યો, અને સ્થગીધરના હાથવડે તેને તાંબૂલ અપાવ્યું. ત્યારે તેને ઓળખીને તેણે તેની સન્મુખ થઇને તેને તે તાંબૂલ આપ્યું. સુદત્તે પણ ધનદને ઓળખ્યો, પરંતુ અઘટિતપણાને લીધે કાંઇ સંદેહમાં તત્પર થયેલા તેને રાજાએ કહ્યું, કે "તારે અર્ધું દાણ આપવું." ત્યારે "તમારો મોટો પ્રસાદ મને થયો." એમ બોલીને તે પોતાના સ્થાને ગયો. પછી કોઇક દિવસે તે નગરમાં વસનારા કોઇક ભદ્ર પુરુષને તેણે પૂછ્યું, કે "હે ભદ્ર! રાજાનો આ સ્થગીધર શું ક્રમે કરીને આવેલો છે?" ત્યારે તેણે પણ તેનું સ્વરૂપ યથાર્થ કહ્યું. આ અવસરે તે રાજાનો માનીતો **ગીતરતિ** નામનો માતંગ(ચંડાળ) તે સાર્થવાહની પાસે આવ્યો. ત્યાં પોતાના પરિવાર સહિત તે ગાયન કરવા લાગ્યો. સાર્થવાહ પણ તેના ગીતની મોટી કળાવડે ખુશ થયો. તેને દાનવડે સંતોષ પમાડીને તેને કહ્યું કે "હે માતંગ! જો તું મારું કાર્ય સાધે તો હું તને ઘણું ધન આપું." તે બોલ્યો "હું સર્વ સાધીશ મને સ્ફુટપણે તું કહે જેને રાજા વશ છે, તેવા મારે દુષ્કર શું છે?" સાર્થવાહ બોલ્યો "તો તારે રાજાને એકાંતમાં આ પ્રમાણે કહેવું કે 'આ મત્સ્યોદર મારો બંધુ છે." ત્યારે તેણે તે કાર્ય અંગીકાર કર્યું એટલે

પ્રસન્ન મનવાળા તે બુદ્ધિમાને તેને સુવર્ણની ઇંટના ચાર સંઘાટ( સંપુટ ) આપ્યા. પછી તે રાજાની પાસે ગયો. સભામાં બેઠેલા તેની પાસે માતંગ પણ આવીને ગાવા લાગ્યો. તે ગીતથી રંજિત થયેલા રાજાએ સ્થગીધરને કહ્યું કે "હે સ્થગીધર! આ શ્રેષ્ઠ ગાંધર્વને તું તાંબૂલ આપ" ત્યારે તાંબૂલ દેતા તેના કંઠ પકડી ભેટીને કહ્યું કે "હે ભાઈ! ઘણે કાળે તને જોયો." એમ બોલતો તે રોવા લાગ્યો. "આ શું?" એમ રાજાએ પૂછતાં તે સારી બુદ્ધિવાળો મત્સ્યોદર હૃદયમાં ઉપાયને વિચારીને બોલ્યો કે-"હે દેવ! આણે સત્ય કહ્યું છે આ નગરમાં પહેલાં અમારા બેનો પિતા માતંગ મોટો ગાયક હતો, તેથી તે રાજાની પ્રીતિનું પાત્ર હતો. તેને બે ભાર્યા હતી, હે પ્રભુ! તે બેના અમે બે પુત્રો થયા. મારી માતા તેને કાંઇક અનિષ્ટ હતી, તેથી હું પણ મારા પિતાને અનિષ્ટ હતો. તે [1]અદીર્ઘદર્શી મારા પિતાએ મારી જંઘામાં પાંચ રત્નો નાંખ્યાં, અને તેનો પ્રહાર રૂઝવ્યો. તથા મને કહ્યું કે- "હે વત્સ! વિપત્તિમાં આનું ભક્ષણ કરજે." તથા તેણે આના અંગને વિષે ઘણાં રત્નો નાંખ્યાં." એમ કહીને રાજાને વિશ્વાસ ઉપજાવવા માટે શ્રેષ્ઠ બુદ્ધિમાન તે ધનદે પોતાની જાંઘ ફાડીને તે રત્નો દેખાડ્યાં. ત્યારે રાજાના આદેશથી સીપાઇઓ ગીતરતિને બાંધીને વિદારવા લાગ્યા. ત્યારે અતિ દીનવાણીવાળો તે આ પ્રમાણે બોલ્યો, કે-"હે સ્વામી! આ મારો ભાઈ નથી, પરંતુ તે પાપી સાર્થવાહે મને ધન આપીને મારી પાસે આ નિંદ્ય કર્મ કરાવ્યું છે. હે દેવ! જો મારી વાણીવડે તમને પ્રતીતિ( વિશ્વાસ ) ન થતી હોય, તો મારે ઘેરથી તે સુવર્ણના સંઘાટ મંગાવો." ત્યારે રાજાએ પણ મત્સ્યોદરના મુખ તરફ જોયું. ત્યારે તેણે પણ રાજાને કહ્યું કે "હે પ્રભુ! આ પણ સત્ય છે." ફરીથી રાજાએ કહ્યું કે-"હે મત્સ્યોદર! પરમાર્થ( સત્ય )ને જણાવ, કેમકે આ સર્વ મોટું આશ્ચર્યકારક છે." ત્યારે તે બોલ્યો કે-"હે રાજા! આ વણિકના વહાણ વિષે મારા સવા આઠસો સુવર્ણના સંઘાટ છે. તથા કાંતિવાળા પંદર હજાર રત્નો છે આ સર્વ જાણીને હે પૃથ્વીના સ્વામી! જે કરવા લાયક હોય તે કરો. વળી અહીં આ [2]અભિજ્ઞાન છે કે, તે સર્વે સંપુટો ઓળખવા માટે મેં પોતાના( મારા ) નામથી અંકિત કર્યા છે. પછી રાજાએ તેને તેનું નામ પૂછ્યું ત્યારે તેણે તે પોતાનું નામ ( ધનદ ) કહ્યું. પછી રાજાએ તે માતંગના ઘેરથી તે સંઘાટો મંગાવ્યા પછી બે ભાગ કરીને તેની અંદર તે ધનદ નામ જોઇને તત્કાળ તે માતંગ અને વણિક ઉપર ક્રોધ કર્યો. પછી રાજાવડે હણાતા તે બન્નેને મત્સ્યોદરે જ મૂકાવ્યા. અને પછી તે ધનદ કલ્યાણ-જળવડે સ્નાન કરીને પવિત્ર થયો. તે વણિક પાસેથી અને માતંગ પાસેથી પણ પોતાની વસ્તુ લઇને તેમનું ઉચિત કરીને તે ધનદ ધનદ( કુબેર ભંડારી દેવ ) જેવો થયો પછી રાજાએ ફરીથી પૂછેલા તેણે પોતાની સાચી કથા કહી કે "હે દેવ! હું આ ગામમાં

1 લાંબો વિચાર નહીં કરનાર 2 નિશાની-ચિન્હ.

હેનારા શ્રેષ્ઠીનો પુત્ર છું. મેં એક ગાથાને હજાર દીનારવડે પોતાને આધીન કરી હતી, થી મારા પિતાએ મને કાઢી મૂક્યો. પછી હું દેશાંતર ગયો." ઈત્યાદિ સમગ્ર વાર્તા હીને તેણે રાજાને કહ્યું કે "હે દેવ! હજુ પણ મને કોઇની પાસે પ્રગટ કરવો જ નહીં, મકે મારા વિત્તનું અને ભાર્યાનું હરણ કરનાર બીજો સાર્થવાહ પણ જો અહીં આવે, તો હે પ્રભુ! સારું થાય." પછી કોઇક દિવસ સાર્થવાહ દેવદત્ત પણ ત્યાં આવ્યો, અને તિલકસુંદરી સહિત તે રાજાની પાસે આવ્યો રત્નનો સમૂહ ભેટ કરીને બેઠો. "આ મત્સ્યોદરે કહેલો વણિક છે." એમ રાજાએ જાણ્યું. તે વખતે મત્સ્યોદર પણ તેને તથા તિલકસુંદરીને જોઇને તેમનો અભિપ્રાય જાણવાની ઇચ્છાથી ગુપ્ત અંગવાળો થયો. પછી સંભ્રમ સહિત રાજાએ સાર્થવાહને કહ્યું કે "હે ભદ્ર! તું કયાંથી આવ્યો અને આ શ્રેષ્ઠ બાલિકા કોણ છે?" ત્યારે તે બોલ્યો કે-"હું કટાહ નામના દ્વીપથી અહીં આવ્યો છું, તથા સમુદ્રના અંતર્દ્વીપમાં મને આ એકલી પ્રાપ્ત થઇ છે. સારાં વસ્ત્ર, આહાર, તાંબૂલ અને અલંકારવડે સત્કાર કરેલી પણ આ હે રાજા! તમારી અનુમતિવડે જ મારી ભાર્યા થવાની છે." રાજાએ કહ્યું કે-"હે સુભ્રુ! શુ આ વર તને રુચે છે? કે આ કામી પુરુષ બળાત્કારથી તારી સાથે રમવા ઇચ્છે છે?" તે બોલી-"આ પાપીનું નામ કોણ ગ્રહણ કરે? કે જેણે ગુણરૂપી રત્નના નિધાનરૂપ મારા પતિને સમુદ્રમાં નાંખ્યો. આનાવડે પ્રાર્થના કરાયેલી મેં હે સ્વામી! તેને આ ઉત્તર આપ્યો, કે-રાજાએ આપેલી હું તારી પ્રિયા થઈશ. આ પ્રમાણે રક્ષણ રહિત મેં આનાથી મારા શીળનું રક્ષણ કર્યું છે. હવે તો હું સળગતા અગ્નિમાં પ્રવેશ કરીશ. સ્ત્રીઓને ભર્તાના સંગમાં અગ્નિ અવશ્ય સાક્ષી હોય છે. તેના વિરહમાં તે સ્ત્રીઓનું તે જ શરણ યોગ્ય છે" ત્યારે રાજાએ તેને આ પ્રમાણે કહ્યું, કે-"તું મૃત્યુનું સાહસ ન કર, કેમકે હું તારા પરણેલા પતિને દેખાડીશ." તે બોલી કે-"હે નરેંદ્ર! તમારે હાંસી કરવી યોગ્ય નથી. તે મારો પતિ કયાં છે, કે જેને અગાધ સમુદ્રમાં નાખ્યો છે" ત્યાર પછી તાંબૂલ દેવા માટે ધનદને ઉઠાડીને રાજાએ કહ્યું કે-"હે ભદ્રા! આ તારા ભર્તાને દૃષ્ટિવડે જો." તેને જોઇને તથા ઓળખીને પણ તેના સમાગમનો(આવવાનો) અસંભવ કરતી જેટલામાં હજુ સુધી તેવા હર્ષના પ્રકર્ષને ધારણ કરતી નથી, તેટલામાં ધનદ બોલ્યો કે-"હે દેવ! આનો પતિ પ્રગટ છે, કે જે કોઈપણ ઠેકાણેથી અકસ્માત શૂન્ય ગૃહમા રહેલી આની પાસે આવ્યો હતો, આણે જ જેને રાક્ષસનો ઘાત કરનાર ખડ્ગ આપ્યું હતું, જેણે રાક્ષસ હણ્યો હતો, અને જે અનુરાગવાળી આને પરણ્યો હતો" ઇત્યાદિ સર્વ વૃત્તાંત મૂળથી આરંભીને કહ્યો ત્યારે સૂર્યના પ્રકાશમાં કમલિનીની જેમ તે તત્કાળ વિકસ્વર મુખવાળી થઈ. પછી રાજાની આજ્ઞાથી ફરીથી તે મત્સ્યોદરની પત્ની થઇ. પછી રાજાવડે મરાવાતા સાર્થવાહને તે ધનદે જ મૂકાવ્યો બીજાની સરખામણીમાં ન આવે તેવી સર્વ અલંકારાદિક તે વસ્તુ વણિકે આણી અને રાજાને દેખાડી. પછી કોઇક દિવસ બીજા કાર્ય કરીને તે

ધનદ રાજાની આજ્ઞા લઇને મોટા પરિવારવડે પિતાને ઘેર ગયો. ત્યાં "આ રાજાને માન્ય છે" એમ જાણીને તેને આસન આપવા વિગેરે સ્વાગત ક્રિયા કરીને ઉદાર બુદ્ધિવાળો રત્નસાર પણ આ પ્રમાણે બોલ્યો, કે–"હું ધન્ય છું, કે જેને ઘેર રાજાને વલ્લભ તું આવ્યો. જેનાવડે તારે પ્રયોજન હોય, તે વસ્તુને તું કહે. મારું સર્વ તારું જ છે." ધનદ પણ બોલ્યો કે–"હે પિતા! જે તમે કહો છો, તે સત્ય છે. પરંતુ મોટા કારણને લીધે હું તમને કાંઇક પૂછું છું, કે–"તમારો ધનદ નામનો જે પુત્ર હતો, તે હમણાં કયાં છે? તેની શુદ્ધિ તમે જાણો છો? કે કોઇપણ ઠેકાણે તે છે કે નથી?" આ પ્રમાણે અભિપ્રાયવાળું તેનું વચન સાંભળીને તથા પુત્રના આકારવાળા તેને જોઇને વિતર્ક સહિત તે શ્રેષ્ઠીએ પુત્રનો વૃત્તાંત કહ્યો, કે–"મારા પુત્રે હજાર દીનારવડે એક ગાથા ગ્રહણ કરી. તેને માટે મેં તેને કઠોર વચન કહ્યું. ત્યારે અભિમાનના વશથી ઘરમાંથી નીકળીને તે કોઇપણ ઠેકાણે ગયો છે તેના જવાનો ઘણો કાળ થયો છે, તેની શુદ્ધિ હું જાણતો નથી. પરંતુ આકૃતિવડે અને વચનવડે હું એમ માનું છું, કે તે જ તું છે. અને તું તારા આત્માને ગુપ્ત કરતો હોય તો અહો! હું શંકા કરું કેમકે આ પૃથ્વીતળ ઉપર સરખા લોકો ઘણા દેખાય છે. તેથી તું પણ મારા પુત્રની જેવો હોઇશ.(દેખાય છે.)" ધનદે કહ્યું–"હે પિતા! તે જ હું તમારો પુત્ર છું." ત્યારે તેના જમણા ચરણમાં ચિહ્ન જોઇને તે શ્રેષ્ઠીએ પણ તેને પુત્ર જાણ્યો. તે ધનદ પિતાના પગને નમ્યો. તેણે પણ તેને ગાઢ આલિંગન કર્યું. તથા હર્ષના અશ્રુના પૂરવડે પૂર્ણ નેત્રવાળો તે ગદગદ સ્વરે બોલ્યો, કે–"હે પુત્ર! અહીં આવ્યા છતાં પણ તેં તારા આત્માને કેમ ગુપ્ત રાખ્યો? ચિરકાળે મળેલા માતાપિતાને વિષે શું તારી ઉત્કંઠા ન હોય? હે વત્સ! આટલો કાળ તું કયાં રહ્યો? દેશાંતરમાં ગયેલા તેં દુઃખ કે સુખ શું ભોગવ્યું?" ત્યારે અશ્રુવડે પૂર્ણ નેત્રવાળા ધનદે પણ સંક્ષેપથી પોતાની કથા માતાપિતાને નિવેદન કરી, તથા તે બન્નેને ખમાવ્યા. અને આ પ્રમાણે તે બોલ્યો કે–"હે પિતા! મને રાજા પાસેથી મૂકાવો, કે જેથી હું અને તમારી વધૂ પોતાના ઘેર આવીએ." ત્યારે તેણે રાજકુળમાં જઇને તે કામ કર્યું, તથા પુત્રની સાથે રાજાને પણ તેણે આમંત્રણ કર્યું. પછી પ્રિયા સહિત ગજેંદ્ર ઉપર ચડેલો અને રાજાવડે અનુસરાતો તે ધનદ પોતાને ઘેર આવ્યો. પુત્ર દેશાંતરમાંથી આવ્યો અને રાજા પોતાને ઘેર આવ્યો તેથી હર્ષ પામેલા તે શ્રેષ્ઠીએ ઉત્તમ મહોત્સવ પ્રવર્તાવ્યો(કર્યો).

આ અવસરે રાજાના ઉત્સંગમાં રહેલો રાજાનો પુત્ર પોતાની ક્રીડાવડે મનને સંતોષ ઉત્પન્ન કરતો જેટલામાં રહ્યો છે, તેટલામાં કોઇ માળીએ પોતાના કરંડિયામાંથી પુષ્પો લઇને રાજાને આપ્યાં. અને તે પુષ્પો રાજપુત્રે ગ્રહણ કર્યાં. તે પુષ્પની અંદર રહેલો નાનો(ઝીણો) રાજસર્પ નાસિકાના અગ્ર ભાગે સુંઘતા એવા તે રાજપુત્રને ડસ્યો. તેથી તેણે પોકાર કર્યો. રાજા પણ પુષ્પની મધ્યે રહેલા તે સર્પને જોઇ અત્યંત દુઃખી થયો, તેથી તેણે ગારુડિકને કહ્યું કે–"હે ભદ્ર! આ પુત્રને તું વેદના રહિત કર." ત્યારે

તે બોલ્યો કે-" સર્વ સર્પોના શિરોમણિ( મુગટ )રૂપ આ રાજસર્પ છે, તેથી અમારે અહીં મંત્ર ક્રિયા કરવા લાયક છે." ત્યારે ચક્રેશ્વરીએ આપેલા મણિના જળવડે ધનદે તેને તત્કાળ વિષ રહિત કર્યો અને રાજા હર્ષ પામ્યો. પછી ધનદનું સન્માન કરીને પોતાને ઘેર આવીને રાજાએ જન્મની જેમ પુત્રનું વર્ધાપન કરાવ્યું પછી તે રાજાનો પુત્ર અનુક્રમે યૌવનવયને પામ્યો, ત્યારે કોઈક દિવસ હાથી ઉપર ચડીને રાજવાટિકા માટે નીકળ્યો. નગરની શોભાને જોતાં **શૂરરાજા**ની પુત્રી **શ્રીષેણા** નામની મનોહર કન્યાને જોઇ. ઉત્કટ રૂપવાળી તેણીને જોઇને કુમાર કામદેવથી પીડિત થયો, અને તે કન્યા તેને જોઇને કાંઇ પણ પ્રીતિવાળી ન થઇ ઘેર પ્રાપ્ત થયેલો કુમાર તેણીના વિરહથી અરતિને પામ્યો. અને તેના મિત્રોએ તે અભિપ્રાય રાજાને નિવેદન કર્યો. ત્યારે રાજાએ આદેશ કરેલા એક મંત્રીએ શૂર રાજા પાસે જઇને કુમારને માટે તે શ્રીષેણા નામની શ્રેષ્ઠ કન્યાની માગણી કરી. ત્યારે મોટા અનુગ્રહને માનતા તે રાજાએ જેટલામાં મંત્રીનું અતિ ગૌરવ કર્યું, તેટલામાં તે બાલિકા બોલી, કે-" હે પિતા ! જો તમે મને તેને આપશો, તો હું અવશ્ય આત્મહત્યા કરીશ " તે સાભળીને તે રાજા ખેદ પામ્યો, અને તેણે મંત્રીને કહ્યું કે-" પ્રથમ તો તમે રાજા પાસે જાઓ. આ કન્યાને સમજાવીને પછી હું તમને કહેવરાવીશ " પછી મંત્રીએ જઇને તે વાત રાજાને કહી. શૂર રાજાએ પણ કન્યાને કહ્યું, પરંતુ તે શ્રીષેણા તો પતિને ઇચ્છતી જ નથી. પછી તેણે તે વાત રાજાને કહી. રાજાએ પણ તે વાત પુત્રને કહી. તે પુત્ર અત્યંત કામાતુર થયો. આ અવસરે તે ધનદ રાજાની પાસે આવ્યો, અને આ પ્રમાણે પૂછયું કે-" હે મહારાજા ! તમે ચિંતાતુર કેમ છો ? " રાજાએ પણ પુત્રની અવસ્થાનું સ્વરૂપ કહ્યું. તે સાંભળીને શ્રેષ્ઠીપુત્રે કહ્યું કે-" હે રાજા ! વિષાદે કરીને સર્યું. ચક્રેશ્વરી દેવીએ આપેલા મણિના મહાત્મ્યથી આ કાર્યને હું ક્ષણવારમાં સાધીશ. " એમ કહીને તે મણિને લાવ્યો. અને કુમારને તે આપ્યાં. તે કુમારે પણ ધનદે કહેલ વિધિવડે તેની આરાધના કરી, તેથી તે મણિ તેના ઉપર તુષ્ટમાન થયો. ત્યારે તે શૂર રાજાની પુત્રીએ તે રાજપુત્ર ઉપર પ્રીતિને ધારણ કરી; અને તે વાત સમીપે રહેલી સ્નેહી સખીને જણાવી. તેણીએ તેના પિતાને તે વાત કહી. તેણે પણ જઇને રાજાને કહી, રાજાએ પણ પુત્રને કહી, ત્યારે તે સ્વસ્થ થયો. પછી જ્યોતિઃશાસ્ત્રને જાણનારને બોલાવીને રાજાએ વિવાહનો ઉત્તમ દિવસ પૂછયો. ત્યારે તેણે તેને બીજે દિવસે જ શુભમુહૂર્ત કહ્યું દોષરહિત અને શુભ ગ્રહોએ દેખેલા તે લગ્ન-(મુહૂર્ત)ને વિષે તે બન્નેનો સારા શકુનોવડે ઉત્સાહભરેલો વિવાહ થયો. તે કુમાર તેની સાથે વિલાસસુખ ભોગવવા લાગ્યો. પછી કોઇક દિવસ રાજાને મસ્તકને વિષે ઉગ્ર શૂલના વ્યથા થઇ. વૈદ્યોને દુઃસાધ્ય તેની તે પીડાને રોગાપહારી નામના સારા મણિના પ્રભાવથી ધનદે પણ શમાવી દીધી ત્યારે રાજાએ વિચાર્યું કે-" અહો ! ગુણરૂપી રત્નોના મોટા સમુદ્રરૂપ આના જેવો બીજો કોઈ પણ પુરુષ આ પૃથ્વીતળ ઉપર નથી. મારા કોઈ

પણ ભાગ્યના ઉદયથી આ મારો મિત્ર થયો છે." એમ વિચારીને તે સર્વદા તેને પોતાના પુત્રથી પણ અધિક માનવા લાગ્યો ત્યાર પછી કોઇક દિવસ ચાર જ્ઞાનને ધારણ કરનારા અને બે પગવડે પૃથ્વીને પવિત્ર કરનાર **શીલંધર** નામના સૂરિ તે નગરમાં આવ્યા. તેને વંદના કરવા માટે સર્વ નગરના લોકો ભક્તિથી ગયા. તેઓને જોઇને તે વૃત્તાંત જાણીને રથમાં બેઠેલો ધનદ પણ ગયો. સર્વે માણસો તેને નમસ્કાર કરીને યોગ્ય સ્થાને બેઠા ત્યારે તે શીલંધર સૂરિએ ધર્મદેશના આપી કે–"આ સંસારમાં જીવોને ધર્મ વિના સુખ નથી, તેથી હે ભવ્યો! પ્રમાદનો ત્યાગ કરીને તમે ધર્મને વિષે આદર કરો. ધર્મને કરનાર જે જીવ વચ્ચેવચ્ચે મનવડે પણ તેને જો કલંકિત કરે, તો તે જીવ **મહણાક**ની જેમ દુઃખ-મિશ્રિત સુખને પામે." ત્યારે ધનદે પૂછયું કે "હે ભગવાન! આ મહણાક નામનો કોણ છે? તેણે ધર્મ કરતા છતાં પણ કેવી રીતે તેને કલંકિત કર્યો?"

ત્યારે સૂરિ બોલ્યા કે "આ ભરતક્ષેત્રમાં **રત્નપુર** નામના નગરમાં મોટા ધનવાળો **શુભદત્ત** નામનો શ્રેષ્ઠી રહેતો હતો. તેને **વસુંધરા** નામની ભાર્યા હતી, અને **મહણાક** નામનો તેમને પુત્ર હતો તેને પણ **સોમશ્રી** નામની ભાર્યા હતી. કોઇક દિવસે તે મહણાક રથ ઉપર ચડીને ઉજાણીમાં ગયો. ત્યાં ઉદ્યાનને વિષે મોટો વિસ્તારવાળો મંડપ રચ્યો. ત્યાં મિત્રોની સાથે ઇચ્છા પ્રમાણે ખાદ્ય, ભોજ્ય, લેહ્ય અને પેય એ ભેદ-વડે ચાર પ્રકારના શ્રેષ્ઠ આહારનું તેણે ભોજન કર્યું. પછી સુગંધી વસ્તુવાળું શ્રેષ્ઠ તાંબૂલ લઇને તથા દૃષ્ટિને આનંદ કરનાર તારકને ક્ષણવાર જોઇને ઘણાં વૃક્ષોવડે વ્યાપ્ત અને ફળપુષ્પની ઋદ્ધિવડે વ્યાપ્ત ઉદ્યાનને જોતા તેણે એક મહામુનિને જોયા મિત્રોથી પ્રેરા-યેલા તેણે તે તપોધનને વાંદ્યા તેણે પણ ધ્યાનને તજીને તેને ધર્મલાભનો આશીર્વાદ આપ્યો તેની ધર્મદેશના સાંભળીને પ્રતિબોધ પામીને શુદ્ધ બુદ્ધિવાળા તેણે તેની પાસે સમ્યક્ત્વ મૂળવાળો ગૃહી ધર્મ અંગીકાર કર્યો. ફરીથી સાધુને નમસ્કાર કરીને તે પોતાને ઘેર ગયો. પછી પોતાના દ્રવ્યવડે તેણે મોટું જિનાલય કરાવ્યું. પછી તેણે વિચાર્યું કે "ધર્મના રસથી અધિક પરાધીનપણાએ કરીને મે ઘણાં દ્રવ્યનો વ્યય કેમ કર્યો?" આ પ્રમાણે તેણે કેટલાક દિવસ ઉત્સાહરહિત થઇને ત્યાર પછી લોકોના આગ્રહથી જિન-પ્રતિમાને પણ કરાવી અને શ્વેત ભિક્ષુઓ પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. જીવહિંસાનું નિવારણ કર્યું અને ઉચિતતા પ્રમાણે દાન આપ્યું. ફરીથી તેણે વિચાર્યું કે "અહો! ધર્મને વિષે મેં ઘણાં દ્રવ્યનો વ્યય કર્યો. ઉપાર્જન કરેલાં ધનનો ચોથો ભાગ જ અહીં યોગ્ય છે. આનું ફળ થશે કે નહીં? એમ મને સંદેહ થાય છે. અને શાસ્ત્રને વિષે તો થોડા વ્યયનું પણ મોટું ફળ સંભળાય છે." આ પ્રમાણે સંશય કરતા છતાં પણ તે પૂજાદિક સત(ધર્મ) ક્રિયા કરતો હતો. અને કોઇક દિવસ પોતાને ઘેર આવેલા બે તપોધનને (સાધુને) જોયા. ત્યારે તેણે પોતે જ ઊઠીને શુભ આહારવડે તેમને પ્રતિલાભ આપ્યો. પછી તે બન્ને ગયા ત્યારે તેણે "હું ધન્ય છું." એમ વિચાર કર્યો. હવે કોઇક દિવસ રાત્રિમાં

નિદ્રાનો ક્ષય થયો તે વખતે તેણે ફરીથી વિચાર કર્યો કે "અપ્રત્યક્ષ ફળવાળો ધર્મ કરવાથી અહીં શું છે?" પછી કોઇક દિવસ બે મુનિઓને મળવડે મલિન જોઇને તેણે આ પ્રમાણે વિચાર્યું કે "અહો! આ મલિન સાધુને ધિક્કાર છે! જો આ મહર્ષિઓએ નિર્મળ વેષને ધારણ કર્યો હોત તો જૈનધર્મને શું દૂષણ થાત? અથવા અરે! મેં દુષ્ટ વિચાર કર્યો, કેમકે સંયમવડે જ નિર્મળ ઉત્તમ મુનિઓ આવા પ્રકારના હોય છે." આ પ્રમાણે તેણે શુભ ભાવવડે શુભ કર્મ ઉપાર્જન કર્યું, અને આંતરેઆંતરે અશુભ ભાવવડે અશુભ કર્મ ઉપાર્જન કર્યું. પછી આયુષ્યનો ક્ષય થયો ત્યારે તે મરીને ભુવનપતિ દેવ થયો. ત્યાથી ચવીને તું ધનદ નામે ઉત્પન્ન થયો છે. તે ભવમાં તેં ધર્મ કરીને આંતરામાં જે દૂષિત કર્યો છે, તેથી અહીં તેં પ્રગટ રીતે દુઃખથી મિશ્ર સુખ પ્રાપ્ત કર્યાં છે." તે સાંભળીને ધનદ ક્ષણવાર મૂર્ચ્છા પામીને પૃથ્વી ઉપર પડ્યો, અને જાતિસ્મરણવડે પોતાના પૂર્વભવનો ભાવ(વૃત્તાંત) જોયો. અને બોલ્યો કે-"હે પ્રભુ! તમે જે કહ્યું, તે સત્ય છે. તેથી હવે બંધુઓની અનુમતિ લઈને હું અનગારપણાને(ચારિત્રને) ગ્રહણ કરીશ." એમ કહીને ઘેર જઈને માતાપિતાને આ પ્રમાણે કહ્યું કે-"હે માતા! હે પિતા! તમે મને દીક્ષા લેવા રજા આપો" ત્યારે તે બન્નેએ નિષેધ કર્યા છતાં પણ જેટલામાં તે વિરામ ન પામ્યો, તેટલામાં તે બન્ને બોલ્યા કે-"અમે પણ તારી સાથે દીક્ષા લેશું" પછી તે રાજા પાસે ગયો, અને પોતાનો અભિપ્રાય તેણે જણાવ્યો. ત્યારે તે પણ બોલ્યો કે-"હું પણ તારી સાથે જ વ્રત ગ્રહણ કરીશ." ત્યારે ધનદ બોલ્યો કે-"ગૃહસ્થાશ્રમમાં તમે મારા સ્વામી હતા, યતિપણાસા પણ તમે સ્વામી થશો તેથી આ સંયોગો મને પ્રિય છે." પછી રાજાએ પોતાના પુત્ર કનકપ્રભને રાજ્ય ઉપર સ્થાપન કર્યો, અને ધનદના પુત્ર **ધનાવહને** શ્રેષ્ઠીને સ્થાને સ્થાપન કર્યો. ત્યાર પછી રાજા, માતા, પિતા અને ભાર્યાની સાથે ગુરુની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. બે પ્રકારની શિક્ષા ગ્રહણ કરીને તથા વિવિધ પ્રકારના તપ કરીને અંતે મરીને તે સર્વે પૂણ્યાત્મા સ્વર્ગમાં ગયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહક્ષેત્રને વિષે મનુષ્યપણું પામીને તથા ચારિત્રને ગ્રહણ કરીને તે સર્વ મોક્ષપદને પામ્યા.

**॥ ઇતિ મત્સ્યોદર( ધનદ )ની કથા. ॥**



હે વિદ્યાધર રાજા! આ ધનદની કથા સાંભળીને તારે નિરંતર ધર્મ કરવો. એમ તે મુનિએ કહ્યું તે સાંભળીને તે અમિતતેજ રાજા ગુરુની આજ્ઞાને મસ્તક ઉપર ધારણ કરતો ઊઠીને ફરીથી પણ તે શ્રેષ્ઠ બે મુનિઓના ચરણને નમ્યો. પછી તપના માહાત્મ્યને પામેલા તે બન્ને ચારણ મુનિ આકાશમાં ઊડીને ઇચ્છિત સ્થાને ગયા. પછી શ્રી વિજય નરેશ્વર અને અમિતતેજ ખેચરેશ્વર તે બન્ને ધર્મમાં તત્પર થઇને કાળ નિર્ગમન કરવા લાગ્યા.

ભાગ્યશાળી તે બન્ને રાજા દરેક વર્ષે ત્રણ યાત્રાઓ કરતા હતા. તેમાં બે યાત્રા શાશ્વતી અને એક અશાશ્વતી છે. ચૈત્ર માસના શુકલપક્ષમાં એક શાશ્વતી યાત્રા હોય છે અને બીજી આશ્વિન માસમાં અષ્ટાહ્નિકા નામની પ્રસિદ્ધ છે. તેમાં દેવો અને વિદ્યાધરો નંદીશ્વર નામના દ્વીપમાં તથા મનુષ્યો પોતપોતાના સ્થાનના ચૈત્યોને વિષે એ યાત્રાઓ કરે છે. ત્રીજી યાત્રાને પણ તે બન્ને રાજા સીમગિરિ ઉપર બળદેવ ઋષિના કેવળજ્ઞાનની ઉત્પત્તિને સ્થાને શ્રી ઋષભદેવના મંદિરમાં કરતા હતા. પછી ઘણા હજાર વર્ષ સુધી રાજ્ય કરીને તે બન્ને રાજાએ કોઈક દિવસ મેરુપર્વત ઉપર જઈને સનાતન(શાશ્વતા) જિનેશ્વરના ચરણને વાંદ્યા. પછી ત્યાં નંદન નામના વનમાં બેઠેલા **વિપુલમતિ** અને **મહામતિ** નામના બે ચારણ મુનિને જોયા. તેમને નમીને તથા તેમનું વ્યાખ્યાન સાંભળીને તે બન્ને મુનિને પૂછ્યું કે–"હે ભગવાન! અમારું કેટલું આયુષ્ય છે તે કહો?" ત્યારે "છવીસ દિવસનું આયુષ્ય બાકી રહ્યું છે." એમ તેઓએ તે બન્નેને કહ્યું ત્યારે આકુળ થયેલા તે બન્ને ફરીથી આ પ્રમાણે બોલ્યા, કે–"વિષય અને આમિષ(માંસ)માં લુબ્ધ થયેલા અમે આટલા કાળ સુધી વ્રત કર્યું નથી, તો હવે હા! હા! અલ્પ આયુષ્યવાળા અમે શું કરશું?" ત્યારે મુનિઓએ તેમને કહ્યું કે–"તમારું શું નાશ પામ્યું છે? હજુ પણ તમે સ્વર્ગ અને મોક્ષને આપનાર વ્રતને ગ્રહણ કરો." ત્યારે તેઓએ પોતપોતાના નગરમાં જઈને પુત્રોને રાજ્ય ઉપર સ્થાપન કરીને અભિનંદન નામના ઉત્તમ મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. તે બન્ને અનશનવડે અને પાદપોપગમવડે રહ્યા. તે શ્રીવિજય મુનિએ પિતાનું બળ સ્મરણ કર્યું તેથી "આ તપવડે હું પણ અહો! પિતાની જેવો થાઉં" એ પ્રમાણે તેણે પ્રગટ નિદાન(નિયાણું) કર્યું આ પ્રમાણે નિદાનને કરનાર આ અને નિદાનને નહીં કરનાર બીજો તે બન્ને મરીને પ્રાણત નામના દેવલોકમાં નંદિકાવર્ત તથા સ્વસ્તિકાવર્ત નામના વિમાનમા **દિવ્યચૂલ** અને **મણિચૂલ** નામના મહર્દ્ધિક ઉત્તમ દેવપણે ઉત્પન્ન થયા

ત્યા પ્રથમ સમગ્ર દેવકાર્યના સમૂહને કરીને પછી સ્થિતિને જાણનારા તે બન્ને હર્ષથી દિવ્ય (દેવ સબંધી) વિષયસુખને સેવવા લાગ્યા. તથા જિનેશ્વરના ચૈત્યના વંદન વિધિને અને નંદીશ્વર દ્વીપને વિષે યાત્રાને કરતા શુભ મતિવાળા તે બન્ને પોતાના સમ્યકત્વરૂપી રત્નને અત્યંત ઉજ્વળ કરવા લાગ્યા.

**આ બીજા પ્રસ્તાવમાં શ્રી શાંતિનાથ પ્રભુના ચોથા અને પાંચમા ભવનું વર્ણન આપવામાં આવેલ છે.**





# તૃતીય પ્રસ્તાવ.

હવે આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રને વિષે રહેલા **રમણીય** નામના વિજયમાં **સુભગા** નામની મોટી નગરીમાં વૃત્ત, ગાંભીર્ય, મર્યાદા અને લક્ષ્મીરૂપ ગુણોવડે સમુદ્રને જીતનાર તથા મોટા પ્રતાપવડે યુક્ત **સ્તિમિતસાગર** નામે રાજા હતો. તેને અમૂલ્ય શોભાની પૃથ્વી સમાન **વસુંધરી** નામની ભાર્યા હતી, તથા સ્ત્રીના ગુણોવડે વ્યાપ્ત **અનુદ્ધરી** નામની બીજી ભાર્યા હતી પછી પ્રાણુત દેવલોકથી તે દિવ્યચૂલ દેવ ચવીને રાજાની વસુંધરી પત્નીના ઉદરમાં ઉતર્યો તે વખતે તેણીએ બળદેવના જન્મનો સૂચવન કરનારા હાથી, પદ્મ સરોવર, ચંદ્ર અને વૃષભ એ ચાર શુભ સ્વપ્નો જોયાં પછી પૂર્ણ સમયે તેણીએ સુવર્ણ જેવી કાંતિવાળા પુત્રને પ્રસવ્યો. તેના પિતાએ તેનું **અપરાજિત** એવું શુભ નામ પાડયું પછી એક વખત સરોવરમા હંસની જેમ અનુદ્ધરીની કુક્ષિમાં સ્વર્ગથી ચવેલો મણિચૂલ પુત્રપણે ઉત્પન્ન થયો તે વખતે તેણીએ પોતાના મુખમા પ્રવેશ કરતા સિંહ, સૂર્ય, કુંભ, સિંધુ, શ્રી, રત્નોનો સમૂહ અને અગ્નિ આ સાત સ્વપ્ન જોયાં. તેણીએ તે સ્વપ્નો પોતાના પતિને કહ્યા તેણે પણ તેના જાણનારને પૂછયું, ત્યારે તે બોલ્યો–"હે ! રાજા આ સ્વપ્નોથી તમારો પુત્ર વિષ્ણુ( વાસુદેવ ) થશે અને આગળનો આ પુત્ર બળભદ્ર થશે" એમ કહીને રાજાએ વિદાય કરેલો તે સ્વપ્નપાઠક પોતાને ઘેર ગયો. તે દેવીએ પણ પૂર્ણ સમયે શ્યામ કાંતિવાળા પુત્રને પ્રસવ્યો. પિતાએ તેનું **અનંતવીર્ય** એવું નામ પાડયું પછી યોગ્ય કાળે તે બન્નેએ કળાનો અભ્યાસ કર્યો, અનુક્રમે રૂપ અને લાવણ્યવડે શોભતા યુવાવસ્થાને પામેલા તે બે કુમારોને પિતાએ બે કન્યા પરણાવી. પછી કોઇક દિવસ તે નગરના ઉદ્યાનમાં વિશિષ્ટ જ્ઞાનવડે સહિત( જ્ઞાનવાળા ) **સ્વયંપ્રભ** નામના મુનિ આવીને સમવસર્યા( રહ્યા ) એટલામાં અશ્વક્રીડા કરીને થાકી ગયેલો તે રાજા વિશ્રાંતિને માટે નંદનવનની જેવા તે ઉદ્યાનમાં આવ્યો ત્યાં એક ક્ષણવાર તેણે વિસામો લીધો. ત્યાં અશોકવૃક્ષની નીચે ધ્યાનવડે નિશ્ચળ શરીરવાળા તે શ્રેષ્ઠ મુનિને જોયા. તેને ભક્તિથી ત્રણ પ્રદક્ષિણા કરીને તથા નમસ્કાર કરીને અને યોગ્ય સ્થાને બેસીને તેણે આ પ્રમાણે દેશના સાંભળી. "કષાયો કડવા વૃક્ષો છે, દુર્ધ્યાન તેનું પુષ્પ છે, તથા આ લોકમાં પાપકર્મ અને પરલોકમા દુર્ગતિ એ તેનું ફળ છે; તેથી અનર્થના કારણભૂત

આ કષાયો સંસારથી વિરક્ત ચિત્તવાળા અને મોક્ષના સુખને ઇચ્છનારા મનુષ્યે ત્યાગ કરવા યોગ્ય છે." ત્યારે રાજાએ કહ્યું-"હે મહાત્મા! આ સત્ય જ છે, પરંતુ તમે અને કહો, કે કષાયો કેટલા ભેદવાળા છે?" મુનિ બોલ્યા-"ક્રોધ, માન, માયા અને લોભ નામના આ ચાર કષાયો છે. તથા તેમના દરેકના પણ આ ભેદો છે. અહીં પહેલો અનંતાનુબંધી, બીજો અપ્રત્યાખ્યાની, ત્રીજો પ્રત્યાખ્યાની અને ચોથો સંજ્વલન નામનો છે. તેમાં હે રાજા! પહેલો અનંતાનુબંધી ક્રોધ પર્વતની રેખા જેવો નિશ્ચળ, ભયંકર અને દુઃખને આપનાર છે. અપ્રત્યાખ્યાનીય નામનો બીજો ક્રોધ પૃથ્વીની રેખા જેવો છે, ત્રીજો પ્રત્યાખ્યાની ક્રોધ ધૂળની રેખા જેવો માનેલો છે અને ચોથો સંજ્વલન ક્રોધ પાણીની રેખા જેવો કહેલો છે. એ જ પ્રમાણે માન પર્વત, અસ્થિ, કાષ્ઠ અને તિનિશ વૃક્ષના સ્તંભ જેવો કહેલો છે. માયા વંશી, મેષનું શીંગડું, ગોમૂત્ર અને અવલેહના જેવી કહેલી છે. તથા લોભ કૃમિરાગ, પંક, અંજન અને હળદરના રંગ જેવો કહેલો છે. પહેલા ત્રણ અનુક્રમે જન્મ, વર્ષ અને ચાર માસની સ્થિતિવાળા છે, અને ચોથો ભેદ એક પખવાડિયાની સ્થિતિવાળો છે. તે ચાર ભેદો નરક વગેરે ગતિના કારણભૂત છે હે રાજા! આ પ્રમાણે સોળે કષાયો કહ્યા, કે જે કષાયો ગાઢ સંરંભથી કર્યા હોય તો તે ગાઢ દુઃખને આપનારા થાય છે અને સંરભ વિના કર્યા હોય તો થોડા ભવ સુધી અત્યંત દુઃખ આપે છે. તથા હે રાજા! તારે થોડા પણ કષાય ન કરવા. હે રાજા! થોડા પણ દુષ્કૃત્યનું મોટું ફળ થાય છે, કે જે પ્રકારે **મિત્રાનંદ** વગેરે પ્રાણીઓનું તે ફળ ડાહ્યા પુરુષોએ દેખ્યું છે." ત્યારે "મિત્રાનંદ વગેરે કોણ છે?" એમ રાજાએ ફરીથી પૂછયું ત્યારે સ્વયંપ્રભ મુનિ બોલ્યા કે-"તેમની કથાને તું સાંભળ.

આ ક્ષેત્રમાં સ્વર્ગના જેવી ઋદ્ધિવાળું, વિવિધ પ્રકારનાં આશ્ચર્યવડે મનોહર અને પૃથ્વીને વિષે પ્રસિદ્ધ **અમરતિલક** નામનું નગર છે. તેમાં અતિશયવાળો, રૂપની શોભાવડે કામદેવને જીતનાર અને પરાક્રમી **મકરધ્વજ** નામે રાજા હતો. તેની **મદનસેના** નામની ભાર્યાને વિષે પદ્મ સરોવરના સ્વપ્નવડે સૂચન કરેલો **પદ્મકેસર** નામે પુત્ર થયો હતો. એક વખત રાજાના મસ્તકના કેશને સાફ કરતી તે પત્નીએ પળીને જોઇને "હે દેવ! દૂત આવ્યો." એમ કહ્યું તે સાંભળીને ચિત્તમાં ભ્રાંતિ પામેલા અને દિશાઓનુ ઇક્ષણ(જોવું) કરતાં તે પતિને તે શ્વેત વાળ દેખાડીને તેને ફરીથી કહ્યું, કે-"વૃદ્ધાવસ્થા આવે છે, કાર્ય કર" એમ જાણે બોલતો હોય તેમ પળીના મિષથી ધર્મરાજાએ આ દૂત મોકલ્યો છે." ત્યારે રાજાએ વિચાર્યું કે-"મારા પૂર્વના મહાત્માઓએ પળીને જોયા પહેલા જ ધર્મસેવા કરી છે રાજ્યમાં લુબ્ધ થયેલા અને સ્થિતિનો વિચ્છેદ કરનારા મને ધિક્કાર છે, કે વિષયમાં આસક્ત થયેલા જ જે મારે જરાનું આવવું થયું છે." આ પ્રમાણે ચિંતાવડે ખેદ પામેલા મુખવાળા પતિને જોઈને તેના ભાવને નહીં જાણતી તે રાણી મશ્કરીનાં વચન સહિત ફરીથી આ પ્રમાણે બોલી કે-"હે નાથ! જો

તમે વૃદ્ધપણાને લીધે સર્વથા લજ્જા પામો છો, તો હું આ પ્રમાણે પટહની ઉદ્‌ઘોષણા કરાવું કે–જે કોઇ આ રાજાને વૃદ્ધ કહેશે, તે માણસ અવશ્ય અકાળે પણ યમરાજાનો અતિથિ થશે." ત્યારે રાજા બોલ્યો કે–"હે દેવી! અવિવેકી જનની જેમ તું આ શું બોલે છે? કેમકે અમારી જેવાને તો જરા જ અલંકારરૂપ છે." તો "તમે શ્યામ મુખવાળા કેમ થયા છો?" એમ કહ્યું ત્યારે તેણે તેણીને પોતાના વૈરાગ્યનું કારણ કહ્યું. પછી પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને પ્રિયા સહિત તે રાજાએ તાપસ થઇને વનવાસનો આશ્રય કર્યો. ગુપ્તગર્ભવાળી તે રાણીએ તાપસવ્રત અંગીકાર કર્યું. પછી અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામ્યો ત્યારે તેણીનું ઉદર પણ વૃદ્ધિ પામ્યું. ત્યારે 'આ શું?' એમ જોઇને (પૂછાયેલી) તેણીએ પતિને તે વાત યથાર્થ કહી. અને વ્રતનાં દૂષણથી ભય પામેલા તે રાજાએ પણ તે વાત કુલપતિને કહી. પછી તાપસીઓવડે પાલન કરાતી તેણીએ સમયને વિષે શુભ લક્ષણોવડે શોભતા દેવકુમારની જેવા પુત્રને પ્રસવ્યો. પછી અનુચિત આહારને લીધે તેણીના શરીરમાં ભયંકર રોગ થયો, તેથી દુઃખવડે પીડા પામેલા તે તપોવનના તાપસો વિચાર કરવા લાગ્યા, કે "માતા વિના બાળકને ગૃહસ્થો પણ દુઃખે કરીને પાળી શકે છે, તેથી કરીને આ માતા મરી ગયા પછી આ બાળકને શી રીતે પાળવો?" તે વખતે દૈવયોગથી વેપારને માટે ફરતો **દેવધર** નામનો વણિક્ ઉજ્જયિની નગરીથી ત્યાં આવ્યો. તેણે તાપસનો ભક્ત હોવાથી તે તપસ્વીઓને નમીને તથા તેઓને ચિંતાતુર જોઇને ઉદ્વેગનું કારણ પૂછ્યુ ત્યારે તે કુલપતિએ કહ્યું કે–"જો તું અમારા દુઃખથી દુભાતો (દુઃખી થતો) હો, તો હે શ્રેષ્ઠી! અમે આપેલા આ બાળકને તું ગ્રહણ કર." ત્યારે તેણે તેને ગ્રહણ કરીને પહેલા પુત્રી પ્રસવેલી **દેવસેના** નામની પોતાની ભાર્યાને સોંપ્યો. તે મદનસેના દેવી સારા સ્થાને પ્રાપ્ત થયેલા તે પુત્રને જોઇને ચિત્તના સમાધાનવાળી થઈ, અને તે રોગની પીડાવડે રહી પછી પોતાને ઘેર ગયેલા તે શ્રેષ્ઠીએ ઉત્સવપૂર્વક તે પુત્રનું **અમરદત્ત** એવું નામ પાડ્યું અને પુત્રીનું **સુરસુંદરી** એવું નામ પાડ્યું. તે વખતે એવી જનશ્રુતિ થઇ કે દેવધરની પત્નીએ અપત્યનું યુગલ પ્રસવ્યું છે. પછી **મિત્રશ્રીની** કુક્ષિમા ઉત્પન્ન થયેલ **સાગર** શ્રેષ્ઠીનો **મિત્રાનંદ** નામનો પુત્ર તે અમરદત્તનો મિત્ર થયો. બે નેત્રની જેમ સમાન હર્ષ અને શોકવાળા, સમાન જાગરણ અને નિદ્રાવાળા તથા ધન્ય એવા તે બન્નેની મૈત્રી (મિત્રાઇ) નિરંતર વૃદ્ધિ પામી. પછી એક વખત મેઘરૂપી હાથીના સમૂહવડે શોભતો, [1]હરિના શબ્દવડે શોભિત, વીજળીરૂપી ખડ્ગ લતાને ધારણ કરનાર, ગર્જનારૂપી વાજિત્રના શબ્દવડે મનોહર, કેકી (મયૂર) અને ચક્રવાકીના આલાપ (શબ્દ) રૂપી ગ્રામ્ય સ્ત્રીઓના ગીતવડે મંગળકારક અને પૃથ્વીને પ્રિય એવો વર્ષાઋતુરાજ પ્રાપ્ત થયો. તે અવસરે સીપ્રા નદીની રેતીમાં વટ વૃક્ષની પાસે

૧ ઋતુના પક્ષમા હરિ એટલે મયૂર અથવા દેડકા, અને રાજાના પક્ષમા હરિ એટલે અશ્વ.

[1]ઉન્નતિકા નામની ક્રીડાવડે તે બન્ને મિત્રો હર્ષથી રમવા લાગ્યા. એક વખત અમરદત્તે પ્રેરેલી( ઉડાડેલી ) તે ઉન્નતિકા વટ ઉપર બાંધેલા એક ચોરના મુખમાં પડી. ત્યારે મિત્રાનંદ હસીને બોલ્યો કે-" અહો ! આ મોટું આશ્ચર્ય. જો કે આ અડોલિકા( ઉન્નતિકા ) અકસ્માત્ મડદાના મુખમાં શી રીતે પેઠી ? " ત્યારે કોપ પામેલા તેણે ( મડદાએ ) તેને કહ્યું કે-" હે મિત્રાનંદ ! અહીં જ લટકાવેલા તારા પણ મુખમાં અવશ્ય અડોલિકા પ્રવેશ કરશે " તે સાંભળીને મૃત્યુથી ભય પામેલો અને આનંદ રહિત હૃદયવાળો તે બોલ્યો કે-" હે મિત્ર ! જેથી કરીને મડદાના મુખમાં પડેલી આ અડોલિકા અશુચિ( અપવિત્ર ) સ્પર્શવાળી થઈ છે, તેથી આ ક્રીડાવડે સર્યું. " ત્યારે અમરદત્તે તેને કહ્યું કે-" મારી પાસે બીજી પણ અડોલિકા છે. " આ પ્રમાણે કહ્યા છતાં પણ તેને ક્રીડાથી વિમુખ જોઈને હૃદયના ભાવને જાણનાર આ અમરદત્ત તથા મિત્રાનંદ પોતાને ઘેર આવ્યા. બીજે દિવસે પણ તેને શ્યામ મુખકમળવાળો જોઈને અમરદત્તે પૂછયું કે-" હે મિત્ર ! તારા દુઃખનું શું કારણ છે ? " અતિ આગ્રહથી પૂછાયેલા તેણે પણ તે શબનું વચન કહ્યું, જેથી કરીને મિત્રજનને વિષે કાંઈપણ ગોપવવા લાયક હોતું નથી. તે સાંભળીને અમરદત્તે કહ્યું કે-" કોઈપણ વખત શબો કાંઈપણ બોલતા નથી તેથી કોઈ વ્યંતરની ક્રીડા હશે, પરંતુ આ સત્ય છે કે અસત્ય છે ? અથવા હાસીનું વચન છે, તે સારી રીતે જણાતું ( જાણી શકાતું ) નથી; તો પણ હે મિત્ર ! પુરુષે પુરુષાકાર( પુરુષાર્થ-પ્રયત્ન ) કરવો જોઈએ જ. " મિત્રાનંદ બોલ્યો કે-" દૈવને આધીન બાબતમાં પુરુષાર્થ શું કરે ? " ત્યારે અમરદત્તે તેને કહ્યું-" શું તે આ નથી સાંભળ્યું કે-નિમિત્ત શાસ્ત્રવડે જોયેલી જીવિતના અંતને કરનારી **જ્ઞાનગર્ભ** મંત્રીની આપત્તિ શાંત થઈ ( નાશ પામી ). " " ત્યારે તે જ્ઞાનગર્ભ મંત્રી કોણ ? " એમ મિત્રાનંદે કહેલા અમરદત્તે તેની પાસે તે કથા આ પ્રમાણે કહી.

" આ ભરતક્ષેત્રમા ધાન્ય અને ધનની ઋદ્ધિવડે વ્યાપ્ત ( સહિત ), પૃથ્વી ઉપર પ્રસિદ્ધ અને ગુણે કરીને અલકા નગરીના જેવી **ચંપા** નામની નગરી છે. તેમાં કીર્તિ અને યશના નિધાન સમાન તથા ગર્વિષ્ટ શત્રુરૂપી અનેક હાથીઓના કુંભસ્થલને કાપવામાં સિંહ જેવો **જિતશત્રુ** નામે રાજા હતો તેના રાજ્યમાં સર્વનો સ્વામી પૂર્વે કહેલો ( જ્ઞાનગર્ભ ) મંત્રી હતો, કે જે પોતાની બુદ્ધિવડે દેવોના ગુરુ( બૃહસ્પતિ )ની પણ અવગણના કરતો હતો. તેને **ગુણાવલી** નામની ભાર્યા હતી, તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલો રૂપની શોભાવડે કામદેવને જીતનાર **સુબુદ્ધિ** નામનો તેને પુત્ર હતો. કોઈક દિવસ રાજાઓના સમૂહવડે સેવાયેલો અને મંત્રીના સમૂહ સહિત તે રાજા જેટલામાં સભાને વિષે બેઠેલો હતો, તેટલામા પ્રતિહારે નિવેદન કરેલો અષ્ટાંગ નિમિત્તને જાણવામાં પંડિત

[1] મોઈડાંડીયાની ક્રીડા, ઉન્નતિકા એટલે મોઈ.

કોઇક રાજપુરુષ સભામાં આવ્યો. પછી તે આશીર્વાદ આપીને શ્રેષ્ઠ આસન ઉપર બેઠો. ત્યારે "તારું કેટલું જ્ઞાન છે?" એમ રાજાએ તેને પૂછ્યું ત્યારે તે આ પ્રમાણે બોલ્યો.–"હે રાજા! માણસોનો લાભ અને અલાભ, જીવિત અને મરણ, સુખ અને દુઃખ તથા ગમન અને આગમન એ સર્વ હું જાણું છું." રાજાએ કહ્યું–"મારા પરિવારને મધ્યે એક પખવાડીયાની અંદર જે કોઈનું અતિ અદ્દ્ભુત કાંઈક તું જોતો( જાણતો ) હોય તે તું કહે." ત્યારે નૈમિત્તિક બોલ્યો કે–"કુટુંબ સહિત જ્ઞાનગર્ભ મંત્રીનો મારવાના સ્વરૂપવાળો ઉપસર્ગ હું જોઉં( જાણું ) છું." તે સાંભળીને રાજા પીડા પામ્યો, તથા સમગ્ર રાજલોક પીડા પામ્યો, પરંતુ મંત્રી હૃદયમા દુભાયા (દુઃખ પામ્યા) છતાં પણ ધૈર્ય સહિત તે નૈમિત્તિકને સાથે લઇને પોતાને ઘેર ગયો. તેને એકાતમા એમ પૂછ્યું કે–"હે ભદ્ર! કયા કારણથી તું મારી આપત્તિ જુએ છે?" તેણે પણ તેના મોટા પુત્રથી થનારી તે આપત્તિ કહી. પછી જ્ઞાનગર્ભે તે જ્ઞાનીનો સત્કાર કરીને તેને વિદાય કર્યો. પછી તેણે તે પુત્રને એમ કહ્યુ કે–"હે વત્સ! જો તું મારો આદેશ કરે તો આ જીવિતનો અંત કરનારી આપત્તિ તરી જવાય." ત્યારે–"હે પિતા! શુભ અથવા અશુભ જે કાંઇ કાર્યનો તમે મને આદેશ કરો, તે મારે અવશ્ય કરવું." એમ તે વિનયવાળો બોલ્યો ત્યારે મહાબુદ્ધિમાન તે મંત્રીએ પુરુષના પ્રમાણવાળી પેટીને વિષે પાણી અને આહાર વિગેરે સહિત તેને નાંખ્યો તે પેટીને આઠ તાળા દઇને તે પેટી રાજાને સોંપી, અને "હે દેવ! આ મારું સર્વસ્વ તમે રક્ષણ કરો." એમ તેણે વિનંતિ કરી. રાજાએ કહ્યું–"હે મંત્રી! આ ધનને ધર્મના વિષે નિયોગ કર (જોડ–વ્યય કર) તારા વિના આ ધનવડે હું શું કરુ?" ફરીથી મંત્રીએ કહ્યુ કે–"નોકરોનો આ ધર્મ જ છે કે, વિપત્તિને વિષે પણ ધનાદિકવડે આર્યને( સ્વામીને ) છેતરવો નહી" ત્યારે રાજાએ તે અંગીકાર કર્યું. પછી મંત્રીએ જિનાલયને વિષે અષ્ટાહ્નિકાઉત્સવ કર્યો, અને સંઘની પૂજા કરી ઉચિતતા પ્રમાણે દીન અને અનાથ વગેરે પ્રાણીઓને દાન આપ્યું, શાંતિની ઉદ્ઘોષણા કરાવી, અને પ્રાણીઓને અભયદાન આપ્યુ. કવચ( બખ્તર )ને પહેરેલા તથા વિવિધ શસ્ત્રોને ધારણ કરનારા પુરુષોવડે અને અશ્વ તથા હાથીઓવડે ઘરની રક્ષા કરાવી. એ પ્રમાણે અનુક્રમે પદરમો દિવસ પ્રાપ્ત થયો ત્યારે રાજાના અંતઃપુરને વિષે અકસ્માત્ આવી સ્ફુટ વાણી નીકળી કે–"અહો! દુષ્ટ મતિવાળો સુબુદ્ધિ નામનો મંત્રીનો પુત્ર રાજપુત્રીના કેશપાશને છેદીને કોઇ પણ ઠેકાણે જતો રહ્યો." તે સાંભળીને કોપ પામેલા રાજાએ વિચાર્યું કે–"અતિસન્માન કરેલા, મૂર્ખ અને મરવાની ઇચ્છાવાળા મંત્રીપુત્રે આવુ કર્મ કર્યું. આના અપરાધમા કુટુંબ સહિત પણ આ મંત્રી મારે વધ કરવા લાયક છે" એમ વિચારીને સમગ્ર સભાજનોને તેણે જણાવ્યું ત્યાર પછી "સર્વજનોને મારવા, તેની કામ કરનારીને પણ છોડવી નહી" એ પ્રમાણે આદેશ આપીને રાજાએ મંત્રીને ઘેર સૈન્ય મોકલ્યું તે ઘર મંત્રીના સુભટોએ રૂંધ્યુ હતું, અને તે સારી બુદ્ધિવાળા તથા

છે. હું આ પ્રાસાદનો કરાવનાર છું, તેથી તે જાણું છું. તું પણ પ્રથમ પોતાનો તર્ક કરેલો ઉપાય મને કહે." તે બોલ્યો-"હે તાત ! જો તમે મારા આ મિત્રની સારસંભાળ કરો, તો હું સોપારકપુરમાં જઇને સૂત્રધારને પૂછું જો આ પૂતળી તેણે પ્રતિકૃતિવડે[1] કરી હોય, તો તે અહીં લાવવાથી આનું ઇચ્છિત સિદ્ધ થશે." શ્રેષ્ઠીએ તેની સારવાર અંગીકાર કરી ત્યારે અમરદત્ત બોલ્યો કે-"જો હું તારું કષ્ટ સાંભળીશ, તો મારા પ્રાણ જતા રહેશે." ત્યારે બીજાએ કહ્યું કે-"જો હું એ માસની અંદર ન આવું, તો તારે એમ જાણવું કે-'અહો ! મારો મિત્ર નથી.' પછી તેને કષ્ટવડે બોધ પમાડીને શ્રેષ્ઠીની અનુમતિવાળો અને અખંડિત પ્રયાણવાળો તે અનુક્રમે સોપારકપુરમાં ગયો. ત્યાં પોતાની અંગુલીય( વીંટી )ને વેચીને અને વસ્ત્રો વિગેરે લઇને તથા હાથમાં તાંબૂલ રાખીને તે સ્થપતિ( કારીગર )ને ઘેર ગયો. આ લક્ષ્મીવાળો છે એમ જાણીને તેણે હર્ષથી તેની પ્રતિપત્તિ ( સેવા ) કરી, અને શુભ આસન ઉપર બેઠેલા તેને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે-"હે ભદ્ર ! હું તારી પાસે મનોહર દેવકુળ કરાવીશ, પરંતુ કાંઇક પ્રતિકૃતિ મને દેખાડ." એમ તેણે કહ્યું. સૂત્રકૃત બોલ્યો કે-"મેં પાટલિપુત્ર નામના નગરમાં પ્રાસાદ કર્યો છે, તે તેં શું નથી જોયો ?" ત્યારે બીજાએ કહ્યું, કે-"હા જોયો છે. પરંતુ ત્યાં અમુક પાંચાલિકા છે તે પ્રતિચ્છંદવડે કરી છે ? કે પોતાની બુદ્ધિથી રચી છે ( કરી છે ) ?" તે બોલ્યો-"અવંતિપુરીમાં **મહાસેન** રાજાની પુત્રી **રત્નમંજરી**ના પ્રતિચ્છંદવડે તે કરી છે." પછી "સારો દિવસ પૂછીને હું આવીશ." એમ કહીને તે મિત્રાનંદે દુકાને જઇને મનોહર વસ્ત્રોને વેચીને પાથેય( ભાતાની ) રચના કરી. પછી અખંડ પ્રયાણવડે જતો તે ઉજ્જયિની નગરીએ ગયો. ત્યાં દરવાજાના મધ્યમાં રહેલા દેવીના દેવાલયમાં રહ્યો. આ અવસરે તેણે આ પ્રમાણે પડહની ઉદ્ઘોષણા સાંભળી કે-"'જે માણસ રાત્રિના ચાર પહોર સુધી આ મુડદાનું રક્ષણ કરે, તેને વણિકનો સ્વામી( મોટો શ્રેષ્ઠી ) એક હજાર દીનાર આપે." તે વખતે મિત્રાનંદે આ સાંભળીને દ્વારપાળને પૂછ્યું, કે-"હે દ્વારપાળ ! આટલા પણ કાર્યને વિષે અત્યંત ઘણું ધન કેમ અપાય છે ?" તે બોલ્યો-"હમણાં આ નગરી મરકીથી ઉપદ્રવ પામેલી છે. જેટલામાં શ્રેષ્ઠીને ઘેર મારીએ કરેલું આ શબ હતું, તેટલામાં સૂર્ય અસ્ત પામ્યો, અને આ દરવાજો બંધ થયો. આ પ્રમાણે મારીથી હણાયેલા આને કોઇપણ રક્ષણ કરવાને સમર્થ નથી, તેથી આના રક્ષણને વિષે ઘણું ધન પ્રાપ્ત કરાય છે. પછી 'આ પૃથ્વીતળ ઉપર ધન રહિતના કાર્યો સિદ્ધ થતા નથી.' એમ વિચારીને મિત્રાનંદે ધનના લાભ માટે શવની રક્ષા અંગીકાર કરી. તેને ઇચ્છિત ધનનો અર્ધભાગ આપીને તથા તે શવને સોંપીને 'બાકીનું ધન હું પ્રભાતે આપીશ' એમ કહીને તે ઇશ્વર પોતાને ઘેર ગયો. પછી ધીરતાને ધારણ કરતા તેણે શાકિની, ભૂત અને વેતાલના ઉપસર્ગો થયા છતાં તે રાત્રિને વિષે તે શવનું

૧. સારી આકૃતિવડે.

રક્ષણ કર્યું. પ્રભાતે તે મડદાને સ્વજનોએ ભસ્મસાત્ કર્યું ( બાળ્યું ). અને ધનને માગતા મિત્રાનંદને તેઓએ ધન આપ્યું નહીં. તે બોલ્યો કે-" જો અહીં મહાસેન રાજા હશે, તો હું ધનને મેળવીશ " એમ કહીને તે એક દુકાને ગયો. ત્યાં એક સો દીનારવડે મનોહર વસ્ત્ર ગ્રહણ કરીને તે ઉદ્ભટ( સુંદર ) વેષ ધારણ કરીને વેશ્યાને ઘેર ગયો. ત્યાં રૂપ અને યૌવનવડે યુક્ત **વસંતતિલકા** નામની વેશ્યાએ તેના અભ્યુત્થાનાદિક[1] સત્કાર કર્યો. તેણે કુટ્ટિનીને[2] ચારસો દીનાર આપ્યા ત્યારે હર્ષ પામેલી તેણીએ પોતાની પુત્રીને આ પ્રમાણે આદેશ આપ્યો, કે-" હે પુત્રી ! આ ઉદાર પુરુષને તારે ગૌરવથી જોવો કે જેણે પ્રથમ જ મને ઘણું ધન આપ્યું. " ત્યારે તેણીએ પોતે જ તેની સ્નાનાદિક સત્ક્રિયા કરી. પછી પ્રદોષ સમયે તેણીના વાસગૃહમાં તે ગયો. ત્યાં તે શય્યામાં રહ્યો હતો ત્યારે પૃથ્વી પર આવેલી જાણે દેવી હોય તેવી પહેરેલા ઘણા અલંકારવાળી તે ગણિકા ત્યાં આવી. ત્યારે તેણે વિચાર્યું કે-" આ જગતમાં વિષયમાં આસક્ત થયેલા પ્રાણીઓના કાર્યો સિદ્ધ થતાં જ નથી. " એમ વિચારીને તેને તેણીને કહ્યું કે-" હે ભદ્રા ! હું કાંઇક સ્મરણ કરું છું, માટે તું પટ્ટ લાવ. " એમ કહ્યું ત્યારે તેણીએ સૂવર્ણમય પટ્ટ આણ્યો. તેના પર બેસીને, ગાઢ પદ્માસન કરીને અને વસ્ત્રવડે શરીરને ઢાંકીને બુદ્ધિમાનને વિષે શ્રેષ્ઠ તે ધ્યાનમાં રહ્યો. પછી પહેલો પહોર ગયો ત્યારે તેણીએ રમવા માટે પ્રાર્થના કરેલો તે ધ્યાનવડે શાંતની જેમ વૃથા મૌનમાં તત્પર રહ્યો. એ પ્રમાણે ધ્યાનમાં તત્પર રહેલા તેની આખી રાત્રિ ગઈ. પ્રાતઃકાળે ઉઠીને તે દેહચિંતા કરવા ગયો. પછી તેણીએ પોતાણી અક્કા( માતા )ને તે સાચી હકીકત કહી ત્યારે તેણીએ ફરીથી કહ્યું કે-" હે પુત્રી ! તારે પુરુષને સર્વ પ્રકારે સેવવો, કેમકે તે કામિત થવાથી તેનું આ વિત્ત સ્થિર થશે. અન્યથા મુંડેલા મસ્તક ઉપર રહેલા પુષ્પની જેમ તે ધન અસ્થિર થશે. " બીજી રાત્રિ પણ તે જ પ્રમાણે ગઈ, તથા અપરા( ત્રીજી ) રાત્રિ પણ તેજ પ્રમાણે ગઇ, ત્યારે રોષ પામેલી કુટ્ટિનીએ તેને ઠપકા સહિત આ પ્રમાણે કહ્યું કે-" હે ભદ્ર ! રાજાને પણ અતિ દુર્લભ અને તારે વિષે અનુરાગવાળી પણ આ મારી પુત્રીને નહીં ઇચ્છતો તું વિડંબના કેમ કરે છે ? " ત્યારે તે બોલ્યો-" હે અક્કા ! સમય આવશે ત્યારે હું સર્વ સારું કરીશ, પરંતુ હું પૂછું છું કે-રાજાના ઘરને વિષે તારો પ્રવેશ છે કે નહી ? " તે બોલી " હે વત્સ ! આ મારી પુત્રી રાજાના ચામરને ધારણ કરનારી છે, તેથી તેને ઘેર હું રાત્રિદિવસ નિવારણ વિના જ જાઉં છું. " " જો એમ છે, તો હે અક્કા ! તેની રત્નમંજરી નામની પુત્રીને જાણે છે ? " એમ તેનાવડે પુછતાં તે બોલી કે-" તે કન્યા મારી પુત્રીની સખી છે. " મિત્રાનંદ બોલ્યો કે-" તો તેણીની પાસે તું કહેજે કે-હે ભદ્રા ! જેનો ભણાતો ( ગવાતો ) ગુણનો સમૂહ તે સાંભળ્યો છે, તથા અનુરાગવાળી થયેલી તેં હર્ષથી જેને લેખ મોકલ્યો છે, તે અમરદત્તનો મિત્ર અહીં આવ્યો છે. બસ, આ પ્રમાણે કહેજે. "

૧. ઊભા થવું તે. ૨. વેશ્યાની માતાને.

ધ્યાનમાં રહેલા મંત્રીએ તે વૃત્તાંત સાંભળ્યું. પછી પોતાના પત્તિઓને નિવારીને સૈન્યના મુખ્ય પુરુષોને તેણે આ પ્રમાણે કહ્યું કે-"મને એક વાર રાજાની પાસે લઈ જાઓ." ત્યારે તેઓએ તેમ કર્યું. રાજા તેનાથી પરાઙ્મુખ( અવળા મુખવાળો ) થયો. ત્યા પણ તેની સન્મુખ થઇને તેણે નમસ્કાર કરીને આ પ્રમાણે વિનતિ કરી કે-"હે રાજા ! મેં જે પેટી તમારી પાસે મૂકી છે, તે તો જુઓ. તેમાં રહેલી વસ્તુને ગ્રહણ કરીને પછી ઉચિતતા પ્રમાણે કરો." રાજા બોલ્યો કે-'અરે ! મને દ્રવ્યવડે લોભ પમાડીને મોટો અપરાધ કર્યા છતાં પણ તું તારા આત્માના મોક્ષને ઇચ્છે છે ?' મંત્રી બોલ્યો-'હે નાથ ! મારા પ્રાણ હંમેશા તમારે જ આધીન છે, પરંતુ પેટી જોવામાં મારી ઉપર પ્રસાદ કરો.' પછી તેના આગ્રહથી અને લોકોની પ્રાર્થનાથી રાજાએ તે પેટીનાં સર્વ તાળાં ઉઘાડ્યાં. તે પેટીમાં વેણી સહિત ડાબા હાથવાળા અને અહિધેનુ સહિત બીજા(જમણા) હાથવાળા તથા બાંધેલા પગવાળા તે સુબુદ્ધિને જોયો. તેને જોઇને વિસ્મય પામેલા રાજા મંત્રીને પૂછ્યું કે-'આ શું ?' તે બોલ્યો કે-'હું કાંઈ જાણતો નથી. હે રાજા ! તમે જાણો જ છો, કે જે તમે ભક્તિવાળા મારે વિષે અસત્યનું ચિંતવન કરીને મૂળથી છેદવાને તૈયાર થયા છો.' ત્યારે તું મને પરમાર્થ કહે. એમ રાજાએ કહેવાથી તે ફરીથી બોલ્યો કે-'હે સ્વામી ! કોઇ પણ ક્રોધ પામેલા ઉગ્ર વ્યંતરાદિકે મારા નિર્દોષ પુત્રને પણ દોષ ઉત્પન્ન કર્યો છે. એમ ન હોય તો આ પ્રમાણે ગુપ્ત કરેલા આની આ અવસ્થા કેમ થાય ? આ નિમિત્તથી અતિ દુસ્સહ આપત્તિ પ્રાપ્ત થઇ છે. આ જાણીને જેમ યુક્ત હોય તેમ વિચારો અને કરો.' ત્યારે રાજાએ કહ્યું કે-'હે મંત્રી ! સર્વ પ્રકારે હું તારા ઉપર તુષ્ટમાન થયો છુ, પરંતુ આ તેં શી રીતે જાણ્યું ? તે પ્રગટ રીતે કહે.' ત્યારે નૈમિત્તિકને પૂછયું વિગેરે કહીને તે બોલ્યો કે-'હે દેવ ! આ સંસારમાં વિષય ભોગવનારાને વિપદા સુલભ છે હે જગતના પતિ ! દેવે, મનુષ્યે, તિર્યંચે અને પોતે કરેલી આ ચાર પ્રકારની આપત્તિ ધર્મના જ પ્રભાવવડે નાશ પામે છે.' પછી રાજ્યને વિષે અને મંત્રીપદને વિષે પોતપોતાના પુત્રને સ્થાપન કરીને તે બન્ને દીક્ષા ગ્રહણ કરીને અતિ ઉગ્ર તપ કરવા લાગ્યા. તેથી હે મિત્ર ! જેમ તે મંત્રીએ બળવડે( બુદ્ધિવડે ) આપદાનું ઉલ્લંઘન કર્યું, તેમ જ આપણે પણ કરશું. તું ખેદ પામ નહીં." ત્યારે મિત્રાનંદ બોલ્યો કે-"હે મિત્ર ! આપણે શું કરવું ? તે તું કહે." તે બોલ્યો કે-"આ આપણું સ્થાન મૂકીને આપણે બન્ને બીજે સ્થાને જઈએ" ત્યારે તેના ચિત્તની પરીક્ષા કરવા માટે ફરીથી મિત્રાનંદ બોલ્યો કે-"હે મિત્ર ! દેશાંતરમાં ગયેલા તારા શરીરને ખેદ થશે. તે મડદાએ કહ્યું છે તે તો કેટલેક કાળે થશે અને તારું અતિ કોમળપણું હોવાથી હમણાં જ મરણ થશે." ત્યારે અમર ( અમરદત્ત ) બોલ્યો કે-"હે મિત્ર ! દૂર દેશાંતરને વિષે પણ જવું છે. અને ત્યાં તારી સાથે મારે સુખ કે દુઃખ ભોગવવું છે." ત્યાર પછી કરેલા સંકેતવાળા તે બન્ને ઘરમાંથી નીકળીને ક્રમના યોગે( અનુક્રમે ) પાટલીપુર નગરમા ગયા. તે નગરની બહાર અશોક,

શોક, પુન્નાગ, નાગ, મૂગ, પ્રિયંગુ, નારંગાદિક, કદલી અને આમ્ર વિગેરે મનોહર વૃક્ષવડે શોભતા, ઊંચા પ્રાકાર(ગઢ)વડે વીંટાયેલા તથા ધ્વજની શ્રેણિવડે શોભતા એક પ્રાસાદને તે બન્નેએ જોયો. ત્યારે તેમણે વાવના જળમાં મુખ, પગ અને હાથને પવિત્ર (શુદ્ધ) કરીને તથા અંદર પ્રવેશ કરીને પ્રાસાદના રૂપની શોભા દેખી. તેમાં વિશ્વકર્માએ જાણે કે આરસની વર્ણિકા (પ્રતિકૃતિ–વાનકી) બનાવી હોય એવી એક પાંચાલિકા (પુતળી) અમરદત્તે દેખી. પછી તેને જોઈને ઊંચું જોતો અને કામદેવથી આતુર થયેલો તે અમરદત્ત તૃષ્ણાને, ક્ષુધાને અને શ્રમને જાણતો ન હોતો. પછી મધ્યાહ્ન સમય થયો ત્યારે તેને મિત્રે કહ્યું કે–"હે આર્ય! ચાલ, આપણે નગરમાં જઈએ, કેમકે ઉત્સૂર (અસૂર) પ્રવર્તે છે." તે બોલ્યો–"હે ભદ્ર! ત્યાં સુધી તું એક ક્ષણવાર વિલંબ કર, કે જ્યાં સુધી આ પાંચાલિકાને હું સમગ્ર રીતે જોઉં." પછી કૌતુકથી જે દ્રષ્ટિ તેણીના ઊંચા કુચસ્થળને વિષે ચડી, તે તેની દૃષ્ટિ જાણે થાકી ગઈ હોય તેમ ત્યાં જ સ્થિર રહી. ક્ષણ વાર પછી તે જ પ્રમાણે મિત્રે (મિત્રાનંદે) તેને ફરીથી કહ્યું; ત્યારે તે બોલ્યો કે–"જો આ સ્થાનથી હું ચાલું, તો મારું મરણ થાય (થશે)" ત્યારે મિત્રાનંદ આ પ્રમાણે બોલ્યો કે–"નિરંતર કૃત્ય અને અકૃત્યને જાણનારા તારે આ પથ્થરની પુતળી ઉપર રાગની અધિકતા કઈ છે? જો સ્ત્રીની સાથે રમવાની તારી ઈચ્છા હોય તો નગરની અંદર જઈને તથા ભોજન કરીને ક્ષણ વારમાં તે ઇચ્છાને પણ પૂર્ણ કરજે." આ પ્રમાણે તેણે કહ્યા છતાં પણ તે તેણીના સમીપપણાને મૂકતો ન હતો ત્યારે મોટા ક્રોધના ભારથી વ્યાપ્ત થયેલો તે મિત્રાનંદ અત્યંત રોવા લાગ્યો. અમરદત્ત પણ રોવા લાગ્યો પરંતુ તે સ્થાનને તે મૂકતો નહોતો. તેટલામાં ત્યાં તે પ્રાસાદને કરાવનાર શ્રેષ્ઠી આવ્યો તે **રત્નસાર** નામના શ્રેષ્ઠીએ તે બન્નેને એમ કહ્યું કે–"હે ભદ્રો! તમે સ્ત્રીની જેમ કેમ વૃથા રૂદન કરો છો?" ત્યારે પિતાની જેવા તેની પાસે મિત્રાનંદે પ્રથમથી કથા કહીને તે મિત્રની ચેષ્ટા નિવેદન કરી. પછી તે શ્રેષ્ઠીએ બોધ કર્યા છતાં પણ તે પાંચાલિકામાં રહેલા રાગને જેટલામાં ત્યાગ કરતો નથી, તેટલામાં તેણે ખેદ સહિત વિચાર કર્યો, કે–"પથ્થરથી બનાવેલું પણ જેનું રૂપ પુરુષોના મનને હરણ કરે છે, તે સ્ત્રીઓ વિશ્વને મોહ પમાડવા માટે વિધાતાએ કરી છે, એમ હું માનું છું. મૌની, યતિ, જ્ઞાની, સારો તપસ્વી અને જિતેંદ્રિય ત્યાં સુધી હોય છે, કે જ્યાં સુધી પુરુષ સ્ત્રીઓની દૃષ્ટિના વિષયમાં ન આવે." આ પ્રમાણે ચિંતામાં તત્પર તે શ્રેષ્ઠીને મિત્રાનંદે ફરીથી કહ્યું કે–"હે તાત! આ સંકટવાળા કાર્યમાં શો ઉપાય હશે?" તે શ્રેષ્ઠ વણિક્ કાંઈ પણ ઉપાયને નથી જોતો ત્યારે બુદ્ધિમાન મિત્રાનંદે ફરીથી તેને કહ્યું, કે–"હે તાત! જેણે આ પુતળી બનાવી છે, તે કારીગરને જો હું જાણું તો આની ઇચ્છા પૂરવાનો ઉપાય હું કરું." ત્યારે રત્નસાર બોલ્યો કે–"હે ભદ્ર! અહીં **સૂરદેવ** નામનો સૂત્રકૃત (કારીગર) છે. પણ તે તો કુંકણ દેશની અંદર **સોપારક** નામના નગરમાં

પછી તે કાર્ય અંગીકાર કરીને તે અક્કા તે રાજકન્યા પાસે ગઇ. તેણીએ હર્ષિત મુખવાળી તેણીને જોઈ અને પૂછ્યું, ત્યારે તે આ પ્રમાણે બોલી કે–"હું તમારા પ્રિયની વાત તમને નિવેદન કરવા આજે આવી છું, તેથી કરીને હે રાજપુત્રી ! હું વિકસ્વર મુખવાળી છું." "આ મારો પ્રિય કોણ છે ?" એમ તેણીએ કહ્યું ત્યારે તેણીએ મિત્રાનંદના મુખથી સાંભળેલો તેનો સર્વ વૃત્તાત તેણીને નિવેદન કર્યો. તે સાંભળીને રાજપુત્રીએ એમ વિચાર્યું કે–"આ સર્વ ધૂર્તનો વિલાસ છે, કેમકે અત્યાર સુધી મારે કોઇ વલ્લભ નથી. પરંતુ જે વાણિયાએ આવી કૂટરચના કરી છે, તેને હું દષ્ટિવડે જોઉં." એમ વિચારીને તેણીએ અક્કાને કહ્યું કે–"મારા પ્રિયનો સંદેશ કહેનારા તે પુરુષને લેખ સહિત તારે આજે આ ગવાક્ષ( ગોખ–બારી )ના માર્ગે લાવવો." પછી હર્ષથી ભરપૂર થયેલી તે કુટ્ટિનીએ પોતાને ઘેર આવીને બુદ્ધિમાન મિત્રાનંદને તેનું વચન કહ્યું. પછી રાત્રિએ તેને તે કુટ્ટિની રાજગૃહના દ્વાર પાસે લઇ, અને સાત પ્રાકાર( ગઢ )વડે દુર્લંઘ્ય આ છે એમ કહ્યું. પછી કન્યાના વાસગૃહને જોઇને મિત્રાનંદે તેણીને વિદાય કરી, અને [1]વિદ્યુદુત્ક્ષિપ્ત કરવાવડે રાજગૃહમાં પેઠો. પ્રાકારનું ઉલ્લંઘન કરતા તેને જોઇને "આ મહાવીર છે." એમ મનમાં નિવૃત્તિ પામેલી તે કુટ્ટિની પોતાને ઘેર ગઇ. હવે મિત્રાનંદ પણ રાજપુત્રીના ઘર ઉપર ચઢ્યો. તે પણ તેની વીરચર્યા જોઇને કપટથી સૂઇ ગઈ. તેણે તેણીના હાથમાંથી રાજાના નામના ચિન્હવાળું કડું ગ્રહણ કર્યું, અને તે વીરે છરીવડે તેણીના જમણા સાથળમાં લક્ષણ( ચિન્હ ) કર્યું. ત્યાર પછી તે જ વિધિવડે રાજમંદિરમાંથી નીકળીને કાંઇક દેવકુળમાં જઈને સૂતો. અને રાજકન્યાએ આ પ્રમાણે વિચાર્યું કે–"આ ચરિત્રવડે આ પુરુષ સામાન્ય નથી જ. તેથી મેં ઠીક( સારું ) ન કર્યું, કે જેથી તેની સાથે મેં ભાષણ ન કર્યું ( હું તેની સાથે બોલી નહી ). આ ચિંતા( વિચાર )વડે રાત્રિને નિર્ગમન કરીને રાત્રિને છેડે તે બાળા નિદ્રાને પામી. અને તે શ્રેષ્ઠ વીર તે વખતે ઊઠીને તથા રાજગૃહના દ્વારના પ્રદેશમાં જઇને તે બુદ્ધિમાન "અહો ! અન્યાય." એમ ઊંચે સ્વરે પોકાર કરવા લાગ્યો. ત્યારે રાજાએ આદેશ કરેલા પ્રતીહારે બોલાવેલા તે મિત્રાનંદે રાજા પાસે જઇને રાજાને નમીને આ પ્રમાણે વિનંતિ કરી કે "હે દેવ ! તમે ઉગ્ર શાસનવાળા રાજા છતાં પણ ઇશ્વર વાણીયાએ પરદેશમાં રહેનારા મારો પરાભવ કર્યો." ત્યારે રાજાએ "કેવી રીતે ?" એમ કહેતાં તેણે તેને દ્રવ્ય લાભના અંતવાળી તે શવના રક્ષણની કથા કહી. ત્યારે રાજાએ રક્ષક( કોટવાલ )ને આજ્ઞા આપી કે–"અરે ! તું દુરાચારી વણિકને બાંધીને જલદી અહીં લાવ." ત્યારે જાણેલા વૃત્તાંતવાળા તે વણિકે પોતાની જાતે રાજા પાસે આવીને તેને દીનારો આપ્યા, અને રાજાને આ પ્રમાણે કહ્યું, "હે દેવ ! તે વખતે શોકવડે વ્યાકુલ ચિત્તવાળા મેં શવના કાર્યમાં પરાધીન હોવાથી આને ધન આપ્યું નથી, જેથી કરીને લોકના આચારવડે ત્રણ દિવસ ગયા, તેથી કરીને દ્રવ્ય આપ-

૧ વીજળીની જેમ કુદવાવડે

વામાં વિલંબ થયો, તેમાં હે પ્રભુ! મારો શો દોષ છે?" ત્યારે "નિર્દોષ છો" એમ કહીને રાજાએ તે વણિકને વિદાય કર્યો, અને મિત્રાનંદને શવના રક્ષણની કથા પૂછી. તે બોલ્યો-"દેવ! જો તમને આ કૌતુક હોય, તો એક મનવાળા થઇને તમે સાંભળો. હું કહું છું. ખરેખર હું ધનના લોભવડે શવનું રક્ષણ અંગીકાર કરીને હાથમાં છરીને ગ્રહણ કરીને જેટલામાં પ્રમાદ રહિત રહ્યો હતો, અને રાત્રિનો પહેલો પ્રહર વ્યતીત થયો, ત્યારે બ્રહ્માંડને જાણે ફોડતો હોય તેવો શીયાળનો પ્રચંડ શબ્દ પ્રગટ થયો, અને ક્ષણવારમાં જ મારી પોતાની ચોતરફ સળગતા દાવાનળની જવાળાના સમૂહ જેવા પિંગળ (રાતા) રૂંવાડાવાળી શિયાળીઓને મેં જોઈ. આ શૂરવીર માણસના જીવિતને નાશ કરનારી તે વડે હું ક્ષોભ ન પામ્યો ત્યારે રાત્રિના બીજા પહોરે રાક્ષસો પ્રગટ થયા. અત્યંત ભયંકર, કૃષ્ણ વર્ણવાળા અને કિલકિલ શબ્દવડે ઉર્જિત તે રાક્ષસો મારા વીર્યરૂપી વાયુવડે મેઘની જેમ નાશી ગયા. પછી રાત્રિના ત્રીજા પહોરે "હે દાસ! તુ કયાં જઇશ?" એમ બોલતી કર્ત્રિકાવાળી શાકિનીઓ આવીને નાશી ગઇ. પછી હે રાજા! ચોથા પહોરે અપ્સરાની જેવી આકૃતિવાળી, દિવ્ય વસ્રોવડે ઢાંકેલા શરીરવાળી, વિવિધ પ્રકારના આભરણવડે ભૂષિત, છૂટા મૂકેલા કેશવાળી, જવાળાવડે ભયંકર મુખવાળી, હાથમાં કર્ત્રિકાવાળી અને ભય કરનારી કોઇ બાળા મારી પાસે આવી. "હે દુષ્ટ! હું તને આજે ક્ષય પમાડીશ." એમ બોલતી તેણીને જોઈને હે રાજા! "તે જ આ મારી (મરકી) છે" એમ મેં વિચાર્યું. તે વખતે અત્યંત પાસે આવેલી તેને મેં ક્ષણ વારમાં મારા ડાબા હાથવડે તેણીને પકડી, અને બીજા (જમણા) હાથવડે શસ્રિકા ઉપાડી. હે દેવ! મારા હાથને બળાત્કારે મરડીને તે ચાલી, અને એ જતી એવી તેને છરીવડે જમણા સાથળમા ચિન્હવાળી કરી. હે પ્રભુ! તેનું કડુ મારા હાથમાં રહ્યું. આ અવસરે કમલિનીનો બંધુ સૂય ઉદય પામ્યો." તે સાભળીને વિસ્મય પામેલા રાજાએ કહ્યું કે-"હે વીર શિરોમણિ! મારીના હાથથી જે કડુ ગ્રહણ કર્યું, તે મને દેખાડ." ત્યારે પહેરેલા વસ્રની ગાંઠના મધ્ય ભાગથી તે કડું તરત જ ખેંચીને (કાઢીને) મિત્રાનંદે રાજાના હાથમાં આપ્યું તેને પોતાના નામના ચિન્હવાળું જોઇને તેણે વિચાર્યું કે-"અહો! શું મારી કન્યા જ મારી થઇ છે? કે જેથી તેનું જ આભૂષણ (કડું) છે." પછી દેહચિંતાના મિષવડે ત્યાંથી ઉઠીને રાજાએ કન્યા પાસે જઇને તેને સુતેલી જોઇ. તેનો ડાબો હાથ અલંકાર રહિત જોઇને તથા વ્રણને સ્થાને બાંધેલો પાટો જોઈને જાણે વજ્રથી હણાયેલો હોય તેવો તે થયો. અને વિચાર કરવા લાગ્યો કે-"ચંદ્રમંડળ જેવા નિર્મળ મારા વંશને આ દુષ્ટ કન્યાએ સર્વથા કલંકિત કર્યો. જે કુળને વિષે સ્રીજન ક્રૂર, અસત્યભાષી, કુશીળવાળો અને ચપળ ચિત્તવાળો થાય છે, તે કુળ નિર્મળ નથી. જ્યાં સુધી સમગ્ર નગરીના લોકોને આ ન મારે, ત્યાં સુધીમાં કોઈપણ ઉપાયવડે આનો નિગ્રહ કરવો." આ પ્રમાણે વિચારીને અને પાછા વળીને રાજાએ મિત્રાનંદને પૂછ્યું

કે–"હે ભદ્ર! શું સાહસવડે જ તેં તે મડદાનું રક્ષણ કર્યું? કે તારી પાસે કાંઈ પણ મંત્રશક્તિ છે?" તે બોલ્યો "કુળના ક્રમથી આવેલો મંત્ર પણ મારી પાસે છે." પછી એકાંત કરીને રાજાએ કહ્યું કે–"હે ભદ્ર! મારી પુત્રી જ મારી છે. તેમાં કાંઈ સંદેહ નથી. તેથી તું તેનો નિગ્રહ કર" મિત્રાનંદ બોલ્યો કે–"હે દેવ! તમારા કુળમાં ઉત્પન્ન થયેલી કુમારી મારી થાય, આવું વચન ઘટતું (યોગ્ય) નથી." રાજા બોલ્યો–"હે ભદ્ર! આ જગતમાં અઘટિત શું છે? મેઘના સમૂહમાં ઉત્પન્ન થયેલી વીજળી શું પ્રાણને હરણ કરનારી થતી નથી?" ત્યારે બીજો (મિત્રાનંદ) બોલ્યો કે–"જો એમ હોય, તો મને તે કન્યા દેખાડો, કે જેથી તેને દૃષ્ટિવડે જોઇને સાધ્ય છે? કે અસાધ્ય છે? તે હું જાણું" ત્યારે "તું ત્યાં જઈને તેને જો" એમ રાજાએ કહેલો તે ત્યાં ગયો. સૂઈને ઉઠેલી તે કન્યાએ તેને આવતો જોયો. અને આ પ્રમાણે વિચાર્યું કે–"જેણે મારું કડું હરણ કર્યું, તે જ આ પુરુષ છે. પરંતુ હું માનું છું કે-રાજા એ આજ્ઞા આપેલો આશંકારહિત આવે છે." પછી તેણીએ આપેલા આસન ઉપર તે બેસીને આ પ્રમાણે બોલ્યો કે–"હે સુભ્રુ! મેં તને અતિ મોટું કલંક આપ્યું છે, હે સુંદરી! આજે તને રાજા મને સોંપશે. તેથી જો તારી સંમતિ હોય, તો હું તને મારે સ્થાને લઈ જાઉં. અને જો એમ ન હોય, તો આટલું થયા છતાં પણ હું તને કલંક રહિત કરું; પરંતુ હે ભદ્રા! તે વખતે તારે મને જલાંજલિ દેવી." તે સાંભળીને તેના ગુણવડે રાગી થયેલી તે કન્યાએ વિચાર્યું કે–"અહો! કોઈ પણ આ પુરુષ મારે વિષે અકૃત્રિમ (સ્વાભાવિક) પ્રેમવાળો છે, તેથી મારે દુઃખને પણ અંગીકાર કરીને આનો આશ્રય કરવો જોઇએ કેમકે રાજ્યલાભ તો સુલભ છે. પરંતુ સ્નેહવાળો જન સુલભ નથી" પછી તે બોલી કે–"હે સારા ભાગ્યવાન! આ મારા પ્રાણો તારે આધીન છે. તારી સાથે જ હું આવીશ. શું તું આ નથી જાણતો કે-અંધ માણસ, રાજાનું ચિત્ત, વ્યાખ્યાન, સ્ત્રી અને પાણી આ સર્વે જ્યાં શિક્ષિત (નિપુણ) માણસ લઈ જાય, ત્યાં જાય છે." આ પ્રમાણે પોતાના મનોરથને સિદ્ધ થયો જાણીને મિત્રાનંદે તેણીને કહ્યું કે–"હું તારા ઉપર સર્ષવ નાખું ત્યારે રાજાની પાસે તારે ફેત્કાર શબ્દ મૂકવા (કરવા)." પછી તે રાજાની પાસે આવીને બોલ્યો કે–"તે મારી મારા ગ્રહણને (વશને) પ્રાપ્ત થઇ છે, પરંતુ હે રાજા! એક શીઘ્ર વાહન મને આપો. તેમાં તેને બેસાડીને રાત્રિને વિષે તમારા દેશને છેડે હું તેને લઇ જાઉં. જો વચ્ચે સૂર્ય ઉદય પામશે, તો તે મારી તે જ પ્રમાણે રહેશે." ત્યારે ભય પામેલા અને લોકના હિતને ઇચ્છનારા રાજાએ તેને વાયુની જેવા વેગવાળી પોતાની [1]પ્રાણપ્રિયા વડવા (ઘોડી) આપી. પછી સંધ્યાકાળે તે કન્યાને કેશમાં પકડીને તેને સોંપી. તેણે પણ ફેત્કારને મૂકતી તેણીને વારંવાર હાંકી. પછી વડવા ઉપર ચડેલી તેને આગળ કરીને તે ચાલ્યો. રાજા પણ નગરના દરવાજા સુધી તે બન્નેની પાછળ જઈને પાછો પોતાને ઘેર ગયો. પછી તેણીએ મિત્રાનંદને

૧. પ્રાણની જેવી વહાલી.

કહ્યું કે-" હે સુંદર ! તું પણ આ વડવા ઉપર ચડ, કેમકે છતે વાહને પગવડે ચાલવાથી શું ? " ત્યારે " એક ક્ષણવાર હુ પગવડે ચાલીશ " એમ તે બોલ્યો. પછી સીમાડાને પામ્યો ત્યારે ફરીથી તેણીએ તે માટે ( બેસવા માટે ) અત્યંત પ્રાર્થના કરી. ત્યારે તે મિત્રાનંદ બોલ્યો કે-" હે સુભ્રુ ! મેં મારે માટે તને આણી નથી, પરંતુ મારા મિત્ર અમરદત્તને માટે આણી છે. " પછી મિત્રનો વૃત્તાંત તેણીને કહીને નિવેદન કર્યું કે-" તારી સાથે મારે એક સ્થાને શયન કે આસન કરવું યોગ્ય નથી. " તે સાંભળીને મનમાં વિસ્મય પામેલી તે રાજપુત્રીએ વિચાર્યું કે-" અહો ! આ મહાપુરુષનું ચરિત્ર [1]ભુવનોત્તર છે. જેને માટે પુરુષો પિતા, માતા, મિત્ર અને ભાઈને છેતરે છે, તે સ્ત્રી હું પ્રાપ્ત થયા છતાં પણ જે સત્પુરુષે મારી ઇચ્છા કરી નહીં સ્વાર્થને સિદ્ધ કરવામાં તત્પર થયેલ સર્વ માણસ પણ ક્લેશને સહન કરે છે. અને પરનો અર્થ સાધવામાં કોઇક વિરલો મનુષ્ય જ તે ક્લેશને અંગીકાર કરે છે." આ પ્રમાણે મનમાં વિચારતી તે સ્ત્રીરત્ન રત્નમંજરીને તે મિત્રાનંદ ધીમે ધીમે પાટલીપુત્ર નગરની પાસે લઈ ગયો

હવે અહીં તે અમરદત્તે બે માસની અવધિ પૂર્ણ થયા છતા પણ મિત્રાનંદ આવ્યો નહીં ત્યારે રત્નસાર શ્રેષ્ઠીને આ પ્રમાણે કહ્યું, કે-" હે તાત ! મારો મિત્ર આવ્યો નથી, તેથી કાષ્ઠની ચિતા કરાવો કે જેથી તેના દુઃખથી બળેલો હું અગ્નિમા પ્રવેશ કરું. " તે સાભળીને અધિક દુઃખથી પીડાયેલા તે શ્રેષ્ઠીએ પુરના લોકો સહિત આક્રંદ કરીને તેના અતિ આગ્રહવડે ચિતા રચાવી. પછી અગ્નિની પાસે રહેલા સર્વે નગરના જનોએ તેને કહ્યું કે-" હે ભદ્ર ! હજુ( આજે ) પણ રાહ જો, કેમકે આજે અવધિનો ( છેલ્લો ) દિવસ છે. " આ પ્રમાણે લોકોએ મરણનો નિષેધ કરવાથી તે અશ્રુ મુખવાળો થયો, ત્યારે પાછલા ભાગમાં તેણીની સાથે મિત્રાનંદ ત્યાં આવ્યો તેને આવતો જોઇને અમરદત્તે સંભ્રમ સહિત ઉઠીને અશ્રુના જળવડે મુખકમળને ધોઇને તેને આલિંગન કર્યું. મળેલા તે મિત્રોને તે વખતે જે સુખ થયું, તેને જાણનારા તેઓ જ છે. બીજો કોઇ તે કહેવાને પણ સમર્થ નથી. મિત્રાનંદે કહ્યું-" હે મિત્ર ! મેં કષ્ટની પરંપરા અંગીકાર કરીને તારા ચિત્તને ચોરનારી આને આણી છે. " બીજો ( અમરદત્ત ) બોલ્યો કે-" હે બંધુ ! મારે માટે તું હમેશાં સત્ય નામવાળો જ છે. અને આ કાર્ય સાધવાથી વિશેષે કરીને સત્ય નામવાળો થયો છે. " પછી ચિતાના કાષ્ઠ દૂર કરાવીને તે સ્થાને અગ્નિની સાક્ષીએ મિત્રાનંદે તે બન્નેને પાણિગ્રહણ કરાવ્યું. રત્નમંજરીનું રૂપ જોઇને નગરના લોકનો સમૂહ બોલ્યો કે-" આ અમરદત્ત આના પ્રતિછંદવડે મોહ પામ્યો, તે કાંઇ આશ્ચર્ય નથી. " કરેલા વિવાહવાળા ને ભાગ્યવાળા અમરદત્તને ત્યાં જે થયું, તે હવે કહેવાય છે. તે જ નગરમાં પુત્ર રહિત રાજા મરણ પામ્યો, તેથી રાજલોકે દિવ્યની અધિવાસના( તૈયારી ) કરી. તે દિવ્યો આખા નગરમાં ત્રિક, ચતુષ્ક વિગેરે સ્થાનોમાં ભમીને

[1] ભુવનમા શ્રેષ્ઠ.

જ્યાં તે કુમાર હતો ત્યાં આવ્યા. અને તરત જ અશ્વે હેષારવ કર્યો, હાથીએ ગુલગુલ શબ્દ કર્યો, તથા છત્ર તેના ઉપર પોતાની મેળે જ રહ્યું, બે ચામરો વીંઝાયા તથા કળશે તેને રાજાપણાનો અભિષેક કર્યો પુણ્યવડે શું ન થાય? પછી સુંઢવડે ઉપાડીને તેને પોતાના સ્કંધ ઉપર બેસાડ્યો ત્યારે થયેલા અનેક મંગળવાળો તે નગરમાં પેઠો. પછી નગરપ્રવેશને વિષે સ્ત્રીઓનો સમૂહ એકઠો થયો. અને રાજા તથા રાણીનું તે સ્વરૂપ જોઇને પરસ્પર આ પ્રમાણે બોલવા લાગ્યો. તેમાં કોઇક સ્ત્રી બોલી કે–"હે સખી! કામદેવના જેવી વિશ્વજનને શ્લાઘા કરવા લાયક અને ઉત્તમ આ રાજાની સંપદાને જો." બીજી બોલી કે–"હે મુગ્ધા! પ્રગટરૂપે તું બીજું કેમ વર્ણન કરે છે? કેમકે ત્રણ ભુવનને વિષે પણ આ દેવીના સમાન રૂપવાળી કોઇપણ સ્ત્રી નથી." બીજી બોલી કે–જેથી કરીને આ દેવીનું રૂપ ત્રણ ભુવનમાં શ્રેષ્ઠ છે, તેથી કરીને તેના પ્રતિચ્છંદવડે આ રાજા મોહ પામ્યો હતો." બીજી બોલી કે–"હે સખીઓ! આ દેવી પૃથ્વીતળ ઉપર પુણ્યશાળી છે, કે જેણીએ સર્વજનોમાં શ્રેષ્ઠ આવા પ્રકારનો પતિ પ્રાપ્ત કર્યો છે." બીજીએ કહ્યું કે–"આ રાજા પણ ધન્ય છે, કે જેણે પરદેશમાં ગયા છતાં પણ કૃષ્ણે લક્ષ્મીની જેમ આવી પ્રિયા પ્રાપ્ત કરી." બીજી આ પ્રમાણે બોલી કે–"જેણે મોટો ઉદ્યમ કરીને આ મૃગના સરખા લોચનવાળીને આણી છે, તે આનો ભાગ્યવાન મિત્ર શ્લાઘા કરવા લાયક છે." વળી બીજી બોલી કે–"આ શ્રેષ્ઠીને તું કેમ અત્યંત વખાણતી નથી? કે જેણે અજાણ્યા પણ આનું પુત્રની જેમ પાલન કર્યું." આ પ્રમાણે નગરની સ્ત્રીઓના આલાપને સાંભળવાથી પ્રસન્ન મનવાળો આ અમરદત્ત રાજગૃહના દ્વારે ગયો. ત્યાં હાથીથકી નીચે ઉતરીને સભામંડપમાં તે પેઠો, અને ત્યાં જ રાજાઓના સમૂહવડે સેવાયેલો તે બેઠો. તે રત્નમંજરી દેવી તથા મિત્રાનંદ મિત્ર રાજાની પાસે બેઠા. તથા બીજા સર્વે યોગ્ય સ્થાને બેઠા. ત્યાં સામંતોએ અને મંત્રીઓએ તેને રાજ્યાભિષેક કર્યો, અને રાજાએ તે રત્નમંજરીને પટરાણી કરી. તથા મહાબુદ્ધિમાન મિત્રાનંદને સર્વનો અધિકારી કર્યો, અને રત્નસાર શ્રેષ્ઠ વણિકને પિતાને સ્થાને સ્થાપન કર્યો. આ પ્રમાણે તેઓનું ઉચિત કાર્ય કરીને કૃતજ્ઞના શિરોમણિ( મુગટ ) સમાન અને અખંડ શાસનવાળો તે રાજા રાજ્યનું પાલન કરવા લાગ્યો. આ પ્રમાણે રાજ્યના કાર્યમાં આસક્ત થયેલો પણ મિત્રાનંદ શબે કહેલું તે મૃત્યુને સૂચન કરનારું વચન કદાપિ વિસરતો( ભૂલતો ) નથી. પછી એક વખત તેણે રાજાને તે કારણ જણાવ્યું અને ફરીથી પોતાને દેશાંતરમાં જવાની પ્રાર્થના કરી. ત્યારે રાજાએ તેને પણ જવાબ આપ્યો કે–"હે મિત્ર! તું ભય ન પામ. તે દુષ્ટ વ્યંતર પણ અહીં રહેલા આપણને શું કરશે?" મિત્રાનંદ બોલ્યો કે "હે રાજા! નજીકપણાને લીધે હજુ પણ મારું મન દુભાય છે, તેથી મને દૂર મોકલ." ફરીથી રાજાએ વિચારીને કહ્યું કે "હે મિત્ર! જો એમ હોય, તો વિશ્વાસુ લોકોની સાથે તું વસંતપુર નગરમાં જા." તેનો આદેશ તેણે અંગીકાર કર્યો

ત્યારે રાજાએ તેને વિદાય કર્યો, અને તેની સાથે આ પ્રમાણે શિક્ષા આપીને પુરુષોને મોકલ્યા. "ત્યાં ગયેલા તમારા મધ્યેથી કોઇ પુરુષોએ આવી કુશળ વાર્તા કહેવા માટે અહીં આવવું." પછી તે મિત્ર ગયો ત્યારે તેના વિયોગથી પીડા પામ્યા છતાં પણ તે રાજા દેવીની સાથે પુણ્યથી પ્રાપ્ત થયેલી રાજલક્ષ્મીને ભોગવવા લાગ્યો. તે માણસોમાંથી કોઇ પણ આવ્યો નહીં, ત્યારે રાજાએ તેની શુદ્ધિ જાણવાને માટે બીજા માણસોને મોકલ્યા. તે પુરુષોએ પાછા આવીને રાજાને આ પ્રમાણે કહ્યું કે "ત્યાં અમે તેને જોયો નથી, અને તેની વાર્તા પણ સાંભળી નથી." ત્યારે ચિત્તમાં ભ્રાંતિ પામેલા રાજાએ દેવીને કહ્યું કે "હે પ્રિયા! હવે મારે શું કરવું? કે જેથી અરે! મેં મિત્રની વાર્તા પણ સાંભળી નથી." ત્યારે તે બોલી કે "હે પ્રાણનાથ! અહીં જો કોઇ પણ જ્ઞાની આવે, તો તે આ સદેહને છેદે. બીજો કોઇ છેદી શકે નહીં." આ અવસરે રાજાને ઉદ્યાનપાળે આ પ્રમાણે વિનંતિ કરી કે "હે દેવ! તમારા નગરમાં **ધર્મઘોષ** નામના **સૂરિ** આવ્યા છે. અને **અશોકતિલક** નામના ઉદ્યાનમાં પ્રાસુક( અચિત્ત ) સ્થંડિલમાં ( ભૂમિ ઉપર ) રહ્યા છે. તે ચાર જ્ઞાનને ધારણ કરનારા છે, અને લોકોને ધર્મનો ઉપદેશ આપે છે." તેનું યોગ્ય સમયે આગમન સાંભળીને ભક્તિમાં તત્પર તે રાજા પ્રિયા સહિત તેને વંદન કરવા માટે સામગ્રી સહિત ગયો. પછી ખડ્ગ વિગેરે રાજાનાં ચિહ્નોને છોડીને ગુરુની પાસે ગયો, અને પરિવાર સહિત તે ગુરુને નમીને યોગ્ય સ્થાને બેઠો, ત્યારે ગુરુ બોલ્યા કે "હે લોકો! સ્વર્ગ અને મોક્ષ વિગેરેના સુખને ઇચ્છનારા મનુષ્યોએ દુષ્ટ આઠ કર્મનો નાશ કરનાર આ ધર્મ જ કરવા લાયક છે." આ અવસરે **અશોકદત્ત** નામના શ્રેષ્ઠી વણિકે આ પ્રમાણે પૂછ્યું કે–"હે ભગવાન! મારી **અશોકશ્રી** નામની પુત્રી કયા કર્મવડે સર્વ અંગોને વિષે અત્યત વેદનાએ કરીને વ્યાપ્ત થઇ છે? તેની ઘણી ચિકિત્સા કરી, પરંતુ રોગની શાંતિ થઇ નથી." સૂરિ બોલ્યા કે "તે પૂર્વભવે **ભૂતશાલ** નગરમાં **ભૂતદેવ** નામના શ્રેષ્ઠીની **કુરૂમતી** નામની પ્રિયા હતી. એક દિવસ તેને ઘેર બિલાડીએ દૂધ પીધું ત્યારે ગાઢ( મોટા ) કોપના વશથી તેણીએ **દેવમતી** નામની પુત્રવધૂને આ પ્રમાણે કહ્યું, કે "શું તું શાકિનીવડે ગ્રહણ કરાઇ છે? કે જેથી તેં દૂધનું રક્ષણ કર્યું નહીં?" ત્યારે તે પણ તેના વચનથી ભય પામી અને શરીરે મોટા કંપવાળી થઇ. તે વખતે શાકિનીના મંત્રવડે યુક્ત પોતાનું કામ કરનારી દુષ્ટ માતંગીએ તે છળ( મિષ ) પામીને તરતજ તેણીને( વહુને ) વળગી–ગ્રહણ કરી. ત્યારે તે વેદનાથી વ્યાપ્ત થયેલી તેની વૈદ્યો પાસે ચિકિત્સા કરાવી તો પણ તેનો દોષ શાંત થયો નહીં તેવામા ત્યાં કોઇ યોગી આવ્યો. તેણે મંત્રનો ઉચ્ચાર આરંભ કર્યો, અને અગ્નિને વિષે યંત્રને તાડન કર્યું ત્યારે વેદનાથી પીડાયેલી અને છૂટા કેશવાળી તે માતંગી ત્યાં આવી. ત્યારે "તેં આને કયાં ગ્રહણ કરી?" એમ તે યોગીએ તેને

પૂછ્યું ત્યારે "સાસુના દુષ્ટ વચનથી ભય પામેલા અંગવાળી આને મેં ગ્રહણ કરી" એમ તે બોલી. પછી તે વધુ રોગરહિત થઇ, અને વિનાશ કરનારી તે શક્તિને તે યોગીનાં વચનથી રાજાએ નગરમાંથી કાઢી મૂકી. કુરુમતીને પણ લોકોએ **કાળજિહ્વા** એવા નામે કહી ત્યાર પછી તેણીએ ભાવથી સાધ્વીની પાસે વ્રત( ચારિત્ર ) ગ્રહણ કર્યું. તે વિશુદ્ધ વ્રત પાળીને મરીને દેવલોકમાં ગઈ. ત્યાંથી ચ્યવીને તે આ હે શ્રેષ્ઠી! તારી પુત્રી થઇ છે. જેથી કરીને આ આકાશદેવતાના દોષથી દૂષણવાળી થઇ છે. તે કન્યાને તું અહીં લાવ, કે જેથી મારું વચન સાંભળીને તે જાતિસ્મરણવડે પૂર્વભવને જુએ, અને તે ઉપદ્રવથી તત્કાળ તે મુક્ત થાય" એમ સૂરિએ કહ્યું ત્યારે શ્રેષ્ઠી તત્કાળ તેણીને તેનાં ચરણ પાસે લાવ્યો. સૂરિના પ્રભાવથી તે આકાશગામિની વિદ્યા ક્ષણવારમાં નાશી ગઇ, અને તે પુત્રી પોતાનું ચરિત્ર સાંભળીને જાતિસ્મરણ પામી. બાદ બોલી કે–"હે પ્રભુ! તમે જે કહ્યું તે સત્ય છે, તેથી સંસારમાં વસવાથી મારે સર્યું, મને પ્રવ્રજ્યા આપો" ગુરુ બોલ્યા કે–"હમણા તારું ભોગનું ફળવાળું કર્મ છે. તે ભોગવ્યા પછી હે શુભ આશયવાળી! તુ સાધ્વી થઇશ." પછી 'એમ હો.' એ પ્રમાણે તે અંગીકાર કરીને તે શ્રેષ્ઠી પોતાને ઘેર ગયો. તે જોઈને વિસ્મય પામેલા તે રાજાએ વિચાર્યું, કે–"આ પૃથ્વીતળ ઉપર આ ભગવાનનું જ્ઞાન અતિ અદ્ભૂત છે, કે જેણે પૂર્વ ભવમાં જે થયું તે પ્રત્યક્ષ હોય તેમ કહ્યું." પછી તેણે પૂછ્યું કે–"હે પ્રભુ! તમે મારા ઉપર મોટો પ્રસાદ કરીને મને પણ મારા મિત્ર મિત્રાનંદની કથા કહો." ગુરુએ કહ્યું કે–"હે મોટા રાજા! તારી પાસેથી ચાલેલો તે અનુક્રમ જળદુર્ગને ઓળંગીને સ્થળદુર્ગમાં ગયો. ત્યાં એક પર્વતની નદીના પ્રવાહમાં તે રહ્યો, તે વખતે તે તારા સર્વે સેવકો ભોજન કરવા બેઠા. તેટલામાં દૈવના દુર્યોગથી કોઈ પલ્લીના મધ્યથી આવેલી ભિલ્લોની ધાડ અકસ્માત્ આવી પડી તે પ્રચંડ ભિલ્લોએ સર્વે પત્તિઓનો પરાજય કર્યો અને તે મિત્રાનંદ એકલો કોઇક દિશામાં નાશી ગયો. લજ્જાવડે પોતાનું મુખ દેખાડવાને અસમર્થ તે પદાતિઓ કોઇક ક્યાંક જતા રહ્યા. તારી પાસે કોઇ પણ આવ્યો નહીં પછી અરણ્યમાં જતા મિત્રાનંદે એક સરોવર દીઠું. ત્યાં પાણી પીને ન્યગ્રોધ( વટ ) વૃક્ષની નીચે સૂતો. ત્યારે વટના કોટર( છિદ્ર )માંથી નીકળીને એક કૃષ્ણસર્પ તેને ડસ્યો, અને તેને ત્યાં આવેલા એક તપસ્વીએ જોયો. ત્યારે ચિત્તમાં કરુણાને પામેલા તેણે વિદ્યાવડે મંત્રેલાં જળને તેના સર્વ અંગમાં છાંટીને તેને જીવાડ્યો. અને આ પ્રમાણે પૂછ્યું કે–"હે ભદ્ર! તું એકલો કયાં ચાલ્યો છે?" ત્યારે તેણે પણ પોતાની સત્ય વાર્તા કહી તે તાપસ પોતાને સ્થાને ગયો. મિત્રાનંદે પણ વિચાર્યું કે "હા! સુખેથી પ્રાપ્ત થયેલું પણ મરણ હું પામ્યો નહીં. તથા હું મારા કદાગ્રહને લીધે મિત્રના સંગમથી પણ ભ્રષ્ટ થયો અથવા તો હજુ પણ તેની પાસે હું જાઉં. આ ચિંતાવડે શું છે?" પછી તે માર્ગમાં પાછો વળ્યો તસ્કરોએ ફરીથી તેને પકડ્યો, અને પોતાની પલ્લીમાં લઈ જઈને તેઓએ એક વણિકને વેચાતો આપ્યો તે વણિક પણ **પારસકૂળ** નામના દેશમા જવાની ઈચ્છાથી એક દિવસ ઉજ્જયિનીપુરીમાં આવ્યો, અને તેની બહાર રહ્યો ત્યા રાત્રિને વિષે કોઈ પણ પ્રકારે બંધન રહિત થયેલ તે મિત્રાનંદ તે

વખતે નગરીના નિર્ધમન( ગટર )વડે અંદર પેઠો. પરંતુ તે કાળે તે નગરી તસ્કરોથી ઉપદ્રવ પામેલી હતી, તેથી રાજાએ ચોરનો નિગ્રહ કરવા માટે આરક્ષકને વિશેષે કરીને જોડ્યો હતો. પ્રવેશ કરતા તે મિત્રાનંદને તેણે ચોરની જેમ જોયો, અને વિધાતાના વિપરીતપણાના વશથી મયૂરબંધવડે તેને બાંધ્યો. અને યષ્ટિ, મુષ્ટિ વગેરેના ઘાતવડે તેને અત્યંત મારીને તે આરક્ષકે તેને વધ કરવા માટે પોતાના મનુષ્યોને સોંપ્યો. અને "સિપ્રા નદીને કાંઠે મોટા વટવૃક્ષ ઉપર ઊંચો બાંધીને તમારે આનો વધ કરવો." એમ તેઓને આજ્ઞા આપી. ત્યારે તેઓવડે લઇ જવાતો તે આ પ્રમાણે મનમાં વિચારવા લાગ્યો કે–"પહેલાં શવે જે કહ્યું હતું, તે વચન સત્ય થયું. આ પ્રાણી જ્યાં ત્યાં ભલે જાઓ, અને જેમ તેમ કાર્ય કરો, તો પણ પૂર્વે કરેલાં કર્મથી તે મૂકાતો નથી. વૈભવ અને નિર્ધનતા, તથા બંધન અને મરણ જે પ્રાણીને જે ઠેકાણે જે વખતે પામવાનું છે, તેને તે ઠેકાણે તે વખતે થાય જ છે. ભયથી વ્યાપ્ત થયેલો આ જીવ કષ્ટના સ્થાનથી દૂર જાય છે, તો પણ મોટા કર્મવડે મારી જેમ તે જ સ્થાને લવાય છે. તેથી હે જીવ! જો તું પરલોકમાં પણ પોતાના સુખના લેશને ઇચ્છતો હોય, તો આ વધ કરનારા ઉપર પણ તું કોપીશ નહીં" આ પ્રમાણે વિચારતા તેને અપરાધ રહિત છતાં પણ, અહો! તે આરક્ષકના પુરુષોએ ત્યાં લઈ જઈને વટવૃક્ષ ઉપર બાંધ્યો. પછી એક દિવસ ક્રીડા કરતા ગોપાળોની ઉન્નતિકા( મોઇ ) ઊડીને દૈવયોગથી પૂર્વની જેમ તેના પણ મુખમાં પેઠી." આ પ્રમાણે સૂરિના મુખથી સાંભળીને અમરદત્ત રાજા તે મિત્રના ગુણના સમૂહને સંભારી સંભારીને આ પ્રમાણે વારંવાર વિલાપ કરવા લાગ્યો કે–"હા! નિર્મળ અંતઃકરણવાળા મિત્ર! હા! પરોપકારમાં આસક્ત! હા! પ્રશંસા કરવા લાયક ગુણના સમૂહવાળા! હા! ભાઈ! હા! તું ક્યાં ગયો છે?" તથા રાણી પણ આ પ્રમાણે વિલાપ કરવા લાગી કે–"હા! દિયર! હા! મિત્રને વહાલા! સારા વિચારવાળા! ગુણના આધાર! અને વિકારરહિત! તું ક્યાં રહે છે? જ્યારે તેં મને આણી, ત્યારે તેં અનેક ઉપાયો કર્યા હતાં, તે ઉપાયો હા! મહાબુદ્ધિમાન! પોતાની વિપત્તિ વખતે ક્યાં ગયા?" આ પ્રમાણે પ્રિયાસહિત વિલાપ કરતા રાજાને ગુરુએ એમ કહ્યું કે–"હે રાજેંદ્ર! તું શોક ન કર, સંસારના ભાવનો વિચાર કર. આ ચાર ગતિવાળા સંસારને વિષે પરમાર્થથી પ્રાણીને સુખ છે જ નહીં, પરંતુ નિરંતર દુઃખ જ છે. સંસારમાં એવું કોઈ પણ પ્રાણી નથી, કે જે મૃત્યુવડે પીડા પામ્યો ન હોય. આ સિદ્ધમાર્ગને જાણીને કોણ બુદ્ધિમાન શોક કરે? હે રાજા! શોકના આવેશનો ત્યાગ કરીને ધર્મને વિષે ઉદ્યમ કર, કે જે ધર્મથી આવાં દુઃખનું ભાજન ( સ્થાન ) તું ન થાય." રાજા બોલ્યો કે–"હું ધર્મ કરીશ, પરંતુ હે મુનીશ્વર! આ મિત્રાનંદનો જીવ ક્યાં ઉત્પન્ન થયો? તે મને કહો." સૂરિ બોલ્યા કે "તે જીવ આ તારી દેવીની કુક્ષિમાં પુત્રપણે આવ્યો છે, કેમકે તેણે તે વખતે તેવી ભાવના ભાવી હતી. જન્મેલો તે તારો **કમલગુપ્ત** નામનો સારા પરાક્રમવાળો પુત્ર પ્રથમ કુમારપણાને પામીને અનુક્રમે રાજા થશે." ફરીથી રાજાએ પૂછ્યું કે–"અપરાધ રહિત પણ તે મહાત્માને આ પ્રમાણે તસ્કરની જેમ મરણ કેમ થયું? તથા હે પ્રભુ! આ દેવીને કલંકનો સંભવ કેમ થયો?

અને મને બાલ્યાવસ્થાથી આરંભીને પણ બંધુનો વિયોગ કેમ થયો? તથા અમારો અત્યંત અધિક સ્નેહ કેમ થયો? તે હે ભગવાન! તમે કહો." આ પ્રમાણે પૂછેલા તે મુનીશ્વર જ્ઞાનવડે જાણીને બોલ્યા કે

"હે રાજા! આ ભવની પહેલાના ત્રીજા ભવે તું **ક્ષેમંકર** નામનો કૌટુંબિક હતો, તેને **સત્યશ્રી** નામની ભાર્યા હતી. તેઓને **ચંડસેન** નામનો કર્મકર( નોકર ) હતો. તે કર્મ કરવામાં નિપુણ, તે બન્નેનો ભક્ત, અનુરાગી અને વિનયસહિત હતો. એક દિવસ તેના ક્ષેત્રમાં કામ કરતા તેણે બીજાના ક્ષેત્રમાં ધાન્યની શંબા( ડુંડી )ને ગ્રહણ કરતા કોઇક મુસાફરને જોયો. અને તે બોલ્યો કે-"અહો! આ ચોરને વૃક્ષ ઉપર લટકાવ." એમ કહ્યું તો પણ તે ક્ષેત્રના સ્વામીએ તેને કાંઇ પણ કર્યું નહીં, અને તેના વચનવડે તે મુસાફર દુભાયો. કર્મકરે પણ ક્રોધની ચેષ્ટાવડે દુર્વાક્યથી ઉત્પન્ન થયેલ તે કર્મ બાંધ્યું. પછી એક વખત તે સત્યશ્રીની પુત્રવધૂ ઘરને વિષે ઉતાવળથી ખાતી હતી, ત્યારે કોઇપણ રીતે તેણીના ગળામાં એક કવલ( કોળીઓ ) ચોંટી ગયો. ત્યારે સત્યશ્રીએ તેણીને કહ્યું કે-"હે પાપી! નિશાચરી( રાક્ષસી )! નાના કવલવડે તું કેમ ખાતી નથી? કે જેથી તે ગળામાં લાગે નહીં." પછી કોઇ દિવસ તે કર્મકરને સ્વામીએ કહ્યું કે-"હે કર્મકર! આજે આ કારણવડે તું અમુક ગામને વિષે જા." તે બોલ્યો કે-"આજે હું મારા બાંધુઓને મળવાથી વ્યાકુળ છું." ત્યારે કોપ પામેલા તેણે કહ્યું કે-"સ્વજનો તને ન મળો." આ અવસરે તેને ઘેર બે મુનિ આવ્યા. ત્યારે તેણે પોતાની ભાર્યાને એમ કહ્યું કે-"આ મુનિને તું દાન આપ." ત્યારે તેણીએ "આ સુપાત્ર છે." એમ હર્ષથી અકૃત અને અકારિત તથા પ્રાસુક ભક્તપાનાદિવડે તેને પ્રતિલાભ આપ્યો. કર્મકરે પણ વિચાર્યું કે-"આ બન્ને ધન્ય છે, કે જેમણે ઉચિત સમયે પોતાને ઘેર આવેલા બે મહામુનિને ભક્તિથી પ્રતિલાભ આપ્યો." આ અવસરે તે ત્રણેની ઉપર ક્ષણવારમાં વીજળી પડી, તેથી તેઓ એક સાથે જ મરણ પામ્યા અને સૌધર્મ દેવલોકમાં પ્રીતિવડે ભરપૂર તેઓ દેવપણાને પામ્યા ત્યારપછી ક્ષેમંકર ચવીને હે રાજા! તું થયો છે. સત્યશ્રીનો જીવ તે આ રત્નમંજરી થઇ છે, અને કર્મકરનો જીવ તારો મિત્ર મિત્રાનંદ થયો છે. હે રાજા! જેણે પૂર્વજન્મમાં વચનવડે જે દુષ્કર્મ બાંધ્યું હોય, તે તેનું કર્મ આ જન્મમાં તમને પ્રાપ્ત થયું છે. તેથી કરીને હે રાજા! પૂર્વભવે હસતા હસતા પ્રાણીઓવડે જે કર્મ બંધાય છે, તે કર્મ આ ભવમાં રુદન કરતા પ્રાણીઓથી અવશ્ય વેદાય છે." તે સાંભળીને રાજા પ્રિયાસહિત મૂર્છા પામ્યો, અને જાતિસ્મરણ થવાથી તે પૂર્વે કરેલું સર્વે જાણ્યું. અને તે બોલ્યો કે-"હે પ્રભુ! જ્ઞાનવડે સૂર્ય સમાન તમે જે કહ્યું, તે હમણાં પણ જાતિસ્મરણવડે મને પ્રત્યક્ષ થયું છે, તેથી આ અવસ્થાને વિષે જે ધર્મની યોગ્યતા હોય, તે ધર્મ કૃપા કરીને તમે મને કહો" ત્યારે ગુરુ બોલ્યા કે-"હે રાજા! તારે પુત્ર થયા પછી પ્રવ્રજ્યા થશે. હમણાં ગૃહીધર્મ તારે યોગ્ય છે." ત્યારે વિવેકી અમરદત્તરાજાએ પોતાની પ્રિયા સહિત બાર પ્રકારનો

ગૃહીધર્મ અંગીકાર કર્યો. ફરીથી રાજાએ પૂછ્યું કે-"તે વખતે તે મડદાએ જે કહ્યું હતું, તેનું કારણ મને કહો. અહીં મને વિસ્મય છે" ગુરુએ કહ્યું-"હે રાજા! શંખાને ગ્રહણ કરનાર તે મુસાફર મરીને, ભવમાં ભમીને અનુક્રમે તે વટ ઉપર વ્યંતર થયો. મિત્રાનંદને ઓળખીને તથા તેનું કરેલું વૈર સંભારીને શવના મુખમાં ઉતરીને તેણે તે વચન કહ્યું હતું." આ પ્રમાણે છેદાયેલા સંદેહવાળા અમરદત્ત રાજા સૂરિને નમીને પરિવાર સહિત પોતાને ઘેર ગયો. અજ્ઞાનથી મોહ પામેલા પ્રાણીઓને પ્રતિબોધ કરવામાં રક્ત ધર્મઘોષ મુનીશ્વરે પણ પૃથ્વીતળ ઉપર વિહાર કર્યો. પછી યોગ્ય સમયે રત્નમંજરી દેવીને પુત્ર જન્મ્યો પછી ગુરુએ જે કહ્યું હતું, તે જ તેનું નામ (કમલગુપ્ત) થયું. પછી ધાત્રી માતાવડે પાલન કરાતો તે બાલ્યાવસ્થાને ઓળંગીને તથા કળાઓ શીખીને પૃથ્વીને ધારણ કરવામાં સમર્થ થયો. એક દિવસ તે જ ગુરુ ફરીથી ત્યાં આવ્યા ત્યારે ઉદ્યાનપાળે રાજાને તેનું આગમન કહ્યું. ત્યારે પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને પ્રિયા સહિત તેણે તે ગુરુની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી પરિવાર સહિત રાજાને દીક્ષા આપીને ગુરુએ તેને તથા બીજાઓને બોધ કરવા માટે આવા પ્રકારની શિક્ષા આપી. કે "ભવરૂપી સમુદ્રમાં પડતાં જંતુઓને તારવામાં વહાણના જેવી દીક્ષાને પ્રાણીઓ કોઇપણ પ્રકારે પુણ્યના યોગથી પામે છે. પ્રવ્રજ્યા ગ્રહણ કરીને પણ જેઓ વિષયની ઈચ્છાવાળા થાય છે, તેઓ **જિનરક્ષિતની** જેમ ભયંકર સંસારરૂપી સમુદ્રમાં પડે છે. અને જેઓ પ્રાર્થના કર્યા છતાં પણ વિષયને વિષે અપેક્ષા રહિત હોય છે, તેઓ **જિનપાલિતની** જેમ આ સંસારમાં સુખને ભજનારા થાય છે" ત્યારે તે રાજર્ષિએ પૂછેલા તે સૂરિ સિદ્ધાંતમાં કહેલી તેઓની ભાવી કથાને કહેવા લાગ્યા, કે

"પ્રસિદ્ધ **ચંપાપુરીમાં** **જિતશત્રુ** રાજા હતો તેને રૂપવડે શોભતી **ધારિણી** નામની પ્રિયા હતી. તે પુરીમા મોટા ધનવાળો, શાંત, સરલ, દાની અને બંધુરૂપી કૈરવ-(પોયણા)ને વિકસ્વર કરવામા ચંદ્ર જેવો **માકંદી** નામનો શ્રેષ્ઠી હતો. તેને **ભદ્રા** નામની ભાર્યા હતી. તેમને ક્રમે કરીને ઉત્પન્ન થયેલા બે પુત્રો હતા. તેમા પહેલો **જિનપાલિત** નામનો અને બીજો **જિનરક્ષિત** નામનો હતો. વહાણ ઉપર ચડીને પરદેશમાં જવું અને આવવું કરતા તે બન્ને પુત્રો અગ્યાર વાર સમુદ્રને તર્યા. અને તેમણે ઘણું ધન ઉપાર્જન કર્યું. પછી અતિ લોભથકી કરીને ત્યાં જવાની ઈચ્છાવાળા તેમણે પોતાના પિતાને પૂછ્યું. ત્યારે તે બોલ્યો કે-"હે પુત્રો! આગળનું પણ ઘણું ધન છે. તેના વડે જ તમે પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાગ(દાન) અને ભોગ કરો. આ બારમી વેળા મુસાફરી ઉપદ્રવ સહિત પણ થાય, તેથી સમુદ્રમાં જવું યોગ્ય નથી. એમ મારી મતિ છે." ત્યારે તેઓ બોલ્યા કે-"હે પિતા! તમે આવું વચન ન બોલો આ પણ વહાણની યાત્રા તમારા પ્રસાદથી ક્ષેમવડે(કુશળતાવડે) થશે" ત્યારે તેણે અતિ આગ્રહમા તત્પર તે બન્નેને વિદાય કર્યા. ત્યારે તેમણે ગણિમાદિક ચાર પ્રકારનું ક્રમણાક(કરિયાણું)

ગ્રહણ કર્યું. સર્વ સામગ્રી કરીને તથા જળાદિકનો સંગ્રહ કરીને પછી વહાણ ઉપર ચડીને તેઓ સમુદ્રમાં પેઠા. તેઓ મહાસમુદ્રમાં ગયા ત્યારે ક્ષણવારમાં કાળ વિનાનો દુર્દિન થયો, અને આકાશમાં મેઘ ગર્જના કરવા લાગ્યો. વારંવાર વીજળી વિલાસ કરવા લાગી, કલ્લોલો ઉછળવા લાગ્યા, અને જોરાવર વાયુ વાવા લાગ્યો. તેથી તે વહાણ નાચવા લાગ્યું. અને ક્ષણવારમાં જ વિધુર અવસ્થામાં અધીર પુરુષના ચિત્તની જેમ તે ફૂટી ગયું. તેમાં રહેલા લોકો મરી ગયા. અને વહાણના સ્વામી તે બન્ને કાંઇક પાટિયાને પામીને અને તેને ગાઢ આલિંગન કરીને ત્રણ દિવસે રત્નદ્વીપના તીરને પામ્યા. ત્યાં નાળિયેરના ફળવડે પ્રાણયાત્રા કરીને તે બન્ને તેના તેલના અભ્યંગના યોગવડે સારા શરીરવાળા થયા. પછી ત્યાં **રત્નદ્વીપદેવી** નામની, ક્રૂર, નિર્દય અને હાથમાં તીક્ષ્ણ ખડ્ગને ધારણ કરનારી દેવતા આવી. અને એમ બોલી કે–" અહો ! જો તમે મારી સાથે વિષયની સેવા કરો, તો તમારા પ્રાણની કુશળતા થશે. નહીં તો આ ખડ્ગવડે નિશ્ચે તમારા મસ્તક છેદી નાંખીશ " આ પ્રમાણે તેણીએ કહ્યું ત્યારે ભય પામેલાં અંગવાળા તે બન્ને પણ આ પ્રમાણે બોલ્યા કે–" હે દેવી ! વહાણ ભાંગી જવાથી અમે અહીં તારે શરણે આવ્યા છીએ, તેથી તું અમને જે કાંઇ આદેશ આપીશ, તે અમે શંકા રહિત કરશું. " પછી પ્રસન્ન મનવાળી તેણીએ તેમને પોતાના પ્રાસાદમાં લઇ જઇને તેમના શરીરમાંથી અશુભ પુદ્ગલોને દૂર કર્યાં. પછી તેમની સાથે ઇચ્છા પ્રમાણે વિષય સંબંધી સુખ ભોગવવા લાગી, અને દરેક દિવસે( હમેશાં ) તેમને સુધાફળનો આહાર આપતી હતી. આ પ્રમાણે રહેલા તે બન્નેના કેટલાક દિવસો જેટલામાં ગયા, તેટલામાં ત્યાં એક દિવસે તેણીએ તેમને આ પ્રમાણે કહ્યું કે–" લવણસમુદ્રના અધિષ્ઠાયક **સુસ્થિત** દેવે મને આજ્ઞા આપી છે કે–" હે ભદ્રા ! તું એકવીશ વાર આ સમુદ્રને શુદ્ધ કર. તેમાં જે કાંઇ તૃણ, કાષ્ઠ વગેરે અશુચિ પદાર્થ હોય, તે સર્વેને મારી આજ્ઞાથી એકાંતમાં ત્યાગ કર." તેથી મારે ત્યાં જવું છે. અને હે શુભ આશયવાળા ! તમે આ શ્રેષ્ઠ ફળોવડે પ્રાણવૃત્તિને કરતા અહીં જ રહેજો કોઇપણ પ્રકારે વિજનપણું હોવાથી જો તમને અહીં અરતિ (અપ્રીતિ) ઉત્પન્ન થાય, તો તમારે શંકારહિત પૂર્વ દિશાના વનખંડમાં જવું. ત્યા સર્વદા ગ્રીષ્મ અને પ્રાવૃષ નામના બન્ને ઋતુ રહ્યા છે, તે તમારા પણ વિનોદને માટે થશે. અને ત્યાં પણ તમારું ચિત્ત કોઇ પણ પ્રકારે ન આનંદ પામે, તો અહો ! મારી આજ્ઞાવડે ઉત્તર વનખંડમાં જવું. ત્યાં પણ નિરંતર શરદ અને હેમંત નામની બે ઋતુઓ હશે. તે તમોને સ્વાધીન છે. ત્યાં પણ તમને જો પ્રીતિ ન થાય તો પશ્ચિમના વનની અંદર જવું. ત્યાં પણ શિશિર અને વસંત નામની બે ઋતુ સ્થિર છે. પછી ઉત્સુકતાનો સંભવ થાય તો આ પ્રાસાદને વિષે જ આવવું, પરંતુ આ દક્ષિણ તરફના વનમા કોઇ પણ રીતે જવું નહીં. કેમકે ત્યાં શ્યામ કાંતિવાળો, ભુગ્ન કાયાવાળો, બે જિહ્વાવાળો અને પૃથ્વીરૂપી સ્રીનો વેણીરૂપ દૃષ્ટિવિષ સર્પ છે. " એ પ્રમાણે કહીને તે દેવી ગઇ. અને તે માકંદીના પુત્રો પૂર્વે કહેલા તે ત્રણે વનખંડમાં જતા હતા. પછી તેઓ આ

પ્રમાણે વિચારવા લાગ્યા કે-" દક્ષિણ દિશાના વનમાં જતા આપણને તેણીએ વારંવાર કેમ નિવાર્યા ? " એમ વિચારીને શંકાવાળા તેઓ જેટલામાં ત્યાં જવા લાગ્યા તેટલામાં તેમના નાકને વિષે, અત્યંત દુસ્સહ ગંધ પેઠો. ત્યારે ઉત્તરીય વસ્ત્રવડે નાસિકાના રંધ્રને ઢાંકીને તે બન્નેએ તે વનમાં મનુષ્યોના કલેવરોનો સમૂહ જોયો. ભય પામેલા તેઓ વિશેષે કરીને આ વનને જોવા લાગ્યા ત્યારે શૂલિકા ઉપર રહેલા એક માણસને તેમણે જોયો. જીવતા અને વિલાપ કરતા તેને જોઇને તેઓએ પૂછયું કે-" હે ભદ્ર ! તું કોણ છે? તારી અવસ્થા આવી કેમ છે ? અને આ મડદા કોના છે ? " તે પણ બોલ્યો કે-" હું **કાકંદી** નગરીમાં રહેનારો વણિક છું. વેપારવડે આવતા મારું વહાણ સમુદ્રમા ભાંગી ગયું તેથી અહીં આવ્યો. રત્નદ્વીપ દેવીએ મારી અભિલાષા કરી. કોઈક દિવસ થોડા અપરાધમાં પણ તેણીએ મને આવી રીતે હણ્યો આ પ્રક્રિયાવડે તેણીએ આ પ્રમાણે આ શબો કર્યાં છે તેથી તમે કયાંથી આવ્યા છો ? અને આ દેવીને ઘેર તમો કયાંથી આવ્યા ? " ત્યારે તેઓએ પોતાની વાત જણાવીને તેને કહ્યું કે-" હે ભદ્ર ! આ પ્રમાણે છે તો પછી અમારો કોઇ પણ જીવવાનો ઉપાય છે ? " તે બોલ્યો કે-" હે ભદ્રો ! પૂર્વ દિશાના વનમાં શૈલક નામનો યક્ષ છે. તે પર્વ દિવસને વિષે અશ્વનું રૂપ ધારણ કરીને આ પ્રમાણે બોલે છે, કે-" કયા માણસનું રક્ષણ કરું ? અથવા કોને વિપદાથી તારું ? " તેથી તે યક્ષરાજ પાસે જઇને તમે ભક્તિથી તેની આરાધના કરો. પછી જ્યારે ઉદ્‌ઘોષણા થાય ત્યારે " અમારું રક્ષણ કર એમ તમારે બોલવું. " આ પ્રમાણે તેઓને શિક્ષા આપીને તે પુરુષ સ્થિર રહ્યો. પછી તેઓએ ત્યાં જઇને પુષ્પોવડે તે યક્ષની પૂજા કરી. અને તેનાવડે કહેવાયેલા તેઓ " અમને જલદી તારો " એમ બોલ્યા ત્યારે શૈલક બોલ્યો કે-" તમને હું તારીશ, પરંતુ સાવધાન થઇને તમે મારું એક વાકય સાંભળો. જતા એવા તમારી પાછળ તે દેવતા આવશે તથા અનુરાગ સહિત અને કામના સહિત વચનોને પણ બોલશે. તેથી જો તમે તેણીને વિષે અનુરાગ કરશો, તો હું તમને ઉછાળીને સમુદ્રમાં નાંખીશ અથવા તો તમે જો તેણીને વિષે અપેક્ષા રહિત થશો, તો હું ક્ષેમવડે તમને ચંપા નગરીમાં અવશ્ય પહોંચાડીશ. ઘણું શું કહેવું ?

દૃષ્ટિવડે પણ તેણીનું સન્માન કોઈ પણ પ્રકારે ન કરવું તે સ્ફુટ રીતે ભય દેખાડે, તો પણ તમારે ભય પામવો નહી હે ભદ્રો ! આ અવસ્થાવડે જો તમે નિર્વાહ કરવાને શક્તિમાન હો, તો મારા પૃષ્ઠ ઉપર ચડો, કે જેથી તમને શીઘ્ર લઇ જાઉં. " ત્યારે તેના વચનને અંગીકાર કરીને તે બન્ને તેના પૃષ્ઠ ઉપર ચડ્યા તે પણ આકાશમા ઊડીને સમુદ્રની મધ્યે ગયો આ અવસરે તે દેવી પોતાના ઘરમાં તેમને નહીં જોવાથી વનખંડને વિષે ફરવા લાગી. ત્યાં પણ તેમને જોયા નહી. પછી જ્ઞાનના ઉપયોગવડે તે બન્નેનું તે ગમન જાણીને કોપમા તત્પર થયેલી તે ખડ્ગ લઇને તેમની પાછળ દોડી તેમને જોઇને તે આ પ્રમાણે બોલી કે-" અરે ! મને મૂકીને તમે કેમ જાઓ છો ? જો

તમે તમારા જીવિતને ઈચ્છતા હો, તો ફરીથી આવો. જો નહીં આવો તો આ ખડ્ગવડે તમારાં મસ્તકને પાડી નાંખીશ." આ પ્રમાણે તેણીએ કહ્યું. ત્યારે તે યક્ષે કહ્યું કે–"હે ભદ્રો! મારા પૃષ્ઠ ઉપર રહેલા તમે કોઈ પણ રીતે આનાથી ભય પામશો નહીં." આ પ્રમાણે ધીરજ આપેલા તેઓ સ્થિર ચિત્તવાળા થયા. ત્યારે તેણી આ પ્રમાણે અનુકૂળ વચન બોલી કે–"હે પ્રિય! મને દીનને એકલી મૂકીને તમે ક્યાં ચાલ્યા?" ઇત્યાદિક દીન વચનોવડે તેણીએ કહ્યા છતાં પણ યક્ષના અવષ્ટંભ(આશ્રય–ટેકા)વડે શોભતા તેમનું ચિત્ત ચલાયમાન થયું નહીં, ત્યારે ભેદ કરવામાં ચતુર તેણીએ જિનરક્ષિતને કહ્યું કે–"હે મહાશય! વિશેષે કરીને તું જ મને પ્રિય છે. જોવું, આલાપ કરવો અને સન્માન વગેરે ક્રિયાનું સમાનપણું હોવા છતાં પણ પ્રાણીઓના ચિત્તને આહ્લાદ કરનાર પ્રેમ કોઈકને વિષે જ થાય છે. એ પ્રમાણે તમારી સાથે સંગને કરતી મારો સ્નેહ હે જિનરક્ષિત! સદ્ભાવથી તારે વિષે જ નિશ્ચળ છે; તેથી હે કાંત! તું આવ, અને મને એકાંત રતિનું સુખ આપ. નહીં તો તારા વિયોગરૂપી રોગથી પીડા પામેલી હું મરી જઈશ. હે નાથ! નાથરહિત અને મરણ પામતી તું મને દૃષ્ટિવડે કેમ જોતો નથી? રાગવાળી સ્ત્રી પોતાના પ્રાણોને આપે છે, એ અર્થમાં શું સંશય છે?" ત્યારે તેણીના કપટથી મોહ પામેલો તે જિનરક્ષિત "તે વાત સત્ય છે." એમ વિચારતો દુર્ગતિની જેવી તેણીની સન્મુખ દૃષ્ટિવડે જોવા લાગ્યો. ત્યારે તે યક્ષે તેને પોતાના પૃષ્ઠ ઉપરથી ઉછાળીને નીચે નાંખ્યો. પાણીને નહીં પામેલા તેને તેણીએ ત્રિશૂળવડે ગ્રહણ કર્યો, અને "અરે પાપી! મને છેતરવાથી ઉત્પન્ન થયેલા ફળને તું જલદી પામ." એમ કહીને ખડ્ગવડે તેના કકડા કરીને તેને પાડ્યો (મારી નાંખ્યો) પછી કૂટ કપટની રચનાને ભજવતી તે નટી ચાટુ-(ખુશામત)વડે જિનપાલિતને વિશ્વાસ પમાડવા લાગી. ત્યારે યક્ષે તેને કહ્યું કે–"જો આના વચન ઉપર તને રુચિ થશે, તો અવશ્ય તારા નાના ભાઈની જેવી તારી ગતિ થશે." ત્યારે તે તેણીના કૂટને દૂર કરીને તે નિશ્ચળ ચિત્તવાળો થયો, અને કુશળતાથી યક્ષની સાથે પોતાની ચંપાપુરીએ આવ્યો પછી તે વ્યંતરી પાછી વળી. તે યક્ષ પણ પાછો વળ્યો. તે યક્ષને કૃતાર્થ થયેલા શ્રેષ્ઠિપુત્રે ભક્તિથી ખમાવ્યો. જિનપાલિત પોતાને ઘેર જઈને પોતાના લોકોને મળ્યો, અને શોકથી વ્યાપ્ત પોતાના ભાઈનું મરણ તેણે કહ્યું. પછી સ્વજનો સહિત માકંદી અને તે પુત્ર તેના મરણનાં કાર્યો કરીને ગૃહવાસને પાળવા લાગ્યા. પણ એક દિવસ ત્યાં શ્રી વીર જિનેશ્વર સમવસર્યા તેને વાંદવા માટે તે માકંદી અને જિનપાલિત ગયા. તેની પાસે ધર્મ સાંભળીને પ્રતિબોધ પામેલા તે મોટા આશયવાળા વ્રત લેવાના પરિણામવાળા થયા, અને જિનેશ્વરને નમીને પોતાને ઘેર ગયા. પછી પૌત્રને વિષે કુટુંબનો ભાર સ્થાપન કરીને પુત્ર સહિત તે શ્રેષ્ઠીએ[1] મહાવીર જિનેશ્વરની

૧ આ શ્રી શાંતિનાથ ભગવાનના ચરિત્રમાં ભાવિ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ પાસે **જિનપાલિત** દીક્ષા લે છે. આ કથા પા. ૬૧ મા પાનાના પ્રથમ પારેગ્રાફમા **શ્રી ધર્મઘોષસૂરિ** જ્ઞાની હોવાથી "સિદ્ધાંતમાં કહેલી તેઓની ભાવિ કથા કહે છે" એમ ગ્રંથકર્તા સૂરિમહારાજ જણાવે છે.

પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી પિતા સહિત તે જિનપાલિત સાધુ દુષ્કર તપ કરીને પોતાના કાર્યને સાધનાર થયો." આ કથા કહીને તે ધર્મઘોષ મુનીશ્વર તે અમરદત્ત રાજર્ષિને તે કથાનો ઉપનય (તત્ત્વાર્થ) કહેવા લાગ્યા કે-"જે પ્રમાણે તે બે વણિકપુત્રો તે પ્રમાણે સર્વ સંસારી જીવો કહ્યા છે, તથા રત્નદ્વીપની દેવતા જેવી અવિરતિ કહી છે. જેમ આ દેવીનો શવોનો સંચય તેમ અવિરતિથી ઉત્પન્ન થયેલું દુ:ખ. જેમ શૂળા ઉપર રહેલો મનુષ્યને તેમ હિતને કહેનારા ગુરુ જાણવા જેમ તેણે અનુભવેલું તેં સ્વરૂપ કહ્યું, તેવી જ રીતે ગુરુ પ્રાણીઓને અવિરતિનું દુ:ખ કહે છે. જેમ આ શૈલક યક્ષ તારનાર છે, તેમ સંયમ તારનાર છે. સમુદ્રની જેવો સંસાર આ જીવે અવશ્ય તરવાનો છે. જેમ તેણીને વશ થયેલો જિનરક્ષિત નાશ પામ્યો, તેમ જ અવિરતિને વશ થયેલો પ્રાણી વિનાશ પામે છે જેમ દેવતાના વચનની આકાંક્ષા રહિત અને યક્ષના આદેશને નહીં ખંડન કરતો આ જિનપાલિત કુશળતાથી પોતાના નગરને પામ્યો, તેમ આ અવિરતિથી વિરામ પામેલો અને ચારિત્રની વિરાધનાને નહીં કરનારો પ્રાણી કર્મ રહિત થઈને નિર્વાણ(મોક્ષ)સુખનું ભાજન થાય છે, તેથી હે મુનિ! ચારિત્ર અંગીકાર કરીને ફરીથી હવે ભોગને વિષે મન કરવું નહીં." આ પ્રમાણે ગુરુએ શિક્ષા આપી, ત્યારે તે મુનિ હર્ષ પામ્યો. ત્યાર પછી આ રત્નમંજરી સાધ્વી પ્રવર્તિનીને સોંપી. તે બન્ને ઉદાર (મોટો) તપ કરીને મોક્ષ પદને પામ્યા.

**આ પ્રમાણે મિત્રાનંદ અને અમરદત્તની કથા કહેવામાં આવી.**

આ પ્રમાણે સ્વયંપ્રભ મુનિનો અતિ પવિત્ર ધર્મોપદેશ સાંભળીને સ્તિમિતસાગર રાજા પ્રતિબોધ પામ્યો, તેથી તે રાજાએ અનંતવીર્ય પુત્રને રાજાપણાને વિષે અને બીજા પુત્રને કુમારપણા વિષે સ્થાપન કરીને તે મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. તે અંત સમયે મન વડે કાંઇક ચારિત્રની વિરાધના કરીને તથા મરણ પામીને અધોભુવનને વિષે ચમરેંદ્ર નામનો અસુરાધિપ થયો હવે આ તરફ પ્રભુતાને (રાજાપણાને) ભોગવતા તે અપરાજિત અને અનંતવીર્યને કોઇક વિદ્યાધરની સાથે મૈત્રી થઇ. તેણે તે બન્નેને આકાશમાં ગમન કરવાને સમર્થ (આકાશગામી) વિદ્યાઓ આપી, અને તેના સાધવાના ઉપાયની સર્વ સામગ્રી નિવેદન કરી (જણાવી). તે બન્નેને ગીત અને નાટ્યની કળાને જાણનારી બર્બરી અને ચિલાતિ નામની બે દાસીઓ અદ્‌ભૂત વિનોદનું સ્થાન હતી એક દિવસ સભામાં બેઠેલા અને રંગ (આનંદ)થી ભરપૂર તે બન્ને ભાઇઓ જેટલામાં તે બે દાસીઓની શ્રેષ્ઠ નાટ્યક્રિયાવડે વ્યાકુળ થયા હતા, તેટલામા બ્રહ્મચારી, [1]સ્વેચ્છાચારી, [2]કલાપ્રિય અને સમ્યગ્દર્શનવડે પવિત્ર આત્મવાળા નારદ ઋષિ ત્યાં આવ્યા. તે વખતે વ્યાકુળ થયેલા તે બન્ને તેની સન્મુખ ઊભા થયા

૧ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર. ૨ જેને કજિયો પ્રિય છે તે.

નહીં ત્યારે રોષ પામેલા તે ઋષિએ વિચાર્યું કે-" ચેટીના નાટ્યથી મોહ પામેલા આ બન્ને અહીં આવેલા મને પણ જાણતા નથી, તેથી મહા માત્ર અને કળાનું પાત્ર આ બન્ને ચેટીને અવશ્ય હું કોઈની પાસે હરણ કરાવીશ. " ત્યારપછી તે નારદ વિદ્યાધરોના અધિપતિ અને ત્રિખંડ વિજયના સ્વામી **દમિતારિ** નામના પ્રતિવાસુદેવની પાસે ગયો. ત્યારે [1]અભ્યુત્થાન વિગેરે સત્કાર કરીને તે રાજાએ આસન ઉપર બેઠેલા તે મુનિને પૂછયું કે-" આ પૃથ્વી ઉપર તમે કાંઇપણ અદ્ભુત જોયું છે ? " ત્યારે તે બોલ્યો કે-" હે રાજેંદ્ર ! સાંભળો. સુભગા નગરીના સ્વામી અનંતવીર્ય રાજાની પાસે હું ગયો હતો. ત્યાં તેની બર્બરી અને ચિલાતી નામની ચેટીઓની વિશ્વને વિસ્મય કરનારી શ્રેષ્ઠ નાટ્ય-ક્રિયા મેં જોઈ છે. હે રાજા ! તે બે ચેટી વિના પ્રચંડ વિદ્યાઓવડે શું ? રાજ્યવડે શું ? અને આજ્ઞાવડે શું ? " એમ કહીને તે નારદ ત્યાંથી ગયા. પછી તે રાજાએ દૂતને મોકલ્યો. તે ત્યાં જલદી જઇને તે બન્નેની પાસે પોતાના સ્વામીના બળથી ગર્વ પામેલો આ પ્રમાણે બોલ્યો, કે-" હે રાજાઓ ! રત્નો અવશ્ય રાજાની પાસે જ જનારા હોય છે, તેથી નાટ્ય-કરનારી આ બે ચેટી સ્વામીને આપો. " ત્યારે તે બન્ને આ પ્રમાણે બોલ્યા કે-" હે ભદ્ર ! ખરેખર તું યુક્ત બોલે છે. આ કાર્ય વિચારીને અમે કરશું. હમણાં તું સ્વામીની પાસે જા. " પછી તે દૂતને વિદાય કરીને તે બન્ને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે-" આ રાજા વિદ્યાના બળવડે આપણો પરાભવ કરે છે, તેથી આપણે પણ આપણા મનમાં રહેલી વિદ્યાઓને સાધીને તેના ગર્વનું હરણ કરશું. " આ પ્રમાણે તેઓ વિચાર કરતા હતા ત્યારે પૂર્વ જન્મમાં સાધેલી તે વિદ્યાઓ પોતાની જાતે જ ત્યાં આવી, અને સિદ્ધ થયેલી પોતાને કહીને તેમની પાસે પેઠી ( રહી ) મોટા બળવાળા તે બન્ને તેના પ્રભાવથી વિદ્યાધર થયા, અને ગંધ, માલ્ય વિગેરે વસ્તુવડે તેમણે વિદ્યાઓની પૂજા કરી આ અવસરે તે રાજાનો દૂત ફરીથી આવ્યો, અને આ પ્રમાણે બોલ્યો કે-" અહો ! શું તમે મૃત્યુના અતિથિ થવાના છો ? કે જેથી હજુપણ સ્વામીને માટે તે બે ચેટીઓને મોકલતા નથી ? " ત્યારે તે બોલ્યા કે-" સ્વામીનું હિત અવશ્ય કરવું જોઈએ. " પછી તે રાજાની પુત્રી **સ્વર્ણશ્રી**ના લોભવડે તે બન્ને ભાઈઓ તે બન્ને ચેટીઓનું રૂપ કરીને જલદીથી તે નગરમાં ગયા તેમનું કળા કુશળપણું જોઈને રાજાએ તેમને કહ્યું કે-" તમારે કનકશ્રીને વિનોદ કરાવવો " ત્યારે દૂધની રક્ષામા બિલાડો અને સિદ્ધ થયેલા અન્નની રક્ષામાં ભૂખ્યો માણસ જેમ હર્ષવાળો થાય, તેમ રાજાના તે આદેશમાં તે બન્ને હર્ષ પામ્યા. પછી સર્વ ઉપમાના [2]દલના સમૂહવડે જાણે વિધાતાએ જે બનાવી હોય તેવી અને રતિના જેવા રૂપવાળી તે સારી કન્યાને તેઓએ જોઇ. અને સંભ્રમ સહિત ભાવવડે મધુર, પરિહાસવડે મનોહર અને દેશી ભાષાના ગર્ભવાળા પ્રિય આલાપ( વચન ) વડે તેણીની સાથે ભાષણ કર્યું ( બોલ્યા ) પછી તેણીએ તેમની પાસે અનંતવીર્યનું સ્વરૂપ પૂછયું. ત્યારે અપરાજિતે

૧. ઊભા થવું. ૨ પરમાણૂના.

તેણીની પાસે આ પ્રમાણે તેના ગુણ કહ્યા, કે-"રૂપ, ચતુરાઇ, ગંભીરતા, વીર્ય અને ઉદારતા વિગેરે અનંતવીર્યના સદ્ગુણો એક જિહ્વાવડે કહેવાને શક્ય નથી. વળી ક્ષમા( માફી )ને ધારણ કરતા જેણે ક્ષમા( પૃથ્વી )ને ધારણ કરતા કુટિલ શેષનાગને પણ સરળ અંગવાળા તેણે જીત્યો છે, તથા વિશ્રુતિ (કાન રહિત) તે નાગને શ્રુતિ (કાન અથવા શાસ્ત્ર)વડે શોભતા તેણે જીત્યો છે." તે સાભળીને હર્ષથી રોમાંચિત થયેલી તેણીને જોઇને ફરીથી તે બોલ્યો કે-"જો તને કૌતુક હોય, તો હમણાં જ તને તે બતાવું." ત્યારે તેણીએ "આમ ( હા એમ હો )" એમ કહ્યુ ત્યારે તે બન્ને પોતાના રૂપવાળા થયા. તેમને જોઇને તે બોલી કે-"હું તમારી આજ્ઞાને કરનારી જ છું." ત્યારે વિષ્ણુ બોલ્યો કે-'જો એમ હોય તો ચાલ, આપણે આપણી નગરીમા જઇએ.' તે બોલી કે-'મારો પિતા તમારો પરાભવ કરશે.' ત્યારે તે બન્નેએ તેને કહ્યું કે-'તારે સર્વ પ્રકારે ભય પામવો નહીં. તે અમારી સામે યુદ્ધમાં રહેવાને એક ક્ષણવાર પણ સમર્થ નથી.' આવું તેઓનું વચન સાંભળીને પ્રેમરૂપી પાશથી બંધાયેલી અને તેમનાં રૂપ તથા શૌર્યવડે આશ્ચર્ય પામેલી તે કન્યા તે બન્નેની સાથે ચાલી પછી વિદ્યાવડે વિમાન કરીને તેના પર ચડીને આકાશમા રહેલા અનંતવીર્યે સભામાં રહેલા દમિતારિ રાજાને કહ્યું કે- 'હે સામંત, મંત્રી વગેરે જેઓ રાજાના સેનાપતિઓ હોય તે સર્વે સાંભળો કે-તમારા સ્વામીની આ પુત્રીનું હું હરણ કરું છું. તેવા ભાવથી તમારે ન કહેવું કે-અમારા અજાણતા ગ્રહણ કરી.' આ પ્રમાણે કહીને પરિવાર સહિત અનંતવીર્ય આકાશમાં ગયો (ચાલ્યો) તે સાંભળીને જાજ્વલ્યમાન કોપવડે ભયંકર પ્રતિવાસુદેવે કહ્યું કે-'અરે રે ! આ દુરાત્માને જલદી ગ્રહણ કરો, ગ્રહણ કરો.' ત્યારે 'હે દુષ્ટ બુદ્ધિવાળા ! તું કયાં જઇશ ?' એમ હુંકાર શબ્દને કરતા ખેચરો (વિદ્યાધરો) હાથમાં શસ્ત્ર ગ્રહણ કરીને સિંહની પાછળ શિયાળીયાની જેમ તેની પાછળ દોડ્યા. ત્યારે તૃણના સમૂહને વાયુની જેમ એક ક્ષણ વારમાં વિષ્ણુએ તેઓનો ઉપદ્રવ (પરાભવ) કર્યો પછી તેઓને તેવા પ્રકારના જોઇને દમિતારિ રાજા ચાલ્યો, સૈન્યરૂપી કલ્લોલોના સમૂહવડે વ્યાપ્ત, હાથી, અશ્વ અને પત્તિરૂપી ગ્રાહ(મઘરમત્સ્ય)વડે સહિત, અને તેમના વિરાવ(શબ્દ)રૂપી મેઘના ધ્વનિવાળો જાણે કલ્પાંતકાળનો સમુદ્ર હોય, તેવો તે દેખાતો હતો પછી તેને આવતો જોઇને ભયથી વ્યાપ્ત થયેલી તે ભીરૂ( સ્ત્રી )ને આશ્વાસન આપીને તે અનતવીર્યે શત્રુનો નાશ કરવા સૈન્ય રચ્યું. તે વખતે તે પ્રતિવાસુદેવ અને વાસુદેવના અગ્રસૈન્યના યોદ્ધાનો કલકલ શબ્દવડે વ્યાપ્ત કજિયો થયો. તે વખતે શત્રુના સૈન્યના સુભટોએ ભાંગેલું પોતાનુ સૈન્ય જોઇને હરિ ( વાસુદેવ ) કાંઇક ચિંતાને વશ થયો. ત્યારે આ પ્રમાણે રત્નો ઉત્પન્ન થયાં, વનમાલા ૧, ગદા ૨, ખડ્ગ ૩, મણિ ૪, શખ ૫ તથા ધનુષ્ય ૬ અને પ્રતિવાસુદેવનું તે ચક્રરત્ન સાતમું પછી થશે. પછી અનંતવીર્યે શખને લઇને મોટા બળવડે તેને વગાડ્યો. તેના શબ્દવડે તત્કાળ શત્રુનું સૈન્ય મૂર્છા પામ્યું. તે વખતે વિષ્ણુનું પોતાનું સર્વ સૈન્ય ઉત્સાહ-

વાળું થયું. તેવામાં દમિતારિ પણ સર્વ સૈન્ય સહિત આવ્યો. તથા બખ્તર પહેરીને રથ ઉપર ચડીને અને ઘણાં શસ્ત્રો લઇને વિષ્ણુ પણ ઊભો થયો. તે જ પ્રમાણે અપરાજિત પણ થયો. તે વખતે રણસંગ્રામની પૃથ્વી ઉપર મુગટરૂપી કમળોવડે ભયંકર લોહીની નદીઓ વહેવા લાગી, અને કબંધો[1] નાચવા લાગ્યા. તે વખતે નવા ઉદયના વશથી વિષ્ણુએ દમિતારીએ નાંખેલાં સર્વ શસ્ત્રોને પણ ક્ષણવારમાં જ નાશ કર્યો. પછી સ્મરણ માત્રથી જ પ્રાપ્ત થયેલું અને દિશાઓને દેદીપ્યમાન કરતું ચક્ર રત્ન તેણે મૂક્યું. તે તુંબવડે ( હરિની ) છાતીને હણીને હરિના હાથમાં રહ્યું. તે ચક્ર લઈને વિષ્ણુ બોલ્યો કે–“ તું રાજ્ય ભોગવ, મર મા, હે રાજા ! તું કનકશ્રીનો પિતા છે, તેથી મેં તને મૂકયો છે, તું જા.” તે બોલ્યો કે–“ મેં મૂકેલું આ ચક્ર જેમ નિષ્ફળ થયું, તેમ તેં મૂકેલું પણ તે નિષ્ફળ થશે, એવી મારી મતિ છે. અથવા આ મંડલાગ્રવડે ઘાત કરનારા તે ચક્રને અને તને ખંડન કરીશ. ” એમ કહીને તે આકાશમાં દોડ્યો. ખડ્ગ અને ખેટક( ઢાલ )ને ધારણ કરતા અને પોતાની સન્મુખ આવતા તેને અનંતવીર્યે મૂકેલા તે ચક્રે તત્કાળ પાડી દીધો ( મારી નાખ્યો ). તે વખતે હર્ષથી આ પ્રમાણે બોલતા વ્યંતરોએ આકાશમાંથી પુષ્પોનો સમૂહ અનંતવીર્યની ઉપર મૂકયો. “ આ વિજયાર્ધનો પતિ બળવાન વાસુદેવ થયો છે, અને બીજો બલદેવ થયો છે, તેથી આ બન્ને ચિરકાળ સુધી જય પામો ” પછી તે વિદ્યાધરના સુભટોએ પ્રણામ કરીને અનંતવીર્યનો આશ્રય કર્યો. તેણે પણ તે સર્વેનું સન્માન કર્યું ત્યારપછી અપરાજિત અને અનંતવીર્ય વિદ્યાધરો સહિત મનોહર વિમાન ઉપર ચડીને પોતાના નગર તરફ ચાલ્યા. પછી કનકાચળ( મેરુપર્વત )ને પામેલા તે બન્નેને વિદ્યાધરોએ કહ્યું કે–“ અહીં જિન ચૈત્યો છે. તેને વાંદવા યોગ્ય છે.” ત્યારે ત્યાંથી ઉતરીને તે ચૈત્યોને ભક્તિથી વાંદીને ત્યાં તે બન્નેએ **કીર્તિધર** નામના મુનિને જોયા. વર્ષના ઉપવાસના તપવડે ઉત્પન્ન થયેલા કેવળદર્શનવાળા તે ઋષિના ચરણોને મોટા હર્ષથી તે બન્નેએ વાંદ્યા. પૃથ્વીપીઠ ઉપર બેસીને હર્ષથી રોમાંચિત શરીરવાળા તે બન્નેએ આ પ્રકારની તેની વિશુદ્ધ ધર્મદેશના સાંભળી, તે આ પ્રમાણે–“ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને દુષ્ટ યોગ આ પાંચ દુઃખને આપનારા અને બંધના કારણભૂત છે. અદેવને વિષે જે દેવપણું માનવું, અગુરુને વિષે જે ગુરુપણું માનવું, અને અતત્ત્વને વિષે જે તત્ત્વબુદ્ધિ માનવી, તે મિથ્યાત્વ કહ્યું છે. પાપકર્મને વિષે થોડું પણ વર્જવું નહીં, તેને સર્વ દુઃખના કારણરૂપ અવિરતિને તમે જાણો. ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય સંસારવાસના મૂળરૂપ ( કારણરૂપ ) જિનશાસનમાં કહ્યા છે. કોપ એ ક્ષમાનો વિપર્યય ( ઊલટો ) છે, માન એ અમૃદુતા સંજ્ઞાવાળો છે, માયા એ સરળતાનું અવળાપણું છે, અને લોભ એ મુક્તિનો વિપર્યય ( અવળો ) છે. મદિરા, વિષયો, નિદ્રા તથા વિકથા એ કષાય સહિત પાંચ પ્રમાદ કહ્યા છે તેમાં કાષ્ઠ

૧. મસ્તક વિનાના શરીરો.

અને પિષ્ટાદિકવડે[1] બનાવેલી બે પ્રકારની મદિરા કહેલી છે, તથા શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ નામના પાંચ વિષયો કહ્યા છે. નિદ્રા, નિદ્રા નિદ્રા, ત્રીજી પ્રચલા નામની, ચોથી પ્રચલાપ્રચલા અને પાંચમી સ્ત્યાનર્દ્ધિ (એ પાંચ નિદ્રા) હોય છે. તેમાં નિદ્રા સુખેથી બોધ થાય તેવી છે, અતિનિદ્રા ( નિદ્રાનિદ્રા ) દુઃખથી બોધ થાય તેવી છે, પ્રચલા બેઠેલાને હોય છે, ચોથી ( પ્રચલાપ્રચલા ) ચાલતાને હોય છે, તથા પાંચમી ( સ્ત્યાનર્દ્ધિ ) ચિંતવેલા કાર્યને સાધનારી હોય છે. અને તે ( સ્ત્યાનર્દ્ધિ ) પ્રાણીને અતિ કિલષ્ટ કર્મના ઉદયને વિષે થાય છે. સ્ત્રીકથા, ભોજનકથા, રાજકથા અને દેશકથા આ ચાર વિકથાને વિવેકીએ વર્જવી જોઇએ. મન, વચન અને કાયા નામના ત્રણ યોગ કહ્યા છે. અપ્રશસ્ત ( અશુભ ) એવા તે કર્મના બંધના હેતુ થાય છે. પાપકર્મના કારણરૂપ આ સર્વનો ત્યાગ કરીને ભવ્ય પ્રાણીએ મુક્તિના સુખને આપનારા ધર્મને વિષે બુદ્ધિ કરવી જોઈએ" આ અવસરે તે કનકશ્રીએ તે મુનિને આ પ્રમાણે પૂછયું કે-"હે પ્રભુ ! મારે બંધુજનનો વિયોગ અને પિતાનું મરણ કેમ થયું ?" ત્યારે કીર્તિધર મુનિએ તે કહ્યું કે-"હે ભદ્રા ! જેનાથી તારે બંધુનો વિયોગ વિગેરે દુઃખ થયું, તેનું કારણ હવે તું સાંભળ

આ ધાતકીખંડ દ્વીપને વિષે પૂર્વ ભરતક્ષેત્રમાં ઘણા ધન અને ધાન્યથી વ્યાપ્ત **શંખપુર** નામનું નગર છે. તેમાં ઉચ્છેદ પામેલા સતાનવાળી કોઇક **શ્રીદત્તા** નામની દુઃખી સ્ત્રી હતી, તે બીજાને ઘેર કામ કરવાવડે આજીવિકાને કરતી હતી. ગરીબાઈવડે પીડા પામેલી તે કોઇક દિવસે મુનિની પાસે ધર્મચક્રવાલ નામનો તપ સાંભળીને તે તપ કરવા લાગી. તેમા પ્રથમ બે અઠ્ઠમ તપ કરાય છે. અને સાડત્રીશ ચતુર્થ ભક્ત (ઉપવાસ) [2]કરાય છે. અને શકિત પ્રમાણે ગુરુ અને દેવની પૂજા કરાય છે તે જાણીને પ્રસન્ન થયેલ સર્વ જનો પારણાને દિવસે તેણીને મનોહર ભક્ષ્ય અને ભોજય આપતા હતા; કેમકે લોકમાં તપ પૂજાયેલું છે. "આ તપોગુણમા રકત છે" એમ જાણીને કર્મને અંતે મોટા શ્રેષ્ઠીઓ તેણીને બમણી, ત્રણગણી વૃત્તિ આપવા લાગ્યા અને વસ્ત્રો આપવા લાગ્યા, તેથી તે કાંઇક ધનવાળી થઈ. પછી કોઈક દિવસ પોતાના ઘરની ભીંતનો એક ભાગ પડી ગયો, તેમાંથી તે ધનના સમૂહને પામી. પછી એક દિવસ તેણીએ તપનું ઉદ્યાપન કરવાનો પ્રારંભ કર્યો, તેથી વિધિપૂર્વક જિનેશ્વરની પ્રતિમાની પૂજા કરાવી સાધર્મિકના સમૂહને ભોજન કરાવ્યું. તે વખતે તેણીના ઘરના આંગણાને વિષે માસના ઉપવાસવાળા તે સુવ્રત નામના શ્રેષ્ઠ સાધુ આવ્યા. મોટા હર્ષવડે પૂર્ણ અંગવાળી તેણીએ તેને પ્રાસુક (અચિત્ત) ભોજન અને પાણીવડે પ્રતિલાભ કર્યો, અને સારા ભાવથી તેને વાદ્યા અને ધર્મનો પ્રભાવ જોવાથી તેણીએ તેની પાસે ધર્મ પૂછયો. ત્યારે તે બોલ્યો કે-"અત્યારે ધર્મદેશના આપવી યોગ્ય નથી. જો ધર્મ સાંભળવાની તારી ઈચ્છા હોય, તો અવસરે હે ભદ્રા !

૧. લોટ-આટો. ૨ કુલ ૪૩ ઉપવાસ અને ૩૯ પારણા મળીને ૮૨ દિવસે આ તપ પૂર્ણ થાય છે

ઉપાશ્રયમાં આવીને વિધિવડે વિસ્તાર સહિત ધર્મ સાંભળવો ” એમ કહીને પોતાના ઉપાશ્રયમાં જઇને રાગાદિકથી રહિત તેણે વિધિ પ્રમાણે પારણું કર્યું, અને પછી ક્ષણવાર સ્વાધ્યાય કર્યો. તે વખતે ત્યાં નગરના લોકો અને શ્રીદત્તા સર્વે આવ્યા. તે શ્રેષ્ઠ મુનિને પ્રણામ કરીને તેની પાસે બેઠા. પછી ધર્મલાભનો આશીર્વાદ આપીને તે મુનિ શ્રીદત્તાને અને લોકોને પ્રતિબોધ કરવા માટે ધર્મદેશના આપવા લાગ્યા. તે આ પ્રમાણે–

“ધર્મથી અર્થ તથા કામ પ્રાપ્ત થાય છે, અને મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. તેથી કરીને ચાર વર્ગને વિષે ધર્મની મુખ્યતા કહી છે. “ આ અર્થ છે, અને બીજો અનર્થ છે.” એમ નિશ્ચયવડે શોભતા વિવેકી પુરુષે ધર્મવડે જ અસ્થિ અને મજ્જાને ભાવવી. ત્યારે શ્રીદત્તાએ કહ્યું કે–“ હે ભગવાન ! અમૂર્તિમાન ધર્મવડે અસ્થિ અને મજ્જાની અધિવાસના શી રીતે કરાય ?” ત્યારે આ સુવ્રત સાધુએ તેણીના અને પૌરજનોના ઇચ્છિત અર્થને જણાવનાર દૃષ્ટાંત કહ્યું કે–“ **ઉજ્જયિની** નગરીમાં **જિતશત્રુ** નામે રાજા હતો, તેને **ધારિણી** નામની પ્રિયા હતી, અને **નરસિંહ** નામે તેમને પુત્ર હતો. તે કળાના સમૂહથી સંપૂર્ણ થઇને યુવાવસ્થા પામ્યો. તેને તેના પિતાએ બત્રીશ મનોહર કન્યાઓ પરણાવી. એક દિવસ શરદ્ ઋતુમાં તે નગરને વિષે અરણ્યમાંથી શંખની જેવો શ્વેત, મદવડે ઉન્મત્ત અને પર્વત જેવો ઊંચો એક હાથી આવ્યો. યમરાજની જેવા ક્રોધ પામેલા અને માણસોને ઉપદ્રવ કરનારા તે હાથીને કોઇ પુરુષે રાજાને આવ્યો તેમ જણાવ્યું ત્યારે તે રાજાએ સૈન્ય મોકલ્યું, તે તેની પાસે દીનતાને પામ્યું. ત્યારે સૈન્ય સહિત રાજા પોતે જ ચાલ્યો ત્યારે નરસિંહકુમાર રાજાને નિવારણ કરીને તે હાથીને દમન કરવા માટે સેના સહિત ચાલ્યો નવ હાથ લાંબા, સાત હાથ ઊંચા, ત્રણ હાથ પહોળા, લાંબા દાંત અને સુંઢવાળા, નાના પુચ્છવાળા, મધની જેવી રાતી દૃષ્ટિવાળા અને ચાર સો ને ચાળીસ લક્ષણોવડે શોભતા તે ગજેંદ્રને કુમારે જોયો. પછી સન્મુખ જવું, પાછું હઠવું, નીચે પડવું અને ઊંચે કૂદવું, એ વગેરેવડે ઘણે પ્રકારે તેને ખેદ પમાડીને તેણે વશ કર્યો. ઐરાવણની જેવા તેના ઉપર ચડેલા તે કુમારને જાણે સાક્ષાત્ ઇંદ્ર હોય તેમ અદ્ભૂત શોભાવાળો લોકોએ માન્યો પછી તે ગજેંદ્રને [1]આલાનમાં લઇ જઇને રાખ્યો પછી તેના ઉપરથી ઊતરીને કુમારે પોતે તેની આરતી કરી પછી વિનય સહિત તે પિતાની પાસે ગયો. પિતાએ પણ તેનું આલિંગન કરી ગૌરવ કર્યું. અને વિચાર્યું કે “ આ પુત્ર પૃથ્વીનો ભાર ઉપાડવામાં સમર્થ થયો છે, તેથી આને રાજા કરીને મારે અગાર (ઘર) રહિત થવું (સંયમી થવું) યોગ્ય છે.” ત્યાર પછી મંત્રી, સામંત અને પુરના લોકોએ સમતિ આપેલા તેને રાજાએ સારા મુહૂર્ત્તે પોતાના સ્થાને સ્થાપન કર્યો. પછી તેણે **જયંધર** ગુરુની પાસે ગ્રહણ કરી. નરસિંહ રાજા ન્યાયવડે પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. પછી કોઇ વખત અતિ પ્રચંડ, માયાવી, ગ્રહણ ન થાય તેવો, અને ઓળખાય નહીં તેવો

૧. હાથીને બાંધવાનુ સ્થાન.

એક ચોર તે નગરીને ચોરવા (લુંટવા) લાગ્યો તે વૃત્તાંત મહાજને જણાવ્યો. ત્યારે રાજાએ ચોરનો નિગ્રહ કરવા માટે આરક્ષકને આદેશ આપ્યો. ફરીથી કોઇક દિવસે મહાજને રાજાને વિનંતિ કરી કે-"હે દેવ ! ચોરે તમારી આખી નગરી લૂંટી છે. જે કોઈ સારા રૂપવાળી અને યૌવનવાળી સ્ત્રી હતી તેને પણ તે ચોર રાત્રિમાં બળાત્કારે પણ લઈ ગયો છે. તેથી અમને કોઇક બીજું વાસસ્થાન દેખાડો, કે જેથી હે નરનાથ ! અમે ત્યાં ઉપદ્રવ રહિત રહીએ." ત્યારે ક્રોધ પામેલા રાજાએ આરક્ષકને કહ્યું કે-"અરે ! રક્ષણ કર્યા વિના ધનને ગ્રહણ કરતો તું શું મારો લેણદાર છે ?" મહાજને કહ્યું કે-"આનો કાંઈ પણ દોષ નથી. સૈન્ય સહિત પણ આનાવડે તે ચોર ધારણ કરી શકાય તેમ નથી." ત્યારે "જેમ ઠીક થશે, તેમ હુ કરીશ." એમ કહીને રાજાએ મહાજનને વિદાય કર્યો. પછી વંઠના વેષવાળો રાજા રાત્રિએ પોતાના ઘરમાંથી નીકળીને શંકાના સ્થાનને વિષે ચોરની શોધ કરતો ફરવા લાગ્યો. રાત્રિને વિષે નગરીમાં ફર્યો, અને દિવસે નગરીની બહાર ફર્યો. તોપણ કોઇ ઠેકાણે તેણે તે દુષ્ટ ચોર જોયો નહીં પછી સાયંકાળે માર્ગની ધૂળથી વ્યાપ્ત થયેલા અને વૃક્ષના મૂળમાં રહેલા તે રાજાએ કષાય વસ્ત્રવાળા એક ત્રિદંડીને આવતો જોયો. પોતાની સમીપે આવતા તેને તે રાજા નમ્યો ત્યારે "તું કયા સ્થાનથી આવ્યો છે ?" એમ તેણે પણ તેને પૂછ્યુ. રાજા બોલ્યો કે-"હે ભગવાન ! હુ દ્રવ્યનો અર્થી મુસાફર છું. ઘણા દેશોમાં હું ભમ્યો છું પણ કોઇ ઠેકાણે ધનને પામ્યો નથી." ત્યારે ત્રિદંડી બોલ્યો કે-"અહો ! તેં જે દેશો જોયા છે તેનું સ્વરૂપ નામ ગ્રહણ કરીને તું મને કહે." રાજા બોલ્યો કે-"અહીં ચોરાશી લાખ સખ્યાવાળા દેશો છે. તેમાંથી કેટલાકનું સ્વરૂપ હું તમને કહું છુ, તે તમે સાભળો. જેમાં એક વસ્રવાળી સ્રીઓ છે, પ્રાયે કરીને લોકો પ્રિય વચન બોલનાર છે, અને વાળ કેશ કહેવાતો નથી, તે **લાટદેશ** મેં જોયો છે. જેમાં અતિ લાંબા કેશવાળી, મનોહર શબ્દવાળી અને કબલના વસ્રવાળી સ્રીઓ છે, તે **સૌરાષ્ટ્ર** નામનો દેશ મેં જોયો છે. જ્યા ભોજનને વિષે નાળીએરી અને કેળના ફળ, શાક તથા નાગવલ્લીના પત્ર છે, તે કુંકુણ દેશ મે જોયો છે. જ્યાં પવિત્ર વેષવાળા, પ્રિય વચનવાળા અને વિવેકવાળા લોકો છે, તે વૈદગ્ધી( ચતુરાઇ )વડે મનોહર **ગુર્જર** દેશ મેં જોયો છે. જ્યા સર્વ મનુષ્યના હારમાં એક ભક્તિવાળુ વસ્ત્ર અસ્ત પામ્યું છે, અને અતિ કઠોર ભાષા છે, તે **મારુક** નામનો દેશ મે જોયો છે જ્યાં ઇક્ષુ અને વ્રીહિ ઉત્પન્ન થાય છે, ત્રણ ખેતી છે, અને સર્વસાધારણ લોક છે, તે **મધ્ય** દેશ મેં જોયો છે. અને જ્યા ઘઉં છે, તથા લવણ મળતું નથી, તે જળ સહિત સમથ પણ **માલવ** દેશ મે જોયો છે." આ પ્રમાણે સાંભળીને ત્રિદંડીના વેષને ધારણ કરનાર તે ચોરે વિચાર્યું કે-"ખરેખર આ પથિક મારી જેવો દ્રવ્યનો અર્થી છે" પછી તેણે કહ્યું કે-"હે પથિક ! જો તું મારું વચન માનીશ, તો તરત જ મનવાછિત દ્રવ્યને પામીશ." રાજા બોલ્યો-"જે મનવાંછિત દ્રવ્યને આપે, તેની આજ્ઞાને કરનાર માત્ર હું જ એક

નહીં પણ સર્વ જનો તેની આજ્ઞા કરે છે." તે બોલ્યો–"હે પથિક! તો હમણાં રાત્રિ વર્તે છે તે પર સ્ત્રીને સેવનારાને ચોરોને અને દુષ્ટોને પ્રીતિ કરનારી છે. તેથી તું ઉભો થા, અને હાથમાં ખડ્ગ ધારણ કર, કે જેથી નગરમાં પ્રવેશ કરીને કોઇ પણ શ્રેષ્ઠીના ઘરમાંથી દ્રવ્ય લાવીએ." રાજાએ વિચાર્યું કે–"ખરેખર તે જ આ ચોર છે. તેથી આને હણું, અથવા તો જે આ કરે, તે જોઉં." પછી તે રાજાએ ખડ્ગ ખેંચ્યું. તે જોઇને યોગીએ પણ વિચાર્યું કે–"આવા ખડ્ગવડે જ આ રાજા જણાય છે, તેથી કોઇપણ ઉપાયવડે મારે આને મારવો" એમ વિચારીને તે આગળ જઇને એકદમ પાછો વળ્યો. અને "હે પથિક! હજીસુધી નગરીનો લોક જાગે છે, તેથી ફરીને એક ક્ષણવાર આપણે અહીં વિશ્રામ કરીએ." એ પ્રમાણે તેણે રાજાને કહ્યું. પછી તેની આજ્ઞાથી રાજાએ પાદડાના બે સંથારા કર્યા તેમાંથી એક ઉપર તે વિશ્રાંતિ લેવા બેઠો, અને બીજા ઉપર રાજા પોતે બેઠો. પછી "મારા જાગવાથી આ પણ કોઇ રીતે સૂશે નહીં." એમ વિચારીને તે ચોર તે સંથારા ઉપર સૂતો પછી જલદીથી ઉઠીને રાજાએ પોતાને સ્થાને મોટું કાષ્ઠ સ્થાપન કર્યું, અને પોતે ખડ્ગ સહિત વૃક્ષના કોટરમાં રહ્યો. પછી તે ત્રિદંડી તસ્કરે પણ પોતાના ખડ્ગને ખેંચીને ઉભો થયો, અને રાજાની ભ્રાંતિથી ખડ્ગના ઘાતવડે તે કાષ્ઠના તેણે બે ભાગ કર્યા. પછી વસ્ત્રને દૂર કરીને તથા સ્પર્શાદિકવડે તેને કાષ્ઠ જાણીને "ધૂર્તવડે હું ઠગાયો છું" એમ તેણે પશ્ચાત્તાપ કર્યો પછી રાજાએ તેને કહ્યું કે–"હે દુષ્ટ! હમણા હું તને મારુ છુ. જો તારો પુરુષાર્થ હોય, તો મારી સન્મુખ થા. "ત્યારે "સારૂં, સારૂં," એમ બોલતો તે દુષ્ટ બુદ્ધિવાળો ચોર પણ હાથમાં ખડગ રાખીને બળથી રાજાની સામે યુદ્ધ કરવા આવ્યો. પછી ખડ્ગ ખડ્ગવડે ચિરકાળ સુધી યુદ્ધ કરીને બળવાન રાજાએ તેના મર્મસ્થાનમાં મારીને તેને પૃથ્વીતળ ઉપર પાડી નાંખ્યો. તે ઘાતથી વિહ્વળ થયેલ તે ચોરે રાજાને કહ્યું કે–"હે વીર! જેણે આ નગરીને લુંટી છે, તેજ હું ચોર છુ. હવે હુ મરી જઇશ તું મારૂં વચન સાંભળ આ દેવકુલની પાછળ પાતાલ મંદિર છે. તેમા ઘણું ધન છે, મારી બહેન **ધનદેવી** છે, અને નગરીમાંથી જે મેં હરણ કરી તે બીજી સ્ત્રીઓ પણ છે આ મારા ખડ્ગને લઇને તું જલદીથી ત્યાં જા. અને શિલાના છિદ્રવડે તે મારી બહેનને બોલાવજે. તેણીને મારુ મરણ કહેજે, અને આ ખડ્ગ દેખાડજે. ત્યારે તેણી તારા પ્રવેશને માટે દ્વાર ઉઘાડશે. તે સર્વ તારે ગ્રહણ કરવું. અથવા તો જેનુ જે હોય, તેને તે તું આપજે." એમ કહીને તે ચોર મરણ પામ્યો. પછી રાજા પણ ત્યાં જઇને તેના કહ્યા પ્રમાણે કરીને તે પાતાલ ભવનને વિષે પેઠો, અને તે સર્વ તેણે જોયું પછી "આ પલ્યંક ઉપર પ્રથમ તમે ક્ષણવાર વિશ્રાંતિ લ્યો." એમ રાજાને કહીને તે તસ્કરની બહેને દ્વાર બંધ કર્યું છાની છાની રીતે પોતાની સન્મુખ જોતી તેણીને જોઇને શંકાવાળા રાજાએ ત્યાં (પલ્યંક ઉપર) ઓશીકું સ્થાપન કર્યું. અને બુદ્ધિમાન પોતે દીવાની છાયામાં રહ્યો. ત્યારે તે ધનદેવીએ શય્યા ઉપર યંત્રશિલા

મૂકીને તે શય્યાને ભાંગી નાંખી. પછી તે તાળીઓ વગાડતી આ પ્રમાણે બોલી કે-"અહો ! મેં ઠીક કર્યું, કે જેથી મારા ભાઈના વધ કરનારને મેં મારી નાંખ્યો." ત્યારે તેણીને કેશમાં પકડીને રાજા બોલ્યો કે-"હે રાંડ ! આ પ્રમાણે કરતી તું તારા ભાઈના માર્ગને અનુસરનારી થઈશ." પછી દીન વચનને બોલતી તેણીને મૂકીને તથા દ્વારને ઉઘાડીને તે રાજા જલદીથી પોતાને ઘેર ગયો. પછી નગરના લોકોને એકઠા કરીને (તથા ત્યાં લઇ જઈને) જેની જે વસ્તુ હતી, તેને તે સર્વ આપી, અને તે ભવનને ભાંગી નાંખ્યું. તે સ્ત્રીઓને પોતપોતાના ઘરને વિષે આણી, પરંતુ તે ચોરે મોહ પમાડેલી હોવાથી ચપળ ચિત્તવાળી તેઓ ત્યાં (પોતાના ઘરમાં) પ્રીતિને પામી નહીં, તેથી વારંવાર ચોરને સ્થાને જવા લાગી. ત્યારે લોકોએ તે વાત રાજાને કહી. તે રાજાએ પણ ભિષક-(વૈદ્ય)ને કહ્યું. ત્યારે તે બોલ્યો કે-"આ સ્ત્રીઓ ચોરના ચૂર્ણવડે આવા પ્રકારની થઈ છે, તેથી હે રાજેંદ્ર ! હું તેમને મારું ચૂર્ણ આપીને સ્વભાવમાં રહેલી (સારી) કરું છું." પછી રાજાની આજ્ઞાથી તેણે તે સ્ત્રીઓને કાર્મણ રહિત કરી, પરંતુ એક સ્ત્રી તે અવસ્થાવાળી રહી, એમ કહ્યું, ત્યારે રાજાએ તે પણ ભિષકને પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે-"હે દેવ ! યોગીના ચૂર્ણવડે કેટલીક સ્ત્રીઓની ચામડી વાસિત થઇ છે, તથા કેટલીકનાં માંસ અને રુધિર વાસિત થયાં છે, તે સર્વને પ્રતિચૂર્ણવડે મેં સ્વભાવમાં રહેલી (સારી) કરી છે; પરંતુ હે રાજા ! આ સ્ત્રીનાં તો તેણે અસ્થિ અને મજ્જા પણ વાસિત કર્યાં છે, તેથી હે રાજા ! જો આને તે ચોરના અસ્થિને ઘસીને પવાય, તો સ્વભાવમાં રહેલી થાય, બીજી રીતે નહીં થાય." ત્યારે સદા પરના હિતને ઇચ્છનારા તે નરસિંહ રાજાએ જલદીથી તે પ્રકારે તે કરાવીને તેણીને પણ વિકાર રહિત કરી. પછી કોઇક દિવસ તે શ્રી જીવંધર આચાર્ય ત્યાં આવ્યા, કે જેની પાસે રાજાનો પિતા જિતશત્રુ વ્રતવાળો (ચારિત્રવાળો) થયો હતો. તેની પાસે ધર્મ સાંભળીને તે નરસિંહ રાજા પણ પ્રતિબોધ પામ્યો. અને તેણે **ગુણસાગર** નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. પછી દીક્ષા ગ્રહણ કરીને તથા અતિ દુષ્કર તપ કરીને કર્મ રહિત થયેલ તે નરસિંહ ઋષિ મોક્ષની સંપત્તિને પામ્યા.

**ઇતિ નરસિંહ ઋષિની કથા.**

પછી સુવ્રત મુનિએ કહ્યું કે-"હે ભદ્રા ! જેમ યોગીના ચૂર્ણવડે તે સ્ત્રીના અસ્થિ અને મજ્જા અધિવાસિત કર્યાં, તેમ જોયેલા વિશ્વાસવાળી હે શ્રીદત્તા ! તું પણ કલ્પવૃક્ષ અને ચિંતામણીથી પણ અધિક લક્ષ્મીવાળા આ ધર્મવડે તારા આત્માની ભાવના કર." ત્યારે સરળ અંતઃકરણવાળી તેણીએ તે મુનિની પાસે શુદ્ધ સમકિત સહિત શ્રાદ્ધધર્મને અંગીકાર કર્યો. પછી મુનિએ અન્યત્ર વિહાર કર્યો, શ્રીદત્તા પણ ઘેર ગઇ, અને અંગીકાર કરેલા પોતાના ધર્મને વિધિ પ્રમાણે પાળવા લાગી. એક દિવસ

કર્મના પરિણામના વશથી તે શ્રાવિકાએ ધર્મના વિષયમાં આ પ્રમાણે મનમાં રહેલી વિચિકિત્સા કરી, કે–" આ રમણીય જૈન ધર્મને વિષે હું યત્ન કરું છું ( પાળું છું ) પરંતુ આનું ફળ થશે કે નહીં ? તે જણાતું નથી. " આવી વિપરીત ચિકિત્સા કરીને આયુષ્યના ક્ષયે મરીને તે જ્યાં ઉત્પન્ન થઇ, તે સ્થાન હવે હું કહું છું. આ જ વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર **સુરમંદિર** નામના નગરમાં **કનકપૂજ્ય** નામે રાજા હતો, તેને **વાયુવેગા** નામની પ્રિયા હતી. કીર્તિવાળા તે રાજાનો હું **કીર્તિધર** નામનો પુત્ર છું. મારે પણ **અનિલવેગા** નામની પ્રિયા હતી. હાથી, કુંભ અને વૃષભ એ ત્રણ સ્વપ્નથી સૂચન કરાયેલો મારો પુત્ર **દમિતારિ** નામનો પ્રતિવાસુદેવ રાજા થયો. મોટા યૌવનવાળા તેને મેં ઘણી કન્યાઓ પરણાવી. પછી મેં તેને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કર્યો, અને મેં દીક્ષા ગ્રહણ કરી. આ દમિતારિ રાજાને **મદિરા** નામની પ્રિયા હતી, તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી તું કનકશ્રી નામની પુત્રી થઇ. તેં પૂર્વભવે જે ધર્મની વિચિકિત્સા કરી હતી, તેથી હે ભદ્રા ! બંધુવિયોગાદિક આ દુ:ખ તને થયું છે. " આ પ્રમાણે પિતામહ મુનિના મુખેથી પોતાનો પૂર્વભવ સાંભળીને તે દમિતારિ રાજાની પુત્રી સંસારથી વૈરાગ્યવાળી થઇ, તેથી બે હાથ જોડીને અપરાજિત અને અનંતવીર્યને આ પ્રમાણે કહ્યું કે–" જો તમે મને અનુજ્ઞા આપો, તો હું આજે પ્રવ્રજ્યા ગ્રહણ કરું. " તેઓએ તેણીને કહ્યું કે–" સુભગા પુરીએ જઇને હે શુભા ! સ્વયંપ્રભ જિનેશ્વરની પાસે તું વ્રતવાળી થજે. " પછી તે તપોધનને નમીને તથા વિમાન ઉપર ચડીને તેણીની સાથે તે બન્ને પોતાની નગરીને વિષે ગયા. પછી એક દિવસ સુર, અસુર અને મનુષ્યવડે પૂજાતા સ્વયંપ્રભ જિનેશ્વર પ્રભુ સુભગાપુરીમાં આવીને સમવસર્યા. ત્યારે તે કનકશ્રી સહિત આ બળદેવ અને કેશવે ત્યાં જઇને તેને ભક્તિથી વાંદ્યા, અને ધર્મ સાંભળ્યો. પહેલા પણ તે કનકશ્રી વિષયોથી વિરક્ત બુદ્ધિવાળી હતી. અને તે વખતે જિનેશ્વરની વાણી સાંભળીને વિશેષે કરીને વિરક્ત બુદ્ધિવાળી થઇ. પછી હરિ અને બળદેવે તેનો દીક્ષાનો ઉત્સવ કર્યો. તેણીએ દીક્ષા લીધી, અને એકાવળી વિગેરે મોટું તપ કર્યું. શુક્લધ્યાનરૂપી અગ્નિવડે ચાર ઘાતી કર્મને બાળીને, કેવળજ્ઞાન પામીને તે મોક્ષપદને પામી.

આ તરફ અપરાજિતને **વીરતા** નામની ભાર્યા હતી, તેના અંગથી ઉત્પન્ન થયેલી **સુમતિ** નામની પુત્રી થઇ. તે બાલ્યાવસ્થાથી જ જીવાજીવાદિક તત્ત્વને જાણનારી, તપકર્મમાં ઉદ્યમવાળી અને જિનશાસનમાં કુશળ થઇ. એક દિવસ તેણીને ઘેર શાંત, દાંત અને ક્ષમાવાળા **વરદત્ત** નામના મહામુનિ ઉપવાસના પારણાને માટે આવ્યા. પારણાને માટે પોતાના થાળમાં પીરસેલી મનોરૂપ રસવતીવડે તેણીએ સાધુને પ્રતિલાભ્યા. તે જ વખતે તે મુનિના પ્રભાવથી તેણીની ભક્તિવડે રંજિત થયેલા દેવોએ કરેલા પાંચ દિવ્યો ત્યાં થયાં ને સાધુ પોતાના સ્થાને ગયા. તે જોઇને બળદેવ અને કેશવે વિચાર્યું કે–" પુણ્ય કરનારી આ કન્યા ધન્ય છે. " પછી મંત્રીની સાથે વિચાર કરીને મોટા આનંદવડે તે બન્નેએ તેણીને માટે સુંદર

સ્વયંવરમંડપ કરાવ્યો. દૂતવડે બોલાવેલા સર્વે રાજાઓ આવીને તે સ્વયંવરમંડપમાં ઊંચાં આસનો ઉપર બેઠા. કન્યા પણ શૃંગાર સજીને સખીઓના સમૂહ સહિત હાથમાં વરમાળાને ધારણ કરીને જેટલામાં ત્યાં આવી, તેટલામાં કરેલ સંકેતવાળી અને ત્યાં આવેલી પૂર્વભવની બહેન દેવતાએ તેણીને વ્રતને માટે પ્રતિબોધ આપ્યો. ત્યારે સ્વયંવરમાં આવેલા સર્વ રાજાઓને જણાવીને વાસુદેવ અને બળભદ્રવડે વિશેષે કરીને અનુજ્ઞા આપેલી તેણી પાંચ સો કન્યા સાથે **સુવ્રતા** સાધ્વીની પાસે દીક્ષા ગ્રહણ કરીને નિર્મળ તપ કરવા લાગી. અનુક્રમે ક્ષપકશ્રેણિ ઉપર ચડીને, કેવળજ્ઞાન પામીને તથા ભવ્યના સમૂહને પ્રતિબોધ કરીને તે સતી પણ મોક્ષે ગઈ. પછી ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને તે અનંતવીર્ય વિષ્ણુ મરણ પામ્યો અને નિકાચિત કર્મવડે તે પહેલી નરકમાં બેંતાળીશ હજાર વર્ષના આયુષ્યવાળો નારકી થયો. પછી તેનો વિયોગ થવાથી અપર ( બળદેવ ) અત્યંત શોક કરવા લાગ્યો. તેને નીતિધર્મમાં નિપુણ મંત્રીએ આ પ્રમાણે કહ્યું, કે–" જો તમારી જેવા પણ મોહરૂપી પિશાચવડે ઠગાય છે, તો હે ધીર ! આ ધીરતા કયા બીજા પુરુષનો આશ્રય કરે ? " આ પ્રમાણે તેના વચનથી તે કાંઈક શોક રહિત થયો. પછી એક દિવસ ત્યાં **યશોધર** નામના ગણધર આવ્યા. તેનું આગમન જાણીને સોળ હજાર રાજાઓવડે પરિવરેલો તે બળદેવ ભક્તિથી તેને વાંદવા માટે ગયો. તે ગણધરને નમીને યોગ્ય સ્થાને બેઠેલા તેણે બે હાથ જોડીને આ પ્રમાણે દેશના સાંભળી કે–" ઇષ્ટજનના વિયોગથી લોકને વિષે મોટો શોક થાય છે. તે શોક સત્પુરુષોએ ત્યાગ કરવો, કેમકે તેનું સ્વરૂપ આ પ્રમાણે છે. આ શોક બીજા નામવાળો પિશાચ છે, તથા જૂદા રૂપવાળો પાપી છે, આ અજ્ઞાનની યુવાવસ્થા છે, અને આ વિશેષે કરીને વિષની યુવાવસ્થા છે, તેથી ઇષ્ટવિયોગ નામના મોટા રોગથી પીડા પામેલા લોકોએ સારા શાસ્ત્રમાં કહેલી ક્રિયાવડે યુક્ત થઇને મોટું ધર્મરૂપી ઔષધ કરવું. આ જગતમાં સંપદા હાથીના કાન જેવી ચપળ છે, સંગમો પ્રિયના વિયોગવડે નિષ્ફળ છે, અને જીવિત મરણના દુઃખથી નીરસ છે, તેથી ડાહ્યા પુરુષે અક્ષય ( નાશ રહિત ) મોક્ષને ઉપાર્જન કરવો. " આ પ્રમાણે ધર્મદેશના સાંભળીને અપરાજિત શોક રહિત થયો, વ્રતના પરિણામવાળો થયો, તેથી તે ગણધરને નમીને, પોતાને ઘેર આવીને, પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને, તેણે રાજાઓના સમૂહ સહિત દીક્ષા ગ્રહણ કરી. પછી ઘણા કાળ સુધી તપ કરીને તથા છેવટે અનશન કરીને તે મરણ પામીને અચ્યુત દેવલોકને વિષે દેવેંદ્ર થયો.

હવે આ તરફ જંબૂદ્વીપના ભરત નામના ક્ષેત્રને વિષે વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિને વિષે **ગગનવલ્લભ** નામના નગરમાં **મેઘવાહન** નામના વિદ્યાધર રાજાને ગુણે કરીને યુક્ત અને રૂપે કરીને શોભતી **મેઘમાલિની** નામની ભાર્યા હતી. અનંતવીર્ય નરકમાંથી નીકળીને તેમનો **મેઘનાદ** નામનો પુત્ર થયો, અને તે યૌવનને પામ્યો. ત્યારે મેઘવાહન રાજાએ તેને ઘણી કન્યાઓ પરણાવીને તથા પોતાના રાજ્ય ઉપર સ્થાપન

કરીને દીક્ષા ગ્રહણ કરી. પછી બન્ને શ્રેણિના સ્વામી તે મોટી બુદ્ધિવાળા મેઘનાદે પોતાના પુત્રોને અનુક્રમે એકસો ને દશ દેશો આપ્યા. પછી કોઇક દિવસે મેરુપર્વત ઉપર જઇને તેણે શાશ્વત અરિહંતોની પ્રતિમાઓની ભક્તિપૂર્વક પૂજા કરી, અને પ્રજ્ઞપ્તિ વિદ્યાની પૂજા કરી. તે વખતે ત્યાં સ્વર્ગમાં વસનારા સર્વે દેવો આવ્યા. તેમાં અચ્યુતેંદ્રે તેને જોયો, અને સ્નેહથી તેની સાથે વાત કરી. પછી તે ઇંદ્ર ધર્મ સહિત પૂર્વભવનું સ્વરૂપ કહીને પોતાને સ્થાને ગયો. વિદ્યાધરનો રાજા મેઘનાદ પણ ભક્તિથી અમરગુરુ નામના મુનીંદ્રની પાસે દીક્ષા ગ્રહણ કરીને નંદન પર્વત ઉપર જઇને તપ કરવા લાગ્યો. ત્યાં એક રાત્રિની પ્રતિમાને ધારણ કરીને રહેલા તેને અશ્વગ્રીવના પુત્રનો જીવ જે અસુર થયો હતો તેણે મોટા ઉપસર્ગો કર્યા. પછી તે પ્રતિમાને પારીને તથા પૃથ્વીતળ ઉપર વિહાર કરીને અને છેવટ સમાધિથી મરણ પામીને તે પણ અચ્યુતેંદ્ર થયો.

શ્રી શાંતિનાથ જિનેશ્વરનો કષાયના વિચ્છેદની કથાએ કરીને સુંદર આ સાતમા ભવ સહિત છઠ્ઠો ભવ કહ્યો. તે સંઘને વિષે કલ્યાણની પરંપરાને કરો.



# ચતુર્થ પ્રસ્તાવ.

હવે આ તરફ આ જંબૂદ્વીપના મધ્યમાં પૂર્વમહાવિદેહને વિષે **મંગલાવતી** નામના વિજયમાં સીતા નદીના કાંઠે તીર્થંકરાદિક પુરુષરત્નોના સમૂહવાળી **રત્નસંચયા** નામની સિદ્ધાંત(શાસ્ત્ર)માં પ્રસિદ્ધ શાશ્વતી શ્રેષ્ઠ નગરી છે. તેમાં દુર્નીતિનું નિવારણ કરવાવડે પ્રજાની કુશળતાને કરનારો **ક્ષેમંકર** નામનો રાજા હતો, અને તે તીર્થંકરપણે હતા. તે રાજાને સતીપણારૂપી વૃક્ષના ક્યારા સમાન અને ગુણલક્ષ્મીવડે અતિ વિશાળ **રત્નમાળા** નામની પ્રિયા હતી. આ અપરાજિતનો જીવ બાવીશ સાગરોપમની સ્થિતિવાળા અચ્યુતેંદ્રની પદવીથી ચવીને તેણીની કુક્ષીમાં અવતર્યો. તે દેવીએ રાત્રિએ ચક્રવર્તીના જન્મને સૂચવનારા વજ્રના સ્વપ્ન સહિત ચૌદ મોટાં સ્વપ્ન જોયાં. પ્રભાતે ઊઠેલી તેણીએ રાજાને તે સ્વપ્નો કહ્યાં. તેણે પણ સારા પુત્રનો જન્મ કહેવાથી તેણીને ખુશ કરી પછી સંપૂર્ણ સમયે તે રાણીએ પુત્રને ઉત્પન્ન કર્યો. તે વખતે દાસીઓએ રાજાને પુત્રના જન્મની વધામણી આપી. પુત્રજન્મને નિવેદન કરનારી તે દાસીઓને સાત કુલ( પેઢી ) સુધી આજીવિકાવડે પ્રસન્ન કરીને રાજાએ તેનું વર્ધાપન કરાવ્યું. દેવીએ વજ્રને જે સ્વપ્નમાં જોયું હતું તેથી તેના પિતાએ તે પુત્રનું **વજ્રાયુધ** નામ પાડ્યુ. આઠ વર્ષના પ્રમાણ( વય )વાળા તેને કળાચાર્ય પાસે ગુણસંપદાના નિવાસરૂપ કળાભ્યાસ કરાવ્યો. પછી યુવાવસ્થાને પામેલા તેને મોટા ઉત્સવવડે **લક્ષ્મીવતી** નામની શ્રેષ્ઠ રાજકન્યા પરણાવી. પછી અનંતવીર્યનો જીવ અચ્યુત દેવલોકથી ચવીને વજ્રાયુધ કુમારની ભાર્યા લક્ષ્મીવતીનો પુત્ર થયો. **સહસ્રાયુધ** નામનો તે પણ યુવાવસ્થાને પામ્યો, અને સારા રૂપવાળી **કનકશ્રી** નામની રાજકન્યાને પરણ્યો. તેણીની સાથે મનોહર ભોગ ભોગવતા તેને પણ કાળના ક્રમવડે **શતબળ** નામનો પુત્ર થયો. પછી એક દિવસ પુત્ર અને પૌત્ર સહિત આ ક્ષેમંકર રાજા સભાને વિષે સિંહાસન ઉપર જેટલામાં બેઠો હતો, તેટલામાં ઇશાન દેવલોકમાં રહેનારો મિથ્યાત્વથી મોહ પામેલો કોઈ **ચિત્રચૂલ** નામનો દેવ આવ્યો. " દેવ નથી, ગુરુ નથી, પુણ્ય નથી, પાપ નથી, જીવ નથી, પરલોક નથી, " ઇત્યાદિ આ નાસ્તિકવાદી બોલ્યો. ત્યારે વજ્રાયુધ-કુમારે કહ્યું કે " હે દેવ ! તારો આ નાસ્તિકવાદ યોગ્ય નથી. તેમાં તું પણ કારણરૂપ છે. જો તેં પહેલા કાંઇ પણ સુકૃત કર્યું ન હોત, તો તું

સુખના સ્થાનરૂપ આ દેવપણું પામ્યો ન હોત. તું પહેલાં અહીં મનુષ્ય હતો, પછી તું દેવ થયો છે, તેથી જો જીવ ન હોય, તો આ પણ શી રીતે ઘટે ?" વગેરે હેતુઓવડે વજ્રાયુધકુમારે તે દેવને પ્રતિબોધ પમાડ્યો. ત્યારે તુષ્ટમાન થયેલો તે બોલ્યો કે "હે કુમાર ! તેં સારું કર્યું, કે જેથી ભવસાગરમાં પડતા મારો સારા જ્ઞાનરૂપી હસ્તના આલંબનવડે ઉદ્ધાર કર્યો." પછી તેણે તે કુમારની જ પાસે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું. અને "તારું હું શું પ્રિય કરું ?" એમ તે કુમારને કહ્યું. ત્યારે ઇચ્છા રહિત તેને ઉત્તમ અલંકાર આપીને તે દેવ સ્વર્ગમાં ઇશાનેંદ્રની પાસે ગયો. પછી "આ જિનેંદ્ર થશે." એમ જાણીને ભક્તિવડે રંજિત ચિત્તવાળા ઇશાનેંદ્રે તે વજ્રાયુધ કુમારની પૂજા કરી. પછી કોઇક દિવસ વસંત ઋતુને સમયે કામદેવની જેવા તે કુમારને ક્ષુધા (નીચ-હલકી) સુદર્શનાએ પુષ્પો આપીને વિનંતિ કરી, કે-"હે દેવ ! લક્ષ્મીવતી દેવી તમારી સાથે સૂરનિપાત નામના ઉદ્યાનમાં સારી ક્રીડા કરવાને ઇચ્છે છે." ત્યારે વજ્રાયુધ કુમાર સાતસો (પોતાની) રાણીઓમાં અગ્રેસર તે લક્ષ્મીવતી દેવીની સાથે તે શ્રેષ્ઠ ઉદ્યાનમાં ગયો. ત્યાં લોકો વિવિધ પ્રકારની ક્રીડા કરવા પ્રવર્ત્યા, અને પ્રિય દર્શનવાળો કુમાર પ્રિયા સહિત વાવમાં ગયો. તેમાં પ્રવેશ કરીને અનુરાગવાળી પત્નીઓ સહિત લજ્જાને દૂર કરીને તે જળક્રીડા કરવા લાગ્યો. તે વખતે દમિતારિનો જીવ સંસારમાં ભમીને પૂર્વ ભવમાં કાંઇક અનુષ્ઠાન કરીને વિદ્યુદ્દંષ્ટ્ર નામે દેવ થયો. તે કુમારને જળક્રીડામાં તત્પર જોઇને પૂર્વના મત્સર (ઇર્ષ્યા)ને લીધે તેના વધને માટે તેણે વાવની ઉપર મોટો પર્વત મૂક્યો. અને નીચે તે દુષ્ટ આશયવાળાએ તે કુમારને નાગપાશવડે બાંધ્યો. વજ્રાયુધ પણ મોટા બળવડે ચક્રવર્તી છે તેથી બે હજાર યક્ષોવડે અધિષ્ઠિત (આશ્રિત) થયેલા તેણે તે પર્વતને ભેદી નાંખ્યો, અને નાગપાશને તોડી નાંખ્યો. પછી વાવમાંથી નીકળીને સર્વ રાણીઓના સમૂહથી પરિવરેલા, અક્ષત અંગવાળા તે કુમારે ચિર કાળ સુધી તે ઉદ્યાનમાં ક્રીડા કરી. આ અવસરે ઇંદ્ર જિનેશ્વરને નમીને શાશ્વતી યાત્રાને માટે મહાવિદેહમાંથી નંદીશ્વર દ્વીપ તરફ પાછો વળ્યો. તે વખતે પર્વતને ભેદીને તથા પાસને છેદીને પ્રિયા સહિત વાવમાંથી નીકળતા તે કુમારને વિસ્મય સહિત જોયો. પછી જ્ઞાનના ઉપયોગથી તેને ભાવી (થવાના) તીર્થંકર જાણીને મોટી ભક્તિવડે તેને નમ્યો, અને બે હાથ જોડીને તેણે આ પ્રમાણે સ્તુતિ કરી,-"હે કુમારેંદ્ર ! તું ધન્ય છે, કે જે તું ભરતક્ષેત્રમાં લોકોને શાંતિ કરનાર **શાંતિ** નામનો સોળમો તીર્થંકર થઇશ." આ પ્રમાણે સ્તુતિ કરીને તે ઇંદ્ર ઇચ્છિત સ્થાને ગયો. કુમાર પણ ઉદ્યાનમાં ક્રીડા કરીને પોતાને ઘેર ગયો. પછી સ્થિતિને જાણનારા લોકાંતિક દેવોએ ક્ષેમંકર રાજાને પણ "તીર્થ પ્રવર્તાવો" એમ ઊંચે સ્વરે જણાવ્યું (કહ્યું). ત્યારે જગતને પ્રિય વજ્રાયુધને રાજ્ય ઉપર સ્થાપન કરીને તથા વાર્ષિક દાન આપીને તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. જિનના ચિહ્નવડે કેટલોક કાળ કેવળજ્ઞાન રહિત વિહાર કરીને પછી ઘાતિ

કર્મના ક્ષયવડે તે કેવળજ્ઞાન પામ્યા. તે વખતે દેવોએ આવીને સમવસરણ રચ્યું ત્યારે ત્યાં વિધિપૂર્વક બેસીને તેણે ધર્મદેશના આપી, કે-" હે ભવ્ય જીવો ! કલ્પવૃક્ષ, ચિંતામણિ અને કામધેનુથી પણ અધિક પ્રભાવાળો ધર્મ જ હંમેશાં અતિ પ્રયત્નવડે કરવો, પરંતુ આયુર્વેદમાં બતાવેલા ( કહેલા ) દૂધપાન કરવાના વચનની જેમ શ્રુત, શીલ અને દયા વિગેરેવડે આ ધર્મની સારી રીતે પરીક્ષા કરવી. વિચાર્યા વિના પ્રવર્તેલો માણસ આકડા વિગેરેથી ઉત્પન્ન થયેલા દૂધને પીવે, કે જેથી આંતરડાનો છેદ વિગેરે મોટો દોષ થાય છે. પણ જે માણસ બુદ્ધિવડે વૈદ્યના વાક્યનો વિચાર કરે, તે બળની પુષ્ટિને કરનાર ગાય વગેરેના મનોહર દૂધને પીએ છે. "ધર્મને વિષે પ્રવૃત્તિ કરવી" એ વાક્યને પણ વિચાર્યા વિના જીવ અજ્ઞાનને લીધે ધનુષ્ય વગેરેને વિષે પ્રવૃત્તિ કરે છે, તેથી હે ભવ્યો ! જો તમે મોક્ષના સુખને ઈચ્છતા હો, તો જિનેશ્વરોએ કહેલા અહિંસાદિક લક્ષણવાળા ધર્મને વિષે પ્રવૃત્તિ કરો. આ જગતમાં બુદ્ધિવડે વિચાર્યા વિના કાર્યને કરનારાં-પ્રાણીઓને અમૃત, આમ્ર અને નિપાત્ય વગેરે રાજાની જેમ દોષો ઉત્પન્ન થાય છે." ત્યારે કૌતુકથી આતુર થયેલી પર્ષદાએ આ પ્રમાણે પૂછયું કે-" હે ભગવાન ! આ આ અમૃત, આમ્ર અને નિપત્ય વગેરે રાજાઓ કોણ છે ? તથા વિચાર્યા વિના કાર્ય કરનારા તેમને કેવી રીતે દોષ ઉત્પન્ન થયો ? " આ પ્રમાણે સર્વ સભાએ કહેલા ક્ષેમંકર જિનેશ્વર આ પ્રમાણે બોલ્યા

" અવંતિ દેશને વિષે જાણે કે કૌતુકથી કુબેરની નગરી અહીં ઊતરી હોય તેવી પ્રસિદ્ધ **ઉજ્જયિની** નામની નગરી છે તે નગરીને **જિતશત્રુ** નામે રાજા પાલન કરતો હતો, કે જે શત્રુની સ્ત્રીઓને વિધવાપણાનું વ્રત આપનારા ગુરુ સમાન હતો તેને સારાં લોચનવાળી **વિજયશ્રી** નામની પટરાણી હતી. તેણીને અને પૃથ્વીને ભોગવતો તે રાજા રાજ્યનું પાલન કરતો હતો. એક દિવસ સભામંડપમાં બેઠેલા તે રાજાને ચેષ્ટા અને આકારને જાણનારા પ્રતિહારે વિનંતિ કરી, કે " હે રાજા ! તમારા મંદિરના દ્વારને વિષે તમારા દર્શનમાં ઉત્સુક થયેલા અને મૂર્તિવડે કરીને રાજપુત્ર જેવા ચાર પુરુષો આવ્યા છે, તેથી તેઓનું શું કરવું ? " એમ તેણે કહ્યું ત્યારે રાજાએ કહ્યું કે-'તેઓને અહીં જલદી લાવ.' ત્યારે તે પણ તેઓને લાવ્યો. નમસ્કાર કરીને આપેલા આસન ઉપર બેઠેલા તેમને જોઈ રાજાએ વિચાર્યું કે-" આ આકૃતિએ કરીને ખરેખર સારા વંશમાં ઉત્પન્ન થયેલા છે." પછી તાંબૂલ વગેરે આપવાવડે સન્માન કરીને " તમે અહીં કયાથી આવ્યા છો ? અને શાને માટે આવ્યા છે ? " એમ રાજાએ તેમને પૂછયું. ત્યારે તેઓમાંના નાનાએ કહ્યું કે-" હે દેવ ! ઉત્તરાપથને વિષે પૃથ્વીમાં પ્રખ્યાત **સુવર્ણતિલક** નામનું નગર છે. તેને **વૈરિમતિ** નામનો રાજા ન્યાયવડે પાળતો હતો. તેને મનોહર રૂપવાળી **રૂપવતી** નામની પ્રિયા હતી. તેમને અનુક્રમે ચાર શ્રેષ્ઠ પુત્રો થયા. તેઓના આ નામ અનુક્રમે આપ્યાં છે . પહેલો **દેવરાજ** નામનો, બીજો **વત્સરાજ**, ત્રીજો **દુર્લભરાજ** અને ચોથો **કીર્તિરાજ.**

પિતાએ તે સર્વેને સારો કલાભ્યાસ કરાવ્યો, અને તેઓ યુવાવસ્થાને પામ્યા ત્યારે તેમને યોગ્ય કન્યાઓ પરણાવી. પછી કોઈક દિવસ નિવર્તક નામના રોગથી પીડા પામેલા તે રાજાએ રાજ્યને વિષે મોટા દેવરાજ પુત્રને સ્થાપન કર્યો. પછી તેને શિક્ષા આપીને તે પરલોકમાં ગયો. દેવરાજે પણ કેટલોક કાળ પોતના રાજ્યનું પાલન કર્યું. પછી એક વખત અત્યંત બળવાન દાયાદો( ભાગીદારો )એ એકત્ર થઈને બળાત્કારે તે રાજ્ય ગ્રહણ કર્યું, અને તેને નાના ભાઈઓ સહિત દેશમાંથી કાઢી મૂક્યો. હે દેવ ! તે આ દેવરાજ અત્રે નાના ભાઈઓ સહિત સેવા કરવાની ઈચ્છાથી તમારી પાસે આવ્યા છીએ. હે પૃથ્વીપતિ ! તમારા ગુણરૂપી દૂતે અમને બોલાવ્યા છે એમ મનમાં સંભાવના કરીને અમે તમારી પાસે આવ્યા છીએ." ત્યારે હર્ષ પામેલો રાજા બોલ્યો કે–"તમે મારી પાસે જે આવ્યા, તે સારું કર્યું. કેમકે સત્પુરુષોનું શરણ સત્પુરુષો જ છે." પછી પ્રતીહારને આદેશ કરીને રાજાએ તેમને આજીવિકા સહિત રહેવા માટે શ્રેષ્ઠ આવાસ આપ્યો. દૃઢ ભક્તિમાં તત્પર અને પ્રૌઢ ( મોટા બળવાન ) તે સેવકોને તે રાજાએ પ્રસન્નતાપૂર્વક પોતાના અંગરક્ષકપણાને વિષે નીમ્યા. ધારણ કરેલા આયુધવાળા તે ચારે રાત્રિના ચાર પહોરને વિષે અનુક્રમે સૂતેલા રાજાની રક્ષા કરવા લાગ્યા. એક વખત ગ્રીષ્મ ઋતુમાં દેવરાજ કાંઈપણ કાર્યને લીધે રાજાની અનુજ્ઞા લઈને પાસેના કોઈક ગામમાં ગયો. કાર્ય કરીને તે જેટલામાં મધ્યાહ્ન સમયે પાછો વળ્યો, તેટલામાં માર્ગને વિષે ભયંકર અને પ્રબળ વાવાઝોડું ઉત્પન્ન થયું. પ્રચંડ વાયુએ ઉડાડેલી ધૂળ ઊંચે ઉછળવા લાગી, કાંકરા પડવા લાગ્યા, આકાશમાં પાંદડા અને તૃણ ભમવા લાગ્યા, મોટા ગર્જારવવડે ભયંકર કાંઈ જળ પડવા લાગ્યું, તથા દૃષ્ટિને સંતાપ કરનારી વીજળી વિલાસ કરવા લાગી. તે ધૂળ અને જળથી ભય પામેલો તે જેટલામાં એક ક્ષણવાર વટવૃક્ષનો આશ્રય કરીને રહ્યો, તેટલામાં ઉપર ( ઉંચે ) સ્વર સાંભળ્યો. ત્યારે "આ શું ?" એમ વિચારીને સાવધાન થઈને ભાષામા નિપુણ એવા તેણે અતિ દુઃખથી સાંભળી શકાય તેવું આ પ્રમાણે બે પિશાચનું વચન સાંભળ્યું. "હે ભદ્ર ! તું કાંઈ જાણે છે ?" તે બોલ્યો–"ના, તે મને તું કહે." તેણે પણ કહ્યું–"તે રાજા આજે મરી જશે" ત્યારે બીજાએ તેને પૂછ્યું કે–"કયા નિમિત્તે અને કયા વખતે મરશે ?" તેણે કહ્યું–"સર્પથી રાત્રિના પહેલા પહોરમાં મરશે." આ પ્રમાણે તે પિશાચનું વચન સાંભળીને હૃદયમાં અધિક પીડા પામેલા તેણે વિચાર્યું કે–"અરે ! આ કાર્ય દૈવે કેમ નિર્માણ કર્યું ? આ કાર્યને વિષે હું કાંઈપણ તે પ્રકારે યત્ન કરીશ, કે જે પ્રકારે પ્રભુનું આ મરણ ન થાય." એમ વિચાર કરતો તે રાજા પાસે ગયો. પછી પ્રદોષ સમય થયો ત્યારે સભામાં રહેલા જનોને વિદાય કરીને રાજા વાસભવનમાં પ્રવેશ કરીને દેવીની સાથે સૂતો. દેવરાજ પણ શંકા પામવાથી તે વાસગૃહની ઉપર અને નીચે સર્વ ઠેકાણે પ્રયત્નથી શોધ કરવા લાગ્યો. ત્યારપછી ખડ્ગને ખેંચીને દીવાની છાયામા અંદર રહેલો અને ઉપર તથા નીચે જોતો તે જેટલામાં

રહ્યો, તે વખતે ચંદ્રોદયના( ચંદરવાના ) છિદ્રવડે લટકતા સર્પને જોઇને ભય નહીં પામેલા તેણે તરતજ પોતાના એક હાથવડે તેનું મુખ પકડયું અને બીજા હાથવડે તેણે ખડ્ગથી તેના શરીરના બે કકડા કર્યા તે બન્ને કકડાને તેણે એક ઠેકાણે ગુપ્ત કર્યા. તે વખતે દેવીના ઉરસ્થળ ઉપર પડેલા લોહીના બિંદુ જોઇને વિષના સંક્રમથી ભય પામેલા તેણે પોતાના હાથવડે તે દૂર કર્યાં. તે અવસરે નિદ્રાનો ક્ષય થવાથી રાજાએ દેવીના ઉરસ્થળ ઉપર વ્યાપાર કરતા તે હાથને જોયો. ત્યારે કોપથી વ્યાપ્ત અંગવાળો તે વિચાર કરવા લાગ્યો કે–" શું આને હું મારું ? અથવા આ બળવાન મારાવડે મારવાને શકય નથી જ. આને બીજા કોઇપણ ઉપાયવડે અવશ્ય હું મારીશ." એ પ્રમાણે વિચાર કરીને તે રાજા તે નિદ્રાવાળી અવસ્થાવડે રહ્યો. પછી ઘટિકાના ઘરમાં રાત્રિનો પહેલો પહોર વાગ્યો, ત્યારે પોતાને સ્થાને વત્સરાજને મૂકીને તે પોતાને ઘેર ગયો. પછી રાજા બોલ્યો કે–" અરે ! આ ઠેકાણે કોણ પ્રાહરિક છે ? " તે બોલ્યો–" હું તમારો સેવક વત્સરાજ અહીં રહ્યો છું." ફરીથી રાજા બોલ્યો–" શું મારું એક કાર્ય તું કરીશ ? " ત્યારે તે બોલ્યો–" મને જલદી આદેશ આપો." રાજા બોલ્યો–" હે ભદ્ર ! જો એમ હોય તો આ આદેશ હું તને આપું છું, કે–તારા ભાઇ દેવરાજનું મસ્તક છેદીને તું અહીં લાવ." ત્યારે " બહુ સારું " એમ આજ્ઞાને ગ્રહણ કરીને તે વાસગૃહથી બહાર નીકળ્યો. અને વિચારવા લાગ્યો કે–" રાજા દેવરાજ ઉપર અતિ ક્રોધ પામ્યો છે. આવો ક્રોધ શરીર, સ્ત્રી, ધન અને દ્રોહવડે સંભવે છે આના મધ્યેથી એક પણ મારા બંધુના શરીરમાં સંભવતો નથી, કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે–આ લોકને વિષે જેઓ પોતાની પ્રકૃતિથી જ( સ્વભાવથી જ ) ઉત્તમ જનો છે, તેઓ અવશ્ય પોતાના મરણને અંગીકાર કરે છે, પરંતુ ઉન્માર્ગને પામતા નથી. લોકના અપવાદથી ભય પામેલા જેઓ જિતેંદ્રિય હોય છે, તેઓ મહામુનિની જેમ અકાર્ય કરતા જ નથી. તેથી ખોટું જાણેલું, ખોટું જોયેલું, ખોટું સાંભળેલું અથવા ખોટી પરીક્ષા કરેલું આ કાર્ય અવશ્ય હોવુ જોઇએ. તે મારે કેમ કરવું ? અથવા તો ઠીક, મેં જાણ્યું, કે–હું કામનો વિલંબ કરું, કેમકે ડાહ્યા પુરુષોએ અશુભના નાશને માટે તે ( કામનો વિલંબ ) જ કહ્યો છે." આ પ્રમાણે વિચારીને અને રાજાની પાસે આવીને તેણે કહ્યું કે–" હે પૃથ્વીપતિ ! તે દેવરાજ હજુ જાગે છે. જાગતા તે મહાભુજાવાળાને હણવા માટે કોઇ પણ શકિતમાન નથી, તેથી નિદ્રાના સમૂહને પામેલા તેને હું મારીશ." ત્યારે " ભલે, એમ થાઓ." એ પ્રમાણે રાજાએ અંગીકાર કર્યું ત્યારે તે ફરીથી બોલ્યો કે–" હે પ્રભુ ! નિદ્રા રહિત થયેલા તમે મને કાંઇક કથા કહો. અથવા તો મારાવડે કહેવાતી તે કથાને તમે ઉદ્યમ સહિત થઇને સાંભળો કેમકે વિનોદ રહિત મનુષ્યોની આ રાત્રિ ક્ષય પામતી નથી." ત્યારે " હે ભદ્ર ! તું જ કહે." એમ રાજાએ તેને આદેશ કર્યો ત્યારે વત્સરાજે કથા કહેવાનો આરંભ કર્યો.

“ આ પૃથ્વી ઉપર ઘણા લોકોવડે યુક્ત, ઇતિ અને ભયાદિકથી રહિત તથા સેંકડો રાજાથી યુકત **પાટલીપુત્ર** નામનું નગર છે. તેમાં શત્રુનો વિનાશ કરનાર, પૃથ્વીમંડળમાં પ્રસિદ્ધ, ધાર્મિક, વિનયવાળો અને નીતિવાળો **પૃથ્વીરાજ** નામે રાજા હતો. વિનયાદિક ગુણુના આધારભૂત, સારા વિચારવાળી, મનોહર અને રતિના જેવા આકારવાળી **સુતારા** નામની તેની પ્રિયા હતી. તે નગરમાં ઉદાર, નિર્મળ આચારવાળો, સારા વિચારવાળો અને દયામાં તત્પર **રત્નસાર** નામનો મોટો શ્રેષ્ઠી હતો. તેને નિર્દોષ ક્રિયામાં આસક્ત, દેવગુરુને વિષે અતિ ભકિતવાળી અને લજ્જાવાળી **રજ્જુકા** નામની શ્રેષ્ઠ પ્રિયા હતી. તેને શુભ કર્મવડે પવિત્ર, કલાઓના સમૂહ સહિત અને વ્યસનાદિક રહિત **ધનદત્ત** નામનો પુત્ર હતો એક દિવસ કરેલા શ્રૃંગારવાળો તથા મિત્ર અને બાંધવ સહિત તે ધનદત્ત કોઇ પણ કાર્યવડે ઘેરથી નીકળીને જવા લાગ્યો. તેને જોઇને કોઇ મનુષ્ય આ પ્રમાણે બોલ્યો કે–“ આ શ્રેષ્ઠી પુત્ર જાય છે, કે જે કાયર પુરુષના જેવી ક્રિયાવાળો પિતાએ મેળવેલી લક્ષ્મીને ભોગવે છે. જે પુરુષ દ્રવ્ય ઉપાર્જન કરવામાં રક્ત હોય, અને જે દાન તથા ભોગને વિષે તત્પર થઇને લોકને વિષે વિકાસ પામતો હોય, તે આ જગતમાં પ્રશંસાને યોગ્ય છે. ” તે સાંભળી તે શ્રેષ્ઠીપુત્રે મનમાં વિચાર કર્યો કે–“ ઇર્ષ્યામાં તત્પર એવા પણ આણે મને હિતકારક વચન કહ્યું તેથી દેશાંતરમાં જઇને તથા ઘણું ધન ઉપાર્જન કરીને જે આણે કહ્યું, તે સર્વ સાધીશ. ” પછી તેણે મિત્રોની પાસે પોતાનો તર્ક નિવેદન કર્યો. ત્યારે પ્રિય વચન બોલનારા તેઓએ તેના અભિપ્રાયની પ્રશંસા કરી. પછી તે પિતાના પગમાં લાગીને બોલ્યો કે–“ તમારી આજ્ઞાથી ધન ઉપાર્જન કરવા માટે મારે પરદેશમાં જવું છે. ” ત્યારે જાણે વજ્રથી હણાયો હોય તેમ દુઃખી થયેલા તે શ્રેષ્ઠીએ તેને કહ્યું કે–“ હે વત્સ ! દાન અને ભોગમાં સમર્થ ઘણું ધન તારી પાસે છે. તેનાવડે જ સર્વ કાર્યો તારે અવશ્ય સાધવા, પરંતુ પ્રાણુનો સંદેહ કરનારા પરદેશમાં જવું નથી. ” ફરીથી પુત્ર બોલ્યો કે–“ હે પિતા ! તમે ઉપાર્જન કરેલી લક્ષ્મી મારે માતા સમાન છે, તેથી બાલ્યાવસ્થા વિના મારે ભોગવવી યોગ્ય નથી. ” આ પ્રમાણે તેને અતિ આગ્રહમાં તત્પર જાણીને પિતાએ તેને રજા આપી. ત્યારે તેણે પ્રયાણુની સર્વ સામગ્રી તૈયાર કરી. પછી મિત્રો સહિત અને ભાતા સહિત કરીયાણાં લઇને સાર્થવડે યુક્ત તેણે શુભ દિવસે પ્રયાણ કર્યું. તરત જ તેની પાછળ કેટલાક માર્ગ સુધી ગમન કરી પાછા વળતા શ્રેષ્ઠીએ તેને આ પ્રમાણે શિક્ષા આપી કે–“ પરદેશમાં ગયેલા તારે દાની, કૃપણ, નિર્દય, દયાળુ અને અતિ શૂરવીર થવું. હે વત્સ ! મારી આજ્ઞાથી તું સર્વ પ્રકારે અલબ્ધ[1] મધ્ય થજે ” આ પ્રમાણે શિક્ષા આપીને શ્રેષ્ઠી પાછો વળ્યો, અને તે પુત્ર આગળ ચાલ્યો તે વખતે સાર્થને વિષે “ અરે ! આવ, આવ, અહીં ઊભો રહે, ઊભો થા,

૧. જેનો મધ્ય એટલે હૃદયનો ભાવ બીજા ન જાણી શકે તેવો.

જલદી ચાલ." ઈત્યાદિ વાક્યનો તુમુલ થયો. પછી તે સાર્થ શ્રીપુર નગરને વિષે આવ્યો. ત્યાં સરોવરની પાસે રહ્યો. અને સાર્થપતિ રમણીય પટકુટીમાં( તંબુમાં ) રહ્યો. તે વખતે ભયથી કંપતા અંગવાળો અને ચંચળ લોચનવાળો કોઈ એક પુરુષ ધનદત્તને શરણે આવ્યો. ત્યારે તેણે તેને આ પ્રમાણે કહ્યું કે-" હે ભદ્ર ! આજે મોટો અપરાધ છતાં પણ મારી પાસે આવેલ તું કોઇથી પણ ભય પામીશ નહીં." આ અવસરે " હણો, હણો," એમ બોલતા ઊંચા આયુધવાળા આરક્ષક પુરુષોએ આવીને સાર્થવાહને આ પ્રમાણે કહ્યુ, કે-" આ પુરુષ રાજાનો દાસ છે. તેનું શ્રેષ્ઠ આભૂષણ ગ્રહણ કરીને આ દ્યૂતકો( જુગારી ) પાસે હારી થયો છે. તે જોઇને અમે રાજાને તે વાત કહી, ત્યારે તેણે પણ ક્રોધથી " આ દ્રોહ કરનારનો વધ કરવો." એમ આદેશ કર્યો. તે વખતે દયાને પામેલા મંત્રીએ રાજાને આ પ્રમાણે કહ્યું કે-" જ્યાં સુધી આભરણ આવે નહીં, ત્યાં સુધી આ ગુપ્તિમાં( કેદખાનામાં ) રહો." પછી તેને કેદખાનામાં નાંખ્યો. તે રાત્રિના છેલ્લા પહોરે તે ગુપ્તિને ભાંગીને તથા આરક્ષકને હણીને બહાર નીકળ્યો. તે જાણીને અમે પણ તેની પાછળ શીઘ્ર દોડ્યા. અને આ પુરુષ સરોવરની પાસે ગૂઢ વનમાં પેઠો. ત્યાંથી હવે નીકળીને તારે શરણે આવ્યો છે; તેથી હે મોટી બુદ્ધિવાળા ! રાજાનું અહિત કરાનારા આને મૂકી દે." સાર્થવાહ પણ બોલ્યો કે-" જો કે એમ છે, તો પણ સત્પુરુષે શરણે આવેલાને કદાપિ આપવો યોગ્ય નથી." આરક્ષકો બોલ્યા કે-" અમે રાજાનો આદેશ કરનારા છીએ." તે બોલ્યો-" તો હું રાજા પાસે જઈને વિનંતિ કરું." ત્યારે " ભલે. એમ હો " એમ તેઓ બોલ્યા ત્યારે તે રાજા પાસે ગયો, અને મોટા મૂલ્યવાળી એક રત્નાવળિ તેને ભેટ કરી. રાજાએ તેને કહ્યું કે-" હે સાર્થપતિ ! તું ક્યાંથી આવે છે ?" ત્યારે તેણે પણ સર્વ વૃત્તાંત વિસ્તારથી તેને કહ્યો. અને આ પ્રમાણે કહ્યું કે-" હે મોટા રાજા ! જો તમે આભરણ પ્રાપ્ત કર્યું હોય, તો મારે શરણે આવેલા તે ચોરને તમે આજે મુક્ત કરો." રાજા બોલ્યો કે-" આભરણ પ્રાપ્ત થયા છતાં પણ જો કે આ વધ કરવા લાયક છે, તો પણ તારી પ્રાર્થનાથી આજે હું મુક્ત કરું છું." ત્યારે " તમારી મોટી કૃપા " એમ બોલીને તે પોતાને સ્થાને ગયો. તથા તે આરક્ષક પુરુષોને રાજાના દૂતે નિવાર્યા. પછી તસ્કરને પણ પોતાની સાથે ભોજન કરાવીને ધનદત્તે આ પ્રમાણે કહ્યું કે-" તું હવેથી આવું કાર્ય કરીશ નહીં." તે બોલ્યો કે-" હે સાર્થપતિ ! હવે હું ચોરીથી નિવૃત્ત થયો છું, અને તમારી પ્રીતિને માટે હું કાંઈક પોતાનું હિતકારક વ્રત કરીશ વળી બીજું એ કે-સાધુએ આપેલો ભૂતનો નિગ્રહ કરનાર અને વિશ્વાસ કરનાર મંત્ર મારી પાસે છે, તે તમારે અવશ્ય ગ્રહણ કરવો." ત્યારે સાર્થવાહે પણ પ્રાર્થનાનો ભંગ કરવામાં ભય પામવાથી તે મંત્ર ગ્રહણ કર્યો. તસ્કર પણ તેની રજા લઇને પોતાના ઇચ્છિત માટે ગયો. પછી ધનદત્તે તરત જ આગળ પ્રયાણ દીધું ( કર્યું ). અનુક્રમે જતો તે કાદંબરી નામની અટવીને પામ્યો. ત્યાં એક મોટી નદીના તીરે તેણે

આવાસ કર્યો. ત્યાં ભોજનાદિક સામગ્રી કરવાનો આરંભ કર્યો. આ અવસરે તે સાર્થવાહે શ્યામ અને રાતા નેત્રવાળા, ધનુષ્ય અને બાણ સહિત હાથવાળા, કૂતરાએ કરીને યુક્ત, રોતા અને અતિ દુઃખી એક વ્યાધ(શિકારી)ને જોયો. તેને જોઇને "આ શું ?" એમ આગ્રહથી તેણે તેને પૂછ્યું. ત્યારે તે બોલ્યો કે–"હે ભદ્ર ! મારા દુઃખનું કારણ સાંભળ આ પર્વતમાં **ગિરિકુંડગિકા** નામની ભિલ્લની પલ્લી છે. તેમાં સર્વ રાજાઓમાં પ્રસિદ્ધ, શૂરવીર અને રણસંગ્રામમાં ઉગ્ર **સિંહચંડ** નામનો પલ્લીપતિ છે. તેને પોતાના જીવિતથી પણ અતિ વહાલી **સિંહવતી** નામની ભાર્યા છે. તે ભૂતગ્રહની પીડાવડે પ્રાણના સંદેહમાં વર્તે છે અમારો સ્વામી પલ્લીનાથ પણ તેણીના વિયોગથી મરી જશે. આ કારણથી હે ભદ્ર ! દુઃખી થયેલો હું રોઉં છું." ત્યારે સાર્થવાહ બોલ્યો કે–"હું મારી દૃષ્ટિવડે એક વાર તેણીને જોઉં; કેમકે મારી પાસે ભૂતગ્રહને નાશ કરનાર મંત્ર છે." ત્યારે તેણે તે વાત પલ્લીપતિને કહી. તે પણ તરત જ તે પ્રિયાને લઇને તેની પાસે આવ્યો. તેને જોઇને સાર્થવાહે પણ સર્વ ક્રિયા મંત્ર જાપ કરવાવડે તેણીને નિર્દોષ કરી. તે જીવિત દાનનો ઉપકાર કરીને સાર્થવાહે રજા આપેલો તે પલ્લીપતિ ફરીથી પોતાની પલ્લીમાં આવ્યો. ધનદત્ત પણ તે સ્થાનથી ધીમે ધીમે ચાલ્યો, અને [1]વેલાકૂલમાં રહેલા **ગંભીર** નામના શ્રેષ્ઠ નગર વિષે આવ્યો. તે નગરમાં સાર્થનો આવાસ કરીને રહેલા તેને મનને ઇચ્છિત કાંઇપણ લાભ થયો નહીં. ત્યારે તે રાત્રિના પાછલા પહોરે વિચારવા લાગ્યો કે–"સમુદ્રમાં અવગાહન(પ્રવેશ) કરીને હું ધનને ઉપાર્જન કરીશ." આ પ્રમાણે વિચાર કરતા તેની રાત્રિ ગઇ. ત્યારે તે શય્યામાંથી ઉઠીને વેલાકૂળે ગયો. ઉછળતી તરંગની માળા(શ્રેણિ)વડે જાણે અભ્યુત્થાનને માટે (આદરને માટે) ઊઠ્યો હોય તેવા તે સમુદ્રની વિધિને જાણનાર સાર્થવાહે પૂજા કરી. પછી ત્યાં તેણે જિનેશ્વરના વાક્યની જેવા મોટા ગુણ સમૂહના આધારરૂપ, [2]ધીવરવડે આશ્રય કરાયેલા, [3]સાર્થક, શ્વેત વસ્ત્રવડે દેદીપ્યમાન, [4]સંસારરૂપી સમુદ્રને તારનાર, દેવતાવડે અધિષ્ઠિત અને [5]નૈગમવડે સહિત એક સુંદર વહાણ ધનવડે ગ્રહણ કર્યું. તેમાં દેશાંતરને લાયક ભાંડ(કરીયાણાં) નાંખ્યા. પછી સમુદ્રની વેળા(ભરતી) વખતે શ્રેષ્ઠીપુત્ર પોતે તેના ઉપર ચઢ્યો. પછી અનુકૂળ પવનવડે પ્રેરાયેલું તે વહાણ મોટા વેગથી ઘણા યોજનોનું ઉલ્લંઘન કરીને મોટા સમુદ્રમાં ગયું. પછી એક દિવસે મુખમાં આમ્રફળ(કેરી)ને ગ્રહણ કરીને આકાશમાંથી પાસે આવતા એક રાજશુક(પોપટ)ને તેણે જોયો પરિશ્રમના વશથી સમુદ્રના જળમાં પડતા તેને ધીવરો પાસે ગ્રહણ કરાવીને પોતાની પાસે આણ્યો. જળ અને પવન વિગેરે આપવાવડે ક્ષણવારમાં સ્વસ્થ(શાંત) થયેલો તે શ્રેષ્ઠ શુક ચંચુપુટથી આમ્રફળ મૂકીને બોલ્યો, કે–"હે સાર્થપતિ ! મને હમણાં તેં જે જીવિતદાન કર્યું તેનો પ્રત્યુપકાર મારાથી

૧ સમુદ્રના કિનારે. ૨. બુદ્ધિમાન, વહાણના પક્ષમાં મચ્છીમાર. ૩. અર્થ સહિત, બીજા પક્ષમાં ધન સહિત. ૪. બીજા પક્ષમાં સંસારની જેવા. ૫, નૈગમ નામનો નય, બીજા પક્ષમાં વણિક.

થઈ શકે તેમ નથી. હે સારા પુરુષ ! આજે મને જીવિત આપતા તેં મારા આપેલા ભોજનથી જીવનારા, અંધ અને વૃદ્ધ મારા માતાપિતાને પણ જીવાડ્યા, તેથી સાધારણ ઉપકાર કરનારા તારો હું શો ઉપકાર કરું ? તો પણ મેં આણેલા આ આમ્રના ફળને તું ગ્રહણ કર ” સાર્થવાહ બોલ્યો કે–“ હે ભદ્ર ! આ ફળવડે હું શું કરું ? તું જ તેને ખા, તારું બીજું પણ ભક્ષ્ય હું તને આપું ” શુક બોલ્યો કે–“ હે સાર્થપતિ ! આ ફળ અત્યંત દુષ્પ્રાપ્ય અને અનેક ગુણ કરનાર છે. તેનું તું કારણ સાંભળ

આ ભરતક્ષેત્રમાં ગજેંદ્રોએ ભાંગેલા કલ્પવૃક્ષના સુગંધવડે દિશાઓના આંતરાને વ્યાપ્ત કરનાર વિંધ્ય નામનો પર્વત છે. તેની પાસે રહેલી પ્રખ્યાત વિંધ્યાટવી છે. તેમાં એક વૃક્ષ ઉપર શુકનું મિથુન મનોહર બોલનારું છે. તેમનો હું પુત્ર છું. તે બન્ને વૃદ્ધપણાને લીધે બહેરા અને મુંગા થયા છે, તે બન્નેને હું ભક્ષ્ય લાવીને આપું છું. એક દિવસ તે અટવીના છેડાના વનમાં શ્રેષ્ઠ આમ્રવૃક્ષ ઉપર જેટલામાં હું ચડેલો હતો, તેટલામાં ત્યાં શ્રેષ્ઠ બે સાધુ આવ્યા. તેમણે દિશાઓનું અવલોકન કરીને નિર્જનપણાને લીધે નિઃશંકપણે આ પ્રકારની વાત કરી, કે–“ સમુદ્રની મધ્યે કોઈક પર્વતને તળીયે ઊગેલો સદા ફળવાળો સહકાર ( આમ્ર ) નામનો સારો વૃક્ષ છે. તેના એક ફળને પણ જે કોઈ ખાય, તેના શરીરમાંથી સર્વે વ્યાધિઓ, અપમૃત્યુ અને જરાવસ્થા નાશ પામે છે, તથા એક વાર પણ તે સારું ફળ ખાવાથી અતુલ્ય સૌભાગ્ય, રૂપ, દીપ્તિ તથા કાંતિ સ્ફુટ રીતે થાય છે.” તે સાંભળીને મેં વિચાર્યું કે–“ આ સત્ય છે. તેમાં સંશય નથી, કેમકે મુનીંદ્રોની વાણી પ્રલય કાળને વિષે પણ અસત્ય થતી નથી, તેથી તે ફળ લાવીને હું માતાપિતાને આપું, કે જેથી તે યુવાવસ્થાવાળા અને સારા નેત્રવાળા થાય. એમ વિચારીને હે સાર્થપતિ ! ત્યાં જઈને મેં આ અદ્ભુત ફળ આણ્યું છે હે ભદ્ર ! તે આ તું ગ્રહણ કર. હું બીજું તે ફળ લાવીને મારા માતાપિતાને આપીશ. અને મારા ઉપર અનુગ્રહ (કૃપા) કરીને તારે આ ફળ ગ્રહણ કરવું.” ત્યારે વિસ્મયથી વિકસ્વર નેત્રવાળા સાર્થવાહે તે ફળ ગ્રહણ કર્યું. શુક પણ આકાશતળમાં ઊડી ગયો. “ આ ફળ ઘણાના ઉપકાર માટે કોઈ રાજાને આપવું જોઈએ.” એમ વિચારીને સાર્થવાહે તે ફળ ગુપ્ત કર્યું. પછી કોઇક દિવસ તે વહાણ સામે કાંઠે પહોંચ્યું. ત્યાં નિવાસ કરીને તથા ભેટ ગ્રહણ કરીને શ્રેષ્ઠિપુત્ર રાજાની પાસે ગયો. તેને પ્રાભૃત (ભેટ) આપીને તે ફળ આપ્યું, અને તેનો પરમાર્થ નિવેદન કર્યો. ત્યારે તુષ્ટમાન થયેલા રાજાએ તેનું સર્વ દાણ મૂકી દીધું. ત્યારે “ તમારો મોટો પ્રસાદ ” એમ કહીને તે પોતાના આવાસમાં ગયો. પછી અધિક લાભવડે પોતાનું ભાંડ વેચીને તથા બીજું લઇને તે પાછો વળીને **ગંભીર** નામના નગરે પહોચ્યો અને ત્યાંથી ચાલેલો તે અનુક્રમે કાદંબરી અટવીને પામ્યો ત્યાં આવાસ આપીને ( કરીને ) તે સાર્થવાહ પોતાના માણસો સહિત રહ્યો. રાત્રિએ સર્વ લોકો સૂઈ ગયા ત્યારે અને ભાંડના સમૂહને લીધે બહારના યાત્રિકો

જાગતા હતા ત્યારે જે થયું, તે કહેવાય છે. રાત્રિ પરિગલિત ( પૂર્ણ ) થઈ ત્યારે તુમુલ-( ઘોંઘાટ–યુદ્ધ )વડે મિશ્રિત “ હણો, હરણ કરો. ” એવા ઊંચેથી તીક્ષ્ણ શબ્દો લોકોએ સાંભળ્યા. ઊંચા [1]કાહેલાના શબ્દો અને હક્કાનાદવડે ભયંકર ભિલ્લોની ધાડ અકસ્માત કોઇક ઠેકાણેથી આવી પડી. શૂરવીર સાર્થવાહ પણ બખ્તર પહેરીને સુભટોથી પરિવરીને તે ભિલ્લની સેના સાથે યુદ્ધ કરવા આવ્યો આ અવસરે બંદી (ભાટ) બોલ્યો કે–“ ગુરુ અને દેવની પૂજામાં રક્ત, નિર્ભય અને સ્થિર ચિત્તવાળો ધનદત્ત જય પામો. ” ત્યારે પૂર્વના ઉપકારી ધનદત્તનું નામ સાંભળીને શંકાવાળા પલ્લીપતિએ પત્તિઓને યુદ્ધથી નિવારણ કર્યા. મનુષ્યને મોકલવાવડે તે વૃત્તાંત યથાર્થ જાણીને શસ્ત્ર રહિત તે મળવાને માટે તેની સન્મુખ ગયો. ધનદત્ત પણ તેને ઓળખીને સંભ્રમ સહિત બોલ્યો કે–“ અહો ! [2]કૃતજ્ઞતાના સારભૂત ! તારું સ્વાગત, તારું સ્વાગત ( સારું આવવું ) થયું. ” તે બન્ને પરસ્પર ભેટીને ઉચિત આસન ઉપર બેઠા. તે સાર્થપતિએ તાંબૂલ વગેરેવડે તેનું ઉચિતપણું કર્યું અને કુશળવાર્તા પૂછી. ત્યારે તે પણ બોલ્યો કે–“ મને શું પૂછો છો ? કે જેણે ( મેં ) તમારી આવી પ્રતિપત્તિ ( સેવા ) કરી ? ” ઇત્યાદિ. પોતાના આત્માની નિંદા કરીને અને સાર્થપતિને પ્રાર્થના કરીને ઉદાર બુદ્ધિવાળો તે પલ્લીપતિ સાર્થપતિને પોતાની પલ્લીમાં લાવ્યો. ઘેર આવેલા તેનું સ્નાન, ભોજન અને વસ્ત્રાદિવડે સન્માન કરીને મુક્તાફળ ( મોતી ) અને હાથીના દાંત વગેરેવડે આદરથી તેની પૂજા કરી. પછી તેની રજા લઇને તથા કેટલીક વસ્તુ લઇને તે સાર્થવાહ સાર્થ સહિત ચાલ્યો અને પોતાના નગરને પામ્યો. પછી ધનદત્ત મોટા વૈભવથી પોતાના નગરમાં પ્રવેશ કરીને પોતાની ભુજાવડે મેળવેલા ધનવડે પોતાનું ચિંતવેલું કરવા લાગ્યો, પાત્રને વિષે દાન આપવા લાગ્યો, સુવાસિની સ્ત્રીઓનો સત્કાર કરવા લાગ્યો, ગુરુઓની પૂજા કરવા લાગ્યો અને કીર્તન કરાવવા લાગ્યો. તથા મનમા ચિંતવેલું બીજું પણ તે વૈભવવડે કરવા લાગ્યો. પછી કોઇક દિવસ વિહાર કરતા કોઇક શ્રેષ્ઠ સૂરિ ત્યાં આવ્યા. તેની પાસે ધર્મ સાંભળીને તે ધનદત્ત મહાવ્રતી (સાધુ) થઈને અનુક્રમે કર્મ રહિત થઇને અવિનાશી મોક્ષપદને પામ્યો.

હવે અહીં તે રાજાએ પોતાના હાથમાં તે આમ્રફળ ગ્રહણ કરીને વિચાર્યું કે–“ આ ફળ મારા પોતાના ખાવાવડે શું ગુણ થાય ? પરંતુ જો આ આમ્રફળ ઘણા કરાવીને ઘણા લોકોનો ઉપકાર કરૂં, તો મોટો ગુણ થાય ” એમ વિચારીને રાજાએ પોતાના પુરૂષોને આ પ્રમાણે આજ્ઞા આપી કે–“ આ ફળને સારા સ્થાનમાં વાવવું કે જે પ્રકારે આમ્રવૃક્ષ થાય. ” ત્યારે તે પુરૂષોએ મનોહર ઉદ્યાનમાં જઇને તે પ્રમાણે કર્યું. અને તેની ફરતો ક્યારો કરીને તેને જળ પાવા લાગ્યા. પ્રથમ તેનો અંકુર ઊગ્યો ત્યારે તેઓએ રાજાને પ્રસન્ન કર્યો. ત્યાર પછી હંમેશાં નવી નવી ઋદ્ધિ કહેવાથી તેને ખુશ કરવા લાગ્યા.

૧. ઢીંઝડાના આકારવાળું વાજિંત્ર. ૨. કરેલા ગુણ સારી રીતે જાણનાર.

અનુક્રમે તે આમ્રવૃક્ષ પુષ્પવાળો અને ફળવાળો થયો ત્યારે "યત્નથી તેનું રક્ષણ કરવું" એમ રાજાએ માણસોને કહ્યું. આ પ્રમાણે કરતાં તેઓ એક વખત રાત્રિએ સૂતા હતા ત્યારે દૈવના વશથી તેનું એક ફળ પૃથ્વી ઉપર પડ્યું. પછી પ્રભાત સમયે હર્ષ પામેલા તેઓએ તે ફળ રાજાને આપ્યું. ત્યારે "આ ફળ કોઈ પાત્રને આપવું" એમ તેણે વિચાર્યું. પછી ચાર વેદને જાણનારા **દેવશર્મા** નામના બ્રાહ્મણને બોલાવીને ભક્તિપૂર્વક રાજાએ તે અમૃત જેવું આમ્રફળ તેને આપ્યું. તેણે પણ પોતાને ઘેર આવીને તથા દેવતાને પૂજીને તે ફળ ખાધું અને મરણ પામ્યો. તે જાણીને કોઈએ રાજાને કહ્યું કે-"હે પ્રભુ! આજે તે દેવશર્મા બ્રાહ્મણ તે અમૃત આમ્રફળ ખાવાથી મરણ પામ્યો." ત્યારે ખેદ સહિત રાજા બોલ્યો કે-"અહો! મેં અકાર્ય કર્યું, કે જેથી ધર્મની ભ્રાંતિવડે બ્રાહ્મણહત્યાનું પાપ મેં ઉપાર્જન કર્યું. ખરેખર કોઈક શત્રુએ મારા પ્રાણના વિનાશને માટે તેવો પ્રપંચ કરીને આ વિષનો આમ્ર મોકલ્યો છે. તેથી આ વૃક્ષ પોતે વાવ્યા છતાં પણ અને પ્રયત્નથી પાલન કર્યા છતાં પણ ઘણા પ્રાણીઓના ક્ષયને કરનાર છે માટે આ વિષ વૃક્ષને છેદી નાંખો." એમ રાજાએ આદેશ કરેલા મનુષ્યોએ તીક્ષ્ણ કુહાડાવડે તે શ્રેષ્ઠ વૃક્ષને મૂળમાંથી જ કાપીને પૃથ્વી-તળ ઉપર પાડી નાંખ્યો. તે વિષ આમ્ર વૃક્ષના છેદનને સાંભળીને જીવિતથી ખેદ પામેલા અને કુષ્ઠના રોગથી પીડા પામેલા માણસો દોડ્યા. સુખવડે મૃત્યુ પામવાની ઈચ્છાથી કોઈ માણસે પાકેલું, કોઈએ નહીં પાકેલું અને કોઈએ અર્ધ પાકેલું તે ફળ ખાધું. તે આમ્ર-ફળ ખાવાથી તે સર્વે માણસો પણ દેવની જેવા ક્ષણવારમાં રોગની વ્યથા રહિત થયા. તેઓને જોઈને વિસ્મય પામેલા રાજાએ વિચાર્યું કે-"અહો! આ વૃક્ષનું ફળ અસદૃશ (અલૌ-કિક) ફળવાળું કેમ છે? જો આ લોકો રોગ રહિત થઈને કામદેવ જેવા થયા, તો પછી પૂજાદિક કાર્યમા આસક્ત તે બ્રાહ્મણ કેમ મરી ગયો?" પછી તેના આરક્ષકોને બોલા-વીને રાજાએ પૂછ્યું કે--"તે આમ્રમાં ઉત્પન્ન થયેલું ફળ શું તમે તોડ્યું હતું? કે પૃથ્વીપર પડેલું તમે ગ્રહણ કર્યું હતું?" તેઓએ સત્ય કહ્યું ત્યારે રાજા બોલ્યો કે-"તે ફળ બહારથી સર્પના વિષવડે લેપાયેલું હશે. તેથી કરીને આ ઉત્તમ બ્રાહ્મણ મરણ પામ્યો. અહો! મને ધિક્કાર છે, કે આ અકાર્ય વિચાર્યા વિના મેં કર્યું કે જેથી ક્રોધ-વડે આ અમૃતમય વૃક્ષરાજ મેં છેદાવ્યો." હે રાજા! જેમ તેણે પરીક્ષા કર્યા વિના સાહસ-કાર્ય કર્યું, તેવી રીતે સુખને ઈચ્છનારા બીજાએ ન કરવું."

રાત્રિનો બીજો પહોર વ્યતીત થયો ત્યારે વત્સરાજ વાસમંદિરમાંથી નીકળ્યો. અને તેનો નાનો ભાઈ તેમાં પેઠો. રાજાએ વિચાર્યું કે-"અહો! મનોહર કથા કહીને મારું કાર્ય કર્યા વિના જ વત્સરાજ પોતાને ઘેર ગયો."

પછી દુર્લભરાજને પણ રાજાએ તે જ પ્રમાણે કહ્યું, ત્યારે ઉત્પન્ન થયેલી બુદ્ધિવાળા તેણે પણ જઈને તથા પાછા આવીને રાજાને કહ્યું, કે- "હે નરનાથ! હજુ સુધી તે મારા બન્ને મોટા ભાઈઓ જાગે છે, તેથી ક્ષણવાર રાહ જોઈને તમારું કાર્ય હું સાધીશ.

હે રાજા! તમે કાંઇક કથા કહો, અથવા સાંભળો." એમ તેણે કહ્યું ત્યારે તે રાજા બોલ્યો કે-"તું પણ મને તે (કથા) કહે." ત્યારે દુર્લભરાજ બોલ્યો કે-"આ જ ભરતક્ષેત્રમાં પર્વત ઉપર આશ્ચર્યથી વ્યાપ્ત **રાજપુર** નામનું નગર છે. તેમાં સાર્થક નામવાળો **શત્રુદમન** નામે રાજા હતો. તેને પ્રેમવડે યુક્ત **રત્નમાલા** નામની પટરાણી હતી. એક દિવસ સભામાં બેઠેલા તે રાજાની પાસે પ્રતીહારે નિવેદન કરેલો કોઇ બટુક આવ્યો. તે વખતે રાજા વ્યગ્ર (વ્યાકુળ) હોવાથી તે બેસી રહ્યો. તથા રાજાએ સભાને વિસર્જન કરીને શ્રમને દૂર કરનાર અભ્યંગ અને સ્નાન કર્યું. પછી તે દેવપૂજાને સમયે તે રાજાને પુષ્પ સહિત બટુકે આવીને પુષ્પો આપ્યાં. ત્યારે "હે ભદ્ર! તું કોણ છો?" એમ રાજાએ પૂછેલો તે બોલ્યો કે-"હું **યજ્ઞદત્ત**નો પુત્ર **શુભંકર** નામનો બ્રાહ્મણ **અરિષ્ટપુર**માં રહેનારો છું હે રાજા! દેશોને જોવામાં કૌતુકવાળો હું પોતાના ઘરમાંથી નીકળીને ભમતો ભમતો અહીં તારી પાસે આવ્યો છું." ત્યારે પ્રકૃતિ(સ્વભાવ)થી જ વિનયવાળા તેને રાજાએ પોતાની પાસે રાખ્યો અને શુભંકર પણ ત્યાં નિશ્ચિંત રહ્યો. તે શૂરવીર, દાની, પ્રિય બોલનાર, કરેલા કામને જાણનાર, દૃઢ મિત્રાઇવાળો, વિજ્ઞાનવાળો, સ્વામીનો ભક્ત અને સર્વ ગુણોનું મંદિર હતો. રાજાએ અતિ ગૌરવવાળો કરેલો અને અંતઃપુર વગેરેમાં નહીં નિવારણ કરેલો તે ગુણવાન શુભંકર સર્વ ઠેકાણે સ્ખલન રહિત થયો. એક દિવસ આ નગરની સમીપે એક સિંહ આવ્યો. તે વાત એક શિકારીએ આવીને રાજાને કહી. ત્યારે તે ચાર પ્રકારની સેના સહિત અને શુભંકર સહિત તે રાજા સિંહના વધને માટે નગરમાંથી નીકળ્યો પછી શિકારીના વચનથી તે સિંહને વનની મધ્યે રહેલો જાણીને તે રાજાએ સમગ્ર સૈન્યને વનની પાસે (બહાર) રાખ્યું. અને પોતાના યશની ઇચ્છાવાળો તે રાજા હાથી ઉપર ચઢ્યો, અને શુભંકર સહિત સિંહની પાસે ગયો. ફાડેલા મુખવાળો, રાતા નેત્રવાળો અને સજ્જ કરેલા પગોવાળો સિંહ પણ રાજાની ઉપર પડવાની ઇચ્છાથી આકાશતળમા ઊછળ્યો તે વખતે "મારા સ્વામીને પીડા ન થાઓ." એમ વિચારતા તે શુભંકરે પડતા તે સિંહના મુખમાં તિક્ષ્ણ અંકુશ નાંખીને હણ્યો. ત્યારે રાજાએ કહ્યું કે-"શુભંકર! તેં આ સારું ન કર્યું, કેમકે મેં હણવાને ઇચ્છેલા આ સિંહને ચપળતાથી તેં વચમાં હણ્યો. અરે! આજે તેં કેવળ આ સિંહને જ હણ્યો છે એમ નથી, પરંતુ સર્વ રાજાઓની મધ્યે મારા યશને પણ તેં હણ્યો છે." ત્યારે તે બોલ્યો કે-"હે દેવ! તમારા શરીરના નાશની શંકા થવાથી મેં આને માર્યો છે, પણ મારા ઉત્કર્ષની ઇચ્છાથી માર્યો નથી. વળી બીજું એ કે સ્વામીના (તમારા) પ્રભાવથી જ આ સિંહને મેં માર્યો છે. એમ ન હોય તો માત્ર એક ખડ્ગવડે તેનો નાશ કેમ થાય? હું સૈન્યોની પાસે કહીશ કે-"સ્વામીએ પોતે જ આ સિંહને માર્યો છે." તેથી હે દેવ! તમે મારા વિષે અપ્રસાદ ન કરો હે પ્રભુ! આ કાર્ય તો આપણને બેને જ પ્રત્યક્ષ છે. તેથી ચાર કર્ણવાળા આ મંત્ર-(વિચાર)નો ભેદ નહીં થાય." રાજા બોલ્યો કે-"હે મિત્ર! જો

આ મંત્ર પ્રગટ થશે, તો લોકને વિષે મને અસત્ય બોલવાનું કલંક થશે." શુભંકર બોલ્યો કે-"હે પ્રભુ! શું આ તમે નથી સાંભળ્યું કે-સત્પુરુષને આપેલું ગુહ્ય તેની સાથે જ બળે છે." પછી તે બન્ને તે સિંહને લઇને સૈન્યની મધ્યે આવ્યા. અને બટુકે તેઓની પાસે રાજાનું આ પ્રમાણે વર્ણન કર્યું કે-"મદોન્મત્ત હાથીઓ પણ જેના નાદવડે મદને તજે છે, તે સિંહને સ્વામીએ લીલાવડે હણ્યો." ત્યારે પત્તિ અને સામંતો અત્યંત હર્ષવાળા થયા, અને મસ્તકને ધુણાવતા તેઓએ સ્વામીના પુરુષાર્થની પ્રશંસા કરી. પછી સ્વામીના જયના ઉત્સવને માટે તેઓ નગરની અંદર આવ્યા, અને વાજિંત્રના નાદપૂર્વક તેઓએ સારું વર્ધાપન કર્યું મહોત્સવમય તે નાનો દિવસ સંપૂર્ણ થયો ત્યારે સભાજનોને રજા આપીને રાજા દેવી(રાણી)ના મહેલમાં ગયો. દેવીએ પૂછ્યું કે-"હે નાથ! આજે નગરમાં શું કાંઇ ઉત્સવ વર્તે છે? કે જેથી આ મોટો વાજિંત્રનો શબ્દ સંભળાય છે?" રાજા બોલ્યો કે-"હે દેવી! જેથી કરીને મેં સિંહને માર્યો, તેથી કરીને સર્વેએ આ વર્ધાપન મહોત્સવ કર્યો છે." ત્યારે તે ફરીથી બોલી કે-"હે નાથ! ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા તમારે પોતાની અસત્ય પ્રશંસા કરવી શું યોગ્ય છે? કેમકે શુભંકર બટુકે સિંહને હણ્યો છે, અને યશમા લુબ્ધ થયેલા તમે વર્ધાપનનો મહોત્સવ કરાવ્યો." તે સાંભળીને ક્રોધ પામેલા રાજાએ વિચાર કર્યો કે "મિથ્યા બોલનાર તે દુરાત્માનું દુશ્ચરિત્ર કેવું પ્રગટ છે? "આ ગુપ્ત વાત કોઇને કહેવાની નથી," એમ મારી પાસે બોલીને તે જ વખતે પોતાના ઉત્કર્ષમાં લુબ્ધ થયેલા તેણે દેવીની પાસે કહી, તેથી મર્મને (ગુપ્તને) બોલનાર તેને મારે છાની રીતે મારવો જોઇએ." એમ વિચારી રાજાએ આરક્ષકને તે શિક્ષા આપી. ત્યારે તેણે મારેલો તે પોતાના ઘેર ગયો, અને "હે દેવ! તમારું તે કાર્ય સિદ્ધ થયુ" એમ રાજાને કહ્યું. પછી બીજા કોઈક દિવસે દેવીએ રાજાને પૂછ્યું કે-"હે નાથ? હમણાં શુભંકર બટુક કેમ નથી દેખાતો?" ત્યારે રાજાએ કહ્યું કે-"હે પ્રિયા! તેનું નામ પણ લેવું નહી" ત્યારે તે બોલી કે-"હે દેવ! તે મહાત્માએ શો અપરાધ કર્યો છે?" રાજાએ તેના વિષેનો તે પોતાનો અભિપ્રાય જણાવ્યો ત્યારે તેણીએ કહ્યું કે-"તેણે મને સિંહને મારવાની આ વાત કહી નથી, પરંતુ કૌતુકથી સાત માળવાળા પ્રાસાદ ઉપર ચડેલી મે આ જોયું છે. તેમાં તેનો કાંઇ પણ દોષ નથી હે દેવ! તમે સત્ય કહો, કે શું તે જીવે છે કે મરી ગયો છે?" આ પ્રમાણે તેણીએ પૂછ્યું ત્યારે રાજાએ ખેદસહિત ફરીથી કહ્યું કે-"અરે દેવી! મેં આજે અત્યત અકાર્ય કર્યું, કે જેથી સર્વ ગુણોરૂપી રત્નના નિધાનરૂપ તે બટુકનો ઘાત કરાવ્યો. વિચાર્યા વિના કાર્ય કરનાર મારી જેવો કોઇ નથી. કેમકે ઉપકાર કરનારાને હણનારો હું જ કૃતઘ્ની છું." દેવીએ કહ્યું-"રભસથી (વેગથી-વિચાર્યા વિના) કરેલા કાર્યનો વિપાક આ જગતમાં જિંદગી પર્યંત શલ્યની જેમ હૃદયને વિષે દાહ કરનારો થાય છે."

"હે રાજા! રાત્રિના વિનોદ માટે આ કથા મેં કહી છે, પરંતુ આ કથાનો પરમાર્થ એ શ્લોકવડે કહું છું. તે આ પ્રમાણે-સર્વ ગુણોવડે યુક્ત અને ભક્તિમાન શુભંકરને જેણે હણ્યો છે, તે શત્રુદમનથી બીજો કોઈ પણ આ પૃથ્વી ઉપર કૃતઘ્ની નથી. જેમ શત્રુદમનને કારણ વિના રોષ ઉત્પન્ન થવાથી નિર્દોષ મનુષ્યની હિંસા કરી, તેમ બીજા પુરુષે ન કરવી." આ સારી કથાને કહીને રાત્રિનો ત્રીજો પહોર વ્યતીત થયો ત્યારે દુર્લભરાજ પણ ઊઠીને પોતાને સ્હેલે ગયો. પછી ત્યાં રહેલા કીર્તિરાજને રાજાએ કહ્યું કે-"મારું એક કાર્ય તારાથી સિદ્ધ થશે કે નહીં?" તે પણ બોલ્યો કે-"હે પ્રભુ! જો તમારું કાર્ય હું ન સાધું; તો ચલિત સ્નેહવાળા તમારી સેવા હું શી રીતે કરું?" ત્યારે "તારા ભાઈનું મસ્તક લાવ." એમ રાજાવડે કહેવાયેલો તે બુદ્ધિમાન કાંઇક જવું આવવું કરીને આ પ્રમાણે બોલ્યો કે-"રાત્રિનો છેલ્લો સમય હોવાથી સર્વે યામિકો (પહેરેગીરો) જાગે છે, તેથી હે દેવ! તમારો આદેશ બીજા પ્રસ્તાવે થશે." તેણે પણ પ્રસ્તાવના કરીને રાજાની અનુજ્ઞા થવાથી તેના ક્રોધને નાશ કરવા નીચે પ્રમાણે કથા કહી

"આ ભરતક્ષેત્રને વિષે **મહાપુર** નામના નગરમાં **શત્રુંજય** નામે રાજા હતો. તેને **પ્રિયંગુ** નામની પ્રિયા હતી. કોઇક દિવસે દેશાંતરથી આવેલા કોઇક વેપારીએ જાતિવંત એક અશ્વ તે રાજાને ભેટ કર્યો. તેની પીઠ ઉપર પલાણ ધારણ કરીને, તેના ઉપર ચડીને ગતિને જાણવાને માટે રાજાએ તે અશ્વને ચલાવ્યો. તે અશ્વ વેગથી દોડયો ત્યારે તે વણિકે પહેલા ભૂલી ગયેલી તે અશ્વની શિક્ષાનો વિપર્યય સામંતોને કહ્યો. ત્યારે અશ્વો ઉપર ચડીને તથા ભોજન અને જળ વગેરે લઇને પત્તિઓ જતા તે રાજાની પાછળ ચાલ્યા. પછી રાજાએ તે અશ્વનો વેગ રુંધ્યો ત્યારે વિપરીતપણે શિક્ષા પામેલા તે અશ્વે વિશેષે કરીને તે વેગને ગ્રહણ કર્યો. વલ્ગાને (ચોકડાને) ખેંચવાથી રાજાના બન્ને હાથમાંથી લોહી નીકળ્યું, ત્યારે ખેદ પામેલા તે રાજાએ તે વલ્ગાને શિથિલ મૂકી દીધી. અશ્વ પણ તે વલ્ગા મૂકી ત્યારે એક પગલું પણ ચાલ્યો નહીં. ત્યારે "આ [1]દુઃશિક્ષાવાળો છે." એમ રાજાએ તેને જાણ્યો. પછી તેના ઉપરથી ઊતરીને તે રાજાએ તેનું પલાણ દૂર કર્યું, અને તોટ-(તુટવા)ને લીધે તે અશ્વ પણ પૃથ્વીતળ ઉપર પડીને મરી ગયો. પછી તે ભયંકર અટવીને વિષે દાવાનળથી બળેલા વનની અંદર તૃષા અને ક્ષુધાથી પીડા પામેલા શરીરવાળો રાજા ભમવા લાગ્યો. તેવામાં તેણે લાંબી શાખાવાળા અને અતિ વિસ્તારવાળા એક વટ વૃક્ષને જોયો ત્યારે થાકી ગયેલ તે રાજા ધીમેધીમે જઇને તેની છાયામાં બેઠો પાસેના ભાગને અવલોકન કરતાં (જોતાં) તેણે તે જ વૃક્ષની શાખામાંથી પડતા જળના બિંદુઓ જોયા. ત્યારે તેણે વિચાર્યું કે-"વર્ષાકાળમાં ઉત્પન્ન થયેલું આ જળ આટલા કાળ સુધી શાખાના છિદ્રમાં રહેલું હમણાં પડે છે." પછી પલાશ(પાંદડા)નું

૧. વિપરીત શિક્ષાવાળો

ભાજન ( પડિયો ) કરીને તેણે ત્યાં નીચે મૂક્યું. ક્રમે કરીને તે ભાજન કાંઇક શ્યામ અને મલિન જળવડે ભરાઈ ગયું. તેને ગ્રહણ કરીને રાજા જેટલામાં તે પીવાને માટે તૈયાર થયો, તેટલામાં કોઇક પક્ષી વૃક્ષ ઉપરથી ઉતરીને ત્યાં આવ્યો. તેણે રાજાના હાથમાંથી તે પાણીનું ભાજન પાડી નાંખ્યુ અને તે જ પ્રમાણે તે પોતે વૃક્ષની શાખા ઉપર જઇને રહ્યો. વિલખા થયેલા રાજાએ ફરીથી તે ભાજન જળથી પૂર્ણ કરીને જેટલામાં પીવાની ઇચ્છા કરી, તેટલામાં તે પક્ષીએ આવીને તે પાડી નાંખ્યું. ત્યારે કોપ પામેલા રાજાએ વિચાર્યું કે-" જો આ દુષ્ટ આત્માવાળો પક્ષી ફરીથી આવશે, તો તેને હું મારી નાંખીશ." એમ વિચારીને તેણે એક હાથમાં ચાબક ગ્રહણ કર્યો, અને બીજા હાથમાં જળને માટે પડિયાને સ્થાપન કર્યો. ત્યારે તે પક્ષીએ વિચાર્યું કે-" આ રાજા કોપ પામ્યો છે, તેથી જો હું પડિયાને પાડી નાંખીશ, તો તે મને મારી નાંખશે. અને જો હું પડિયાને નહીં પાડું, તો આ વિષ પીવાથી તે નિશ્ચે મરી જશે. તેથી હું મરું તે સારું છે, પણ આ લોકનો પાળનાર મરે તે સારું નથી." એમ વિચારીને ફરીથી પણ તેણે તેના હાથમાંથી તે પડિયો પાડી નાંખ્યો. અને રાજાએ ચાબકના મારવાવડે તે પક્ષીને પણ મારી નાંખ્યો. ફરીથી ચિત્તમાં હર્ષ પામેલા રાજાએ પાણીને માટે તે પડિયો સ્થાપન કર્યો, ત્યારે તે પાણી અનુક્રમે આગળ આગળ પડવા લાગ્યું. ત્યારે "આ શું ?" એમ શંકા પામેલો રાજા ઉઠીને જેટલામાં જોવા લાગ્યો, તેટલામાં વૃક્ષ ઉપર અજગર જોયો. ત્યારે તેણે વિચાર્યું કે-" સુતેલા આના મુખમાંથી પડતા આ વિષને જો મેં પીધું હોત, તો હું અવશ્ય મરી જાત. અહો ! તુ જો. સત્પુરુષની ચેષ્ટાને ધારણ કરતા આ પક્ષીએ મારા પ્રાણને માટે પોતાના પ્રાણને તૃણ સમાન જાણ્યા-કર્યા. હા ! કોપથી યુક્ત થયેલા, પરમાર્થને નહીં જાણતા, કઠોર ચિત્તવાળા અને અસજ્જન જેવા મેં આ શ્રેષ્ઠ પક્ષીને ફોગટ માર્યો " આ પ્રમાણે તે ખેદથી વ્યાપ્ત થયો ત્યારે ત્યાં તેના સૈનિકો આવ્યા. અને પોતાના સ્વામીને જોઇને તેઓ તત્કાળ અતિ હર્ષ પામ્યા. પછી પાણી અને આહાર વિગેરેવડે સ્વસ્થ થયેલો તે પૃથ્વીપતિ તે પક્ષીને લઇને પોતાના નગરમાં આવ્યો. ચંદનના કાષ્ઠવડે તે પક્ષીના શરીરનો દાહ કરીને તથા તેને જલાંજલિ આપીને તે પોતાના મંદિરમાં આવ્યો. ત્યાં ખરાબ આસન ઉપર બેઠેલા તેને સામંત અને મંત્રીઓએ પૂછયું કે-" હે સ્વામી ! પોતાની જેવા આ પક્ષીનું પણ મરણકાર્ય કેમ કર્યું ?" ત્યારે રાજાએ જેવી થઇ તેવી પોતાની વાત તેમને જણાવી. અને તે પક્ષીઘાતના ખેદને તે કદાપિ ભૂલતો નહોતો. જેથી કરીને વિચાર્યા વિના કાર્યને કરનારાને આ પ્રમાણે પશ્ચાત્તાપ થાય છે તેથી કરીને સુંદર બુદ્ધિવાળાએ વિચારીને કાર્ય કરવું જોઈએ."

આ પ્રમાણે કથા કહીને કીર્તિરાજ રહ્યો ત્યારે પ્રાતઃકાળના વાજિત્રનો શબ્દ થયો અને મંગળપાઠક મંગલ બોલવા લાગ્યા. પછી કીર્તિરાજ ઊઠીને પોતાના સ્થાને ગયો. રાજાએ પણ વિચાર્યું કે-" અરે ! આ સર્વ એક ચિત્તવાળા જ છે, તેથી

મારું ઇચ્છિત કાર્ય ન થયું." પછી દાસીએ આણેલા જળવડે પોતાનું મુખ ધોઇને તે રાજા સારો વેષ કરીને સભામંડપમાં બેઠો. આ અવસરે કેશ (મસ્તક) ઉપર સ્થાપન કરેલા બે હાથવાળા અને પ્રસન્ન વાણીવાળા દેવરાજે આવી રાજાને વિનંતિ કરી, કે–"જો દેવ આજ્ઞા આપે તો હું કાંઇક વિનંતિ કરું." ત્યારે ક્રોધ પામેલા પણ તેણે ભ્રૂકુટિની સંજ્ઞાવડે તેને અનુજ્ઞા આપી. ત્યારે પિશાચના વચનના શ્રવણથી આરંભીને સમગ્ર કથા તેણે રાજાની પાસે કહી, કે જે ભય અને વિસ્મય કરનારી થઇ. તથા બે કકડાવાળું અને દ્વેષરૂપી વિષને નાશ કરવામાં ઔષધ સમાન તે સર્પનું શરીર તેને દેખાડયું. ત્યારે રાજાએ વિચાર્યું કે–"હા! આ મહાત્માએ મારા જીવિતની રક્ષાને માટે કેવું કર્યું? તે તું જો વિચાર્યા વિના કરવાપણું હોવાથી મેં પાપીએ પરોપકાર કરનારા પણ આનો નાશ કરવાનો આરંભ કર્યો, અને કથા કહેવામાં વિચક્ષણ આ વત્સરાજ વગેરેએ પણ સારું કર્યું, કે જેથી આ ઉત્તમ પુરુષને હણ્યો નહીં." પછી તેણે પોતાના પરિવારને કહ્યું કે–"સર્વ ગુણોના સ્થાનરૂપ આ પુત્રો, પુત્ર રહિત એવા મને કુળદેવતાએ આપ્યા છે, તેથી હું દેવરાજને રાજા તરીકે સ્થાપન કરીશ, અને વત્સરાજને કુમાર તરીકે સ્થાપન કરીશ, પછી હું વ્રત ગ્રહણ કરીશ." આ પ્રમાણે સાંભળીને લોકોએ કહ્યું કે–"હે દેવ! થોડોક કાળ રાહ જુઓ. પછી અંત્ય સમયે આ કરજો." રાજા બોલ્યો કે–"મારા વંશના રાજાઓ પળીને જોયા પહેલાં વ્રત અંગીકાર કરીને તથા તપ કરીને સદ્ગતિને પામ્યા છે. અને હું તો રાજ્યને ધારણ કરનાર પુત્ર વિના હોવાથી આટલો કાળ રહ્યો છું; પરંતુ હવે તો અવશ્ય ઇચ્છિતને કરીશ." પછી દૈવજ્ઞે કહેલા શુભ મુહૂર્તે તે રાજાએ દેવરાજને રાજા કર્યો, અને બીજાને કુમાર કર્યો પછી કોઇક દિવસ ત્યાં **નંદનવન** નામના ઉદ્યાનમાં ઘણા શિષ્યોના પરિવારવાળા **શ્રીદત્ત** નામના સાધુરાજ (આચાર્ય) આવ્યા. તેમનું આગમન ઉદ્યાનપાળે કહ્યું ત્યારે તે રાજાએ મોટી ભક્તિવડે ત્યાં જઇને તેમને વાંદ્યા. પછી યોગ્ય સ્થાને બેસીને, સારી ધર્મદેશના સાંભળીને, પછી અવસર પામીને હાથ જોડીને તેણે આ પ્રમાણે પૂછયું કે–"હે પ્રભુ! જો કે બે પિશાચોએ મારો વિનાશ કહ્યો, તો પ્રણ દેવયોનિના કહેલા પણ તે વચનનો નાશ કેમ થયો?"

સૂરિ બોલ્યા કે–"હે રાજા! (પૂર્વભવે) રૂપે કરીને યુક્ત અને વૈશ્યના કુળમાં ઉત્પન્ન થયેલી **ગૌરી** નામની તારી ભાર્યા હતી. તે કોઇ પણ કર્મના દોષવડે દૌર્ભાગ્યવડે દૂષિત થઈ, તેથી તને અનિષ્ટ થઈ, અને દૃષ્ટિવડે જોઇને અસુખને આપનારી થઇ. પછી તે વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પોતાના પિતાને ઘેર જઈને અજ્ઞાન તપવડે પોતાના આત્માને શુષ્ક કરીને મરણ પામી પછી વ્યંતરીપણાને પામેલી તે પૂર્વના તે મત્સરનું સ્મરણ કરીને સર્પના શરીરમાં અધિષ્ઠાન (રહેવું) કરીને તારા ઘરમાં પેઠી. પછી તારી કુલદેવતાએ તારા કલ્યાણને માટે બે પિશાચનુ રૂપ કરીને આ અર્થ(વૃત્તાંત) દેવરાજને જણાવ્યો. જો કે દેવની શક્તિ મનુષ્યોવડે ન ચિંતવાય તેવી છે, તો પણ તેને ઉલ્લંઘન કરવામાં પુરુષનું તેજ સમર્થ છે.

તેથી કરીને મોટા વિષને ધારણ કરનાર, ક્રૂર અને વ્યંતરવડે અધિષ્ઠિત થયેલા પણ તેને બળવાન દેવરાજે લીલાવડે જ હણ્યો." પછી ફરીથી નમીને રાજાએ સૂરિને વિનંતિ કરી કે "હે પ્રભુ ! સારા ભાગ્યના ઉદયવડે હું આ કષ્ટથી મૂકાયો છું. તો હવે પછી મારે સારા ભાગ્યને કરવું જ યોગ્ય છે, તેથી સારા પ્રાણીઓને સદ્ગતિ આપનારી પ્રવજ્યા મને આપો." ત્યારે સૂરિએ સૂત્રના વિધાન પ્રમાણે તેને દીક્ષા આપી, અને સંઘની સાક્ષીએ પાંચ મહાવ્રતો આપીને શિક્ષા આપી અને તે ગુરૂએ તેને પ્રતિબોધ કરનારી, જ્ઞાતાધર્મ-કથામાં કહેલી અને મનોહર ભવિષ્યમાં થવાની કથા કરી.

"પ્રસિદ્ધ મગધ દેશને વિષે **રાજગૃહ** નામના નગરમાં લક્ષ્મીવડે કુબેરની જેવો **ધન** નામનો શ્રેષ્ઠી હતો. તેને **ધારિણી** નામની ભાર્યા હતી. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલા જાણે ચાર પુરુષાર્થ હોય તેવા પ્રસિદ્ધ ચાર પુત્રો તેને હતા. પહેલો **ધનપાળ** નામનો, બીજો **ધનદેવ** નામનો, ત્રીજો **ધનગોપ** નામનો અને ચોથો **ધનરક્ષિત** નામનો હતો. તેઓને અનુક્રમે **ઉજ્જિઝકા, ભોગિકા, ધન્નિકા** અને **રોહિણી** આ ચાર ભાર્યાઓ થઇ. પછી કોઇક દિવસ રાત્રિના છેલ્લા પહોરે સૂઇને જાગેલા તે ધન નામના શ્રેષ્ઠીએ પોતાના ઘરની ચિંતા કરી, કે-"જેમ સર્વ ગુણના આધારભૂત પુરુષોવડે ઘર વર્ત્તે છે, તેમ ગૃહિણી(ભાર્યા)વડે પણ આ ઘર વર્તે છે. કેમકે શાસ્ત્રના જાણકારોએ કહ્યું છે, કે-"જે સ્ત્રી ઘરના માણસો જમ્યા પછી જમે, સૂતેલા પછી સૂવે, તથા તેમનાથી પહેલા જાગે તે ગૃહશ્રી કહેવાય છે, પણ ગેહિની( ગૃહિણી ) કહેવાય નહીં." તેથી હું પરીક્ષા કરીને જાણું કે-આ ચારે વહુઓને મધ્યે કઇ અધિક ગુણવાળી વહુ મારા ઘરની સ્વામિની થશે ?" આ પ્રમાણે વિચારીને પ્રાતઃકાળે તેણે વહુઓને આદેશ આપ્યો કે-"સર્વ સારી રસવતી (રસોઇ) તૈયાર કરો." પછી તે વહુઓના સર્વ સ્વજનવર્ગને તથા બીજા પુરના જનોને નિમંત્રણ આપીને તેમને ગૌરવથી જમાડ્યા. પછી સર્વજનોને વસ્ત્ર અને તાંબૂલ વિગેરેવડે સન્માન કરીને શાલિના પાંચ કણ મોટી વહુને આપીને એમ કહ્યું કે-"સર્વ લોકોની પ્રત્યક્ષ મેં તને આ પાંચ શાલિકણ આપ્યા છે હે વહુ ! હું જ્યારે માગું ત્યારે તારે મને આપવા." એમ કહીને તેણે વિદાય કરેલી તે વિજનમાં( એકાંતમાં ) જઇને આ પ્રમાણે વિચારવા લાગી કે-"ખરેખર વૃદ્ધપણાને લીધે મારા સસરા બુદ્ધિરહિત થયા છે, કે જેણે આવો મોટો મેળાવડો કરીને આ પાંચ કણ આપ્યા. તેને હું બીજા આપીશ." એમ વિચારીને તેણીએ તે કણોનો ત્યાગ કર્યો એ જ પ્રમાણે બીજી વહુને આપ્યા તેણીએ તેવો જ વિચાર કર્યો, પરંતુ તેણીએ તે કણને ફોતરા રહિત કરીને ભક્ષણ કર્યા ત્રીજીએ "આ ગુરૂનું કાર્ય છે" એમ વિચારીને તે કણોને સારા વસ્ત્રમાં બાંધીને આભૂષણોની મધ્યે રાખીને રક્ષણ કર્યા. ચોથી વહુએ તે કણો પોતાના બંધુઓને આપ્યા. તેમણે વર્ષાકાળે ખેતરમાં વાવ્યા, તે ઉગ્યા, અને ઘણા ફળવાળા થયા. પહેલે વર્ષે તે એક પ્રસ્થ થયા, બીજા વર્ષોમાં ઘણા કુંભો થયા, ત્યાર પછી સેંકડો કુંભ થયા. પાંચમે વર્ષે શાલિના સેકડો પલ્ય( પાલા ) થયા. પછી ફરીથી તે

લોકોને નિમંત્રણ કરીને શ્રેષ્ઠીએ જમાડ્યા. પછી મોટી વહુ પાસે તે પાંચ કણ માગ્યા ત્યારે તેણીએ બીજા પલ્ય( પાલા )માંથી લાવીને તે આપ્યા. તે વખતે દેવ, ગુરુ વિગેરેના સોગનપૂર્વક કહેલી( પૂછેલી ) તેણીએ તેને સત્ય કહ્યું. ત્યારે ક્રોધ પામેલ શ્રેષ્ઠી બોલ્યો, કે–" મેં આપેલા શાલિકણોનો જો આણે ત્યાગ કર્યો છે, તો ધૂળ, રાખ અને છાણ વિગેરે વસ્તુ ઘરમાંથી આ વહુએ કાઢવું. ( વાસીદા વાળવાનું કામ કરવું. ) શાલિકણનો વૃત્તાંત પૂછીને બીજી પણ વહુને તેણે રસોઇ વિગેરે ઘરના મુખ્ય વ્યાપારને કરનારી કરી. શાલિની રક્ષા કરનારી ત્રીજી વહુને મણિ, મોતી અને સુવર્ણ વિગેરેના ભંડારની અધિકારી કરી. અને શાલિની વૃદ્ધિ કરનાર તે ચોથી રોહિણી વહુને દીર્ઘદૃષ્ટિવાળા તે શ્રેષ્ઠીએ ઘરની સ્વામિની કરી. આ રીતે યોગ્યતા પ્રમાણે કરવાવડે ઘરને સારી સ્થિતિવાળું કરીને તે શ્રેષ્ઠી હંમેશાં નિશ્ચિંતપણે ધર્મવ્યાપાર કરવા લાગ્યો. અહીં શ્રેષ્ઠીની જેવા ગુરુ જાણવા, વહુઓની જેવા દીક્ષિત( સાધુ–સાધ્વી ) જાણવા, પાંચ શાલિકણની જેવા પાંચ મહાવ્રતો જોડાવા( જાણવા ), ( ૬૯ ) કુળના મેલાપ જેવો ચાર પ્રકારનો સંઘ જાણવો, અને મહાવ્રતોનું દાન ( આપવું ) તેની સમક્ષ કરાય છે. વ્રતનો ત્યાગ કરનાર જે શિષ્ય હોય, તે ઉજ્ઝિકા જેવો કહેલો છે, તે આ લોક અને પરલોકને વિષે દુઃખનું ભાજન થાય છે. જે લિંગ( વેષ ) માત્રવડે આજીવિકા કરનાર હોય, તે બીજી વહુ જેવો જાણવો, વ્રતનું પાલન કરવામાં પ્રીતિવાળો હોય, તે ભંડારની વહુ જેવો જાણવો, ( ૬૯ ) તથા જે સૂરિ- ધર્મદેશનાવડે બીજાઓને પણ વ્રતનું આરોપણ કરીને તેની ( ધર્મની ) વૃદ્ધિ કરનાર હોય, તે રોહિણી જેવો માનેલો છે. આ કથાનક શ્રીવીર જિનેશ્વરને કાળે થવાની છે, તેથી પાંચ વ્રતો કહ્યાં છે, હમણાં તો તે વ્રતો ચાર જ છે."

આ પ્રમાણે શિક્ષાની કથા સાંભળીને જિતશત્રુ મહામુનિ શ્રીદત્ત ગુરુની પાસે પ્રવ્રજ્યાનું પાલન કરવા લાગ્યા, તેથી હે ભવ્યો ! પરીક્ષા કરીને અહિંસાદિક લક્ષણવાળા ઉત્તમ ધર્મને તમારે કરવો." આ પ્રમાણે ક્ષેમંકર જિનેશ્વરે કહ્યું. ( પાંચ વ્રત આ પ્રમાણે– ) દુઃખરૂપી પર્વતને વજ્ર સમાન, સુખની શ્રેણિનું ભાજનરૂપ અને સ્વર્ગ તથા મોક્ષને કરનારી તે અહિંસા સર્વ વ્રતોમા મુખ્ય છે. સત્ય બોલવાવડે કીર્તિ પ્રાપ્ત થાય છે, સત્ય વિશ્વાસનું કારણ છે. તથા સત્ય આ લોકોને વિષે જય પામે છે. તે ધર્મનું બીજું લક્ષણ છે. અદત્તનો ત્યાગ કરવાથી મનુષ્યોને રાજદંડ થતો નથી. સારા જનનો સંયોગ થાય છે અને નિર્ભયપણું થાય છે બ્રહ્મચર્ય વ્રતવડે મનુષ્ય તેજસ્વી અને સારાં ભાગ્યવાળો થાય છે, તથા નપુંસકપણું અને તિર્યંચપણું કદાપિ પામતો નથી. તથા ધનના પરિગ્રહવડે ચિત્ત સંતોષથી ભરેલું થાય છે. અને ક્રમના યોગવડે ભવ્યજીવોને મુક્તિ પ્રાપ્ત થાય છે. આ નિશ્ચિત પાંચે ધર્મના લક્ષણોને વિષે હે મોટા અનુભાવવાળા ! તમે નિરંતર પ્રયત્ન કરો." આ પ્રમાણે દેશનાને સાંભળીને ઘણા જીવો

પ્રતિબોધ પામ્યા. અને જિનેશ્વરે ગણધરાદિક તીર્થ પ્રવર્તાવ્યું. વજ્રાયુધ રાજા પણ તે ધર્મનો સ્વીકાર કરીને ભગવાનને પ્રણામ કરીને પોતાની નગરીમાં ગયો.

પછી એક દિવસ તેની આયુધશાળામાં હજાર યક્ષોવડે અધિષ્ઠિત અને અતિ નિર્મળ શ્રેષ્ઠ ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી આઠ દિવસ સુધી તેની પૂજા કરીને તેની પાછલ ચાલનારા તેણે છ ખંડવાળા મંગલાવતી વિજયને સાધ્યો. પછી ચક્રવર્તીની લક્ષ્મીવડે વ્યાપ્ત તે પોતાની નગરીમાં આવ્યો, અને **સહસ્રાયુધ** પુત્રને યુવરાજપણે સ્થાપન કર્યો. એક વખત રાજાઓ, મંત્રીઓ અને પદાતિઓથી પરિવરેલો તે વજ્રાયુધ ચક્રી જેટલામાં સભામાં બેઠો હતો, તેટલામાં આકાશતળથી આવીને ભયથી કંપતા શરીરવાળો કોઈ યુવાન વિદ્યાધર તેના શરણને પામ્યો. તેની પાછળ ખડ્ગ અને ખેટક( ઢાલ )ને ધારણ કરતી કોઇક શ્રેષ્ઠ વિદ્યાધરી આવી, ગદાને ધારણ કરનાર એક વિદ્યાધર આવ્યો. તે વિદ્યાધરે પરિવાર સહિત ચક્રવર્તીને કહ્યું કે–" પાપ કરનારાઓનો અપરાધ આ પ્રમાણે સાંભળો.

વૈતાઢ્ય પર્વત ઉપર રહેલા **સુકચ્છ** નામના વિજયમાં **શુક્લપુર** નામના નગરમા રહેલા **શુક્લદત્ત** નામના રાજાનો **પવનવેગ** નામનો હું પુત્ર છું **સુકાંતા** નામની મારે પ્રિયા છે, તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી શુભ આકૃતિવાળી આ **શાંતિમતી** નામની મારી પુત્રી છે. પણ મેં એક દિવસે આને પ્રજ્ઞપ્તિ નામની વિદ્યા આપી. તેને સાધવા માટે તે મણિસાગર નામના પર્વત ઉપર ગઇ. વિદ્યાને સાધતી આને આ દુરાત્માએ હરણ કરી. તે વખતે આની ભક્તિથી રાગી થયેલી તે વિદ્યા આને સિદ્ધ થઇ. તેનાથી ભય પામેલો આ હે પ્રભુ ! તમારે શરણે આવ્યો છે. તે પર્વત ઉપર પુત્રીને નહિં દેખવાથી તરત હું પણ અહીં આવ્યો છું તેથી હે રાજા ! મારી પુત્રીના શીલનો બળાત્કારથી નાશ કરવાની રુચિવાળા આને મૂકી દો, કે જેથી એક ગદાના ઘાતવડે તેને હું હણું. " ત્યારે અવધિજ્ઞાનવડે તેના પૂર્વ ભવની ચેષ્ટા જાણીને તેઓના પ્રતિબોધને માટે તે વજ્રાયુધ ચક્રી બોલ્યો, કે–" હે પવનવેગ ! તારી પુત્રીને આ વિદ્યાધરે કારણવડે હરણ કરી છે, તે કારણ તું સાંભળ, હું કહું છું " સર્વે સભાસદો પોતાના સ્વામીના જ્ઞાનનું માહાત્મ્ય જાણીને તે સાંભળવાને ઉદ્યમવાળા થયા. અને તે ચક્રી આ પ્રમાણે પ્રગટ બોલ્યો. " આ જ દ્વીપના નિર્મળ ઐરવત ક્ષેત્રની મધ્યે રહેલા **વિંધ્યપુર** નગરમાં **વિંધ્યદત્ત** નામે રાજા હતો. તેને **સુદક્ષિણા** નામની ભાર્યા હતી તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલ પૃથ્વીતળમાં પ્રખ્યાત **નલિનકેતુ** નામનો પુત્ર હતો. તે જ નગરમાં **ધર્મમિત્ર** નામના સાર્થપતિનો **શ્રીદત્તા**ની કુક્ષિથી ઉત્પન્ન થયેલો **દત્ત** નામનો ધનવાન પુત્ર હતો. રૂપે રતિના જેવી અને કાંતિએ કરીને ચંદ્રની પ્રિયા જેવી **પ્રિયંકરા** નામની દત્તની શ્રેષ્ઠ પત્ની થઇ. એક દિવસ સારા શ્રૃંગાર રસવાળા વસંત ઋતુના સમયે દત્ત ઉદ્યાન વનમાં જઇને તેણીની સાથે ક્રીડા કરવા લાગ્યો. તે વખતે તે રાજપુત્ર સુદર આકૃતિવાળી તેણીને જોઇને

કામદેવના પાંચે બાણોવડે હૃદયમાં તાડન કરાયો પછી સ્વામીપણાવડે, યૌવનવડે અને ઐશ્વર્યવડે ગર્વીષ્ઠ થયેલા તેણે પોતાના કુળ અને શીળના કલંકને નહીં ગણીને તેણીનું હરણ કર્યું. તે કુમાર તેણીની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો. તેણીના વિયોગથી દુઃખી થયેલો દત્ત એક દિવસ ઉદ્યાનમાં ગયો. ત્યાં તે જ વખતે ઉત્પન્ન થયેલા કેવળજ્ઞાનવાળા તથા દેવ, દાનવ અને મનુષ્યોવડે વંદન કરાતા **સુમન** નામના શ્રેષ્ઠ સાધુને તેણે જોયા. તેણે પણ ભાવપૂર્વક તે શ્રેષ્ઠ મુનિને વાંદ્યા પછી તે મુનિએ શ્રેષ્ઠ ધર્મદેશનાવડે તે દત્તને પ્રતિબોધ કર્યો, તેથી દાનાદિક ધર્મને કરીને તથા આયુષ્યના ક્ષયે મરીને તે વૈતાઢ્ય પર્વત ઉપર સુકચ્છ વિજયમાં વિદ્યાધરના રાજા **મહેન્દ્રવિક્રમનો અજિતસેન** નામે પુત્ર થયો. તેને પણ **કમળા** નામની ભાર્યા હતી. અહી તે નલિનકેતુ પિતાનું રાજ્ય પામીને તે પ્રભંકરા સાથે ગૃહવાસને પાળવા લાગ્યો. એક વખત પોતાના મહેલના સાતમા માળે તે ચડયો, તે વખતે તેણે આકાશતળને પાંચ વર્ણના મેઘવડે વ્યાપ્ત જોયું. કૌતુકથી તે જોતાં છતા જ પ્રચંડ વાયુથી ફેંકાયેલો તે મેઘનો સમૂહ ક્ષણવારમાં કકડે કકડા થઇને જતો રહ્યો. તે જોઇને વૈરાગ્ય પામેલા તેણે વિચાર્યું કે–" અહો ! સંસારસંબંધી દ્રવ્યાદિક આ સર્વ વસ્તુ આની જેમ અધ્રુવ છે. હા ! અજ્ઞાનથી મૂઢ થયેલા મેં પરસ્ત્રીનુ હરણ કરીને ક્ષણિક સુખને માટે ઘણું પાપ ઉપાર્જન કર્યું, તેથી પ્રવ્રજ્યા ગ્રહણ કરીને તપ અને નિયમરૂપી જળવડે પાપકર્મથી લીપાયેલા મારા આત્માને હું નિર્મળ કરું." પછી તેણે રાજ્ય ઉપર પુત્રને સ્થાપન કરીને તથા રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને ક્ષેમંકર જિનેશ્વર પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. શુદ્ધ બુદ્ધિવાળો તે દીક્ષાને શુદ્ધ રીતે પાળીને તથા કેવળજ્ઞાન પામીને અને કર્મરૂપી મળને ધોઇને સિદ્ધિપદને પામ્યો. તે પ્રભંકરાએ પણ **સુવ્રતા** નામની ગુરુણીની પાસે નિર્મળ ચાંદ્રાયણ નામનું તપ કર્યું. તે મરીને શાંતિમતિ નામની તારી પુત્રી ઉત્પન્ન થઈ છે. અને આ અજિતસેન વિદ્યાધર તેણીના પૂર્વ ભવનો પતિ છે. પૂર્વ ભવના સ્નેહથી મોહ પામેલા આણે વિદ્યાને સાધતી આને જોઇને આકાશમાર્ગે ઉપાડી. તેથી હે પવનવેગ ! તું અને હે શાંતિમતિ ! તું આના ઉપર આટોપને ધારણ કરનાર (ઉગ્ર) કોપને પ્રગટ રીતે મૂકી દે." આ પ્રમાણે વજ્રાયુધનું વચન સાંભળીને તે બન્ને વિદ્યાધરોએ અને તે બાલિકાએ પ્રસન્ન ચિત્તવાળા થઈને પરસ્પર અપરાધને ખમાવ્યો. ફરીથી ચક્રીએ સભાજનોને ઉદ્દેશીને કહ્યું કે–" હે લોકો ! આ લોકોનો પૂર્વવૃત્તાંત કહ્યો, હવે ભાવી વૃત્તાંત કહું છું–આ બન્નેની સાથે શાંતિમતી દીક્ષાને ગ્રહણ કરશે, અને રત્નાવળિ તપ કરીને અનશનવડે મરી જશે. અંતે બે સાગરોપમથી કાંઇક અધિક સ્થિતિવાળો, વૃષભના વાહનવાળો અને સર્વે દેવોનો સ્વામી ઇશાનેંદ્ર થશે. તથા વાયુવેગ અને અજિતસેન નામના બન્ને સાધુઓને તે વખતે ઘાતી કર્મરૂપી ઇંધણા( કાષ્ઠ ) બળી જવાથી ઉત્તમ કેવળજ્ઞાન થશે. તે બન્નેના કેવળજ્ઞાનનો મહિમા કરીને પોતાના અંગની પૂજા કરીને

ઇશાનેંદ્ર પોતાને સ્થાને જશે. તે ઇંદ્ર પણ ત્યાંથી ચવીને સારા કુળમાં મનુષ્યપણું પામીને તથા દીક્ષા લઇને કર્મ રહિત થઇ મોક્ષ પામશે." તે સાંભળીને વિસ્મય પામેલા સર્વે સભાસદો આ પ્રમાણે બોલ્યા કે "અહો! અમારા સ્વામીનું જ્ઞાન ત્રણે કાળને દીપાવનારું છે." ત્યાર પછી તે શાંતમતી, વાયુવેગ અને અજિતસેન તે ત્રણે ચક્રીને નમીને પોતાને સ્થાને ગયા.

પછી સહસ્રાયુધ કુમારને **જયના** નામની ભાર્યાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ **કનકશક્તિ** નામે પુત્ર થયો. તેને પહેલી **કનકમાલા** અને બીજી **વસંતસેના** નામની તુલ્ય કુળમાં ઉત્પન્ન થયેલી બે પ્રિયા હતી. પછી એક દિવસે તે ક્રીડા કરવા માટે ગાઢ( મોટા ) વનમાં ગયો ત્યાં પડવું અને ઊડવું કરતા એક માણસને જોયો. તેણે તેનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે–"હે ભદ્ર ! વૈતાઢ્યમાં વસનારો હું વિદ્યાધર છું, તેથી સર્વ ઠેકાણે સ્ખલના રહિત વિચરું છું. હે ભદ્ર! અહીં આવીને ચિરકાળ સુધી રહીને ફરીથી જતો હું આકાશગામિની વિદ્યાનું એક પદ( શબ્દ ) ભૂલી ગયો; તેથી જવાને અસમર્થ થયેલો હું આવા પ્રકારની ક્રિયા કરું છું." કુમારે કહ્યું કે–"હે વિદ્યાધર! પ્રથમ તે વિદ્યાને મારી પાસે બોલ." ત્યારે "આ સત્પુરુષ છે." એમ જાણીને તે વિદ્યાધર પણ તેની પાસે તે વિદ્યાને બોલ્યો. ત્યારે પદાનુસારી લબ્ધિવડે તે કુમારે તે પદ પૂર્ણ કર્યું. ત્યારે ખેચરે હર્ષથી કુમારને પોતાની વિદ્યા આપી. તેણે પણ તેના કહેલા વિધિ પ્રમાણે તે વિદ્યાને સાધી. ખેચર પોતાને સ્થાને ગયો. કુમાર પણ બન્ને પ્રિયા સહિત વિદ્યાના બળવડે ઇચ્છા પ્રમાણે પૃથ્વી પર ફરવા લાગ્યો. પછી એક દિવસે તે હિમવાન પર્વત ઉપર ગયો. ત્યાં તેણે **વિપુલમતિ** નામના વિદ્યાધર મુનિને જોયા. બન્ને પ્રિયા સહિત તે કુમાર તેના ચરણને નમીને યોગ્ય સ્થાને બેઠો, અને મુનિએ દેશના આપી, કે–"કુળ, રૂપ, કલાનો અભ્યાસ, વિદ્યા, લક્ષ્મી, સારી ભાર્યા, ઐશ્વર્ય અને સારા સ્વામીપણું આ સર્વ ધર્મથી જ પ્રાપ્ત થાય છે. જેણે પૂર્વ ભવે ચાર પ્રકારનો ધર્મ કર્યો હોય, તે **પુણ્યસારની** જેમ સર્વ મનવાંછિતને પામે છે." ત્યારે–"હે પ્રભુ! આ પુણ્યસાર કોણ ?" એમ તેણે પૂછેલા મુનિ પ્રતિબોધને કરનારી તેની કથાને કહેવા લાગ્યા.

"આ ભરતક્ષેત્રમાં જીવ, અજીવ વિગેરે તત્ત્વવાળું અને વિવિધ પ્રકારના આશ્ચર્યવડે મનોહર **ગોપાલય** નામનું નગર છે. તેમાં ઇંદ્રના જેવી લક્ષ્મીવાળો, ધર્મનો અર્થી, રાજાનો માનીતો, અને મહાજનમાં મુખ્ય **પુરંદર** નામનો શ્રેષ્ઠી હતો. તેને પતિ, દેવ અને ગુરુને વિષે ભક્તિવાળી અને ગુણના સમૂહવડે સહિત **પુણ્યશ્રી** નામની પ્રસિદ્ધ ભાર્યા હતી. પતિના પ્રેમવાળી, સૌભાગ્યવાળી, ભાગ્યવાળી અને શુભ આકૃતિવાળી છતાં પણ તેણીના શરીરને વિષે એક પુત્રરહિતપણા રૂપી દોષ હતો. તે શ્રેષ્ઠી પુત્રની ઇચ્છાવાળો

છતાં પણ તથા સ્વજનોએ કહ્યા છતાં પણ તેણીના ઉપર સ્નેહવાળો હોવાથી બીજી નારીને પરણ્યો નહીં, યક્ષને અથવા કોઇ ભટ્ટારિકા( દેવી )ને તે પ્રાર્થના કરતો નહોતો, તથા સ્થિર સમકિતવાળો તે તેમની માનતા પણ કરતો ન હતો. પુત્રની ઇચ્છાવાળી તેણે પ્રિયા-સહિત એક દિવસ કુલદેવતાની પ્રાર્થના કરીને નમસ્કાર કર્યા વિના તેણીને કહ્યું. કે-" અમારા સર્વ પૂર્વજોએ અને મેં પણ આ લોકના સુખને માટે હે કુળદેવતા! હંમેશાં તારી પૂજા કરી છે. પુત્ર રહિત હું પરલોકમાં ગયા પછી બંધુ જનની જેમ તારી પણ કોણ પૂજા કરશે? તેથી તું અવધિજ્ઞાનવડે જાણીને મને કહે, કે-મારે પુત્ર થશે કે નહીં? બીજું કાંઇ હું માગતો નથી." દેવતા બોલી કે-" હે શ્રેષ્ઠી! ધર્મમાં પ્રવર્તતા તારે કેટલોક કાળ ગયા પછી પણ અવશ્ય પુત્ર થશે" તે સાંભળી ચિત્તમાં હર્ષ પામેલો તે કુળના ક્રમવડે આવેલા ગૃહવાસને પાળવા લાગ્યો, અને વિશેષે કરીને ધર્મ કરવા લાગ્યો. પછી કોઇ વખત ચંદ્રના સ્વપ્નથી સૂચવન કરાયેલો કોઇક અધિક પુણ્યશાળી જીવ પુણ્યશ્રીની કુક્ષિમાં પુત્રપણે આવ્યો. પ્રાત:કાળે તેણીએ પોતાના ભર્તાને તે સ્વપ્નનું દર્શન કહ્યું. સારા મનવાળા તેણે પણ પુત્રના જન્મવડે તેણીને આહ્લાદ પમાડ્યો. પછી પૂર્ણ સમયે તેણીને શુભ લક્ષણવાળો પુત્ર ઉત્પન્ન થયો અને તેના પિતાએ તેના જન્મનો મહોત્સવ કર્યો. પછી-" આ પુણ્ય કરીને આવ્યો છે, અથવા તો મેં પુણ્યવડે આને પ્રાપ્ત કર્યો છે." એમ વિચારીને પિતાએ તેનું **પુણ્યસાર** નામ પાડ્યું. બાળકની રક્ષા કરનારી પાંચ ધાવમાતાવડે પાલન કરાયેલો અને માતાપિતાને અત્યંત વહાલો તે ભણવામાં સમર્થ થયો ત્યારે તેના પિતાએ લેખ શાળાનો ઉત્સવ કરીને તે પુત્રને કળા ભણવા માટે શ્રેષ્ઠ ઉપાધ્યાયને સોંપ્યો. તે જ નગરમાં **રત્નસાર** વણિકની બાલ્યાવસ્થાવાળી અને સુંદર અંગવાળી **રત્નસુંદરી** નામની પુત્રી હતી. તે જ કળાચાર્યની પાસે ભણતી બુદ્ધિશાળી તે પુણ્યસારની સાથે અભ્યાસ કરનારી થઇ. બુદ્ધિશાળી તે સ્ત્રીજનને સુલભ ચપળપણાએ કરીને પુણ્યસારની સાથે કળાની બાબતમાં વિવાદ કરવા લાગી. કોઇક દિવસ રોષ પામેલા તેણે આ પ્રમાણે તેણીને કહ્યું કે-" પોતાના આત્માને પંડિત માનતી હે બાલિકા! જો કે તું કળાવાળી છે, તો પણ મારી સાથે તારે વિવાદ કરવો યોગ્ય નથી. કેમકે પુરુષના ઘરમાં તું અવશ્ય દાસી થવાની છે." તે બોલી કે-" અરે મૂઢ! કોઇ મહાભાગ્યશાળી પુરુષની હું દાસી થઇશ તેથી તારે અહીં શું છે?" પુણ્યસાર પણ બોલ્યો કે-" બળાત્કારે પણ જો હું તને પરણીને દાસી કરું, તો જ હું ખરેખર પુરુષ" ફરી પણ તે બોલી કે-" હે મૂર્ખ! બળાત્કારથી બીજા પણ કોઇનો સ્નેહ થતો નથી; અને દંપતીનો તો વિશેષે કરીને થતો નથી." ત્યારપછી તે પુણ્યસાર લેખશાળામાંથી પોતાને ઘેર ગયો. મ્લાન મુખવાળો અને દુ:ખી થઇને તે [1]મન્યુશય્યામાં સૂતો. તેવામાં પુરંદર શ્રેષ્ઠી ભોજનને માટે ઘેર આવ્યો. અને તેની ચેષ્ટા જાણીને તેની પાસે આવીને આ પ્રમાણે બોલ્યો કે-" હે પુત્ર! કયા

૧. ક્રોધની અથવા શોકની શય્યામાં.

કારણથી આજે તું શ્યામ મુખવાળો થયો છે? તારે અકાળે સુવાનું શું કારણ છે? તે તું મને કહે." ત્યારે આગ્રહથી પૂછેલો તે બોલ્યો કે-"હે પિતા! જો તમે મને રત્નસુંદરીને પરણાવો, તો હું સ્વસ્થ થાઉં" ફરીથી શ્રેષ્ઠીએ તેને કહ્યું કે-"હે વત્સ! હજુ તો તું બાળક છે. પ્રથમ તો તું કળાનો અભ્યાસ કર. યોગ્ય સમયે તને હું કન્યા પરણાવીશ." પુત્રે કહ્યું કે-"હે પિતા! જો તમે મારે માટે તેણીના પિતા પાસે હમણાં તેની માગણી કરો, તો હું ભોજન કરીશ. નહીં તો નહીં કરું." ત્યારે તેને બોધ કરીને (સમજાવીને), ભોજન કરાવીને તથા પોતે ભોજન કરીને તે શ્રેષ્ઠી બંધુઓ સહિત રત્નસાર શ્રેષ્ઠીને ઘેર ગયો. ત્યાં ઊભા થવું, આસન આપવું અને સ્વાગત પૂછવાપૂર્વક તે બોલ્યો કે-"તમે અહીં જે કારણે આવ્યા છો, તે કારણ કહો." પુરંદર બોલ્યો કે-"હે શ્રેષ્ઠી! તારી પાસે મારા પુત્રને માટે રત્નસુંદરી કન્યાની યાચના કરવા અમે આવ્યા છીએ." રત્નસાર પણ બોલ્યો કે-"સર્વ પ્રકારે જે મારું છે, તે તમે કર્યું, જેથી મારી પુત્રીને અવશ્ય આપવી છે. તમે આ નગરમાં મુખ્ય છો, અને બંધુઓ સહિત તમે મારી પુત્રીને માગવા આવ્યા છો, તો આનાથી બીજું શું કહેવું?" તે વખતે પિતાની પાસે રહેલી તે કન્યા તરત જ બોલી કે-"હે પિતા! હુ પુણ્યસારની ભાર્યા નહીં થાઉં." આ પ્રમાણે તેણીનું વચન સાંભળીને પુરંદરે વિચાર્યું કે-"અહો! મારા પુત્રનો આને વિષે પાણિગ્રહણનો આગ્રહ વ્યર્થ છે, કેમકે બાલ્યાવસ્થામાં પણ જેણીની આવી કઠોર વાણી છે, યૌવનથી ઉન્મત્ત થયેલી તે ભર્તાને સુખ આપનારી કેમ થશે?" રત્નસાર બોલ્યો કે-"આ મારી પુત્રી મુગ્ધા છે, તેથી બોલવા લાયક કે ન બોલવા લાયકને જાણતી નથી; તેથી આનું વચન તુચ્છ (નહીં ગ્રહણ કરવા લાયક) છે. હે શ્રેષ્ઠી! આને હું એવી રીતે બોધ પમાડીશ, કે જે રીતે તમારો પુત્ર આને પરણશે. મેં તો આને અવશ્ય આપી જ છે." ત્યારપછી પુરંદર શ્રેષ્ઠી પોતાને ઘેર આવીને પુત્રને તે કથા કહીને બોલ્યો કે-"હે વત્સ! તે કન્યા તારે યોગ્ય નથી, કેમકે (શાસ્ત્રમાં કહ્યું છે કે-)"ખરાબ શરીરવાળી, સ્નેહરહિત, લજ્જા, શીલ અને કુળવડે ત્યાગ કરાયેલી, અતિ પ્રચંડ (ઉદ્ધત) તથા ખરાબ મુખવાળી ગૃહિણી(સ્ત્રી)નો ત્યાગ કરવો." ત્યારે પુણ્યસાર બોલ્યો કે-"હે પિતા! જો હું તેણીને પરણું, તો હું સત્ય પ્રતિજ્ઞાવાળો થાઉં, અન્યથા નહીં થાઉં." પછી તેણીની પ્રાપ્તિમાં બીજા ઉપાયને નહીં જોતાં તે બુદ્ધિમાને પિતાને પૂછીને પોતાને આપનારી પોતાની કુલદેવતાને જાણી, પછી પુષ્પ, નૈવેદ્ય, ગંધ, ધૂપ અને વિલેપનવડે તેની પૂજા કરીને સારા વિનયવાળા તેણે તેની આ પ્રમાણે પ્રાર્થના કરી, કે-"હે દેવી! તુષ્ટમાન થયેલી જેણીએ શ્રેષ્ઠીને પુત્ર તરીકે મને આપ્યો છે, તે તું હે કુળદેવી! આજે મારી ભાર્યાની વાંછા પૂર્ણ કર. હે કુલદેવી! જો તું મારી પોતાની ઇચ્છાને પૂર્ણ નહી કરે, તો અપમાનના પાત્રરૂપ મને કેમ કર્યો? હે દેવી! જ્યારે તું મારા ઇચ્છિતને પૂર્ણ કરીશ, ત્યારે જ હું આ સ્થાનથી ઉઠીશ, અને ત્યારે જ હું ભોજન કરીશ." આ પ્રમાણે કરેલી પ્રતિજ્ઞાવાળો તે

એક દિવસ ઉપવાસવાળો રહ્યો ત્યારે તુષ્ટમાન થયેલી તે દેવી બોલી કે-"હે વત્સ! ધીમે ધીમે સર્વ સારું થશે." ત્યારે ચિત્તમાં હર્ષ પામેલા પુણ્યસારે ભોજન કર્યું, અને પિતાની આજ્ઞાવડે બાકી રહેલા કળાનો અભ્યાસ કર્યો પછી અભ્યાસ કરેલી કળાવાળો અને યુવાવસ્થાને પામેલો તે શ્રેષ્ઠીપુત્ર કોઇક કર્મના દોષે કરીને દ્યૂતમાં આસક્ત થયો. અત્યંત વલ્લભપણાએ કરીને માતાપિતાએ નિવારણ નહીં કરેલો તે દ્યૂતના વ્યસનવાળો થયો. પછી નિષેધ કર્યા છતાં પણ નિવૃત્ત થયો નહીં. પછી કોઇક દિવસ પોતે લાખ રૂપીયા હારવાથી લાખના મૂલ્યવાળા રાજાના અલંકારને ઘરમાથી હરણ કરીને તેણે જુગારીના સ્વામીને આપ્યા. રાજાએ તે અલંકાર માગ્યો ત્યારે શ્રેષ્ઠીએ જેટલામાં તે સ્થાન જોયું તેટલામાં ત્યાં તેને નહીં જોઇને મનમાં વિચાર્યું, કે-"ખરેખર આ અલંકાર પુણ્યસારે ગ્રહણ કર્યા હશે, કેમકે મારી ગુપ્ત વસ્તુ લેવાને વિષે બીજાની યોગ્યતા નથી. અહો! જેને માટે લોક ખેદ પામે છે, અને મોટો યત્ન કરે છે, તે પણ દુષ્ટ પુત્રો આ પ્રમાણે સંતાપને આપનારા થાય છે. જો તે આને કોઇ ઠેકાણે હારી ગયો હશે, તો આ પુત્રરૂપી શત્રુને ઘરમાંથી કાઢી મૂકવો જોઇએ." આ પ્રમાણે વિચારીને શ્રેષ્ઠી દુકાને ગયો, ત્યાં આવેલા પુત્રને અલંકારની શુદ્ધિ પૂછી. તેણે પણ સત્ય કહ્યું. ત્યારે કોપ પામેલા શ્રેષ્ઠીએ તેને કહ્યું કે-"હે દુષ્ટ! તે ભૂષણ લઇને તારે મારે ઘેર આવવું." આ પ્રમાણે વચનવડે તર્જના કરીને અને તેને ગળારૂપી કંદને વિષે મોટા ક્રોધને વશ થયેલા તેણે તે પુત્રને કાઢી મૂકયો. તે વખતે દિવસ અસ્ત થતાં બીજે સ્થાને જવાને અસમર્થ તે નગરમાંથી નીકળીને વટવૃક્ષના કોટર(ગુફા)માં પેઠો. પછી ઘેર ગયેલા તે પુરંદરને શેઠાણીએ કહ્યું કે-"હજુ સુધી પુણ્યસાર કેમ ઘેર આવ્યો નથી?" ત્યારે રાજાના ભૂષણના વૃત્તાંતને કહીને તે આ પ્રમાણે બોલ્યો કે-"હે પ્રિયા! શિક્ષા પમાડવા માટે મેં તેને આજે કાઢી મૂકયો છે." તે બોલી કે-"જેણે રાત્રિને પ્રારંભે પુત્રને કાઢી મૂકયો, તે તમે મને પ્રગટ રીતે પોતાનું મુખ કેમ દેખાડો છો? વિશાલ નેત્રવાળા તે પોતાના એક બાળપુત્રને આ વિકળ સમયે કાઢી મૂકતા તમે કેમ લજ્જા પામતા નથી? તેથી તમે જાઓ. તે પુત્રને લાવીને તમારે પણ મારે ઘેર આવવું." એમ કહીને તેણીએ તેને કાઢી મૂકયો. ભાર્યાવડે તર્જના કરાયેલ અને પુત્રનું સ્મરણ કરીને દુઃખી થયેલ તે પણ સમગ્ર નગરમાં પોતાના પુત્રની શોધ કરવા લાગ્યો. મનુષ્ય રહિત ઘરને જોઇને તે શ્રેષ્ઠીનીએ વિચાર્યું કે-"હા! કોપથી વ્યાપ્ત થયેલી મેં મારા પતિને ઘરમાંથી કાઢી મૂકયા પુત્રને કાઢી મૂકતા શ્રેષ્ઠીએ પહેલી મૂર્ખતા કરી, અને પોતાના ભર્તાને કાઢી મૂકતી મેં પણ તે પછીની (બીજી) મૂર્ખતા કરી." આ પ્રમાણે ચિંતાવડે આતુર થયેલી અને અશ્રુ સહિત થયેલી તથા તે બન્નેના માર્ગનું અવલોકન કરતી તે પોતાના ઘરના દ્વારદેશને વિષે ઊંચા શરીરવાળી રહી (ઊભી રહી).

હવે અહીં તે પુણ્યસારે રાત્રિને વિષે પોતાની કાંતિવડે અંધકારને હણનારી બે દેવીઓને

દેખી, અને આ પ્રમાણે તેમની વાણી સાંભળી. એક બોલી કે-" હે બહેન! આપણે ઇચ્છા પ્રમાણે પૃથ્વી ઉપર કેમ નથી ચાલતી? કેમકે આપણા પક્ષનો ઉદય કરનારી આ રાત્રિ વર્તે છે." બીજી બોલી કે-" હે સખી! ફોગટ ભમવાવડે આત્માને ખેદ કેમ પમાડવો? જો કોઇ પણ ઠેકાણે કૌતુક દેખાતું હોય, તો ત્યાં જ જઇએ." ત્યારે તે બોલી કે-" જો કૌતુક જોવું હોય, તો **વલ્લભીપુર**માં જઇએ. કેમકે ત્યાં **ધનપ્રવર** નામનો શ્રેષ્ઠી વસે છે. તેને **ધનવતી** નામની ભાર્યાની કુક્ષિમાંથી ઉત્પન્ન થયેલી સુંદર અંગવાળી સાત કન્યાઓ થઇ છે. તેમાં પહેલી **ધર્મસુંદરી**, પછી **ધનસુંદરી**, **કામસુંદરી**, **મુક્તિસુંદરી**, **ભાગ્યસુંદરી**, **સૌભાગ્યસુંદરી** અને સાતમી **ગુણસુંદરી** છે. તેઓની વરપ્રાપ્તિને માટે શ્રેષ્ઠીએ ભક્તિપૂર્વક આરાધીને મોદકના( લાડુના ) દાનથી લંબોદર-( ગણપતિ )ને સંતુષ્ટ કર્યો. ત્યારે તે પ્રત્યક્ષ થઇને બોલ્યો કે-" હે શ્રેષ્ઠી! આજથી સાતમે દિવસે રાત્રિએ સારા લગ્નને સમયે તેં સર્વ સામગ્રી તૈયાર કરી હશે. ત્યારે સારા વેષવાળી બે સ્ત્રીઓની પાછળ જે કોઇ પુરુષ આવશે, તે તારી પુત્રીઓનો ઉચિત વર થશે." તે આ સાતમા દિવસની રાત્રિ છે તેથી આપણે ત્યાં જઇએ, આ નિવાસનો વૃક્ષ આપણી સાથે લઇ જઇએ" ત્યારે તે સાંભળી પુણ્યસારે મનમાં આ પ્રમાણે વિચાર કર્યો કે-" અહો! મારે પણ પ્રાસંગિક કૌતુકનું જોવું થશે. તે **વલ્લભી નગરી** કેવી છે? તે લંબોદર કેવો છે? અને તે કન્યાઓ કેવી છે? તે સર્વ કૌતુકને હું જોઇશ." પછી તે બન્ને દેવીએ હુંકાર કરીને વટ વૃક્ષને ઊંચો ઉછાળ્યો. તે એક ક્ષણવારમાં વલ્લભીપુરીના ઉદ્યાનમાં જઇને રહ્યો. પછી નાયકાનું રૂપ કરીને તે બે દેવીઓ ચાલી, તે પુણ્યસાર પણ તેમની પાછળ ચાલ્યો. લંબોદરના મંદિરના દ્વાર પાસે વેદિકા મંડપ કર્યો ત્યારે સ્વજનોને એકઠા કરીને પુત્રીઓ સહિત તે શ્રેષ્ઠી જેટલામાં રહ્યો હતો, તેટલામાં તે દેવીઓ તેની પાસે થઇને રસવતી( રસોઇ )નો રસ ગ્રહણ કરવા માટે શ્રેષ્ઠીના ઘરમાં ગઇ. તે બન્નેની પાછળ જતા તે પુણ્યસારને શ્રેષ્ઠ શ્રેષ્ઠીએ જોયો, અને મોટા આસન ઉપર બેસાડીને આ પ્રમાણે કહ્યું, કે-" હે ભદ્ર! લંબોદરે તને જમાઇ કહ્યો છે, તેથી હે [1]અનઘ! તું મારી આ સાતે કન્યાને પરણ." એમ કહીને શ્રેષ્ઠીએ તેને નવા બે સારા વસ્ત્ર પહેરાવ્યાં, અને લાખ મૂલ્યવાળા ભૂષણવડે શણગાર્યો પછી ધવલમંગળ થતા હતા તે વખતે અગ્નિની સાક્ષીએ તે પુરંદરનો પુત્ર તે મનોહર કન્યાઓને પરણ્યો પછી તેણે વિચાર્યું કે-" પિતાએ મને જે કાઢી મૂક્યો, તે યોગ્ય થયું છે. નહીં તો આવું પુણ્યસાર નામ શી રીતે પ્રગટ થાત?" એમ વિચારતા અને કરેલા લગ્નવાળા તેને વહુઓ સહિત શ્રેષ્ઠી મોટા ઉત્સવપૂર્વક પોતાને ઘેર લઇ ગયો પ્રાસાદના ઉપલા માળમાં લઇ જઇને પ્રિયાઓએ તેને પલ્યંક ઉપર બેસાડ્યો, અને તેઓ આસન ઉપર બેઠી. પછી તેઓએ આ પ્રમાણે પૂછ્યું કે-" હે નાથ! તમારો કળાભ્યાસ કેટલો છે?" તે બોલ્યો કે-" હે મુગ્ધાઓ! સર્વ કળાઓ મને અભીષ્ટ( ઇચ્છિત ) નથી, કેમકે (શાસ્ત્રમાં કહ્યું છે કે)-

૧. પાપ રહિત.

અત્યંત વિદ્વાનોને સુખ નથી જ, અને અત્યંત મૂર્ખ માણસોને પણ સુખ નથી જ. તેથી તમે સર્વ પ્રકારે મધ્યમ કળાને ગ્રહણ કરો." જેટલામાં તેઓ શ્લોકના અર્થને પણ સ્ફુટરીતે નથી જાણતી, તેટલામાં તેણે વિચાર્યું કે–"આ વૃક્ષ દેવી સહિત જશે." એમ વિચારીને જવાની ઇચ્છાવાળા તેને દિશાઓને જોવા વિગેરેની ચેષ્ટાવડે તે નાની સ્ત્રી ગુણસુંદરીએ જાણ્યો, કે "શું શરીરચિંતા કરવાની તમને શંકા થઇ છે?" એમ તેણીએ કહેલો તે બોલ્યો કે–"હા, એમજ છે." ત્યારે તેણીએ હાથનો ટેકો આપેલા તેણે નીચેની ભૂમિ ઉપર આવીને પોતાને જણાવવા માટે તે બુદ્ધિશાળીએ તુલાને વિષે ખડીવડે આ પ્રમાણે શ્લોક લખ્યો, "ગોપાલયપુર ક્યાં? વલ્લભીપુર ક્યાં? અને લંબોદર દેવ ક્યાં? વિધાતાના વશથી અહીં આવ્યો અને સાતેને પરણીને ગયો. વિધિના વશથી ગોપાલયપુરમાંથી વલ્લભીપુરમાં હું આવ્યો, અને સાત વહુને પરણીને ફરીથી હું ત્યાં ગયો છું." પહેલા શ્લોકના પણ અર્થને નહીં જાણતી તે તે વખતે લજ્જા પામી, અને તેથી પ્રાપ્ત થયેલા ( જાણી શકાય તેવા ) તે અનુષ્ટુપ શ્લોકને પણ તેણીએ વાંચ્યો નહીં. પછી ઘરના દ્વાર પાસે આવેલા તેણે તે ગુણસુંદરીને આ પ્રમાણે કહ્યું કે–"જનરહિત પ્રદેશને વિષે મારે સુખે કરીને શરીરચિંતા થાય, તેથી તારે અહીં રહેવું. હું તો દૂર જઇને બાધા રહિત થઇશ." એમ કહીને તે તે વટવૃક્ષ ઉપર ગયો. તેના કોટરમાં તે પેઠો ત્યારે તે બન્ને દેવીઓ પણ આવી પછી તેમની શક્તિથી ઉપાડેલ તે વટવૃક્ષ પોતાને સ્થાને આવ્યો. અહીં પુરંદર શ્રેષ્ઠી આખા નગરમાં ભમીભમીને રાત્રિને અંતે અત્યંત ખેદ પામીને જેટલામાં તે વટવૃક્ષની પાસે આવ્યો, તેટલામાં "રાત્રિ ગઇ, તે અંધકાર કોઇપણ ઠેકાણે જતો રહ્યો, તેથી વટવૃક્ષમાં રહેલાને વિભાત[1] થયું." એમ લોકો બોલ્યા. પછી તે વખતે વટના કોટરમાંથી વસ્ત્ર અને અલંકારથી શોભિત અંગવાળો અને પિતાના મુખરૂપી કમળને સૂર્ય સમાન તે પુણ્યસાર બહાર નીકળ્યો. અતિ અદ્‌ભુત શોભાવાળા તે પુત્રને જોઇને "હે વત્સ! હે વત્સ!" એમ બોલતા વિસ્મય પામેલા તે શ્રેષ્ઠીએ સંભ્રમ સહિત તેને આલિંગન કર્યું. પછી તેની સાથે પોતાને ઘેર આવ્યો. તે બન્નેને જોઇને જાણે કે ચંદ્રની કાંતિવડે સ્પર્શ કરાઇ હોય તેમ તે શેઠાણી હર્ષવાળી થઇ. પછી તેને સ્નેહ સહિત ગાઢ આલિંગન કરીને તથા ઉત્સંગ( ખોળા )મા બેસાડીને તેણીએ પૂછ્યું કે–"હે વત્સ! તારી આવી શોભા ક્યાં થઇ?" અને પિતાએ પણ તેમજ કહ્યું( પૂછ્યું ). ત્યારે તેણે તેમની પાસે મોટા વિસ્મયને કરનારી સમગ્ર કથા કહી ત્યારે તે બન્ને આ પ્રમાણે બોલ્યા કે–"અહો! વત્સનું ભાગ્ય કેવું છે? જેણે રાત્રિને વિષે પણ ન ચિંતવાય તેવી આવા પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત કરી?" ફરીથી પિતાએ કહ્યું કે–"શિક્ષા આપવાને માટે મેં જે કાંઇ તને વિરૂપ( અનિષ્ટ–અવળું ) કહ્યું હતું, તે તારે સહન કરવું." પુણ્યસાર બોલ્યો કે–"હે પિતા! તમારી શિક્ષા જ મારી આવા પ્રકારની સંપદાનું કારણરૂપ અવશ્ય

૧. પ્રાતઃકાળ અથવા કાંતિવાળાપણું

થઇ છે." પછી પુરંદરે તે પુત્રનું આપેલું ભૂષણ દ્યૂતકારને આપીને રાજાનું વિભૂષણ ( લઈને ) રાજાને જ આપ્યું. પછી પુણ્યસાર ગુણને નાશ કરનાર તે દ્યૂતના વ્યસનનો દૂરથી ત્યાગ કરીને દુકાનના ઉત્તમ વ્યાપારને કરવા લાગ્યો.

હવે અહીં તે પુણ્યસાર નહીં આવવાથી ગુણસુંદરીએ પાછી આવીને સર્વે બહેનોને તેનું ગમન કહ્યું ત્યારે તેઓ નવા ઘરની અંદર પડેલા ઉત્કટ ધૂમાંસકની જેવા તે આકસ્મિક દુઃખ આવી પડવાથી અત્યંત રોવા લાગી. પિતાએ તે રૂદન સાંભળીને તેનું કારણ પૂછાયેલી તેઓએ તે પતિનો વિયોગ કહ્યો. ત્યારે તે બોલ્યો કે–" નહીં ભણેલા પારંપર્યવાળા તે પોતાના પતિને, તેનો અભિપ્રાય જાણીને તમોએ એકઠી મળીને કેમ રોક્યો નહીં? રૂપ અને લાવણ્યવડે યુક્ત એવી સ્ત્રીઓવડે સર્વ જન પણ લોભ પામે છે, તો પ્રાપ્ત થયેલી પ્રિયારૂપ તમારો તેણે કેમ ત્યાગ કર્યો? જેથી કરીને શરીરે લાગેલા ભૂષણને લઇને તે ગયો, તેથી કરીને હું માનું છું કે–તે કોઈક વ્યસની કે ધૂર્ત હશે. જેથી લંબોદરે પણ આપેલા આણે આ પ્રમાણે કર્યું, તેથી ખરેખર પૂર્વે આચરણ કરેલું આ તમારું કાંઈક દુષ્કૃત છે. આ કથાને કરતી તમોએ તેનું નામ કે સ્થાન તથા બીજું સ્વરૂપ શું જાણ્યું નથી?" ત્યારે ગુણસુંદરીએ કહ્યું કે–" તે વખતે દીપકના અજવાળામાં તેણે અહીં કાંઈક લખ્યું છે, પણ મેં તે વાંચ્યું નથી." પછી પ્રાતઃકાળ થયો ત્યારે તે શ્લોક વાંચીને તે બોલી કે–" હે પિતા! તે અમારો પતિ ગોપાલયપુરમાં ગયો છે. કોઈપણ દૈવ-યોગવડે રાત્રિએ તે અહીં આવ્યો, અને તમે આપેલી અમને પરણીને ફરીથી તે ત્યાં જ ગયો. તેથી તમે તમારે હાથે મને પુરુષનો વેષ આપો કે જેથી મોટો સાર્થ મેળવીને હું ત્યાં જાઉં. ત્યા શોધ કરીને કોઇપણ રીતે તે મારા કાંતને હુ છ માસની અંદર જાણીશ. અન્યથા (નહીં તો) અગ્નિ મારું શરણ છે" પછી પિતાએ આપેલ પુરુષ વેષવાળી તે મોટા સાર્થ સહિત કેટલાક દિવસે ગોપાલયપુરમાં ગઇ. 'ગુણસુંદર નામનો કોઇક આ સાર્થપતિનો પુત્ર છે' આ પ્રમાણે તે નગરમાં તે રાજાનો માનીતો થયો, અને ક્રય, વિક્રય વિગેરે વણિકને હિતકારક વ્યાપાર કરવા લાગ્યો, તથા પુણ્યસારની સાથે વચનાદિકવડે મૈત્રી થઈ. પછી રત્નસુંદરીએ પોતાના પિતા રત્નસારને કહ્યું કે–" હે પિતા! મારે આ ગુણસુંદર પરણવા લાયક છે" આ પ્રમાણે પુત્રીના ભાવને જાણીને રત્નસાર તેની પાસે જઈને બોલ્યો કે–" મારી પુત્રી ભર્તા તરીકે તને ઇચ્છે છે." ત્યારે ગુણસુંદરએ વિચાર્યું કે–" આની ઇચ્છા નિરર્થક છે, કેમકે બે સ્ત્રીનો ગૃહવાસ શી રીતે થાય? તેથી જેવો તેવો ઉત્તર આપીને તેણીને હું નિવારૂં. નહીં તો મારી જે ગતિ છે, તે આની પણ થશે." એમ મનમાં વિચારીને તેણીએ શ્રેષ્ઠ શ્રેષ્ઠીને કહ્યું કે–" આ કાર્યને વિષે કુલીન પુરુષોને માતા-પિતા જ પ્રધાન છે. અને તે મારા માતાપિતા દૂર વર્તે છે, તેથી તારે તારી પુત્રીને બીજા કોઈપણ પાસે રહેનારને આપવી." રત્નસારે કહ્યું કે–" મારી પુત્રીને તું જ વલ્લભ છે,

તેથી તે બીજા પુરુષને મારે શી રીતે આપવી? જે કુલવાન સ્ત્રી હૃદયને અનિષ્ટ પુરુષને આપી હોય, તો તે બંધુરૂપ શત્રુઓએ દુઃખસાગરમાં નાંખી છે." આ પ્રમાણે આનાવડે આગ્રહ સહિત કહેવાયેલી તેણીએ તેનું વચન અંગીકાર કર્યું. પછી શ્રેષ્ઠીએ શુભ દિવસે તે બન્નેનો વિવાહ કર્યો તે સાભળીને પુણ્યસાર કુલદેવીની પાસે ગયો, અને મનુષ્યને વિષે શ્રેષ્ઠ એવા તેણે છરીવડે પોતાનું મસ્તક છેદવાનો આરંભ કર્યો. ત્યારે "તું આ સાહસ કેમ કરે છે?" એમ દેવીએ કહેલો તે બોલ્યો કે-"મારી ઇચ્છેલી કન્યાને બીજો પુરુષ પરણ્યો." ફરીથી તેણીએ તેને કહ્યું કે-"હે વત્સ! જે કન્યા મેં તને આપી છે, તે તારી જ થશે. મૃત્યુનું સાહસ ન કર." તે બોલ્યો કે- "મારે પરસ્ત્રીનું ગ્રહણ કરવું યોગ્ય નથી. અને આ તો પરણી જ છે, તેથી મારે શું કરવું?" દેવી બોલી કે-"હે વત્સ! હમણાં ઘણું કહેવાથી શું? ન્યાયથી જ આ તારી વલ્લભા થશે." તે વાક્ય તેણે માન્યું. પછી પતિના વિરહથી દુઃખી થયેલી તે ગુણસુંદરીએ છ માસ ઓળંગ્યા. પતિને નહી પામતી અને બીજાને આ રહસ્ય નહીં કહેતી તે અવધિ પૂર્ણ થવાથી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે ઉદ્યમવાળી થઈ. તે નગરની બહાર સારા કાષ્ઠવડે ચિતા કરાવી, અને નિવારણ કરાતી છતી પણ અગ્નિમાં પ્રવેશ કરવા માટે ચાલી. "આ બાળક પણ સાર્થવાહ કોઇપણ વૈરાગ્યવડે મરવાને ઇચ્છે છે." એવી વાત આખા નગરમાં થઇ. તે સાંભળીને પુરનાં લોકો સહિત, પુરંદર સહિત, તથા રત્નસાર અને પુણ્યસાર સહિત રાજા તેની પાસે ગયો. રાજાએ તેને કહ્યું કે-"આ નગરમાં કોણે તારી આજ્ઞાનું ખંડન કર્યું છે? કે જેથી તું પીડાના લક્ષણવાળું કાષ્ટભક્ષણ કરે છે?" તથા સારા વિચારવાળા રત્નસારે કહ્યું કે-"અહો! ભદ્ર! ઉદાર સ્ત્રીએ શું તારો કાંઈ અપરાધ કર્યો છે?" તે બોલ્યો કે-"કોઈએ મારો અપરાધ કર્યો નથી, તથા કોઇએ પણ મારી આજ્ઞા ખંડિત કરી નથી. પરંતુ ઇષ્ટના વિયોગની પીડા કરનારા દૈવે મને ખંડિત કરી છે" આ પ્રમાણે બોલતી અને હૃદયમાં વિરહરૂપી અગ્નિની શિખા જેવા અત્યંત ઘણા લાંબા નિઃશ્વાસને મૂકતી તે ચિતાની પાસે ગઇ. રાજાએ કહ્યું કે-"અહીં જે કોઇ આનો મિત્ર હોય, તેણે આને બોધ પમાડીને મૃત્યુના સાહસથી આનું રક્ષણ કરવું." આનો મિત્ર પુણ્યસાર છે. એમ નગરના લોકોએ કહ્યું ત્યારે રાજાએ આદેશ કરેલો તે તેની પાસે જઇને બોલ્યો, કે-"હે મિત્ર! યુવાવસ્થામાં વર્તતા અને સંપદાવડે શોભતા તારે દુઃખનું કારણ કહ્યા વિના મરવું યોગ્ય નથી." તે બોલી કે-"જેને દુઃખો કહેવાય, તે દેખાતો નથી તેથી અહો! તે દુઃખો હૃદયમાંથી કંઠ સુધી આવીને પાછા ત્યાં જ જાય છે." ત્યારે બીજો બોલ્યો કે-"હે મિત્ર! હું તને તે પ્રકારે તર્ક કરૂં છું, કે માણસોને હાંસી કરનાર આવા પ્રકારની ચેષ્ટા તુ કરે છે." ત્યારે હસીને તથા તેણે લખેલા શ્લોક બોલીને તે આ પ્રમાણે બોલી કે-"શું આ શ્લોક તેં લખ્યો છે કે નહીં? તે તું કહે." ત્યારે

તેણે 'હા' એમ કહ્યું, તે વખતે તે બોલી કે-"તે હું ગુણસુંદરી નામની તમારી પ્રિયા છું, કે જેને તેં તોરણના દ્વારમાં મૂકી હતી. હે કાંત! મેં આ પ્રયાસ તમારે માટે જ કર્યો છે, તેથી પ્રસન્ન થાઓ, અને શીઘ્રપણે તમે મને સ્ત્રીનો વેષ આપો." તેણે પણ મનોહર વેષ પોતાના ઘરથી મંગાવીને તેણીને આપ્યો. પછી યવનિકા(પડદા)ના મધ્યથી તે વેષ પહેરીને તે બહાર નીકળી. "તમારી વહુ તમને વાંદે છે." એમ ભર્તાએ આદેશ આપેલી તેણીએ રાજાને, સાસુને અને સસરાને નમસ્કાર કર્યા. "આ શું?" એમ પૂછેલા પુણ્યસારે રાજાને અતિ વિસ્મય કરનારી પોતાની કથા કહી. પછી રત્નસારે રાજાને આ પ્રમાણે વિનંતિ કરી કે-"હે દેવ! જે મારી પુત્રીને પરણ્યો છે, તે સ્ત્રી થઇ છે, તો હવે મારી આ પુત્રીની શી ગતિ?" તે રાજા બોલ્યો કે-"હે શ્રેષ્ઠી! અહીં પૂછવાનું શું છે? કેમકે તે પુણ્યસારની પ્રિયા તેને પરણી છે, તેથી તે પણ પુણ્યસારની પ્રિયા થાય." તે રત્નસુંદરી અને વલ્લભીપુરથી આવેલી તે પ્રિયાઓ પુણ્યના યોગથી પુણ્યસારને ઘેર આવી. આ પ્રમાણે સાંભળનારાને આશ્ચર્ય કરનારી આ આઠ જેણે પૂર્વે પુણ્ય કર્યું છે એવા પુણ્યસારની પ્રિયાઓ થઇ. પછી ત્યાં કોઇક દિવસ ધર્મદેશનાવડે ભવ્ય જીવોને પ્રતિબોધ કરતા **જ્ઞાનસાર** નામના આચાર્ય આવ્યા. ત્યારે તેને વાંદવા માટે ભક્તિથી ભાવિત મનવાળો પુરંદર શ્રેષ્ઠી પુણ્યસાર સહિત ગયો. ત્યાં તે આચાર્યને નમીને તેણે બે હાથ જોડીને આ પ્રમાણે પૂછયું કે-"હે પ્રભુ! મારા પુત્રે પૂર્વભવમાં શું સુકૃત કર્યું છે?" ત્યારે તે અવધિજ્ઞાનવાળા આચાર્ય બોલ્યા કે-"**નીતિપુર** નામના નગરમાં કોઈક સંતાનરહિત કુલપુત્ર હતો. સંસારવાસથી નિર્વેદ પામેલા તે બુદ્ધિમાને **સુધર્મ** મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી, તથા બન્ને પ્રકારની શિક્ષા ગ્રહણ કરી. તે પાંચ સમિતિને સમ્યક્ પ્રકારે યત્નથી પાળતો હતો, અને બે ગુપ્તિને પાળતો હતો, પરંતુ ત્રીજી કાયગુપ્તિને વિષે નિશ્ચળ(દૃઢ) નહોતો. કાયોત્સર્ગમાં રહેલો તે દંશ અને મશકનો ઉપદ્રવ થાય ત્યારે અવધિ સંપૂર્ણ થયા પહેલાં પણ શીઘ્રપણે તેને પારતો હતો. સુધર્મ સાધુએ તેને કહ્યું કે-"તું આવશ્યકનું ખંડન કેમ કરે છે? કેમકે વ્રતનો ભંગ કરવાથી મોટો દોષ થાય છે." ત્યારે તેના ભયથી ભય પામેલો અને આ ગુપ્તિને પણ નહીં સહન કરતો તે તે ગુપ્તિનો નિર્વાહ કરવા લાગ્યો, અને વૈયાવૃત્ત્ય કરાવા લાગ્યો. છેવટે સમાધિવડે મરીને તે સૌધર્મ દેવલોકમાં દેવ થયો. આયુષ્યને ક્ષયે ત્યાંથી ચવીને હે શ્રેષ્ઠી! તે તારો પુત્ર થયો છે. જેથી સાત પ્રવચન માતાને તેણે સુખેથી જ પાળી હતી, તેથી સુખે કરીને આ સાત પ્રિયાઓને પરણ્યો છે અને એક પ્રવચન માતાને જેથી કરીને કષ્ટવડે પાળી હતી, તેથી કરીને પ્રિયા પણ તે જ પ્રમાણે થઇ; તેથી કરીને ધર્મકાર્યમાં સર્વ પ્રકારે અપ્રમાદ કરવો જોઇએ." તે સાંભળીને ઉત્પન્ન થયેલા સંવેગવાળા પુરંદરે દીક્ષા ગ્રહણ કરી, અને વિવેકવાળા પુણ્યસારે શ્રાવક વ્રત ગ્રહણ કર્યું. ત્યારપછી

પુત્રો થયા ત્યારે વૃદ્ધાવસ્થામાં પુણ્યસાર દીક્ષા અંગીકાર કરીને તથા છેવટ મરીને સુગતિને ભજનાર થયો.

**આ પ્રમાણે પુણ્યસારની કથા સંપૂર્ણ થઇ.**

આ પુણ્યસારની સુંદર કથા સાંભળીને નિર્મળ આશયવાળા કનકશક્તિએ રાજલક્ષ્મીનો ત્યાગ કરીને દીક્ષા ગ્રહણ કરી. તેની તે બે પ્રિયાઓ **વિમલમતી** નામની સાધ્વી પાસે દીક્ષા ગ્રહણ કરીને સારા તપ અને સંયમમાં ઉદ્યમવાળી થઈ. પછી તે કનકશક્તિ મુનિ પર્વત અને નગરમાં વિહાર કરતા સિદ્ધિપર્વત નામના પર્વત ઉપર જઈને ત્યાં એક રાત્રિની પ્રતિમાએ રહ્યા. ત્યાં તેના પૂર્વના વૈરી **હિમચૂલ** નામના દેવે તેને ઉપસર્ગો કર્યા. તેને વિદ્યાધરોએ નિવારણ કર્યા. પ્રભાતે તે પ્રતિમાને પારીને તે મુનિ **રત્નસંચયા** નગરીમાં આવ્યા. ત્યાં **સુરનિપાત** નામના ઉદ્યાનમાં પ્રતિમા ધારણ કરી. ત્યાં શુક્લધ્યાનને ધરનારા તેને ચાર ઘાતિ કર્મનો ક્ષય થવાથી વિશ્વને પ્રકાશ કરનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારે દેવો, વિદ્યાધરો, અસુરો, વજ્રાયુધ ચક્રી અને બીજા મનુષ્યોએ તે કેવળજ્ઞાનનો મહિમા કર્યો. પછી એક દિવસ તે નગરીમાં ક્ષેમંકર જિનેશ્વર આવીને પૂર્વોત્તર( ઇશાન ) દિશાને વિષે સમવસર્યા. તે વખતે નિયોગી પુરુષોએ આવીને ચક્રવર્તીને તે વધામણી આપી, ત્યારે પરિવાર સહિત તે ચક્રી તરત જ તેને વાંદવા ગયો. ત્રણ પ્રદક્ષિણાપૂર્વક પરમેશ્વરને નમીને ધર્મદેશના સાંભળવાની ઇચ્છાવાળો તે યોગ્ય સ્થાને બેઠો. આ અવસરે સહસ્રાયુધ નામના તેના પુત્રે તે જિનેંદ્રને નમસ્કાર કરીને તથા બે હાથ જોડીને આ પ્રમાણે પૂછ્યું, કે–" હે ભગવાન ! પવનવેગ વિગેરેના પૂર્વ અને પછીના ભવો મારા પિતાએ શી રીતે જાણ્યા ? આ મને મોટું કૌતુક થયું છે. " ત્યારે ભગવાને કહ્યું કે–" હે સહસ્રાયુધ ! આ વજ્રાયુધે અવધિજ્ઞાનરૂપી નેત્રવડે તેમના ભવનું સ્વરૂપ જાણ્યું છે. " ફરીથી તેણે પૂછયું કે–" આ જ્ઞાન કેટલા પ્રકારનું છે ? " જિનેશ્વર બોલ્યા કે–" તે જ્ઞાન આગમમાં પાંચ પ્રકારનું પ્રસિદ્ધ છે. તેમાં મતિ, શ્રુત અને અવધિ નામના ત્રણ જ્ઞાન છે, ચોથું મનઃપર્યવ અને પાંચમું કેવલ નામનું જ્ઞાન છે. બુદ્ધિ, સ્મૃતિ અને પ્રજ્ઞા એ મતિના પર્યાયવાચક છે, તથા બુદ્ધિમાન પુરુષોએ તેમના જૂદા ભેદ કહ્યા છે. તેમાં પ્રથમ ભવિષ્ય કાળના વિષયવાળી મતિ કહી છે, વર્તમાન કાળના વિષયવાળી બુદ્ધિ હોય છે, અને ભૂતકાળના વિષયવાળી સ્મૃતિ હોય છે ત્રણે કાળના વિષયવાળી પ્રજ્ઞા જાણવી. મત્યાવરણ કર્મનો ક્ષય થવાથી પ્રાણીઓને તે પ્રજ્ઞા ચાર પ્રકારની હોય છે. ઔત્પત્તિકી, વૈનયિકી, કાર્મિકી અને પરિણામિકી એ ચાર પ્રકારની બુદ્ધિ હોય છે, પણ પાંચમી જણાતી નથી. પૂર્વે નહીં જોયેલી અને નહીં સાંભળેલી વસ્તુને વિષે ક્ષણવારમાં( તરત ) જે જે બુદ્ધિ ઉત્પન્ન થાય તેને ડાહ્યા પુરુષોએ ઔત્પત્તિકી કહી છે. તે ઔત્પત્તિકી બુદ્ધિને વિષે ભારતવર્ષમાં શિલા વિગેરે વસ્તુને જાણવામાં રોહક નામનું દૃષ્ટાંત જોયું છે, તેની આ પ્રમાણે કથા તમે સાંભળો

ઉજ્જયિની નામની મોટી નગરીમાં બુદ્ધિ અને વિક્રમવાળો અરિકેસરી નામનો રાજા હતો. તે નગરીની સમીપે મોટી શિલાવડે ચિન્હવાળા નટ ગ્રામને વિષે રંગશૂર નામનો કુશીલવ (ચારણ)[1] હતો. તેને અત્યંત કળાનું પાત્ર, બુદ્ધિવડે બૃહસ્પતિને જીતનાર તથા બાળ છતાં પણ અબાળપણાવાળો રોહક નામનો પુત્ર હતો. તેની માતા મરણ પામી ત્યારે તે રંગશૂરને રૂપવડે શોભતી રૂક્મિણી નામની બીજી પ્રિયા થઈ. યૌવનના મદથી ઉન્મત્ત થયેલી અને ભર્તાના ગૌરવવડે ગર્વ પામેલી તે રોહકના તેવા પ્રકારના અંગ-સંસ્કારને કરતી ન હતી, તેથી કોપ પામેલો તે બોલ્યો કે-"તું મારી સેવા કરતી નથી, તેથી હે માતા! અવશ્ય તારું સુંદર નહીં થાય." તે બોલી કે-"અરે બાળક! તું નિગ્રહ અને અનુગ્રહ કરવામાં અસમર્થ છે, તેથી ક્રોધ પામેલો કે પ્રસન્ન થયેલો તું મને અહીં શું કરીશ?" પછી રોહકે વિચાર્યું કે-"કાંઇ પણ અપરાધ ઉત્પન્ન કરીને હું તેવી રીતે કરીશ, કે જે રીતે આ મારા પિતાને અનિષ્ટ થાય." આ પ્રમાણે વિચારીને તે રાત્રિમાં ઊઠીને એકદમ બોલ્યો કે-"કોઈપણ આ પુરુષ ઘરમાંથી નીકળીને જાય છે." તે સાંભળીને ઘરના આંગણામાં સુતેલા તેના પિતાએ ઉઠીને કહ્યું કે "તે દુષ્ટ પુરુષ મને દેખાડ." રોહક પણ બોલ્યો કે-"હે પિતા! તે તો કૂદીને ક્ષણવારમાં જ ગયો." રંગશૂર પણ ત્યાર પછી ભાર્યા પ્રત્યે વિરાગી થયો. અને તેણે વિચાર્યું કે-"અરે! શું આ અન્ય પુરુષમાં આસક્ત થઈ છે? અથવા આ અઘટિત કેમ હોય? કેમકે સ્ત્રીઓ એવા પ્રકારની જ હોય છે." પછી બુદ્ધિમાન તેણે જૂદી શય્યા કરવાવડે તેણીને શસ્ત્ર વિના વધ કર્યાની જેમ પ્રગટ દુઃખને ભજનારી કરી. તેણીએ પણ વિચાર્યું કે-"મેં પતિનો કાંઇ પણ અપરાધ કર્યો નથી. તેથી ખરેખર આ બાળકે આ મારા પતિને કોપ પમાડ્યો છે. તેથી ભર્તાને સંતુષ્ટ કરવાની ઇચ્છાથી હું તેની જ ભક્તિ કરૂં. કેમકે જેણે દુઃખ પમાડ્યું હોય, તે જ શીઘ્રપણે તેને દૂર કરે છે." પછી તેણીએ ભકિતપૂર્વક રોહકને પ્રાર્થના કરી કે-"હે વત્સ! મારા કાંતને મારી સન્મુખ કર. હું પ્રગટ રીતે તારી દાસી છું." આ પ્રમાણે બુધ્ધિમાન તેણે તેણીને પોતાને વશ કરીને ફરીથી ચંદ્રવાળી રાત્રિને વિષે પિતાને કહ્યું, કે-"હે પિતા! ઊઠો, ઊઠો. આજે પણ તે જ પુરુષ જાય છે." ત્યારે પૂછતા તે પિતાને તેણે પોતાના શરીરથી ઉત્પન્ન થયેલી છાયાને દેખાડી. "આ તો તારી છાયા છે." એમ પિતાએ કહ્યું ત્યારે રોહક બોલ્યો કે-"તો હે પિતા! પહેલા પણ મેં આવા પ્રકારનો જ પુરુષ દેખ્યો હતો." ત્યારે રંગશૂરે વિચાર્યું કે-"અરે! બાળકના વચનથી દોષની શંકાવડે મે પત્નીને અપમાનનું સ્થાન કરી." પછી તે રૂકિમણી પૂર્વની જેમ ભર્તાને વહાલી થઈ અને હંમેશાં આદર-પૂર્વક રોહકની ભકિત કરવા લાગી. પણ કુશળ અશનવાળા તે પિતાની સાથે જ ભોજન કરતો હતો; કેમકે બુધ્ધિમાન પુરુષે પોતાની માતા ઉપર પણ પ્રાયે કરીને વિશ્વાસ ન કરવો જોઇએ. એક દિવસ પિતાની સાથે તે ઉજ્જયિની નગરીમાં જઈને તે નગરમાં રહેલા

૧. નટ.

દેવાલય વિગેરે સર્વ જોવા લાગ્યો. એક વખત પિતા નગરીને વિષે ગયો ત્યારે તે સિપ્રા નદીને કાંઠે રેણુ(ધૂળ)મય નગરી બનાવીને તેનું રક્ષણ કરવા પોતે રહ્યો. તેવામાં થોડા નોકરોવાળા અને અશ્વ ઉપર ચડેલા અને તે જ માર્ગે આવતા રાજાને તે રોહકે એકદમ ઠપકા સહિત આવું વચન કહ્યું, કે–"હે રાજપુત્ર! પાસે પ્રાસાદ અને દેવાલયવડે વ્યાપ્ત આ નગરીને શું તું ભાંગી નાંખીશ! કે જેથી અશ્વને અન્ય માર્ગે લઇ જતો નથી?" ત્યારે તેની બુધ્ધિવડે અને વાણીવડે હર્ષ પામેલા રાજાએ "આ કોનો પુત્ર છે?" એમ પોતાના ચાકરને પૂછયું. તેઓ બોલ્યા કે–"હે દેવ! રંગશૂરનો રોહક નામે આ પુત્ર છે, કે જે વિજ્ઞાન અને વચનવડે, તમારા ચિત્તને મોહ પમાડનાર થયો છે." તે રાજાને પાંચસો મંત્રીઓ હતા પરંતુ મહત્તમ (અત્યંત મોટા) મંત્રીને કરવા માટે તે રાજા શોધ કરતો હતો. ત્યાર પછી રોહકની બુધ્ધિની પરીક્ષા કરવા માટે એક દિવસ તે રાજાએ પોતાના પુરુષને મોકલીને ગામના માણસોને આ પ્રમાણે આદેશ આપ્યો, કે–"આ ગામમાં અમારે યોગ્ય એક પ્રાસાદ કરવો, પરંતુ ઘણા દ્રવ્યના વ્યયવડે પણ એક જ દ્રવ્ય(વસ્તુ)થી બનાવેલો કરવો." ત્યારે ગામના તે વૃધ્ધજનો અને તે રંગશૂર નટ એકઠા મળીને તે કરવાને અસમર્થ હોવાથી ચિરકાળ સુધી વિચાર કરવા લાગ્યા. ત્યારે પિતા વિના ભોજનને નહીં કરતો તે રોહકે રોતા રોતા ઘરની બહાર આવીને આદરથી પિતાને ભોજન કરવા માટે બોલાવ્યો. ત્યારે તે બોલ્યો કે–"હે વત્સ! આજે રાજાએ ક્ષુદ્ર આદેશ આપ્યો છે, કે–કોઇપણ વસ્તુવડે પ્રાસાદ કરાવો. તેનો નિર્ણય કર્યા વિના જ કેમ ભોજન કરાય? કેમકે બળવાનની આજ્ઞા ઉલ્લંઘન થાય તો તે શુભકારક ન થાય." રોહક પણ બોલ્યો કે–"પ્રથમ તો ભોજન જ કરો, પછી હું સર્વ કહીશ. અરે! આમાં શું વિચારવાનું છે?" ભોજન કર્યા પછી તે બુદ્ધિમાને રાજપુરુષને કહ્યું કે–"આ અત્યંત ઊંચી, લાંબી અને પહોળી જે શિલા છે, તેનાવડે જ અમે રાજાને ચિંતવેલો પ્રાસાદ કરાવશું, પરંતુ કારીગર અને ધનાદિક રાજાએ જ પુરવું જોઇએ." આ હકીકત તેણે રાજાને કહી ત્યારે તેણે ફરીથી બીજે દિવસે ગામના લોકોને પોતાના પુરુષની વાણીવડે મેષને[1] ઉદ્દેશીને આ પ્રમાણે આદેશ આપ્યો, કે–"આ મેષનું હંમેશાં ઘાસ અને પાણીવડે પોષણ કરવું, પરંતુ તેનો મેદ(ચરબી) હીન કે અધિક ન થાય તેવી રીતે તેને અમારી પાસે મોકલવો." તે આદેશ રોહકને જ કહ્યો. ત્યારે બુદ્ધિમાન તેણે પણ તૃણાદિકવડે તેનું પોષણ કર્યું અને હંમેશાં તેને વૃક નામનો પશુ દેખાડ્યો. તે પ્રમાણે કર્યા પછી તે રાજાએ કોઇ દિવસ કુકડો મોકલ્યો, અને "આ એકલાને જ યુદ્ધ કરાવવું," એવી આજ્ઞા આપી. ત્યારે અરિસાને વિષે પડેલા પ્રતિબિંબની સાથે તેને ચિરકાળ સુધી યુદ્ધ કરાવ્યું. ફરીથી તલનાં ગાડાં મોકલીને રાજાએ કહેવરાવ્યું કે–"યંત્રને વિષે આને પીલીને તેલ કાઢવું, પરંતુ જે માપવડે તલ મપાય તે જ માપવડે તેલ પણ માપવું." ત્યારે રોહકે

૧. બકરાને અથવા ઘેટાને

જાડા અરિસાના તળવડે તે તેલને માપ્યા, અને ફરીથી તેના જ વડે તેલને પણ માપ્યું. કેમકે બુદ્ધિને શું દુષ્કર છે? પછી એક દિવસ રાજાએ રેતીની વર્તિ[1] કરાવી (કરવાનું કહ્યું), તે વર્તિવડે શાળના ચોખાનું રક્ષણ કરવાનું કહ્યું. રોહક પણ બોલ્યો કે-"રાજાનું કાર્ય બરાબર કરવું જોઈએ. પરંતુ અમે પૂર્વે આવું કાર્ય કર્યું નથી, તેથી તેનું પ્રમાણ જાણતા નથી. તેથી આગળની વર્તિનો એક કકડો અમને દેખાડો, કે જેથી તે પ્રમાણવડે અમે તે નવી મોટી કરીએ." પછી એક દિવસ રાજાએ ત્યાં વૃદ્ધ હાથીને મોકલ્યો, અને કહ્યું કે-"આ મારા હાથીને યત્નથી પાળવો. જેવી તેની સ્થિતિ હોય તેવી તેની વાર્તા મને સાચી કહેવી. પરંતુ મારી પાસે "મૃત"[2] આ બે અક્ષરનો ઉચ્ચાર કરવો નહીં. પછી તે મરી ગયો, ત્યારે રોહકે રાજાને આ પ્રમાણે જણાવ્યું કે-"હે દેવ! આજે હાથી ખાતો નથી, તથા પીતો પણ નથી. ઉચ્છ્વાસ નિઃશ્વાસ પણ કરતો નથી." રાજાએ કહ્યું કે-"ત્યારે શું તે મરી ગયો?" ત્યારે રોહક બોલ્યો કે-"હું કાંઈ જાણતો જ નથી, તેનું કારણ દેવ (તમે) જ જાણો છો." રાજાએ ફરીથી તે ગામજનોને આદેશ કર્યો કે-"હે લોકો! સ્વાદિષ્ટ જળે કરીને ભરેલો તમારો કૂવો અહીં મોકલો." રોહકે પણ આ પ્રમાણે જવાબ આપ્યો કે-"હે દેવ! નગરમાં રહેલા કોઈક કૂવાને પ્રથમ અહીં મોકલો, કે જેથી તેની સાથે આ કૂવો આવે." હર્ષ પામેલો રાજા બોલ્યો કે-"આણે યોગ્ય કહ્યું. કેમકે અઘટિત કાર્યને અહીં અઘટિત ઉત્તર છે." ફરીથી રાજાએ આજ્ઞા કરી કે-"ગામની ઉત્તર દિશામાં વન છે, તેને ગામની દક્ષિણ દિશામાં શી રીતે કરાય? તે તું કહે." રોહક પણ બોલ્યો કે-"ગામનો નિવેશ તે જ વિધિવડે સામી દિશામાં કરાય, તો ગામની દક્ષિણ દિશામાં વન થાય." પછી એક દિવસ રાજાના આદેશથી ઉકરડાના યત્નવડે તપેલી મૂકીને અગ્નિ વિના ખીર રાંધી. પછી એક દિવસ રાજાએ પરસ્પર વિરુધ્ધ નીચેની વ્યવસ્થાવડે રોહકને પોતાની પાસે બોલાવ્યો, "તારે મારી પાસે મલિન અંગવડે ન આવવું અને સ્નાન ન કરવું, તથા વાહન ઉપર ચડીને આવવું અને પગવડે ભૂમિને સ્પર્શ કર્યા વિના ન આવવું, તથા ઉન્માર્ગે ન આવવું અને માર્ગે ન આવવું, રાત્રે ન આવવું અને દિવસે ન આવવું, કૃષ્ણ પક્ષમાં ન આવવું અને શુકલ પક્ષમાં ન આવવું, છાયામાં ન આવવું અને તડકામાં ન આવવું, તથા હાથમા ભેટ રાખીને તારે ન આવવુ અને ખાલી હાથે ન આવવું, આ રીતે બુધ્ધિવડે શોભતા તારે મારી પાસે અવશ્ય આવવું." ત્યારે તે રોહક ઉમેષા[3] ઉપર ચડીને, પગોવડે પૃથ્વીને સ્પર્શ કરતો, પાણીવડે શરીરને ધોઇને, સંધ્યા સમયે, અમાવાસ્યાને દિવસે, મસ્તક ઉપર ચાળણીને ધારણ કરીને, ગાડાના પૈડાની રેખાના મધ્ય ભાગમાં રહીને, તથા માટીરૂપી ભેટને હાથમાં રાખીને રાજસભામાં ગયો. રાજાને પ્રણામ કરીને પાસે બેઠો, અને માટીમય ભેટણું તેને આપ્યું. ત્યારે "આ શું?" એમ રાજાએ કહ્યું. ત્યારે તે પોતાની કથા કહીને બોલ્યો કે-"હે દેવ! આ માટી જગતની માતા જેવી

૧. દોરડું અથવા વાડ. ૨. મરી ગયો. ૩. બકરી અથવા ઘેટી.

મોટી છે." પછી સ્વાગતનું પૂછવું અને દ્રવ્યનું આપવું વગેરેવડે રાજાએ તેનું સન્માન કરીને વિસ્મય સહિત સભાને વિષે તેની પ્રશંસા કરી કે-"અહા! આ મહાપુરુષની મતિના વૈભવને જોઇને અમે માનીએ છીએ કે રૂઢીવાળું આ સુભાષિત સત્ય છે કે-અશ્વ, હાથી અને લોઢાનું, કાષ્ઠ, પાષાણ અને વસ્ત્રનું તથા સ્ત્રી, પુરુષ અને પાણીનું જે આંતરું છે તે મોટું આંતરું છે." પછી અંગરક્ષકપણે તેને સ્થાપન કરીને રાત્રિએ રાજા શયનને વિષે સૂતો, અને મોટી બુધ્ધિવાળો રોહક પણ તેમાં સૂતો. રાત્રિના પહેલા પહોરે ક્ષય પામેલી નિદ્રાવાળા રાજાએ રોહકને બોધ કરીને કહ્યું કે-"તું સૂતો છો કે જાગે છે?" તે બોલ્યો કે-"હે દેવ! હું સૂતો નથી જ પરંતુ બકરીની લીંડીઓ આવા પ્રકારની કોણ કરે છે તે હું વિચારું છું." રાજાએ પૂછેલા તેણે જ તેનો નિર્ણય કર્યો કે-"વાયુના પ્રબળપણાથી તેઓની તે લીંડીઓ તેવા પ્રકારની થાય છે." બીજે પહોરે પણ રાજાએ પૂછેલો તે આ પ્રમાણે બોલ્યો કે-'પીપળાના પાંદડાનો આદિ ભાગ મોટો છે કે અંત ભાગ મોટો છે?' તેનો નિર્ણય પોતે જ કર્યો કે-'તે બન્ને ભાગ સરખા છે.' ત્રીજે પહોરે ખાડિહલાના દેહનું ચિંતવન કર્યું, તેણે જ તેનો નિર્ણય આ પ્રમાણે કર્યો કે-'તેના દેહ અને પુંછડાની સમાનતા છે, તેના શરીરમાં જેટલી શ્વેતતા છે, તેટલી શ્યામતા પણ છે.' ચોથે પહોરે રાજાએ તેને કાંટાવડે વીંધ્યો, ત્યારે રોહક બોલ્યો કે-'હે દેવ! તમારા પિતા સંબંધી મારો વિચાર છે.' ત્યારે 'કેવા પ્રકારનો વિચાર છે?' એમ રાજાએ કહ્યું ત્યારે તે બોલ્યો કે-'રાજા, ગુહ્યક, [1]નિર્ણેજક, વીંછી અને [2]માતંગ એ પાંચ તમારા પિતા પ્રગટ છે.' રાજાએ કહ્યું કે-'કેમ આવું અઘટિત બોલે છે? અથવા શી રીતે તું જાણે છે?' તે બોલ્યો કે-"હે રાજા! તમારી ચેષ્ટાવડે હું જાણું છું, જેથી કરીને તમે ન્યાયવડે પૃથ્વીનું પાલન કરો છો, તેથી રાજાના પુત્ર છો, તુષ્ટ થઇને ઘણું ધન આપો છો, તેથી ધનદના[3] પુત્ર છો, તમે જે ગાઢ કોપ કરો છો, તેથી ચંડાળના પુત્ર છો, રોષ પામેલા તમે સર્વસ્વનું હરણ કરો છો, તેથી ધોબીના પુત્ર છો, અને જેથી કંટકવડે મને વીંધ્યો અને હું વીંછીના ડંખની જેમ દુઃખ પામ્યો, તેથી હે રાજા હું જાણું છું કે-તમારો પિતા વીંછી પણ છે. આ બાબતમાં જો તમને શંકા હોય, તો પોતાની માતાને પૂછો." ત્યારે અતિ આગ્રહથી પૂછાયેલી તે માતાએ પણ અનુમતિ આપી, કે-"હે વત્સ! ઋતુસ્નાનવાળી મેં આ સર્વને જોઇને અભિલાષ કર્યો, તેથી આ પાંચે તારા પિતાપણાને ભજે છે (પામે છે.)" ત્યાર પછી તુષ્ટમાન થયેલા રાજાએ બીજા સર્વથી અધિક બુદ્ધિરૂપી ધનવાળા આ રોહકને પાંચસો મંત્રીઓનો સ્વામી કર્યો. બીજા ગર્વિષ્ઠ રાજાઓ પણ આ રોહકની બુદ્ધિના વશથી અરિકેસરી રાજાના વંશમાં વર્તનારા થયા. હવે ક્ષેમંકર ભગવાન મતિજ્ઞાનના બીજા ભેદો જણાવે છે.

૧. ધોબી. ૨. ચંડાળ. ૩. કુબેર.

વિનયવડે ગુરુની પાસે ભણેલા પણ નિમિત્તાદિક શાસ્ત્રને વિષે જે સાર વિચારને કરનારી હોય, તે વૈનયિકી બુદ્ધિ કહેવાય છે. કારીગરના અને લેખકના ઘર અને ચિત્રાદિક કરવામાં કર્મ( ક્રિયા )થી ઉત્પન્ન થયેલી જે બુદ્ધિ હોય, તે કાર્મિકી બુદ્ધિ સ્ફુટ છે પરિણામના વશથી સર્વ વસ્તુનો નિશ્ચય કરવાથી પ્રતિબોધને કરનારી પારિણામિકી બુદ્ધિ થાય છે. સર્વ બુદ્ધિઓના દૃષ્ટાંતો આગમમાં અનેક કહ્યા છે, તે સર્વે ગ્રંથના ગૌરવથી અત્રે કહ્યા નથી. આ ચાર પ્રકારની બુદ્ધિ પણ અહીં મતિજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન હોવાથી પ્રાણીઓને શ્રુતજ્ઞાન પણ પ્રગટ થાય છે. જે ભણવાથી ત્રણ કાળના વિષયવાળી વસ્તુ જણાય છે, તે સિદ્ધ માતૃકા[1] વિગેરેને શ્રુતજ્ઞાન કહ્યું છે. જેનાવડે પ્રાણીઓના કેટલાક ભવ જણાય છે, તે સર્વ દિશાઓમાં અવધિવાળું અવધિજ્ઞાન કહ્યું છે. સંજ્ઞી જીવોના મનમાં રહેલા ભાવ જેનાવડે જણાય છે, તે મનઃપર્યવ નામનું ચોથું જ્ઞાન કહેવાય છે. સર્વ ઠેકાણે હમેશાં કોઇ પણ પ્રકારે જેની સ્ખલના ન થાય, તે સિદ્ધિસુખને કરનારું પાંચમું કેવળજ્ઞાન છે." પછી તે ચક્રવર્તીએ ઊભા થઇને, જિનેશ્વરને નમીને તથા ઘેર જઇને સહસ્રાયુધ નામના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. ત્યાર પછી ચાર હજાર રાણીઓની સંખ્યાવાળા ( ચાર હજાર ) રાજાઓ તથા સાતસો પુત્રો સહિત તેણે દીક્ષા ગ્રહણ કરી. બે પ્રકારની શિક્ષા ગ્રહણ કરીને ગીતાર્થ થયેલા તે પણ પૃથ્વી ઉપર વિહાર કરતા સિદ્ધિ પર્વત નામના શ્રેષ્ઠ ગિરિ ઉપર ગયા. ત્યાં વૈરોચન સ્તંભ ઉપર મનોહર શિલાતળ ઉપર એક વર્ષની પ્રતિમાએ મેરૂની જેમ નિશ્ચળ રહ્યા. હવે આ તરફ મણિકુંભ અને મણિધ્વજ નામના અશ્વગ્રીવના પુત્રો ભવમા ભ્રમણ કરીને તે વખતે દેવપણે ઉત્પન્ન થયા. તેઓ તે પ્રદેશમાં આવ્યા. તે ભગવાનને જોઇને ઉત્પન્ન થયેલા મત્સરવાળા તેમણે તે ભગવાનને આ પ્રમાણે ઉપસર્ગ કર્યા. તેમાં પ્રથમ તેમણે તીક્ષ્ણ દાઢાવડે ભયંકર મુખવાળું કે લાંબા પુંછડાવાળું અને મૂકેલા શબ્દવાળું સિંહ અને વાઘનું રૂપ વિસ્તાર્યું. ત્યાર પછી બે હાથણીનું અતિ ભયંકર રૂપ કરીને ક્રોધ પામેલા તેઓ દાંતના ઘાત વિગેરે ઉપદ્રવ કરવા લાગ્યા. ત્યાર પછી ફણાના આડંબરવડે ભયંકર સાપ અને સાપણ થઇને, ત્યારપછી પિશાચ અને રાક્ષસી થઇને તેમને ઉપદ્રવ કરવા લાગ્યા. તે વખતે **રંભા** અને **તિલોત્તમા** નામની ઇંદ્રની બે અગ્રમહિષીઓ તે વજ્રાયુધ મુનીશ્વરને નમસ્કાર કરવા ત્યાં આવી. તેમને આવતી જોઇને તે બન્ને તરત જ નાશી ગયા. તેમને તે બન્ને દેવીઓએ ભયંકર શબ્દોવડે તર્જના કરી. પછી વજ્રાયુધ મુનિની પાસે રંભા પોતે અંગહાર સહિત, વિલાસ સહિત તથા હાવભાવના રસવડે ઉત્તમ નૃત્ય કરવા લાગી, તિલોત્તમા પણ પરિવાર સહિત સાત સ્વરે કરીને યુક્ત તથા ત્રણ ગ્રામે કરીને પવિત્ર શ્રેષ્ઠ ગીત ગાવા લાગી. આવા પ્રકારની ભક્તિ કરીને તથા તે મુનીશ્વરને પ્રણામ કરીને રંભા અને તિલોત્તમા

૧. સ્વર, વ્યંજન વિગેરે.

દેવીઓ પોતાને સ્થાને ગઇ. તે અતિ દુષ્કર વર્ષની પ્રતિમા પારીને વજ્રાયુધ મહામુનિ પૃથ્વીપીઠ ઉપર વિચરવા લાગ્યા. ક્ષેમંકર તીર્થંકર મોક્ષે ગયા પછી પિહિતાશ્રવ નામના ગણધર કોઇક દિવસ સહસ્રાયુધ રાજાના નગરમાં આવ્યા. તેની પાસે ધર્મ સાંભળીને પ્રતિબોધ પામેલા તેણે પણ રાજ્ય ઉપર **શતબળ** નામના પુત્રને સ્થાપન કરીને દીક્ષા ગ્રહણ કરી. પછી ગીતાર્થ થયેલ તે પિતારૂપ સાધુને મળ્યા. પછી વિવિધ પ્રકારના તપ કરતા તે બન્ને ભૂમિ ઉપર વિચરવા લાગ્યા. પછી ઈષત્પ્રાગ્ભાર નામના પર્વત ઉપર ચઢીને તે બન્ને પાદપોપગમવડે અનશન કરીને રહ્યા.

પછી તે બન્ને મુનિ મળવડે વ્યાપ્ત આ શરીરનો ત્યાગ કરીને દેવ લોકોત્તરને પામ્યા અને નવમા ગ્રૈવેયકાગ્રૈવેયકમાં ગયા. આ પ્રમાણે શાંતિનાથ જિનેશ્વરના ચરિત્રને વિષે આઠમા-નવમા ભવનું વર્ણન મેં કર્યું, તે સંઘનું કલ્યાણ કરો.



# પંચમ પ્રસ્તાવ



**આ** તરફ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહના ભૂષણરૂપ **પુષ્કલાવતી** નામના વિજયમાં **પુંડરીકિણી** નામની નગરી છે. તે નગરીમાં નીતિ, કીર્તિ અને જયલક્ષ્મીરૂપ સ્ત્રીઓના સંકેતના મંદિરરૂપ **ઘનરથ** નામના રાજા તીર્થંકર હતા. તેને રૂપ અને લાવણ્ય-વડે યુક્ત બે પ્રિયાઓ હતી, તેમાં પહેલી **પ્રીતિમતિ** નામની અને બીજી **મનોહરી** હતી. પછી વજ્રાયુધનો જીવ એકત્રીશ સાગરોપમની સ્થિતિવાળા તે સર્વોત્તમ ગ્રૈવેયકથી આયુષ્યના ક્ષયે ચવ્યો, અને તેની પહેલી પ્રિયાની કુક્ષિરૂપી શુક્તિ( છીપલી )ને વિષે મુક્તામણિની કાંતિવાળો, મેઘના સ્વપ્નવડે સૂચવન કરેલો તે પુત્રપણે ઉત્પન્ન થયો. તથા સહસ્રાયુધનો જીવ ત્યાંથી ચવીને રાજાની બીજી રાણીના ઉદરમાં સારા રથના સ્વપ્નવડે સૂચન કરાયેલો તે પુત્રપણે ઉત્પન્ન થયો. પછી પૂર્ણકાળે તે બન્ને દેવીઓએ શુભ લક્ષણવાળા **મેઘરથ** અને **દઢરથ** નામના શ્રેષ્ઠ પુત્રોને ઉત્પન્ન કર્યા. બાળપણાને ઉલ્લંઘન કરેલા, સારા વિનયવાળા અને મોટી બુદ્ધિવાળા તે બન્ને કળાચાર્યની પાસે આ પ્રમાણે સારી કળાઓ ભણવા લાગ્યા લેખ્ય, ગણિત, આલેખ્ય, નાટ્ય, ગીત, વાજિત્ર અને તે સ્વરગત, પુષ્કર-ગત અને સમતાલ એમ ત્રણ પ્રકારના છે, અષ્ટાપદ, નાલિકા, તથા જનવાદ, ત્રણ પ્રકારનું દ્યૂત, શયન સહિત અન્નપાનની વિધિ, આભરણનો વિધિ, આર્યા ગાથા, ગીતિ, પ્રહેલિકા, શ્લોક, ગંધયુક્ત યુવાન સ્ત્રીઓનું સાધન, નગર, સ્ત્રી, અશ્વ, હાથી અને ગાયનાં લક્ષણો, તામ્રચૂડ( મયૂર )નું લક્ષણ, તથા મેઢ્રનું લક્ષણ, ચક્ર, છત્ર, મણિ, દંડ, કાકિણી(કોડી), ખડ્ગ અને ચર્મ, દરેકનાં આ આઠ લક્ષણો અહીં કળા જાણનારે જાણવા. ચંદ્ર, સૂર્ય, ગ્રહ અને રાહુનો સંચાર, સૂપકારતા ( રસોઇ ), વિદ્યાકાર, મંત્રગત તથા રહસ્યગત, વ્યૂહ અને પ્રતિવ્યૂહ, ચાર અને પ્રતિચાર, સ્કંધવાર( સૈન્યના પડાવ )નું પ્રમાણ, નગર અને ઘરનું પ્રમાણ, સ્કંધવાર, નગર અને ઘરનું સ્થાપન, અશ્વની શિક્ષા, હાથીની શિક્ષા, તત્ત્વવાદ, વિસ્તાર સહિત નીતિશાસ્ત્ર, ધનુર્વેદ, મણિવાદ, સુવર્ણવાદ, ધાતુવાદ તથા બાહુયુદ્ધ, દંડયુદ્ધ, દષ્ટિયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, નિયુદ્ધ, વાગ્યુદ્ધ, સર્પનું, અગ્નિનું અને પાણીનું સ્તંભન તથા પત્રછેદ, વૈદક, ખેતી, વાણિજ્ય કર્મ, તથા પળિયા અને

પળીનો નાશ જાણવો, તથા પક્ષિનો શબ્દ જાણવો–આ બહોંતેર કળા વિદ્વાનોએ કહી છે. આ કળાઓના સમૂહવડે સંપૂર્ણ અને રૂપવડે કામદેવને જીતનારા તે બન્ને કુમારો અનુક્રમે યૌવનને પામ્યા **સુમંદિર** નગરના રાજા **નિહતારી** નામના રાજાની બે પુત્રીઓ **પ્રિયમિત્રા** અને **મનોરમાને** મેઘરથ પરણ્યો. તે જ રાજાની નાની પુત્રી સારા રૂપવાળી **સુમતિ** નામની દ્રઢરથની પણ પત્ની થઇ. પછી મેઘરથની બે પત્નીથી ઉત્પન્ન થયેલા **નંદિષેણ** અને **મેઘસેન** નામના બે શ્રેષ્ઠ પુત્રો થયા. દ્રઢરથને **રથસેન** નામનો એક પુત્ર થયો તે ત્રણેએ યોગ્ય સમયે સમગ્ર કળાભ્યાસ કર્યો. એક દિવસ ઘનરથ રાજા પુત્ર ને પૌત્ર સહિત સભામંડપમાં સિંહાસન ઉપર બેઠો હતો, તે વખતે મેઘરથે નવા શીખેલા પોતાના પુત્રોને કહ્યું કે–"હે વત્સો! તમારી બુદ્ધિને પ્રકાશ કરવા માટે પ્રશ્નોત્તર બોલો." ત્યારે તેના કહ્યા પછી તરત જ એક નાના પુત્રે કહ્યું કે–

"બ્રહ્મા કેવી રીતે સંબોધન કરાય? અહીં દાનના અર્થવાળો ધાતુ કયો છે? *યોગ્યનો પર્યાય કયો છે? અને પુરુષોનો અલંકાર કયો છે?"

વિચાર કરીને બીજાએ કહ્યું કે–"**કલાભ્યાસ**"

( ક[1] (બ્રહ્મા)–લી[2] (આપવું)–અભ્યાસ[3] (યોગ્ય×)–કલાભ્યાસ )[4]

પછી તે બોલ્યો કે–"દંડનીતિ પહેલી કેમ? મોટા ખેદને વિષે કયો શબ્દ કહેવાય છે? સ્રીની ગતિ કઇ છે? અને પાંચમો લોકપાળ કયો માન્યો છે?"

તેનો ઉત્તર મોટા પુત્રે આપ્યો કે–"**મહીપતિ**"

( મ[1] (     )–હી[2] (ખેદવાચક અવ્યય)–પતિ[3] (વર)–મહીપતિ[4] (રાજા)

પછી તે બોલ્યો–"રાજાને કયો આશીર્વાદ અપાય? શંકરના શરીરનો અલંકાર કયો? સુખ દુઃખનો કરનાર કોણ? અને સુકૃતનું મૂળ કોણ છે?"

બીજાઓ નહીં જાણવાથી મેઘરથે તેનો ઉત્તર આપ્યો.–"**જીવરક્ષાવિધિ**"

( જીવ (તું જીવતો રહે)–રક્ષા (રાખ–ભસ્મ)–વિધિ (વિધાતા–નસીબ–કર્મ) અને જીવ રક્ષાનું કરવું (દયા) )

વળી પોતે કહ્યું કે–"સૂર્યની કઇ વસ્તુ સુખને આપનારી છે? ભવનને મધ્યે કોણ છે? નિષેધને કહેનાર શબ્દ કયો છે? અને સંસારનો વિનાશ કરનાર કોણ છે?"

રાજાએ ઉત્તર આપ્યો કે–"**ભાવના**".

* યોગનો પર્યાય (પરંપરા)–આ અર્થ ઠીક લાગે છે × યોગની પરંપરા અભ્યાસ છે. આ અર્થ ઠીક લાગે છે.

( ભા (પ્રભા–કાંતિ), વ, ના, ભાવના. )

તથા એક ગણિકાએ ત્યાં બેસીને કહ્યું કે–"હે દેવ! આ મારો કુકડો બીજા કોઈ કુકડાથી જીતાય તેમ નથી. અથવા તો બીજા કોઈ મનુષ્યને પોતાના કુકડાનો ગર્વ હોય, તો તે પોતાના કુકડાને તમારી પાસે લાવે. જો મારા કુકડાને બીજા કોઈનો કુકડો જીતશે, તો તેને હું પ્રગટ રીતે લાખ દ્રવ્ય આપીશ." પછી મનોરમા નામની રાણીએ તેણીનું તે વચન સાંભળીને રાજાની આજ્ઞાથી દાસી પાસે પોતાનો કુકડો ત્યાં મંગાવ્યો. અને તે જ શરતવડે તે કુકડાને મૂકયો. ત્યાર પછી તે બન્ને રાજાની પાસે પરસ્પર ચાંચના ઘાતવડે ક્ષત કરીને યુદ્ધ કરવા લાગ્યા. ચાંચ અને પગના પ્રહારવડે યુદ્ધ કરતા અને રાતા નેત્રવાળા તે બન્ને કુકડા રાજસભાના લોકોએ કરેલી પ્રશંસાને પામ્યા. આ અવસરે તીર્થંકરપણાને લીધે ગર્ભવાસથી આરંભીને ત્રણ જ્ઞાનવડે યુક્ત ઘનરથ રાજાએ મેઘરથને કહ્યું કે–"હે વત્સ! ચિરકાળ સુધી યુદ્ધ કરીને આ બેમાંથી કોઈ એક પણ જીતશે નહીં." ત્યારે તેનું કારણ પૂછેલા તેમ ફરીથી તેને આ પ્રમાણે કહ્યું, કે–

"આ જ ભરતક્ષેત્રને વિષે **રત્નપુર** નામના નગરમાં મિત્રપણાને પામેલા **ધનદ** અને **સુદત્ત** નામના બે વણિક હતા. બળદને ચલાવતાં ( હાંકતાં ) અને ક્ષુધાતૃષાના ભારથી પીડા પામતા તે બન્ને હંમેશા સાથે જ ગાડીવડે વેપાર કરતા હતા. મિથ્યાત્વવડે મોહ પામેલા અને બીજાને છેતરનારા તે બન્ને કૂટ તુલા અને માન કરવાથી અલ્પ દ્રવ્યને મેળવતા હતા. કોઈક દિવસ કજિયો કરતા તે બન્ને પરસ્પરને હણીને તથા આર્ત્તધ્યાનવડે મરીને વનહાથી થયા. **સુવર્ણકૂલા** નામની નદીને કિનારે વૃદ્ધિ પામતા **કાંચનકલશ** અને **તામ્રકલશ** નામના તે બન્ને [1]યૂથના નાયક થયા. તે બંને યૂથના લોભથી પરસ્પર યુદ્ધ કરીને તથા મરીને **અયોધ્યા** નગરીમાં **નંદિમિત્રને** ઘેર મહિષ( પાડા ) થયા. બે રાજપુત્રોએ તેમને ગ્રહણ કરીને પરસ્પર યુદ્ધ કરાવ્યું. ત્યારે મરીને તે જ નગરીમાં બળવાન મેષક( ઘેટા ) થયા. પરસ્પર શીંગડાના અગ્રભાગના ઘાતવડે વિસ્મય સહિત મસ્તકને ભાંગીને તથા મરણ પામીને ક્રોધવડે રાતા નેત્રવાળા આ બે કુકડા થયા છે. તેથી હે વત્સ! આ બેમાંથી એક પણ જીતશે નહીં." આ પ્રમાણે સાંભળીને અવધિજ્ઞાની મેઘરથે કહ્યું કે–"હે પિતા! આ બન્ને કુકડા કેવળ મોટા ક્રોધથી વ્યાપ્ત થયા છે એમ નથી, પરંતુ ખેચરોવડે અધિષ્ઠિત થયા છે, તેનું કારણ તમને કહું છું.

"આ ભરતક્ષેત્રને વિષે શ્રેષ્ઠ વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર શ્રેણિના ભૂષણરૂપ **સુવર્ણનાભ** નામનું નગર છે. તેમાં **ગરૂડવેગ** નામનો ખેચર રાજા હતો, તેને **ચંદ્રતિલક** અને **સુરતિલક** નામે બે વિદ્યાધર પુત્રો હતા. એક દિવસ તે બન્ને શાશ્વત અરિહંતની

૧. હાથણીનું ટોળું.

પ્રતિમાને વાંદવા માટે જિનેશ્વરના સ્નાત્રકલ્યાણકથી પવિત્ર થયેલા મેરુના શિખર ઉપર ગયા. ત્યાં સુવર્ણશિલા ઉપર બેઠેલા **સાગરચંદ્ર** નામના શ્રેષ્ઠ ચારણમુનિને જોઇને હર્ષથી તે બન્નેએ નમસ્કાર કર્યા. તેઓએ તે મુનીશ્વરને પોતાના પૂર્વભવની સ્થિતિ પૂછી, ત્યારે તેણે પણ જ્ઞાનવડે જાણીને તેમને આ પ્રમાણે કહ્યું કે–" અહીં ધાતકીખંડ દ્વીપના ઐરવત ક્ષેત્રમાં **વજ્રપુર** નામનું નગર છે. તેમાં **અભયઘોષ** નામે રાજા હતો. તેને **સુવર્ણતિલકા** રાણી હતી, તેની કુક્ષિમાંથી ઉત્પન્ન થયેલા **જય** અને **વિજય** નામના બે શ્રેષ્ઠ પુત્રો હતા. તે વખતે **સુવર્ણ** નગરના સ્વામી **શંખ** રાજાની **પૃથ્વી** દેવીથી ઉત્પન્ન થયેલી **પૃથ્વીસેના** નામની સુંદર કન્યા હતી. તે અભયઘોષ રાજાની સ્વયંવરા તરીકે આવી, ત્યારે તે હર્ષથી મૃગનાં જેવા લોચનવાળી તેણીને પરણ્યો. પછી એક દિવસ વસંત ઋતુમાં સારા પુષ્પોના વનવડે સુંદર ઉદ્યાનમાં ક્રીડા કરવા માટે સો રાણીઓ સહિત રાજા ગયો. ત્યાં ફરતી પૃથ્વીસેના નામની તેની પત્નીએ **દાંતદમન** નામના શ્રેષ્ઠ મુનિને જોયા. તેની પાસે ધર્મ સાંભળીને પ્રતિબોધ પામેલી તેણીએ રાજાની અનુજ્ઞા લઇને દીક્ષા અંગીકાર કરી. રાજા પણ ઉદ્યાનની શોભાનો અનુભવ કરીને નગરમાં ગયો. એક દિવસ તેને ઘેર છદ્મસ્થ **અનંત** તીર્થંકર આવ્યા. તેણે તેમને પ્રાસુક અન્નપાનવડે પ્રતિલાભ્યા. ત્યારે દેવોએ તેના ઘરમાં પાંચ દિવ્ય કર્યાં. પછી કેવળજ્ઞાનને પામેલા તેની પાસે તે રાજાએ તે બન્ને પુત્રો સહિત પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી વીશ સ્થાનવડે તીર્થંકરનામકર્મ બાંધીને તે બન્ને પુત્રો સહિત કાળ કરીને અચ્યુત કલ્પમાં દેવ થયો. પોતાના આયુષ્યનો ક્ષય થયો ત્યારે અભયઘોષનો જીવ ત્યાંથી ચવ્યો, અને **હેમાંગદ** રાજાનો પુત્ર **ઘનરથ** રાજા થયો. અને સ્વર્ગથી ચવેલા જય વિજયના જીવ તમારા પુત્ર થયા. આ પ્રમાણે હે પિતા! તે મુનીશ્વરે તે બન્નેને કહ્યું, તેથી કરીને તમને જોવાને ઉત્સુક તે બન્ને વિદ્યાધરો અહીં આવ્યા, અને યુદ્ધ કરતા આ બે કુકડાને કૌતુકથી જોયા અને વિદ્યાવડે તે બેને વિષે અધિષ્ઠિત થયા ( પેઠા ). અને પોતાની વિદ્યાના પ્રભાવથી તે બન્ને પોતાના આત્માને ગોપવીને અહીં જ રહ્યા." મેઘરથનું આ વચન સાંભળીને તે બન્ને ખેચરો પ્રગટ થઇને ઘનરથ રાજાના ચરણને નમ્યા. તે બન્ને તે પૂર્વ ભવના પિતાના બે ચરણને નમીને, ક્ષણવાર રહીને ફરીથી પોતાના સ્થાને ગયા. ત્યાર પછી તે બન્ને દીક્ષા ગ્રહણ કરીને, અતિ દુશ્ચર તપ કરીને, તથા કેવલજ્ઞાન પામીને સિદ્ધિપદને પામ્યા. પછી પોતાની પૂર્વ ભવની સર્વ સ્થિતિ સાંભળીને તે બે કુકડાએ મોટા પાપને કરનારા પોતાના આત્માની મનમાં નિંદા કરી. પછી તે બન્ને ઘનરથ રાજાના બે ચરણને નમીને પોતાની ભાષાવડે બોલ્યા કે–" હે પ્રભુ ! હવે અમે શું કરીએ ? " ત્યારે રાજાએ સમકિત સહિત અહિંસાદિ લક્ષણવાળો ધર્મ તેમને કહ્યો, તે તેમણે ભાવથી અંગીકાર કર્યો. પછી અનશન કરીને મરણ પામેલા તે તામ્રચૂલ અને સ્વર્ણચૂલ ભૂતાટવીમાં ગયેલા થઇને દેવયોનિવાળા ( દેવ ) થયા. ત્યાર પછી વિમાન ઉપર ચડીને, ત્યાં આવીને

ઉપકાર કરનારા તે રાજાને નમીને, બે હાથ જોડીને તેમણે તેની સ્તુતિ કરી. પછી રાજાની અનુજ્ઞા લઇને તે બન્ને પોતાને સ્થાને ગયા. આ રાજાએ ચિર કાળ સુધી રાજલક્ષ્મીનું પાલન કર્યું. પછી એક વખત લોકાંતિક દેવોએ આવીને ઘનરથ રાજાને "તીર્થ પ્રવર્તાવો" એમ કહીને દીક્ષાનો સમય જણાવ્યો. ત્યારે વર્ષીદાન દઇને તથા રાજ્ય ઉપર મેઘરથ પુત્રને સ્થાપન કરીને દેવેંદ્રોવડે વંદાતા તેણે દીક્ષા ગ્રહણ કરી. પછી કેવળજ્ઞાન ઉત્પન્ન કરીને ભવ્ય જીવોને પ્રતિબોધ કરતા શ્રીમાન ઘનરથ જિનેશ્વરે પૃથ્વીપીઠ ઉપર વિહાર કર્યો. પછી એક દિવસ દૃઢરથ નામના યુવરાજવડે યુક્ત (સહિત) અને પ્રિયા સહિત મેઘરથ રાજા **દેવરમણ** નામના ઉદ્યાનમાં ગયો. ત્યાં અશોક વૃક્ષના મૂળમાં (નીચે) તે રાજા બેઠો ત્યારે આગળ રહેલા કેટલાક જનોએ પ્રેક્ષણક(નાટક)ની ક્રિયા આરંભી. વિવિધ પ્રકારના શસ્ત્રને ધારણ કરનારા, ચર્મના વસ્ત્રવાળા અને ભસ્મવડે શોભિત તેઓએ એક ક્ષણ વાર અતિ વિસ્મયને કરનારું નૃત્ય કર્યું. તેઓ ઘુઘરીઓને ધ્વજાવડે શોભતા નૃત્યને કરતા હતા ત્યારે આકાશમાંથી એક વિમાન રાજાની પાસે આવ્યું. તેને વિષે સુંદર આકારવાળા સ્ત્રી–પુરુષના યુગલને જોઇને "આ બે કોણ છે?" એમ દેવીએ રાજાને પૂછ્યું. રાજા બોલ્યો કે–"હે દેવી! સાંભળ. વૈતાઢ્ય પર્વત ઉપર શ્રેષ્ઠ ઉત્તર શ્રેણિને વિષે **અલકા** નામની નગરી છે. તેમાં **વિદ્યુદ્રથ** ખેચરેંદ્રનો પુત્ર મોટી ભુજાવાળો આ **સિંહરથ** નામનો સર્વ વિદ્યાધરોનો સ્વામી છે. અને આ **વેગવતી** નામની તેની ભાર્યા છે. આની સાથે તે આ ધાતકી ખંડ દ્વીપને વિષે જિનેશ્વરને વાંદવા ગયો હતો, ત્યાંથી પાછો વળેલો તે હે પ્રિયા! જેટલામાં અહીં આવ્યો, તેટલામાં તત્કાળ જ તેની ગતિનો વિચ્છેદ થયો. ત્યારે મને જોઇને તેણે વિચાર્યું કે–"આ સામાન્ય રાજા નથી જ, કે જેના પ્રભાવથી મારા વિમાનની સ્ખલના થઇ." પછી હે પ્રિયા! હર્ષ પામેલા આણે અનેક ભૂતનાં રૂપો કરીને મારી પાસે પ્રેક્ષણક(નાટક)નુ કૌતુક કર્યું." ફરીથી દેવીએ આ પ્રમાણે પૂછ્યું કે–"હે નાથ! આણે પૂર્વ ભવે શું સુકૃત કર્યું હતું? કે જેથી આવા પ્રકારની ઋદ્ધિ થઇ?" રાજાએ કહ્યું કે–"હે પ્રિયા! પહેલાં **સંઘપુર** નામના નગરમાં **રાજગુપ્ત** નામનો કોઇક કુલપુત્રક હતો તેને **શંખિકા** નામની ભાર્યા હતી. નિર્ધનપણાએ કરીને પીડા પામેલા તે બન્ને બીજાને ઘેર કામ કરીને પ્રાણવૃત્તિને કરતા હતા. પછી એક દિવસ કાષ્ઠ વિગેરે લાવવા માટે વનની અંદર ગયેલા તેમણે એક સાધુને જોઇને ભક્તિના વશથી નમસ્કાર કર્યો. તે સાધુએ જિનેશ્વરે કહેલો ધર્મ તેમની પાસે કહ્યો. વિધિથી આરાધન કરેલો તે ધર્મ ચિંતામણિ અને કલ્પવૃક્ષની જેવો છે. તથા પૂર્વજન્મમાં ઉપાર્જન કરેલા પાપોના અંતને કરનાર બત્રીશ કલ્યાણક નામનો શ્રેષ્ઠ તપ કહ્યો. તેમાં બે અઠ્ઠમ અને બત્રીશ ચતુર્થક (ઉપવાસ) હોય છે, એ પ્રમાણે તે તપ તેમણે ભક્તિપૂર્વક કર્યો. તેના પારણાને દિવસે પોતાને ઘેર આવેલા એક સાધુને તેઓએ પ્રણામ કરીને પ્રાસુક અન્ન જળવડે પ્રતિલાભ્યા. પછી કાળે કરીને તેઓએ પણ દીક્ષા ગ્રહણ કરી. અને

તે રાજગુપ્ત સાધુએ આચામ્લ વર્ધમાન તપ કર્યું. આયુષ્યના ક્ષયે મરીને તે બ્રહ્મલોકને વિષે દેવ થયો. ત્યાંથી ચવીને હે પ્રિયા ! આ સિંહરથ નામનો રાજા થયો છે. તથા શંખિકા પણ તપ કરીને પાંચમા દેવલોકમાં જઈને આ વેગવતી નામની આની જ પ્રિયા થઇ છે." આ પ્રમાણે મેઘરથે કહેલું પોતાનું ચરિત્ર સાંભળીને પ્રતિબોધ પામેલો સિંહરથ પોતાને ઘેર ગયો. પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને તે પ્રિયા સહિત તેણે શ્રી ધનરથ તીર્થંકરના ચરણ પાસે દીક્ષા ગ્રહણ કરી. ઉગ્ર તપ-ક્રિયા કરીને તથા ઉત્તમ કેવલજ્ઞાન પામીને કર્મરૂપી મળને ધોનારા તે સિંહરથ મુનિ મોક્ષને પામ્યા. પછી એક દિવસ વનમાંથી ઘેર આવેલા મેઘરથ રાજાએ અલંકારનો સમૂહ ત્યાગ કરીને પૌષધ વ્રત ગ્રહણ કર્યું. પૌષધ શાળાની મધ્યે યોગ્ય આસન ઉપર રહેલા (બેઠેલા) તે બુદ્ધિમાને સર્વ રાજાઓની પાસે ધર્મદેશના આપી. આ અવસરે કંપતા શરીરવાળો, ચંચળ નેત્રવાળો, "હે મોટા રાજા ! હું તમારે શરણે આવેલો વર્તું છું" એમ મનુષ્યની વાણીવડે બોલતો અને ભયથી વ્યાપ્ત થયેલો એક પારાપત (પારેવા) નામનો પક્ષી કોઇક ઠેકાણેથી આવીને તે રાજાના ખોળામાં પડ્યો ભયભીત થયેલા તેને જોઇને તે દયાળુ રાજાએ કહ્યું કે-" હે ભદ્ર ! મારી પાસે રહેલો તું કોઈથી પણ ભય પામીશ નહીં." આ પ્રમાણે રાજાએ કહેલો તે જેટલામાં નિર્ભય થયો, તેટલામાં ત્યાં એક ક્રૂર [1]શ્યેન નામનો પક્ષી આવ્યો. અને બોલ્યો કે-" હે રાજેંદ્ર ! તમે સાંભળો-તમારા ખોળામાં જે પારાપત રહ્યો છે, તે મારું ભક્ષ્ય છે, તેને તમે મૂકો. હું ભૂખ્યો છું." રાજા બોલ્યો કે-" હે ભદ્ર ! આ મારે શરણે આવ્યો છે, તે આપવાને યોગ્ય નથી, કેમકે બુદ્ધિશાળી કહે છે કે-શૂરવીરના શરણે આવેલો પ્રાણી, સર્પનો મણિ, સિંહની કેસરા અને સ્ત્રીનું ઉરસ્થળ આ પદાર્થો તેમના જીવતા ગ્રહણ કરાતા નથી. બીજાના પ્રાણવડે પોતાના પ્રાણનું પોષણ કરવું તે પુણ્યનું શોષણ ( નાશ ) કરનારું, સ્વર્ગને નિવારણ કરનારું અને નરકનું કારણરૂપ છે. તેથી તે તારે પણ યોગ્ય નથી. જેમ એક પણ તારું પીછું છેદવાથી તને દુઃખ થાય છે, તેમ બીજાને પણ દુઃખ થાય, તેનો તું મનમાં વિચાર કર. આનું માંસ ખાવાથી પણ તને એક ક્ષણ વાર તૃપ્તિ થશે, અને આના સર્વ પ્રાણનો વિનાશ થશે. એમ તું મનમાં વિચાર કર. પંચેંદ્રિય જીવોનો વધ કરીને દુષ્ટ આશયવાળા જીવો નરકે જાય છે. તે તું મનમાં વિચાર કર. સંભળાય છે કે જીવહિંસા કરનાર નિષાદ નરકે ગયો, અને દયાદિક ગુણે કરીને યુક્ત વાનરી સ્વર્ગે ગઇ.

અહીં અમરાવતીના શાખા નગરની જેવી સેંકડો શાખામૃગવડે વ્યાપ્ત **હારકાંતા** નામની નગરી હતી. તેમાં **હરિપાળ** નામનો બુદ્ધિમાન રાજા હતો, કે [2]હરિના પાલનવડે કરીને તેનું નામ સત્યપણાને પામ્યું. તે જ નગરમાં યમરાજના કિંકર જેવો ક્રૂર, [3]કૃતઘ્ની અને નિર્દય નિષાદ નામનો હિંસક હતો. શિકારમાં આસક્ત તે પાપી હંમેશા વનને

૧. સિંચાણો. ૨. અશ્વ, શુક, વાનર વગેરે. ૩. કરેલા ઉપકારને હણનાર.




શ્રી શાંતિનાથ ભગવાનનાં પૂર્વના ત્રીજા ભવે મેઘરથ રાજાએ બતાવેલ અનુપમ દયાનું દૃશ્ય

વિષે જઈને ભુંડ, હરણ વગેરે અનેક જીવોને હણતો હતો. એવામાં તે નગરની પાસે રહેલા અનેક વૃક્ષોવડે વ્યાપ્ત તે વનને વિષે રાજાના પ્રસાદવડે બળવાન વાંદરાઓ રહેતા હતા. તેની મધ્યે નિરંતર ચપળપણાથી રહિત તથા દયા અને દાક્ષિણ્ય ગુણોવડે શોભતી **હરિપ્રિયા** નામની કોઈક વાનરી હતી. એક દિવસ હાથમાં શસ્ત્રવાળા અને શિકારમાં તત્પર થયેલા તે ક્રૂર નિષાદે પોતાની આગળ ભયંકર સિંહને જોયો. પરાક્રમી છતાં પણ પ્રાણના ભયથી ભય પામેલો તે જલદી જલદી નાશીને કોઈક વૃક્ષ ઉપર ચડ્યો. તે વૃક્ષ ઉપર ચડતા તેને તેની પહેલા ચડેલી ભયથી ફાડેલા મુખવાળી વાનરીને દેખી. જેના બાણના પ્રહારવડે હાથી પણ મરી જાય છે, તે નિષાદ તે વખતે આ( વાનરી )થી પણ ભય પામ્યો, કેમકે ભય પામેલો પ્રાણી ભયને જ દેખે છે. સિંહથી ત્રાસ પામેલા તેને જોઈને તે વાનરી તત્કાળ પોતાના ક્ષોભનો ત્યાગ કરીને પ્રસન્ન મુખવાળી થઈ. ત્યારે તે નિષાદ વિશ્વાસવાળો થયો, અને તેણીની પાસે બેઠો. બંધુના જેવી વત્સલવાળી તે વાનરી તેના મસ્તકના કેશને સાફ કરવા લાગી. તેણીના ખોળામાં મસ્તક કરીને ( રાખીને ) વૃક્ષના આશ્રયવાળો તે સૂતો. તેને ઊંઘતો જોઈને સિંહે વાનરીને કહ્યું કે-“હે ભદ્રા! આ પૃથ્વીતળ ઉપર સર્વ કોઈ પણ ઉપકારને જાણતો નથી, તેમાં પણ મનુષ્ય તો વિશેષે કરીને જાણતો નથી. તે બાબતમાં તું કથાને સાંભળ.

કોઈક એક ગામમાં **શિવસ્વામી** નામનો બ્રાહ્મણ હતો, તે પોતાના તીર્થને વાંદવા માટે પોતાના ઘરથી નીકળ્યો એક અટવીમાં પડેલો( ગયેલો ) તે તૃષાથી પીડાયેલો હોવાથી જળને શોધવા લાગ્યો. તેવામાં વૃક્ષો અને લતા વિગેરેવડે ગુપ્ત એક પુરાણો( જૂનો ) કૂવો તેણે જોયો. ત્યારે ઘાસનું દોરડું કરીને તે વડે કળશાને બાંધીને તે બુદ્ધિમાને જળને માટે કૂવામાં નાંખ્યો. ત્યાં તે રજ્જુ( દોરડી )ને વળગીને એક વાનર કૂવામાંથી નીકળ્યો. ત્યારે “આ મારો આરંભ સફળ થયો” એમ બ્રાહ્મણે પણ વિચાર્યું. ફરીથી બીજી વાર વાઘ અને સર્પ નીકળ્યા. તેઓ પ્રાણને આપનારા તે બ્રાહ્મણના બે ચરણને નમ્યા. તેઓને વિષે જાતિસ્મરણવડે પંડિત તે બુદ્ધિમાન વાનરે આ પ્રમાણે અક્ષરોની આવલી( લીંટી ) લખીને બ્રાહ્મણને જણાવ્યું, કે-“અમે મથુરા નગરીની પાસે રહીએ છીએ, ત્યાં તારે પણ આવવું. તેથી અમે કાંઈક તારું સ્વાગત કરીએ. તથા આ કૂવામાં એક મનુષ્ય પણ પડેલો છે, પરંતુ તારે તેને બહાર કાઢવો નહીં; કેમકે તે આ કૃતઘ્ની શું ન કરે? એમ કહીને તેઓ ગયા” પછી તે બ્રાહ્મણે વિચાર્યું કે-“આ બિચારા મનુષ્યને પણ કેમ ન ખેંચી કાઢવો? કેમકે પોતાની શક્તિથી સર્વનો પણ ઉપકાર કરવો જોઈએ, એ જ મનુષ્ય જન્મનો સાર કહેવાય છે.” એમ વિચારીને કૂવામાં રજ્જુ નાંખીને તે બ્રાહ્મણે તેને પણ ખેંચી કાઢયો અને “તું કોણ છે? કયાં વસે છે?” એમ પૂછેલો તે બોલ્યો, કે-“હું મથુરાનો રહેવાસી સ્વર્ણકાર( સોની ) છુ. અહીં કોઈ પણ કારણવડે આવ્યો, અને તૃષાથી પીડાયેલો આ કૂવામા પડ્યો. કૂવાની અંદર ઊગેલા વૃક્ષની શાખાનું

અવલંબન કરીને જેટલામાં હું રહ્યો હતો, તેટલામાં તે વાનર વિગેરે પડ્યા. હે પરોપકાર કરવામાં રસિક! સરખા કષ્ટને લીધે પરસ્પર ત્યાગ કરેલા વૈરવાળા અમોને તેં જીવાડ્યા. હવે તું મથુરામાં આવજે" એમ કહીને તે ગયો. અને તે બ્રાહ્મણ અનુક્રમે પૃથ્વી ઉપર ભમતો ભમતો ત્યાં આવ્યો. ત્યારે તે હુશિયાર વાનર તેને જોઈને તથા ઓળખીને હર્ષ પામ્યો, અને તત્કાળ મનોહર ફળવડે તેનું સન્માન કર્યું. વાઘ પણ તેનું સન્માન કરવા માટે વાડીમાં ગયો અને અવિવેકીપણાને લીધે ત્યાં રહેલા રાજપુત્રને બળાત્કારે માર્યો. તેનું ઘણા મૂલ્યવાળું આભરણ લઈને સુખે કરીને તેણે જીવિત આપનારા તે બ્રાહ્મણને આપ્યું અને પ્રણામ કરનારા તેને તુષ્ટમાન થયેલા તે બ્રાહ્મણે "તું દીર્ઘાયુ થા." એમ આશીર્વાદવડે તેની સ્તુતિ કરી. શું ઉપકારવડે કોઈ પણ સંતુષ્ટ ન થાય? ત્યાર પછી તે બ્રાહ્મણ મથુરામાં જનાર્દન દેવને નમીને નગરીને મધ્યે પૂછતો પૂછતો તે સ્વર્ણકારને ઘેર ગયો. ત્યારે દૂરથી તેને કાંઇક દૃષ્ટિવડે જોઇને લોભી અને લોલુપ તે સુવર્ણકાર તે જ પ્રમાણે નીચી દૃષ્ટિ કરીને ભૂષણાદિક બનાવતો રહ્યો. બ્રાહ્મણ બોલ્યો કે-"હે સુવર્ણકાર! શું તું મને જાણતો નથી?" ત્યારે "હું બરાબર જાણતો નથી." એમ તેણે કહ્યું ત્યારે તે ફરીથી બોલ્યો કે-"હે મોટા ભાગ્યવાન! પહેલાં તને જેણે અટવીને વિષે કૂવામાંથી બહાર કાઢ્યો હતો, તે હું બ્રાહ્મણ તારા પરોણા તરીકે આવ્યો છું." ત્યારે તે બેઠો થઈ કાંઈક નમ્ર થઈને તેને નમ્યો, અને આસન આપીને "હું તારું શું કરું?" એમ બોલ્યો. ત્યારે તે બ્રાહ્મણે તે ભૂષણ દેખાડીને તે સ્વર્ણકારને કહ્યું કે-"આ ભૂષણ મને કોઈક ઠેકાણે કોઈની પાસેથી દક્ષિણામાં મળ્યું છે. હે મહાશય! આનું મૂલ્ય કરવામાં તું જ બુદ્ધિમાન છે, તેથી આને ગ્રહણ કરીને યોગ્યતા પ્રમાણે સારું મૂલ્ય મને તું આપ" આ પ્રમાણે કહીને તેને તે આપીને તે બ્રાહ્મણ નદીએ સ્નાન કરવા ગયો. અને સુવર્ણકારે આ પ્રમાણે પટહની આઘોષણા સાંભળી કે-"આજે રાજપુત્રને હણીને કોઈએ તેનું ભૂષણ ગ્રહણ કર્યું છે, તેને જો કોઇ જાણતો હોય, તો તે કહો, કેમકે રાજાને તે હણવા લાયક છે." તે સાંભળીને સુવર્ણકાર પણ વિતર્કવડે વ્યાકુળ થયો, અને "મેં જ આ ભૂષણ ઘડ્યું છે." એમ તેણે બરાબર જાણ્યું, અને વિચાર્યું કે-"આ બ્રાહ્મણ મારો અપરિચિત છે, અને મારા ગોત્ર( કૂળ )વાળો પણ નથી, તેથી આની બાબતમાં મારે મારો અનર્થ કરવો કેમ યોગ્ય હોય?" ત્યાર પછી ( એમ વિચારીને ) પડહને ધારણ કરી, જઈને તથા રાજાને તે ભૂષણ આપીને તેને હરણ કરનાર તે બ્રાહ્મણને જણાવ્યો. ત્યારે રાજાએ પોતાના પત્તિઓને આજ્ઞા આપીને તેને બાંધીને પોતાની પાસે મંગાવ્યો. પછી પૌરાણિકને પૂછ્યું કે-"હે પૌરાણિકો! અહીં મારે શું કરવું યોગ્ય છે?" તેઓ બોલ્યા કે-"વેદ વેદાંગનો પારગામી પણ ઉત્તમ બ્રાહ્મણ મોટી હત્યા કરનારો હોય તો તે રાજાએ વધ કરવા લાયક છે, તેમાં કાંઇ પાપ નથી." પછી રાજાના આદેશથી પદાતિઓ તેને ગધેડા ઉપર આરોપણ કરીને તથા રાતા ચંદનવડે તેના અંગને લીપીને વધ કરવાની ભૂમિ ઉપર

લઇ ગયા. લઈ જવાતો તે બ્રાહ્મણ ચિત્તમાં વિચારવા લાગ્યો કે–“ અહો ! દૈવના દોષવડે મારી કેવી દુર્દશા થઈ ? અહો ! દુષ્ટ અને ધૃષ્ટ( ધિટ્ઠા ) સુવર્ણકારની કેવી કૃતઘ્નતા છે ? વ્યાઘ્ર તથા વાનરની કેવી કૃતજ્ઞતા છે ? તે તું જો. ” પછી તેમના કહેલા વચનને અને પોતાની અજ્ઞાનતાને સંભારીને પશ્ચાત્તાપથી તાપ પામેલા અંગવાળો તે એ શ્લોક બોલ્યો કે–“ વાઘ, વાનર અને સર્પનું વચન મેં માન્યું નહીં, તેથી હું દુર્વિનીત સુવર્ણકારવડે નાશ કરાયો. વેશ્યા, પાસા, કૂતરા, ચોર, જળ, બિલાડી, વાનર, અગ્નિ અને સુવર્ણકાર આ કોઈ પણ વખતે વિશ્વાસ કરવા લાયક નથી. ” આ પ્રમાણે વારંવાર તેનાવડે બોલાતા શ્લોકને સાંભળીને ત્યાં રહેલા તે સર્પે તેને ઓળખીને આ પ્રમાણે વિચાર્યું–“ અરેરે ! પહેલાં અરણ્યમાં જે મહાત્માએ અમને કૂવામાંથી ઉગાર્યા હતા, તે જ આ બ્રાહ્મણ કષ્ટમાં પડ્યો છે. કહ્યું છે કે–ઉપકારી અને વિશ્વાસવાળા સારા જનને વિષે જે પાપનું આચરણ કરે છે, તે અસત્ય પ્રતિજ્ઞાવાળા મનુષ્યને હે ભગવતી પૃથ્વી ! તું કેમ ધારણ કરે છે ? આટલું પ્રાપ્ત થયા છતાં પણ હું કાંઇક ઉપાય કરીને મારી બુદ્ધિના વશથી શીઘ્રપણે આના ઉપકારના [1]અનૃણપણાને પામીશ. ” એમ વિચારીને તે સર્પ વાડીમાં જઈને સખીઓની સાથે ક્રીડા કરતી રાજપુત્રીને લતાના ગુચ્છાની અંદર રહીને કરડ્યો. તે વખતે આધાર વિનાની લતાની જેમ મૂર્ચ્છિત અંગવાળી તે પૃથ્વી ઉપર પડી. તરત જ પોકાર કરતી સખીઓએ તે વાત રાજાને કહી. વજ્રઘાતના જેવું તે વચન સાંભળીને મોટા શોકવડે વ્યાકુલ અને અત્યંત પીડાવડે વ્યાપ્ત થયેલો તે રાજા બોલ્યો, કે–“ જેટલામાં હું એક દુઃખના પારને પામ્યો નથી, તેટલામાં બીજું દુઃખ આવી પડ્યું. અહો ! છિદ્રને વિષે અનર્થો થાય છે. ” પછી રાજાએ મંત્ર અને તંત્ર જાણનારાને બોલાવ્યા તેની ચિકિત્સા આરંભી તેમાં એક માંત્રિક બોલ્યો, કે–“ હે રાજા ! મારું જ્ઞાન નિર્મળ છે, તેથી હું જાણું છું કે–જે આ બ્રાહ્મણને મારવામા આવે છે, તેને તમે નિરપરાધી જાણો. આણે પહેલાં વનમાં સર્પ, વાનર, વાઘ અને ચોથા સુવર્ણકારને કૂવામાંથી ઉધર્યા હતા, તે બ્રાહ્મણ અહીં આવ્યો છે, તેને વાનરે ફળાદિકવડે પૂજ્યો છે, અને હે રાજા ! તેની પૂજાને માટે વાઘે તમારા પુત્રને હણ્યો છે. વાઘે આપેલા તે અલંકારને લઇને સફળ બુદ્ધિવાળો આ બ્રાહ્મણ ઉપકાર કરેલા સુવર્ણકારની પાસે આવ્યો. સુવર્ણકારના કહેવાથી હે દેવ ! તમે હણવા માટે આદરથી આદેશ કર્યો. પછી માર્ગમાં તેને તે સર્પે જોયો, તેથી તેને મુક્ત કરવા માટે તે તમારી પુત્રીને ડસ્યો છે. જો આ બ્રાહ્મણ મુક્ત થાય, તો આ પુત્રી પણ જીવે. ” ત્યારે “ આ બાબતમાં કાંઇ પ્રતીતિ છે ? ” એમ રાજાએ કહ્યું ત્યારે તે માન્ત્રિકે તે મોટા સર્પને [2]ત્યાં ઉતાર્યો. તેણે પણ મંત્રવાદીએ

૧. દેવા રહિતપણાને. ૨. તે રાજપુત્રીને વિષે.

જે કહ્યું, તે સર્વ કબૂલ કર્યું. ત્યારે વિશ્વાસ પામેલા રાજાએ તે બ્રાહ્મણને મુક્ત કર્યો. બ્રાહ્મણને મૂકેલો જોઇને તે સર્પ ગૌરવથી વ્યાપ્ત પોતાના વિષને દંશના ધોવાથી હરણ કર્યું. તે વખતે તે રાજપુત્રી કૌમુદીની[1] જેમ ઉદય પામી, તે વખતે સર્વ રાજલોક ખુશી થયો. તે બ્રાહ્મણની પાસે માંત્રિકે કહ્યું કે-"આ સર્પે જ તને જીવિત દાન આપ્યું છે." બ્રાહ્મણ બોલ્યો કે-"અહો! આ જગતમાં પ્રાણીઓનું ચરિત્ર રમણીય છે, કે જેથી ક્રૂર પ્રાણીઓ કૃતજ્ઞપણાને ધારણ કરે છે, અને બીજા (સારા) પ્રાણીઓ કૃતઘ્નપણાને ધારણ કરે છે. આ પ્રાણીઓની પૃથ્વી હંમેશાં તે બે જ પુરુષને ધારણ કરો. એક તો જેની મતિ ઉપકારને વિષે હોય, અને બીજો જે ઉપકારને હરે (ભૂલે) નહીં." ત્યારે વિસ્મયથી રાજાએ પૂછેલા તેણે પ્રવાસથી આરભીને બંધન પર્યંત પોતાની કથા કહી તથા ફરીથી બોલ્યો કે-"હે મોટા રાજા! આ જગતમાં સર્વ પ્રાણીઓને સુખ દુઃખ કરવામાં (આપવામાં) એક યમરાજા જ કુશળ છે." પછી તેની કથા સાંભળવાથી અતિ તુષ્ટમાન થયેલા રાજાએ તે શિવસ્વામીને મોટા દેશનો સ્વામી કર્યો. કૃતજ્ઞને વિષે શિરોમણિ(મુગટ)રૂપ તે શિવસ્વામીએ પોતાના દેશમાં નાગપૂજા કરવા માટે નાગપંચમી પ્રવર્તાવી." આ કથા કહીને ફરીથી વાઘ આ પ્રમાણે બોલ્યો કે-"હે વાનરી! જેમ તે સરળ બ્રાહ્મણ સુવર્ણકારથી વિપદા પામ્યો, તેમ જ આ નિષાદ તારો મોટો અનર્થ કરશે, તેથી આ મારા ભોજનને તું છોડી દે." આ પ્રમાણે કહ્યા છતાં પણ સારી પ્રકૃતિઓવાળી તે વાનરીએ જેટલામાં તેને મૂક્યો નહીં, તેટલામાં તે વાઘ તે વૃક્ષની નીચે બેઠો. અને આ પ્રમાણે તેણે વિચાર્યું કે-"અહો! યોગીને પણ જે બુદ્ધિ દુર્લભ છે, તે મૈત્રી આદિક બુદ્ધિ તિર્યંચોના ચિત્તમાં પણ દેખાય છે." પછી દુષ્ટ, દુરાત્મા અને જાગેલા તે નિષાદના ખોળામાં પોતાનું મસ્તક સ્થાપન કરીને તે વાનરી પણ સૂતી. વાઘે પણ પાસે આવીને તે નિષાદને કહ્યું કે-"આ વાનરીવડે મને મિત્ર કરીને તું સર્વથા નિર્ભય થા સાત દિવસથી ભૂખ્યા એવા મને આ વાનરી આપ જો નહીં આપે, તો ઘણાં કાળે પણ તું તારે ઘેર જઇશ નહીં વળી આનો સંગ તારા શુભ પરિણામ માટે નથી જ; કેમકે વાનરાએ રાજાને હણ્યો હતો, તે તેં પહેલાં શું નથી સાંભળ્યું ? આ બાબતમાં હે ભદ્ર! તું સાંભળ હું કથા કહું છું" ત્યારે હર્ષ સહિત નિષાદ પણ બોલ્યો કે-"તું કહે. હું સાંભળું છું."

"**નાગપુર** નામના નગરમાં રૂપવડે કામદેવને જીતનાર અને શત્રુરૂપી વાંસના સમૂહને બાળવામાં દાવાનળ જેવો **પાવક** નામનો રાજા હતો. એક દિવસ શૂકલ[2] જાતિનો અશ્વ વનને વિષે વાહકેલિ (અશ્વક્રીડા) માટે તે રાજાને બળાત્કારે લઇ ગયો, અને લાંબો માર્ગ ઉલ્લંઘન કર્યો. તે વખતે તે વનમાં એકલા ભમતા તથા ક્ષુધા અને તૃષાથી પીડા પામતા તે રાજાને એક વાનર મળ્યો. તેણે સુંદર ફળો લાવીને રાજાને આપ્યા અને સ્વચ્છ

૧. ચંદ્રજ્યોત્સ્ના. ૨. વિપરીત શિક્ષાવાળા.

પાણીથી ભરેલું સરોવર પણ દેખાડયું. પછી ફળોને ખાઈને તથા સ્વાદિષ્ટ પાણી પીને તે રાજા જેવામાં મનની મોટી પ્રીતિને પામ્યો, તેવામાં મંત્રી, સામંત, અશ્વ અને હાથી-વડે સહિત તેનું સૈન્ય આવ્યું. પછી કૃતજ્ઞ તે રાજા તે વાનરને પોતાના નગરમાં લઈ ગયો. ત્યાં તે વાનરે રાજાની આજ્ઞાથી મોદકાદિક પકવાન્ન તથા કેળ અને આમ્ર વિગેરેના ફળો વારંવાર ખાધા. તેના તે ઉપકારનું સ્મરણ કરતા તે રાજાએ હંમેશાં તેને પોતાની પાસે રાખ્યો, કેમકે સત્પુરુષની આવી જ પ્રકૃતિ હોય છે. પછી એક વખત વસંત ઋતુ આવ્યો ત્યારે ચિત્તવડે શોભતા કામી પુરુષોને મનોહર અને કામી પુરુષોને ઇષ્ટ તથા પુષ્પો અને ફળોએ કરીને વ્યાપ્ત વનને વિષે આંદોલન[1] અને જળક્રીડાદિક કરીને તે રાજા શ્રમનો નાશ કરવા માટે તે વાનરને અંગરક્ષક તરીકે રાખીને કદલીગૃહમાં સૂતો તે વખતે પોતાના આત્માને સ્વામીના ભક્ત માનતા તે કુબુદ્ધિવાળા વાનરે ભ્રમરાના મિષથી ખડ્ગવડે રાજાની કંધરા કાપી નાંખી જેમ તે રાજાએ હિતકારક પણ વાનરથી મરણ પ્રાપ્ત કર્યું, તેમ આ પણ તારા કલ્યાણને માટે નથી." આ કથા સાંભળીને તે શિકારીએ તત્કાળ તે વાનરીને તે વાઘની પાસે નાંખી. ત્યારે તે વાઘે તેણીને કહ્યું, કે-"હે ભદ્ર ! તારે હૃદયમાં દુઃખ ધારણ કરવું નહીં, કેમકે જેવા પ્રકારના પુરુષની સેવા કરી છે, તેવા પ્રકારના ફળની પ્રાપ્તિ તને પ્રાપ્ત થઇ છે." ત્યારે ઉત્પન્ન થયેલી સારી બુદ્ધિવાળા તેણીએ પોતાની સંજ્ઞાવડે તે વાઘને કહ્યું કે-"તારે મારું રક્ષણ કરવું નહીં, કેવળ મારું ભક્ષણ જ કરવું. હે મૃગાધિપ( વાઘ ) ! હું તને આ હિતકારક વચન કહું છું કે-" વાંદરાના પ્રાણ પુંછડામાં રહે છે, તેથી તારે તેનું ભક્ષણ કરવું."

ત્યારે તત્કાળ વાઘે તે જ પ્રમાણે કર્યું. તે વખતે પોતાનું પુંછડું તેના મુખમાં મૂકીને તરત જ તે વાનરી પણ વૃક્ષ ઉપર ચડી ગઈ. ત્યારે વિલખા મુખવાળો વાઘ પાછો વળીને અદૃશ્યપણાને પામ્યો. પછી નિષાદ સહિત તે વાનરી તે વૃક્ષ ઉપરથી નીચે ઉતરી. તે આગળ થઇને ( ચાલીને ) લતાના આશ્રયવાળા પોતાના આવાસમાં તેને લઈ ગઇ. ત્યાં તેણીના બાળકો હતા, તેઓની પાસે તેને રાખીને તેનું સ્વાગત કરવા માટે આળસ-રહિતપણાવડે શોભતી તે સ્વાદિષ્ટ ફળો લાવવા માટે વનને વિષે ગઇ. હણવાની ઇચ્છાવાળો તે નિષાદ તેણીના તે બાળકોને પણ ખાઇ ગયો, કેમકે દુરાત્માઓને કૃત્ય અને અકૃત્યનું જ્ઞાન ક્યાંથી હોય ? જેટલામાં તે વાનરી સ્વાદિષ્ટ ફળો લઈને આવી, તેટલામાં તે નિષાદને સુતેલો જોયો, અને તે બાળકોને જોયા નહીં. તો પણ યત્નવડે તેને ઉઠાડીને તથા તેને ફળો આપીને બાળકોની શોધ કરવા માટે તેની સાથે ચાલી. પહેલાં પોતાને વૃક્ષ ઉપરથી પાડી હતી તો પણ તથા બાળકોને ખાધા તો પણ ગર્વને પામેલા તેને વિષે તેણીએ શંકા કરી નહીં. ખેદવડે અત્યંત વ્યાકુળ થયેલા નિષાદે પણ ચિત્તમાં વિચાર્યું કે-"અહો !

૧. હીંચકા-હીંડોળા-ખાવા તે.

આજે મારો સર્વ પણ વ્યાપાર નિરર્થક થયો. હું ખાલી જ કેમ ઘેર જઇશ ?" આ પ્રમાણે વિચારીને તે અધમ પુરુષે તે જ વાનરીને લાકડીવડે મારીને હણી નાંખી. પછી કાવડમાં નાંખીને લઇ જવાતી તેણીને જોઇને તે વાઘ પ્રગટ થઇને બોલ્યો કે-"અરે! આ તેં શું કર્યું ? હે પાપી! ચિરકાળ સુધી જેણીએ પુત્રની જેમ તારું પાલન કર્યું અને લાલન કર્યું, તેનો ઘાત કરનાર! તારા બન્ને હાથ કેમ તૂટી ગયા નહીં ? હે પાપિષ્ટ ! હે અધમ ! હે અજ્ઞાની ! હે કૃતઘ્ન ! હે અભવી ! હે દુર્મતિ ! તું જતો રહે. મારે પણ તું વધ કરવા લાયક નથી, તારું મુખ કેમ જોવાય ?" પછી તે નિષાદ ઘેર આવ્યો. તેનું વૃત્તાંત શરૂઆતથી જાણીને રાજાએ આજ્ઞા કરી કે-"દૃઢ બંધનવડે આને બાંધીને મારી નાંખવો." રાજાએ આદેશ કરેલા માણસો જેટલામાં તેને વધભૂમિ ઉપર લઇ ગયા, તેટલામાં વાઘ બોલ્યો કે-"અહો! આને મારવો યોગ્ય નથી." ત્યારે વિસ્મય પામેલા તેઓએ તે વાત રાજાને કહી, ત્યારે કૌતુકથી ઉત્સુક મનવાળો રાજા પણ પોતે ત્યાં આવ્યો. આ વાઘ તે જ પ્રમાણે બોલ્યો કે-"હે રાજા! આ પાપીનો વધ કરવાથી તું પણ તેના પાપના અમુક અંશને હરણ કરનાર ( ભાગીદાર ) ન થા. પાપી પ્રાણીઓ પોતે જ વિપત્તિમાં પડે છે જ. જેમ ભરેલો કળશ પાણીમાં તરત જ ડુબે છે." રાજા બોલ્યો કે-"હે વાઘ! તિર્યંચ જાતિવાળા પણ તારી આવી ઉત્કૃષ્ટ મનુષ્ય ભાષા કેમ છે ? તથા આવું વિવેકીપણું કેમ છે ?" વ્યાઘ્ર પણ આ પ્રમાણે બોલ્યો કે-"આ ઉદ્યાનમાં વિશેષ જ્ઞાને કરીને યુક્ત સૂરિ છે તે સર્વ કહેશે." એમ કહીને તે ગયો. પછી રાજાએ જેમ ઇંદ્રે સંગમ દેવને કાઢી મૂકયો હતો તેમ તે નિષાદને નગરમાથી કાઢી મૂકયો. પછી વનખંડની અંદર પોતાની આગળ( સમીપ ) રાજાએ ઘણા તપોધન( સાધુ )વડે પરિવરેલા સૂરિને દેખ્યા. ગુરુના પાદને નમીને તથા મોટાના અનુક્રમે સર્વ મુનિઓને નમીને અને ગુરુની પાસે બેસીને બે હાથ જોડીને તેણે આ પ્રમાણે પૂછયું, કે-"હે પ્રભુ! તમે નિર્મળ જ્ઞાનરૂપી ચક્ષુવડે સર્વ જાણો છો, તેથી પૂછું છું કે-તે વાનરી મરીને કઇ ગતિમાં ગઇ ?" ગુરુ બોલ્યા કે-"હે રાજા ! હંસની જેવા શ્વેત( ઉજ્વળ ) આશયવાળી, ધન્ય અને ધર્મધ્યાનમાં તત્પર રહેલી તે દેવલોકમાં ગઇ છે; કેમકે તપ, સંયમ, દાન અને ઉપકારને વિષે નિરંતર તત્પર થયેલો, ગુરુના વચનની રુચિવાળો અને દયાળુ જીવ સ્વર્ગમાં જાય છે." ફરીથી રાજાએ પૂછયું કે-"મોટું પાપ કરવામાં તત્પર તથા જાતિ અને ક્રિયાવડે પણ નિષાદ નામનો તે કઇ ગતિમાં જશે ?" સૂરિ બોલ્યા કે-"આ વાત સર્વને પણ પ્રગટ છે કે-આ પાપીનું સ્થાન નરક વિના બીજું શું હોય ? જીવહિંસા, મૃષાવાદ, ચોરી, પરસ્ત્રીસેવન, પરિગ્રહ, કષાય અને વિષયવડે વ્યાપ્ત થયેલો કૃતઘ્ન, નિર્દય, પાપી, પરનો દ્રોહ કરનાર, રૌદ્ર-ધ્યાનમાં તત્પર અને ક્રૂર મનુષ્ય નરકને ભજનાર થાય છે. પ્રસ્તાવથી બીજી બે ગતિનું લક્ષણ પણ સાંભળ ચાડીયો, પશુની જેવી બુદ્ધિવાળો અને મિત્રની ઉપર સદા શઠતા કરનારો આ જીવ આર્ત્તધ્યાનવડે તિર્યંચ

ગતિને પામે છે. માર્દવ અને આર્જવવડે યુક્ત, દોષ અને કષાય રહિત, ન્યાયવાન તથા ગુણગ્રાહી જીવ મનુષ્ય ગતિને ભજનાર થાય છે." ફરીથી રાજાએ પૂછ્યું કે–" તે વાઘ મનુષ્યની ભાષાવાળો કેમ થયો ? કે જેણે હે પ્રભુ ! નિષાદને મારવાથી મને બળાત્કારે નિવાર્યો ?" ફરીથી આચાર્ય બોલ્યા કે–" હે રાજા ! તેનું કારણ સાંભળ–સૌધર્મ દેવલોકને વિષે ઇંદ્રનો સામાનિક દેવ છે તેની પ્રાણપ્રિયા દેવી ચવીને કોઇક ઠેકાણે મનુષ્ય થઇ છે. તેણીના રક્ષપાળ દેવોએ તેણીના પતિ દેવને પૂછ્યું, કે–" હે સ્વામી ! આ વિમાનમાં કોણ દેવી થશે ? અથવા નહીં થાય ?" ત્યારે તેણે તેઓને કહ્યું કે–" તે વાનરી દેવતા થશે." તેની પરીક્ષા કરવા માટે એક દેવ તેમના રૂપને ધારણ કરનાર થઇને અહીં આવ્યો, તેથી હે રાજા ! તેની મનુષ્યના જેવી શ્રેષ્ઠ વાણી થઇ. વાનરી અને નિષાદની સાથે તથા માયા શ્રૃગાલરૂપ અનુચરની સાથે તેણે ઘણા પ્રકારે વિવાદ કર્યો." ત્યારે પ્રતિબોધ પામેલો રાજા પોતાના પુત્રને રાજ્યને વિષે સ્થાપન કરીને તે જ મુનીશ્વરની પાસે મહાવ્રતવાળો થયો. તે હરિપાળ નામના રાજર્ષિ ચિરકાળ સુધી વ્રતને પાળીને તે જ દેવલોકને વિષે મોટી દેવલક્ષ્મીને પામ્યો.

જેમ જીવહિંસાવડે આ નિષાદ નરકને પામ્યો, તેમ બીજો પણ તેવો થાય, તેથી આ જીવહિંસા સર્વથા તારે તજવી." આવું મેઘરથનું વચન સાંભળીને તે શ્યેન પક્ષી બોલ્યો કે–" હે રાજા ! જેથી કરીને તમે સુખી છો, તેથી કરીને ધર્મ અને અધર્મનો આવો વિચાર કરો છો. મારાથી ભય પામેલો આ પારાપત તમારે શરણે આવ્યો છે, તો ક્ષુધારૂપી રાક્ષસોવડે ગળાયેલો હું કોના શરણનો આશ્રય કરું ? હે રાજા ! તમે સત્પુરુષ છો, તમે કોઇના પણ દુ:ખને ઇચ્છતા નથી, તો હે કૃપાશૂર ! આની જેમ મારું પણ તમે રક્ષણ કરો, રક્ષણ કરો. તમે પોતે કૃત્ય અને અકૃત્યને જાણો છો. પરંતુ હું તમને એક જ કહું છું કે–મારી જેવા ભૂખ્યા અને ક્ષુદ્રને વિષે કેવી ધર્મની વાસના હોય ? વિવેક, લજ્જા, દયા, ધર્મ, વિદ્યા, સ્નેહ, સૌમ્યતા અને સત્ત્વ( પરાક્રમ ) આ ક્ષુધાથી પીડા પામેલાને હોતા જ નથી. અંગીકાર કરેલું પણ પ્રાયે કરીને ક્ષુધાથી પીડા પામેલા ત્યાગ કરે છે આ બાબતમાં હે પ્રભુ ! નીતિશાસ્ત્રમા કહેલું દૃષ્ટાંત સાંભળો કરીરના( કેરડાના ) વનવડે વ્યાપ્ત અને જળ રહિત મરુદેશને વિષે કોઇક કૂવામાં **પ્રિયદર્શન** નામનો સર્પ રહેતો હતો જળની પાસે રહેલા બિલની અંદર સુખે કરીને રહેતો તે સર્વદા ભેક( દેડકા ) વિગેરે જળજંતુવડે આહાર કરતો હતો સુખેથી તેની પ્રાપ્તિને માટે તેઓમાથી એક **ગંગદત્ત** નામના ભેકની સાથે તેણે મિત્રતા કરી હતી. બીજા કૂવામાં કરેલા નિવાસવાળી **ચિત્રલેખા** નામની મધુર શબ્દવાળી તે સર્પની વલ્લભા હતી. એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી કોઇક વખત બાર વર્ષ સુધી અનાવૃષ્ટિ[1] થઇ, તેથી તે કૂવામાં પાણી ખૂટી

૧. વૃષ્ટિનો અભાવ.

ગયું. તે પાણી ખૂટી જવાથી સર્વે જળજંતુઓ નાશ પામ્યા, તેથી તે સર્પને તેના આહારની વૃત્તિનો છેદ થયો. પરંતુ ગંગદત્ત ભેક શેષ રહેલા પંકવડે આહાર કરતો જીવતો રહ્યો. એક વખત એકાંતમાં રહેલા તેને તે સર્પે આ પ્રમાણે કહ્યું, કે-" હે ભદ્ર ! અત્યંત ક્ષુધા પામેલો હું તારી જાતિનું ભક્ષણ કરતો હતો, તે તો અનાવૃષ્ટિના દોષથી નાશ પામી; તેથી હું શું કરું ? " ત્યારે તેણે વિચાર્યું કે-" આ ક્રૂર મને મારવા ઇચ્છે છે. તેથી કાંઈક ઉપાય કરીને આનાથી મારા આત્માનું રક્ષણ કરું. " એમ વિચારીને તે બોલ્યો કે-" હે સ્વામી ! સિંધુ દ્રહાદિકમાં જઇને પોતાની જાતિવાળાને લોભ પમાડીને હું તમારે માટે તેમને અહીં લાવીશ. ચિત્રલેખા પોતાના ચંચુપુટવડે મને ત્યાં લઇ જશે, તેથી હંમેશાં તમારી મોટી પ્રાણયાત્રા થશે. " પછી તે કાર્યને માટે તેણે આદેશ કરેલી તે પક્ષિણીએ ચંચુવડે કરીને તેને લઇ જઇને કોઇ મોટા દ્રહમાં મૂક્યો. જળને વિષે પેઠેલો તે સુખનું સ્થાન થયો. તેના અભિપ્રાયને નહીં જાણતી ચિત્રલેખાએ તેને કહ્યું, કે-" હે ભદ્ર ! તું પોતાનું વાંછિત કરીને શીઘ્ર આવ, કેમકે કષ્ટવડે તે વર્તે છે. " ત્યારે તેણે તેણીને આ પ્રમાણે કહ્યું, કે-" હે ભદ્ર ! તું પ્રિયદર્શનને કહેજે કે-હવે ગંગદત્ત ફરીથી કૂવામાં આવશે નહીં. ભૂખ્યો પ્રાણી શું કામ નથી કરતો ? ક્ષીણ થયેલા માણસો નિર્દય હોય છે. " આ પ્રમાણે પોતાનું ચિંતવેલું તેને કહીને ફરીથી તે બોલ્યો કે-" તારે પણ કોઇ પ્રકારે તેનો વિશ્વાસ કરવો નહીં. " આ પ્રમાણે હે રાજા ! ક્ષુધાથી પીડા પામેલો હું કૃત્ય અકૃત્યને જાણતો નથી, જેટલામાં મારા પ્રાણ જાય નહીં તેટલામાં મને તમે પ્રસન્ન કરો. " આ પ્રમાણે શ્યેને કહ્યું ત્યારે રાજા બોલ્યો કે-" હે ભદ્ર ! જો તું ક્ષુધાવાળો હોય, તો હું તને શ્રેષ્ઠ આહાર આપું " પક્ષી બોલ્યો કે-" માંસ વિના બીજો આહાર મને ઇષ્ટ નથી. " ત્યારે " તે પણ હું મટન મારકીટમાંથી લાવીને તને આપીશ " એમ રાજાએ કહ્યું ત્યારે " મારા દેખતાં પ્રાણીનું માંસ છેદીને જો મને અપાય, તો મને તૃપ્તિ થાય. " એમ ફરીથી તે પક્ષી બોલ્યો. રાજાએ કહ્યું કે-" તુલામાં[1] ધારણ કરેલો આ પક્ષી જેટલાં માનવાળો થાય, તેટલા પ્રમાણવાળું મારું માંસ આપું તો કેમ ? તે તું કહે. " ત્યારે " ભલે. એમ હો. " એમ તે બોલ્યો ત્યારે રાજાએ તુલા મગાવી. તેમાં એક બાજુએ તે પારાપત પક્ષીને રાખ્યો, અને બીજી બાજુએ કરુણારસના સાગરરૂપ તે રાજા તીક્ષ્ણ છરીવડે પોતાના શરીરને છેદી છેદીને માંસ નાંખવા લાગ્યો જેમ જેમ તે પોતાના માંસને છેદીને નાંખવા લાગ્યો, તેમ તેમ તે પારાપત અતિ અધિક વધવા લાગ્યો. મોટા ભારવાળા તે પક્ષીને જાણીને સાહસિકમાં અગ્રેસર તે રાજા પોતે જ તે તુલા ઉપર ચડ્યો તુલા ઉપર ચડેલા રાજાને જોઈને સર્વ પણ પરિવાર હાહાકારને કરતો ખેદ સહિત આ પ્રમાણે બોલ્યો, કે-" હા નાથ ! આ જીવિતના ત્યાગનું સાહસ કેમ કરો છો ? આ એક પક્ષીને માટે અમારા સર્વની અવગણના કેમ કરો છો ? હે પ્રભુ ! આ કાંઈક ઉત્પાતવાળું સંભવે

૧. ત્રાજવામાં

છે, કેમકે ક્ષુદ્ર કાયાવાળા પક્ષીનો આટલો બધો ભાર ન હોય " પરોપકાર કરવામાં રસિક અને સરલ આશયવાળા આ રાજાએ જ્ઞાનવાન છતાં પણ તેવા પ્રકારનો ઉપયોગ આપ્યો નહીં. અને તેણે આ પ્રમાણે વિચાર્યું કે-" અંગીકાર કરેલા શુભ કાર્યનો જેઓ નિર્વાહ કરે છે, તેઓ આ પૃથ્વીતળને વિષે ધન્ય છે. આ સર્વ પણ પરિવાર ચલાયમાન સ્નેહવાળો અને સ્વાર્થમાં લુબ્ધ છે, તથા કૃતઘ્ન અને અશુચિના ઘરરૂપ આ શરીર પણ નાશવંત છે આ બન્નેની અપેક્ષાવડે હું સ્વાર્થનો ભ્રંશ( નાશ ) કેમ કરું ? અહો ! મારી પ્રતિજ્ઞા હું પૂર્ણ કરીશ. જે થવાનું હોય તે થાઓ. " આ અવસરે ચલાયમાન સુવર્ણના કુંડલવડે શોભતા કર્ણવાળો અને મુગટ, હાર તથા કટક( કડા )ને ધારણ કરનાર કોઇ શ્રેષ્ઠ દેવ પ્રગટ થઇને આ પ્રમાણે બોલ્યો, કે-" હે રાજા ! તું ધન્ય છે. હે ધીર ! હે દયાવીર ! તારો જન્મ અને જીવિત સફળ છે કે જેથી આજે વિસ્મય પામેલા ઇશાનેંદ્રે સભાને વિષે ચદ્રના કિરણો જેવા નિર્મળ તારા ગુણસમૂહની પ્રશંસા કરી. તેની શ્રદ્ધા નહીં કરતો હું તારી પરીક્ષા કરવા માટે અહીં આવ્યો, અને પૂર્વના મત્સરવાળા આ બે પક્ષીઓને મેં અધિષ્ઠિત કર્યાં ( તેમા હું પેઠો ) " પછી રાજાએ પૂછયું કે-" હે દેવ ! આ બે પક્ષીનું વેર કેમ થયું ? તે તમે કહો, કેમકે અમને મોટું કૌતુક વર્તે છે. " ત્યારે દેવે કહ્યું કે-" પહેલાં આ જ નગરમાં **સાગરદત્ત** નામનો વણિક હતો, અને તેને **વિજયસેના** નામની પ્રિયા હતી તેમને યુગલપણે ઉત્પન્ન થયેલા **ધન** અને **નંદન** નામના બે પુત્રો વાણિજ્યકળાવડે યુક્ત હતા એક વખત પિતાની અનુજ્ઞા લઇને સાર્થ સહિત તે બન્ને વેપાર માટે **નાગપુર** નામના નગરમાં ગયા. વેપારને કરતા તેમણે કોઇ પણ પ્રકારે દૈવયોગથી મોટા મૂલ્યવાળું એક રત્ન ઉપાર્જન કર્યું. ત્યારે તેના લોભથી પરસ્પર હણવાની ઇચ્છાવાળા તે બન્ને એક દિવસ નદીમાં સ્નાન કરતા આ પ્રમાણે વિવાદ કરવા લાગ્યા. કે-" મેં જ આ મનોહર રત્ન ઉપાર્જન કર્યું છે. " એમ એક બોલ્યો, બીજો બોલ્યો કે-" મેં ઉપાર્જન કર્યું છે તું ફોગટ લોભ કરે છે " આ પ્રમાણે ક્રોધવડે વ્યાપ્ત અને રાતા નેત્રવાળા તે બન્ને પરસ્પર યુદ્ધ કરીને નદીના જળમાં પડ્યા, અને આર્ત્તધ્યાનવડે મરણ પામ્યા અને તે બન્ને વનને વિષે પક્ષી થયા. પછી હમણા તેઓ મળ્યા, અને કલહ કરવા લાગ્યાં, તે વખતે હે રાજા ! મેં તેમને અધિષ્ઠિત કર્યા. " એમ કહીને તે દેવ સ્વર્ગમાં ગયો. પછી વિસ્મય પામેલા સભાસદોએ મેઘરથ રાજાને પૂછયું, કે-" હે નરનાથ ! આ દેવ કોણ છે ? કે જેણે નિરપરાધી તમને ઘણા પ્રકારની માયા કરીને પ્રાણના સંશયમાં પાડ્યા ? " ત્યારે મેઘરથ રાજા બોલ્યો કે-" જો તમને કૌતુક હોય, તો સાવધાન થઇને મારું વચન સાંભળો. આ ભવની પૂર્વના પાંચમા ભવમાં હું અનંતવીર્યનો મોટો ભાઇ અપરાજિત નામનો બળદેવ હતો. તે વખતે મહાભુજાવાળો દમિતારિ અમારો શત્રુ હતો. તેની પુત્રીનુ હરણ કરીને અમે તેને મારી નાંખ્યો હતો.

પછી સંસારરૂપી વનમાં ભમીને આ જ ભરતાર્ધમાં અષ્ટાપદ પર્વતના મૂળમાં તે તાપસનો પુત્ર થયો. તે બાળતપ કરીને તથા મરીને ઇશાનદેવલોકમાં આ સુરૂપ નામનો દેવ થયો. તે વખતે ઈંદ્રે મારી પ્રશંસા કરી. તે પ્રશંસાની શ્રદ્ધા નહીં કરતો તે અહીં આવ્યો. ત્યારપછી જે થયું, તે સર્વ હે સભાસદો! તમે પ્રત્યક્ષ જ જાણો છો." પછી પોતાનું વૃત્તાંત અને દેવનું વૃત્તાંત સાંભળીને તે બન્ને પક્ષીઓ જાતિ સ્મરણને પામ્યા, અને પોતાની વાણીવડે આ પ્રમાણે બોલ્યા, કે-"હે સ્વામી! આ પોતાનું ચરિત્ર સાંભળીને અમારા ચિત્તમાં અતિ મોટો સંવેગ થયો છે, તેથી જે કરવા લાયક હોય તે તમે કહો." રાજાએ કહ્યું કે-"હે મહાશયો! સમ્યગ્દ્દષ્ટિને પામીને ભાવથી પાપને નાશ કરનારા અનશનને કરો" ત્યારે તે ધન્ય પક્ષીઓ અનશન કરીને પંચ નમસ્કારનું સ્મરણ કરતા મરણ પામીને ભુવનવાસીને વિષે દેવ તરીકે ઉત્પન્ન થયા. પછી વિધિવડે તે પૌષધ પારીને તથા પારણું કરીને તે બુદ્ધિમાન મેઘરથ રાજા ફરીથી પણ ભોગ ભોગવવા લાગ્યો. પરીષહ અને ઉપસર્ગોથી ભય નહીં પામેલો અને સંવેગથી વાસિત (યુક્ત) થયેલો તે એક દિવસ અઠ્ઠમ ભક્તવડે પ્રતિમા ધારણ કરીને સ્થિર રહ્યો તે અવસરે અઠ્ઠાવીશ લાખ વિમાનના અધિપતિ ઈશાનેંદ્રે ભક્તિના વશથી કહ્યું, કે-"માહાત્મ્યવડે સમગ્ર ત્રણ લોકને જીતનારા અને પાપ રહિત હે મહાસત્ત્વવાળા! તમે અરિહંત થવાના છે તેવા તમને નમસ્કાર છે, નમસ્કાર છે." તે સાંભળીને પાસે રહેલી તેની પ્રિયાઓએ આ પ્રમાણે પૂછ્યું, કે-"હે સ્વામી! હમણાં તમે કોને નમસ્કાર કર્યો?" તે બોલ્યો કે-"ત્રૈલોકયસુંદરી! તું સાંભળ-પૃથ્વીમંડળ ઉપર પુંડરીકિણી નગરીમાં મેઘરથ નામનો રાજા છે, તેણે અઠ્ઠમ તપની ક્રિયા કરી છે, સ્થિર પ્રતિમાએ રહ્યો છે, અને શુભ ધ્યાનમાં વર્તે છે, તેને મેં ભક્તિથી નમસ્કાર કર્યો છે ધર્મને વિષે તન્મય મનવાળા તેને આવા પ્રકારના શુભ ધ્યાનથી ચળાવવાને ઇંદ્ર સહિત પણ દેવો શક્તિમાન નથી." આ પ્રમાણે સાંભળીને સુરૂપા અને અતિરૂપા નામની તેની બે દેવીઓ તે રાજાને ક્ષોભ પમાડવા માટે તેની સમીપે આવી. ઉત્કૃષ્ટ રૂપ, લાવણ્ય અને કાંતિવડે યુક્ત, વિલાસે કરીને સહિત અને સારા શૃંગારવાળી તે બન્ને તેની આગળ થઈને આ પ્રમાણે બોલી, કે-"હે સ્વામી! અમે દેવાંગના તમારે વિષે સ્નેહથી મોહ પામેલી હોવાથી અહીં આવી છીએ, તેથી હે પ્રિય! અમારી ઇચ્છાને તું પૂર્ણ કર. દેવોના અધિપતિ અને અમને આધીન પોતાના પતિને મૂકીને તારા રૂપ, ગુણ અને યૌવનવડે લુબ્ધ થયેલી અમે અહીં આવી છીએ." ઈત્યાદિ રાગ (પ્રીતિ) ઉત્પન્ન કરવામાં મનોહર તેમના વચનવડે તથા વિવિધ પ્રકારના હાવભાવવડે તેનું મન ક્ષોભ પામ્યું નહીં. આ પ્રમાણે આખી રાત્રિ અનુકૂળ ઉપસર્ગો કરીને શાંત થયેલા વિકારવાળી તે બન્ને દેવીઓએ આ પ્રમાણે તેની સ્તુતિ કરી કે-"હે સુંદર! રાગ રહિત છતાં પણ તેં અમારું હૃદય રાગવાળું કર્યું, તેથી આ રાગમાં નાંખ્યા છતાં પણ તું રાગી થયો નહીં, તે અહો! આશ્ચર્ય છે. અમારી આવી વિપરીત ચેષ્ટાવડે લોઢામય

પુરુષ પણ ઓગળી જાય છે. તેવી ચેષ્ટાવડે હે ધીર ! તારું હૃદય જરા પણ ચલિત ન થયું." આમ કહીને પોતાનો અપરાધ ખમાવીને તથા તે રાજાને નમસ્કાર કરીને તેના ગુણની પ્રશંસા કરતી તે દેવીઓ પોતાને સ્થાને ગઇ. પછી પ્રાત:કાળે મેઘરથ રાજાએ વિધિ પ્રમાણે પ્રતિમાને અને પૌષધને પાર્યા ( સમાપ્ત કર્યા ) અને પછી પારણું કર્યું. એક દિવસ તે રાજા સામંત સહિત સભામાં બેઠો હતો, તેને ઉદ્યાનપાલકે આવીને ભક્તિપૂર્વક આ પ્રમાણે કહ્યું, કે–"હે સ્વામી ! હું તમને બહુ સારી વધામણી આપું છું કે–આજે તમારા નગરમાં તમારા પિતા જિનેશ્વર ઘનરથ પ્રભુ સમવસર્યા છે." ત્યારે તેને સુવર્ણાદિક પારિતોષિક[1] દાન આપીને કુમાર સહિત રાજા જિનેશ્વરને નમવા ગયો. તે ભગવાનને તથા બાકીના પણ તપોધનોને ( સાધુઓને ) વાંદીને ભક્તિવડે ભાવિત (વ્યાપ્ત) મનવાળો તે રાજા યોગ્ય સ્થાને બેઠો. આ અવસરે જિનેશ્વરે સર્વ ભાષાને અનુસરનારી વાણીવડે જંતુઓના પ્રતિબોધને માટે શ્રેષ્ઠ ધર્મદેશના આપી, કે–"હે ભવ્ય પ્રાણીઓ ! અહીં જિનેશ્વરની પૂજા અને નમસ્કારને વિષે તથા અપૂર્વ ( નવા ) પાઠના શ્રવણને વિષે નિરંતર અપ્રમાદ કરવો. જે પુણ્યાત્મા જીવ ધર્મક્રિયાને વિષે અપ્રમાદી રહે છે તેની આપદા પણ **શૂરની** જેમ સુખને માટે થાય છે." આ અવસરે જિનેશ્વરને નમીને ગણધરે વિનંતિ કરી કે–"હે પ્રભુ ! ધર્મને વિષે જે અપ્રમાદી થયો, તે શૂર નામનો પુરુષ કોણ છે ?" ત્યારે જિનેશ્વર બોલ્યા કે–"હે ભદ્ર ! જો તારે સાંભળવાનું કૌતુક હોય તો મારાવડે સારી રીતે કહેવાતી તે કથા તું સાંભળ.

આ જંબૂદ્વીપના મધ્ય ખંડમા ભરતક્ષેત્રને વિષે નગરના ગુણોવડે સહિત **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામનું નગર છે. તે નગરને સર્વ સામંતોવડે વંદાયેલો આ લોકોના રક્ષણમાં એક રસવાળો **વીરસેન** નામનો રાજા પાલન કરતો હતો. તેને પૃથ્વી પર આવેલી જાણે દેવી હોય તેવી **ધારિણી** નામની દેવી ( રાણી ) હતી. તેણીએ એક વખત સ્વપ્નમાં આગળ જતા સુરેશ્વર જોયો. તેણીએ તે સ્વપ્ન પતિને કહ્યું. તે બોલ્યા કે–"તારે પુત્ર થશે. અને ચાલતા ઇંદ્રને જોવાથી તે પણ કાંઇક ચલાચલ ( ચપળ )થશે." પછી સમયે પુત્ર જન્મ્યો અને નામ પાડવાને દિવસે સ્વપ્નને અનુસારે તેનું **દેવરાજ** એવું નામ પાડયું. તે વૃદ્ધિ પામતો હતો ત્યારે પણ કોઈક વખત રાણીએ સ્વપ્નમાં શંખની જેવા ઉજ્વળ, પુષ્ટ શરીરવાળા અને પોતાના ઉત્સંગમાં રહેલા એક વૃષભને જોયો. તે સ્વપ્ન કહ્યું ત્યારે રાજાએ કહ્યું કે–"હે દેવી ! તારે મોટી ભુજાવાળો અને રાજ્યનો ભાર ઉપાડવામાં ધુરંધર પુત્ર થશે." પછી સમયે ઉત્પન્ન થયેલા તેનું પણ રાજાએ સ્વપ્નને અનુસારે **વત્સરાજ** એવું શ્રેષ્ઠ નામ કર્યું. ક્રમે કરીને વૃદ્ધિ પામતો તે આઠ વર્ષનો થયો, ત્યારે કલાચાર્યની પાસે

૧. જેનાથી મનુષ્ય સંતોષ પામે તે

મહાબુદ્ધિમાન તે સમગ્ર કળા ભણવા લાગ્યો. પછી એક વખત તે રાજા આયુષ્યનો છેલ્લો કાળ હોવાથી જ્વર દાહ વિગેરે રોગોવડે વ્યાપ્ત શરીરવાળો થયો. રોગથી પીડાતા રાજાને જોઈને તેનો પરિવાર દુ:ખી થયો પછી સર્વે લોકો એકઠા થઇને પરસ્પર વિચારવા લાગ્યા, કે–" જો કે આ દેવરાજ વચનવડે મોટો છે, તો પણ વત્સરાજ ગુણવડે મોટો છે, તેથી તે રાજા થાઓ " લોકની આ વાત સાંભળીને અને એક મંત્રીની સાથે વિચાર કરીને દેવરાજે હાથી, અશ્વ વિગેરે સૈન્ય પોતાને આધીન કર્યું. નિયોગીએ કરેલા તે શબ્દને સાંભળીને "આ શું છે ? " એમ રાજાએ પૂછયું ત્યારે તેના પરિવારે તે સર્વ કહ્યું. ત્યારે વ્યાધિ અને [1]આધિવડે પીડા પામેલો રાજા આ પ્રમાણે બોલ્યો કે–" અહો ! મંત્રીએ આ કાર્ય અયોગ્ય કર્યું. આ વત્સરાજ કુમાર રાજ્યને યોગ્ય છે. બીજો યોગ્ય નથી. પરંતુ અહો ! આવી અવસ્થાવાળો અશક્તિમાન હું શું કરું ?" એમ કહીને તે રાજા મૃત્યુ પામ્યો દેવરાજ રાજા થયો અને માણસોના અનુરાગ વિના તે રાજ્યનું પાલન કરવા લાગ્યો. વત્સરાજ પણ સ્વભાવથી જ વિનયવડે યુક્ત હોવાથી પિતાની જેમ દેવરાજને નમસ્કારાદિક સત્ક્રિયા કરતો હતો. તેને વિષે પ્રીતિમા તત્પર સમગ્ર લોકને જાણીને મંત્રીએ વિચાર્યું કે–" વૃદ્ધિ પામતો આ રાજ્યનું હરણ કરશે, તેથી પોતાનું અહિત કરનાર આને વિષે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. વ્યાધિની જેમ કોમળ પણ શત્રુને બુદ્ધિશાળીએ છેદવો જોઈએ. " આ પ્રમાણે વિચારીને તે મંત્રીએ રાજાને જણાવ્યું. ત્યારે તે બોલ્યો કે–" હે મંત્રી ! આ બાબતમાં શું કરવું ? " મંત્રી બોલ્યો કે–" અહીં રહેલો આ વત્સરાજ તમારો હિતકારક નથી, તેથી હે દેવ ! અનિષ્ટ કરનાર આ નાના ભાઈને પણ નગરમાંથી કાઢી મૂકો. " ત્યારે દેવરાજ રાજાએ નાના ભાઇને કહ્યું કે–" મારા દેશને છોડીને તારે બીજે ઠેકાણે જવું. " ભાઈની તે આજ્ઞા ગ્રહણ કરીને તેણે પોતાની માતાને તે નિવેદન કર્યું. તે સાંભળીને તત્કાળ અશ્રુમુખવાળી તે પણ દુ:ખી થઇ. તેણીને દુ:ખી જાણીને વત્સરાજ બોલ્યો કે–" હે માતા ! તું આ પ્રમાણે ખેદ કેમ કરે છે ? મને આજ્ઞા આપ હું જાઉં છું. " દેવી બોલી કે–" હે વત્સ ! એમ હોય તો બહેન સહિત હું પણ તારી સાથે જ આવીશ." વત્સરાજ બોલ્યો કે–" હે માતા ! તારે અહીં જ રહેવું, કેમકે પરદેશ વિષમ છે. દેવરાજ પણ તારા પુત્ર છે " માતા બોલી કે–" હે વત્સ ! તારી સાથે જ હું આવીશ. તારો પણ જે અપકાર કરનાર છે, તે દેવરાજવડે મારે કાંઇ પણ પ્રયોજન નથી." ત્યારપછી દેવરાજ રાજાએ લઇ લીધેલા વાહનવાળી ધારિણી પગવડે ચાલતી પુત્રની સાથે ચાલી. પછી " જે માણસ આની સાથે જશે, તેને હું અવશ્ય મારીશ " એમ કહીને રાજાએ સર્વ પરિવારને નિવાર્યો. તે વખતે આખા નગરમાં લોકનો હાહાકાર ઉછળ્યો તે વખતે જેણે રુદન ન કર્યું હોય એવો કોઇ પણ માણસ નહોતો. માણસો બોલ્યા કે–" આજે આ નગર નાયક (રાજા) રહિત થયું. વીરસેન રાજા આજે જ મરણ પામ્યા કે જેથી અહો ! આ મહાત્માએ

૧ મનની પીડા.

અમારો ત્યાગ કર્યો." આ પ્રમાણે લોકોનું વચન સાંભળતો વત્સરાજ નગરમાંથી નીકળ્યો. ત્યારપછી માતા અને માસી સહિત ધીમે ધીમે ચાલતો તે અવંતી દેશની મધ્યે રહેલી **ઉજ્જયિની** નગરીમાં ગયો તે નગરીમાં યથાર્થ નામવાળો અને પરાક્રમી **જિતશત્રુ** રાજા હતો, તેને **કમલશ્રી** નામની શ્રેષ્ઠ મુખ્ય પટરાણી હતી. નગરીની બહાર વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેતી તે ધારિણી વિચારવા લાગી કે–"અરે દૈવ! તેં આ શું કર્યું? કે જેથી અરે! વીરસેન રાજાની પ્રાણપ્રિયા થઈને પણ પુત્ર સહિત મને આવી દુર્દશામાં કેમ પાડી?" પછી તેની અનુજ્ઞા લઈને વિમલા નામની તેની બહેને નિવાસસ્થાન કરવાની ઇચ્છાથી નગરીમાં પ્રવેશ કર્યો. ત્રાસ પામેલા હરણના જેવા નેત્રવાળી અને નગરીના જનને જોતી તેણીએ એક ઘરને વિષે **સોમદત્ત** નામના શ્રેષ્ઠીને જોયો. શાંતમૂર્તિવાળા તેને જોઈને તે બોલી કે–"હે તાત! પરદેશમાં રહેનારી હું, મારી બહેન અને તેણીનો પુત્ર આ ત્રણ જનો અહીં આવ્યા છીએ, તેથી જો તમે કાંઈક નિવાસનું સ્થાન દેખાડો, તો ત્યાં તમારી નિશ્રાએ અમે સુખેથી રહીએ." ત્યારે તેણે એક ઓરડી દેખાડીને તેણીને કહ્યું કે–"તમારે અહીં રહેવું, પરંતુ તું મને ભાડું શું આપીશ?" વિમલા બોલી કે–"હે ભદ્ર! ભાડું કાંઈ પણ નથી, પરંતુ અમે બે તમારે ઘેર હંમેશાં સમગ્ર કામ કરશું. અને હે ઉત્તમ શ્રેષ્ઠી! તમારે અમને ભોજન આપવું. ધનવાન પુરુષોને તૃણવડે પણ કામ હોય છે, તો પણ મનુષ્યનું કામ કેમ ન હોય?" ત્યારે "ભલે એમ હો." એમ તેણે કહ્યું ત્યારે ધારિણી અને પુત્ર સહિત તે (વિમલા) તે ઘરમાં રહી, અને તે બન્ને તેનું કામ કરવા લાગી. તે ધારિણી અને વિમલા વણિકને ઘેર કામ કરનારી થઈ. ઉદરને માટે (નિર્વાહને માટે) એવું શું છે કે જે ન કરાય? એક દિવસ તે વણિકે તે બન્નેને કહ્યું કે–"આ બાળક બેઠો સતો શું કરે છે? મારો [1]વત્સ–પાલક થાઓ." પછી માતાના વચનવડે તે વિનયવાળો વત્સરાજ કુમાર દૈવ-યોગથી તેને ઘેર વત્સરૂપોને[2] ચારવા લાગ્યો. એક દિવસ વત્સરૂપોને લઈને તે વનને વિષે ગયો. ત્યાં તે ચરતા હતા ત્યારે તે કુમાર ક્ષણવાર વિશ્રાંતિ પામ્યો. એક ઠેકાણે શ્રમ (કસરત) કરતા રાજપુત્રોના શબ્દને સાંભળીને તે જોવાના કૌતુકવાળો તે પણ શીઘ્રપણે ત્યાં ગયો. તેઓની મધ્યે કોઇ પણ જ્યારે ઘાતથી જરા પણ ભ્રષ્ટ થાય (ચૂકે), ત્યારે પાસે રહેલો તે વત્સરાજ મ્લાન મુખવાળો થતો હતો અને જો યોગ્ય સ્થાને ઘાત થાય, તો સંતોષથી ભરપૂર અને પ્રસન્ન મુખવાળો તે "સારું, સારું," એમ બોલીને તેની પ્રશંસા કરતો હતો. તે જોઇને તેઓના કલાચાર્યે વિચાર્યું કે–"આ કોઇ પંડિત છે, કે જે બાળક છતાં પણ આવી રીતે શસ્ત્રકર્મને અવશ્ય જાણે છે" પછી તેણે તેને આ પ્રમાણે પૂછયું કે–"હે વત્સ! તું કયાથી આવ્યો છે?" વત્સરાજ પણ બોલ્યો કે–"હે તાત! હું પરદેશી છું." તેણે ફરીથી કહ્યું કે–"હે ભદ્ર! પોતાના (તારા) હાથમાં શસ્ત્ર ગ્રહણ કરીને મારી પાસે તું તારા શસ્ત્રની કુશળતા પ્રગટ કર." ત્યારે અવસર જાણીને મોટી બુદ્ધિવાળા

૧. વાછરડાને પાળનાર. ૨. વાછરડાના સમૂહને

તેણે પણ તે પ્રમાણે કર્યું. તે વખતે ત્યાં તે કુમારોને યોગ્ય ભોજન આવ્યું, ત્યારે તેની કળાના અભ્યાસથી સંતુષ્ટ થયેલા તે કુમારોએ પોતાની સાથે તે વત્સરાજને પણ ભોજન કરાવ્યુ, કેમકે ગુણવડે મનુષ્ય સર્વ ઠેકાણે પૂજાય છે. તે ત્યાં આખો દિવસ રહ્યો. પણ તે વત્સરૂપો તો રક્ષપાળ વિના સકાળે ( વહેલા ) પણ ઘેર આવ્યા "આજે દિવસ છતાં પણ આ કેમ ઘેર આવ્યા ?" એમ શ્રેષ્ઠીએ કહ્યું ત્યારે વિમલા બોલી કે–"હું તેનું કારણ જાણતી નથી, કેમકે આજે રક્ષણ કરનાર પુત્ર પણ ઘેર આવ્યો નથી." ત્યારે શ્રેષ્ઠી બોલ્યો કે–"આ બાળક આવ્યો નથી, તે સારું ( ઠીક ) નથી." પછી પ્રદોષને સમયે તે પોતાને ઘેર આવ્યો. તે વખતે "કેમ એટલી વેળા લાગી ?" એમ માતાએ તથા બીજીએ ( માસીએ ) કહ્યું. તે બોલ્યો કે–"હે માતા ! હું બહાર સૂતો હતો અને કોઈએ જગાડ્યો જ નહીં. હમણાં હું પોતે જાગ્યો." એ જ પ્રમાણે બીજે દિવસે તથા ત્રીજા દિવસે પણ તેણે કર્યું. અને વત્સ વહેલા આવવાથી શ્રેષ્ઠીએ તે બન્નેને ઉપાલભ (ઠપકો) આપ્યો. પછી રોષ પામેલી તે બન્નેએ તેને કહ્યું કે–"હે પુત્ર ! શું તું પરદેશનું ગમન અને કામ કરવાપણું ભૂલી ગયો ? અને બીજાને ઘેર રહેવું, તથા કષ્ટથી ભોજન પામવું, તે તું ભૂલી ગયો ? કે જેથી હે બાળક ! આજે તું અમને આ પ્રમાણે ઠપકો પમાડે છે. ?" વત્સરાજ પણ બોલ્યો કે–"હે માતા ! હવે હું કદાપિ વત્સરૂપને નહીં ચારું એ પ્રમાણે આ વણિકને કહેવું." ત્યારે તેણીએ તે વાત તે શ્રેષ્ઠીને કહી. વત્સરાજ પણ હમેશાં તે કુમારોની પાસે જઈને ત્યાં જ ભોજન કરતો હતો. પછી એક દિવસ–"તું હંમેશાં ક્યાં જાય છે ? અથવા તારું ભોજન શી રીતે થાય છે ?" એમ માતાએ પૂછેલા તે વત્સરાજે તેણીને તે વાત કહી. ત્યારે અશ્રુપાતપૂર્વક તેણીએ તેને આ પ્રમાણે કહ્યું કે–"હે પુત્ર ! તું અમારી બન્નેની ચિંતા કેમ કરતો નથી ? વળી હે પુત્ર ! આપણા ઘરમાં લાકડા નથી, કેમકે પ્રાયે કરીને નગરના આવાસને વિષે જળ અને ઇંધણા દુઃખે કરીને પ્રાપ્ત થાય છે." તે બોલ્યો કે–"જો શ્રેષ્ઠી પાસેથી માગીને હે માતા ! તું કુહાડી અને કાવાકૃતિ ( કાવડ ) મને આપે, તો હું વનમાંથી સારા ઇંધણા લાવું." ત્યારે તેણીએ તે પ્રમાણે કર્યું. તે પણ પ્રાતઃકાળે વનમાં ગયો. ત્યાં વિવિધ પ્રકારના વૃક્ષો જોઈને તેણે વિચાર્યું કે–"જો કોઈ ઉત્તમ વૃક્ષને જોઉં તો તેને છેદીને તેના લાકડાવડે મારા કઠોર દારિદ્રરૂપી વૃક્ષનું છેદન હું કરું. તથા માતાના અને તેની બહેનના વાંછિતને પૂર્ણ કરું." પછી ત્યાં તેણે એક શ્રેષ્ઠ દેવાલય જોયુ. તેને વિષે ભક્તિવડે શોભતા જીવોને પ્રત્યક્ષ યક્ષરાજ જોયો. ત્યાં દૂર સુગંધને સુંઘીને તેણે વિચાર્યું કે–"ખરેખર આ વનમાં કોઇ પણ ઠેકાણે ચંદન વૃક્ષ છે." સારી રીતે જોતાં તેણે સર્પથી વીંટાયેલો તે વૃક્ષ જોયું, ત્યારે સાહસ( પરાક્રમ )વડે તેણે તે મોટા સર્પોને દૂર ફેંક્યા. પહેલા આ યક્ષવન છે એમ જાણીને કોઇએ તે વૃક્ષ છેદ્યો ન હતો, પરંતુ સાહસવડે યુક્ત તેણે તેની એક શાખા છેદી. તે કાષ્ઠના કકડા કરીને તથા તેને કાવાકૃતિમાં નાખીને તુષ્ટ મનવાળો તે પોતાના ઘર તરફ ચાલ્યો. જેટલામાં

તે નગરીની પાસે આવ્યો તેટલામાં વચ્ચે સૂર્ય અસ્ત પામ્યો, અને નગરીના દરવાજા બંધ થયા. શાકિનીના ભયથી તે નગરીમાં એવો નિયમ છે, કે સૂર્ય ઉદય પામે ત્યારે નગરીના દરવાજા ઉઘડે. ત્યારે વત્સરાજે વિચાર્યું કે–"નગરીની બહારના ઘરોમાં રહેવું નહીં, કેમકે ચંદનનો ગંધ રોકી શકાય તેમ નથી. ભયંકર થંડી પડે છે તેથી મારે આ રાત્રી કયા નિર્ગમન કરવી ? અથવા તો ઠીક જાણ્યું, કે તે દેવકુલિકામાં હું જાઉં." આ પ્રમાણે વિચારીને શીઘ્ર ત્યાં જઇને એક વૃક્ષ ઉપર કાવાકૃતિને લટકાવીને દેવકુળની અંદર તે પેઠો તેના કમાડ બંધ કરીને તે કુહાડી પોતાની પાસે મૂકીને ત્યાં એક પ્રદેશમાં નિર્ભય વીરસેનનો પુત્ર સૂતો. આ અવસરે રાત્રિને વિષે ત્યાં રહેલા વત્સરાજને એક અદ્ભુત પ્રસંગ બન્યો; તે જ્યાં સૂતો છે ત્યાં અતિ મનોહર વિમાનમાં બેઠેલો વિદ્યાધરીઓનો સમૂહ વૈતાઢ્ય પર્વત ઉપરથી આ યક્ષના મંદિરમા આવ્યો. કરેલા મોટા શૃંગારવાળી, ગીત અને નૃત્ય કરવામાં તૈયાર થયેલી અને તે બાહ્ય મંડપમાં રહેલી તે સ્ત્રીઓ પરસ્પર આ પ્રમાણે બોલી, કે–"હે પ્રવીણ ચિત્રલેખા ! તું સુંદર વીણાને વગાડ, અને હે સખી મદનિકા ! તું તાલ વગાડવાનું કર. હે પરિક્ષા ! અત્યંત વેગવાળા પડહને તું સજ્જ કર, હે ચવનિકા ! અગના પ્રમાણવાળા મૃદંગને તું જલદી વિસ્તાર. હે ગાંધર્વિકા ! તું ગીત ગા, કે જેથી અમે નૃત્ય કરીએ, અને આ મનોહર સ્થાનને વિષે પોતાની ઇચ્છાને પૂર્ણ કરીએ." આ પ્રમાણે બોલતા, હાસ્ય અને સંતોષને પરવશ થયેલી તથા મોટા વિસ્મયને કરનારી તેઓ જેમ સુખ ઉપજે તેમ ક્રીડા કરવા લાગી. ત્યારપછી પરસેવાના જળવડે આર્દ્ર થયેલા વસ્ત્રોને મૂકીને તથા બીજાં વસ્ત્રો પહેરીને તેઓ એક ક્ષણવાર વિશ્રાંતિ લઇને પોતાના સ્થાન તરફ ચાલી. વત્સરાજ કુમારે પણ છિદ્રવડે તેઓની તે સર્વ ચેષ્ટા કૌતુકથી જોઇ હતી. તે જ ઠેકાણે ભક્તિથી વિચિત્ર, રત્નના સમૂહથી શોભિત અને મોટી કાંતિવાળો કોઇક સ્ત્રીનો એક સારો કંચુક વિસ્મૃત થયો હતો, તે તેણે જોયો ત્યારે કમાડ ઉઘાડીને તથા તે શ્રેષ્ઠ કચુકને ગ્રહણ કરીને જલદીથી જ દેવકુળની અંદર તે ફરીથી પેઠો. પછી તે ખેચરીની મધ્યે પ્રભાવતી તેને સંભારીને બોલી કે–"હે સખીઓ ! મોટા મૂલ્યવાળો મારો કંચુક ત્યાં ભૂલી જવાયો છે" ત્યારે તેઓએ કહ્યું કે–"વેગવતીની સાથે જલદી ત્યાં જઇને તું તારા તે કંચુકને લાવ" એમ કહેલી તે જલદી ત્યાં ગઈ અને તે કંચુક જોયો નહીં તેથી બોલી કે–"હે સખી ! આટલી ( અલ્પ ) વેળામાં આ કંચુક કયાં ગયો ? આ સ્થાન મનુષ્ય રહિત છે, ત્રણ પહોર વીતી ગયેલી રાત્રિ છે, તેથી એમ સંભવે છે, કે ખરેખર તેને ગ્રહણ કરનાર કોઇ પણ નથી." વેગવતી બોલી કે–"ખરેખર વાયુવડે તે દૂર લઇ જવાયો છે, તેથી પ્રમાદનો ત્યાગ કરીને અહીં સર્વ ઠેકાણે આપણે જોઇએ" પછી જોતી એવી તે બન્નેએ વૃક્ષ ઉપર લટકાવેલી તે વિહંગિકા દેખી અને પરસ્પર આ પ્રમાણે બોલી, કે–"આ દેવકુળની અંદર કોઇક ગુપ્ત પુરુષ કંચુકને હરણ કરનારો છે. તેથી આપણે કોઇ પણ પ્રકારે ભય પમાડીએ" પછી તે આ પ્રમાણે બોલી કે–"હે મનુષ્ય ! તું આની

અંદરથી બહાર નીકળ, અને અમારો કચુક મૂક, નહીં તો તારું મસ્તક અમે હરણ કરશું." આ પ્રમાણે તેઓવડે કહેવાયલો પણ તે ક્ષત્રિય હોવાથી ભય પામ્યો નહીં. અને તે સ્ત્રીઓએ યક્ષના ભયથી કમાડ ઉઘાડ્યા નહીં. પછી પાછી વળીને તે બન્નેએ વિચાર્યું કે-"જે કોઈ અહીં રહેલો છે, તેનો સ્વજન પુરની અંદર રોતો હશે, તેથી આપણે ત્યાં જઇને આનું નામ વિગેરે જાણીએ." એમ વિચારીને તે બન્ને ખેચરીઓ જલદી ત્યાં ગઈ. તેટલામાં ધારિણી અને વિમલા મોટા દુઃખથી પીડા પામી તેથી પોતાના પુત્રને સંભારી સંભારીને આ પ્રમાણે વારંવાર વિલાપ કરતી હતી. "અરે વીરસેન રાજાના પુત્ર ! સુખથી લાલન કરેલા ! વત્સરાજ ! કુમાર ! તારી કેવી દુર્દશા થઇ છે ?" પ્રથમ તો રાજ્યનો અપહાર ( ત્યાગ ), ત્યાર પછી પરદેશમાં ગમન, અન્ય ઘરમાં નિવાસ તથા કષ્ટવડે ભોજન. હે વત્સ ! આજે તને ઇંધનને માટે અધન્ય એવી અમે કેમ મોકલ્યો ? કે જેથી હજુ સુધી પણ તું આવતો નથી ?" તે સાંભળીને જાણેલા વૃત્તાંતવાળી તે ખેચરીઓ તે દેવકુળમાં આવી, અને માતાની જેવા સ્વરવડે આ પ્રમાણે બોલી, કે-"હે પુત્ર વત્સરાજ ! તારા વિયોગથી પીડાયેલી અમે કોઈ પણ પ્રકારે અહીં આવી છીએ, તેથી તું અમને તારા આત્માને દેખાડ." ત્યારે તેણે વિચાર્યું કે-"હમણાં મારી બે માતાનું અહીં આવવું ઘટતું નથી તેથી ખરેખર માયાવાળી તે જ આ ખેચરીઓ છે." એમ વિચારીને તે બુદ્ધિમાને તેઓનું વચન માન્યું નહીં. પછી સૂર્યનો ઉદય થયો ત્યારે ખેદ પામેલી તેઓ પોતાને સ્થાને ગઇ. કુંચીના છિદ્રવડે સૂર્યના કિરણો અંદર પેઠા, તેને જોઇને કુહાડીને ધારણ કરતો તે દેવકુળમાંથી બહાર નીકળ્યો શ્રીખંડ વૃક્ષના કોટરને વિષે તે કંચુકને ગોપવીને તથા કાવાકૃતિને ગ્રહણ કરીને બીજા હાથમાં કાષ્ટને લઈને તે પોતાના ઘરની સન્મુખ ચાલ્યો. પછી નગરના દરવાજામાં ગયેલા તે દરવાજાના રક્ષક તરફ એક કાષ્ટનો કકડો નાંખ્યો. પછી માર્ગમાં ચાલતા તેના તે ચંદનોનો સુગંધ લાગ્યો ત્યારે સર્વે મનુષ્યો દિશાઓના મુખને જોવા લાગ્યા. "આ સુગંધ ક્યાંથી સ્ફુરાયમાન થાય છે ( નીકળે ) છે ?" એમ તેઓ પરસ્પર બોલવા લાગ્યા, અને "આ કાષ્ટનો વહન કરનાર છે." એમ બોલીને તેને હીલનાવડે જોવા લાગ્યા. પછી પોતાને ઘેર જઇને ઘરની મધ્યે તે કાષ્ટને ગુપ્ત કર્યા, અને તેમાંથી એક કકડો પોતાની માસીના હાથમાં આપ્યો. તેણીએ અનુમતિથી તે કકડો ગાંધીની દુકાને વેચ્યો. તેના મૂલ્યનું ઘણું દ્રવ્ય લાવીને દેખાડયું. પછી તે બોલ્યો કે-"હે માતા ! હવે તુ નિંદિત કામને કરીશ નહીં. આ કકડો ખૂટી જાય ત્યારે બીજો કકડો વેચવો. તથા શ્રેષ્ઠીને યોગ્યતા પ્રમાણે ઘરનું ભાડું આપવું. અને તમારે બન્નેએ પોતાનો આત્મા કોઇને પરાધીન કરવો નહીં. હું તો પોતાની ઇચ્છા પ્રમાણે આખો દિવસ અવશ્ય ક્રીડા કરીશ, અને હંમેશાં રાત્રિએ સુવા માટે ઘેર આવીશ." એમ કહીને તે રાજકુમારોની પાસે ગયો. ત્યારે તેઓએ કહ્યું કે-"હે ભાઇ ! તું ગઈકાલે કેમ અહીં આવ્યો ન હતો ?" ત્યારે "મારા શરીરની

કાંઇક અપટુતા, ” એમ તે બોલ્યો. ત્યારે તેઓ બોલ્યા કે–“ અમે તારું ઘર જાણુતા નથી, જાણુતા હોત તો તારી પાસે અમે આવત. ” ઉપાધ્યાયે તેને કહ્યું કે–“ હે વત્સ ! તારું કયું કુળ છે ? કોણુ પિતા છે ? કોણુ માતા છે ? અને જન્મભૂમિ કઇ છે ? ” ત્યારે કુમારે આ પ્રમાણે કહ્યું કે–“ હે તાત ! હમણાં તમે ન પૂછો, પરંતુ સમય આવશે ત્યારે તે સર્વ તમને અવશ્ય કહીશ. ” પછી કુમારોએ તેનો અભિપ્રાય જાણીને પોતાના આકારનો સંવર કર્યો, અને તેને ભોજન, વસ્ત્ર વિગેરે આપ્યું. પછી એક દિવસ તે ઉપાધ્યાય તે કુમારોને લઇને તથા વત્સરાજને બોલાવીને રાજાની પાસે ગયો. તે રાજાને નમસ્કાર કરીને તે કુમારો યોગ્ય સ્થાને બેઠા તે વખતે વત્સરાજ કુમારને જોઇને રાજાએ તેઓને પૂછયું, “ હે પુત્રો ! તમારી પાસે આ કયો કુમાર દેખાય છે ? ” ત્યારે “ અમારો અંગીકાર કરેલો સહોદર છે ” એમ તેઓ બોલ્યા ત્યારે તે રાજાએ આચાર્યને પૂછયું કે–“ હે ભદ્ર ! આ કોનો પુત્ર છે ? અથવા તેનું વિજ્ઞાન કેવું છે ? ” એમ પૂછેલો તે તત્કાળ બોલ્યો કે– “ હે રાજા ! આ કુમારના અન્વય( વંશ )ને હું બરાબર જાણુતો નથી, પરંતુ વિજ્ઞાનવડે આની તુલ્ય આ પૃથ્વી ઉપર કોઇ પણુ નથી ” પછી તે કુમારોએ રાજાને પોતાનું વિજ્ઞાન દેખાડયું ત્યારે વત્સરાજે પણુ તે વિજ્ઞાન તેને વિશેષ દેખાડયું. ત્યારે હર્ષ પામેલો રાજા બોલ્યો કે–“ હે વત્સ ! તુ મને પોતાનું ગોત્ર કહે, કેમકે આચ્છાદન ( ગુપ્ત ) કરેલા મોતીનું મૂલ્ય જાણી શકાય નહીં. ” ત્યારે તેણે અવસર જાણીને નિ:શંકપણે મૂળથી આરંભીને પોતાની સર્વ વાત તેને સત્ય કહી. તે વખતે રાજાની પાસે બેઠેલી **કમળશ્રી** નામની પ્રિયા અને કુમારની માસી તે વૃત્તાંત સાભળીને સંભ્રમ સહિત બોલી, કે–“ હે વત્સ ! ધારિણી અને વિમલા પણુ શું અહીં આવી છે ? ” તેણે ‘ હા ’ એમ કહ્યું, ત્યારે તેણીએ રાજાને કહ્યું, કે–“ હે પ્રાણુનાથ ! તે બન્ને મારી મોટી બહેનો છે, તેથી તમારી આજ્ઞાવડે તે બન્નેને મળવા માટે હું જાઉં ” એમ કહ્યું ત્યારે તે રાજાએ તેણીને કહ્યું, કે–“ હે દેવી ! તું જા, અને કુમારે કરીને સહિત તે બન્ને બહેનોને અહીં લાવ, કેમકે ત્યાં તેઓ અત્યંત દુ:ખી વર્તે છે ” પછી હાથણી ઉપર બેઠેલી અને છત્રને ધારણુ કરેલી તે રાણી પરિવાર સહિત જેટલામાં તે શ્રેષ્ઠીને ઘેર ગઇ, તેટલામાં તે શ્રેષ્ઠી સંભ્રમ સહિત અનેક ઉપચાર કરવા લાગ્યો ત્યારે તે દેવીએ જ “ બસ ” એમ કહીને તેને નિવાર્યો. ધારિણી અને વિમલા માસીના બન્ને ચરણુને નમીને તથા પોતાની વાત કહીને વત્સરાજ આ પ્રમાણે બોલ્યો, કે–“ અહીં જે રાજા છે, તે તમારી બહેનનો પતિ છે, તે તમારી બહેન તમને મળવા માટે ઘરની આંગણામાં આવી છે. ” તેઓ બોલી કે–“ હે વત્સ ! તે અમે જાણીએ છીએ, પરંતુ અમે લજ્જાવડે આત્માને ગોપવ્યો હતો. ” એમ બોલતી તે બન્ને હર્ષથી ઘરની બહાર નીકળી તે વખતે હાથણી ઉપરથી ઉતરીને તે કમલશ્રી બન્ને બહેનોના કંઠકંદળને વળગીને રોતી રોતી આ પ્રમાણે બોલી કે–“ હા ! તમારી આવી ભયંકર અવસ્થા કેમ થઇ ! અથવા તો સત્પુરુષોને જે વિપત્તિનું

આવવું, તે વિધાતાનો જ દોષ છે. અહીં આવેલી પણ તમે તમારો આત્મા ગુપ્ત કેમ કર્યો? દૈવયોગવડે કષ્ટ પ્રાપ્ત થવાથી શુભ કર્મવાળા મનુષ્યોને કઇ લજ્જા હોય? અથવા તો હું જ અધન્ય છું, કે જે મેં પોતાના નગરમાં પુત્રરત્ન સહિત પણ રહેલી બન્ને બહેનોને જાણી નહીં. હવે ઘણું કહેવાથી શું? પુત્ર સહિત તમે આ હાથણી ઉપર ચડીને મારા આવાસમાં આવો" ત્યારપછી તે બન્નેએ તે શ્રેષ્ઠીને આ પ્રમાણે કહ્યું કે-"તારા ઘરમા રહેલી અમે કાંઇપણ અપ્રિય કર્યું હોય, તે તું ક્ષમા કરજે." ત્યારે તે પણ તે બન્ને પ્રત્યે આ પ્રમાણે બોલ્યો કે-"વણિકના સ્વભાવથી મારા ઘરમાં જે કાંઇ નિંદિત મેં તમારી પાસે કરાવ્યું હોય, તે તમારે સહન કરવું." આ પ્રમાણે પરસ્પર ખમાવીને વત્સરાજ સહિત તે બન્ને બહેનના આગ્રહથી રાજમહેલમાં ગઇ. તેમને સામગ્રી સહિત એક પ્રાસાદ આપીને રાજાએ તે કુમારને કહ્યું કે-"હે વત્સ! તને હું શું આપું?" તે બોલ્યો કે-"હું બીજું કાંઇ માગતો નથી. હમેશાં હું તમારી સેવા કરીશ, પરંતુ દિવસને છેડે (સાંજે) તમારે પોતે જ મને મારે ઘેર મોકલવો." રાજાએ તે અંગીકાર કર્યું. તે તેની સેવા કરવા લાગ્યો રાજાએ ધાન્યાદિક વસ્તુવડે તેનું ઘર સારી સ્થિતિવાળું કર્યું. એક વખત રાજા કોઇપણ પ્રકારે તેને રજા આપ્યા વિના વાસગૃહમાં સૂતો, અને તે વાસગૃહ યામિકોએ (પહેરેગીરોએ) ચોતરફથી વીંટયું. વિનયવાળો વત્સરાજ કુમાર પણ હાથમાં ખડ્ગ રાખીને શ્રેષ્ઠ ચાકરની જેમ તે વાસગૃહની બહાર રહ્યો. મધ્ય રાત્રિએ સમય થયો ત્યારે રાજાએ અતિ દુઃખી કોઇક સ્ત્રીનું કરુણ શબ્દવાળું રૂદન સાંભળ્યું ત્યારે તેણે સર્વે પ્રાહરિક પુરુષોને બોલાવ્યા, પરંતુ પ્રમાદના દોષથી સૂતેલા તેઓએ કાઇપણ બોલ્યા નહીં ત્યારે વત્સરાજ બોલ્યો કે-"હે સ્વામી! મને ફરમાવો." રાજા બોલ્યો કે-"હે મહાશય! આજે શું મેં તને રજા આપી નથી? ત્યારે 'હા' એમ તેણે કહ્યું. તે વખતે તે બોલ્યો કે-"હમણાં હું તને રજા આપુ છું. તું ઘેર જા તને મોકલવો ઉચિત નથી" તે બોલ્યો કે-"તમારો આદેશ કરવામાં મને કઇ લજ્જા છે? તે કામ હું અવશ્ય કરીશ. હે પ્રભુ! મને આદેશ આપો." રાજાએ કહ્યું કે-"તો હે વત્સ! ત્યાં જઇને દુઃખનું કારણ પૂછીને તે દીન અને રૂદન કરતી સ્ત્રીને તું (રોવાનો) નિષેધ કર." પછી પરાક્રમ સહિત કુમાર શબ્દને અનુસારે કિલ્લાનું ઉલ્લંઘન કરીને સ્મશાનના મધ્ય ભાગમાં ગયો. ત્યા એક પ્રદેશને વિષે સારા વસ્ત્ર અને અલંકારવડે શોભતી એક સ્ત્રીને રૂદન કરતી જોઇને આ પ્રમાણે તે બોલ્યો, કે-"હે મુગ્ધા! (ભોળી)! તું કોણ છે? અને અરે! આ સ્મશાનમાં તું કેમ રૂએ છે? જો ગુપ્ત કરવા લાયક ન હોય, તો તું મને તારા દુઃખનું કારણ કહે." તે બોલી કે-"હે ભદ્ર! તું જ્યા જાય છે, ત્યાં જા અસમર્થ શરીરવાળા તારે મારી આ ચિંતાવડે શું ફળ?" વત્સરાજ બોલ્યો કે-"તને દુઃખી જોઇને હું જવાનો ઉત્સાહ કરતો નથી, કેમકે સત્પુરુષો બીજાના દુઃખથી દુઃખી થાય છે." તે બોલી કે-"જો એવા પ્રકારના

સત્પુરુષો છે, તો અહીં તારે શું છે ? હે મૂઢ ! જો ઘી સુગંધી હોય, તો તેલનું શું કામ હોય ?" વત્સરાજ બોલ્યો કે-"તેં મને કુપુરુષ કેમ જાણ્યો ?" તે બોલી કે-"જેથી કરીને તું બાળકની આકૃતિવાળો દેખાય છે, તેથી મેં કુપુરુષ જાણ્યો." ફરીથી તે બોલ્યો કે-"શું બાલ પણ સૂર્ય અંધકારને હણતો નથી ? અથવા સિંહનો બાળક શું મોટા હાથીના સમૂહને ન હણે ? અથવા અલ્પ ( નાનો ) ચિંતામણિ સમગ્ર ઇચ્છિતને શું ન કરે ? એ જ પ્રમાણે મારે વિષે પણ 'આ બાળક છે' એમ અનાસ્થા ( અશ્રદ્ધા ) ન કર." ત્યારે હસીને તે પણ આ પ્રમાણે બોલી કે-"તો હે ભદ્ર ! તું કારણ સાંભળ.-આ નગરમાં વસનારા ઉત્તમ પુરુષની હું સ્ત્રી છું. યૌવનમાં વર્તતા પણ તે મારા પતિને અપરાધ વિના રાજાએ આ શૂલિકા ઉપર ચડાવ્યો છે. હંમેશાં ભોજનની વિધિમાં તેને આ ઘૃતપૂર ( ઘેબર ) ઇષ્ટ હતા, જેથી કરીને તેના મુખમાં હું તે ઘૃતપૂર નાંખવા ઇચ્છું છું. તે કરવાને હું અશક્ત છું, કેમકે આ અતિ ઉંચો છે તેથી મારું પોષણ કરનાર ભર્તાને સંભારીને હું રોઉં છું." વત્સરાજે કહ્યું કે-"હે સુભ્રુ[1] ! મારા સ્કંધ ઉપર ઉપર ચડીને તારું ઇચ્છિત કર." આ પ્રમાણે કહેલી તેણીએ તે પ્રમાણે કર્યું. તે દુષ્ટ મનવાળી માંસનો કકડો કાપીને ખાવા લાગી. તેમાંથી એક કકડો કુમારના સ્કંધપ્રદેશ ઉપર પડ્યો. ત્યારે "આ શું ?" એમ વિચારીને જેટલામાં તેણે ઉંચે જોયું, તેટલામાં તેણીની તે ચેષ્ટા જોઇને તે કોપ પામ્યો, તેથી ખડ્ગને ખેંચીને "અરે પ્રચંડ ( ક્રૂર ) રાંડ ! તું આ શું કરે છે ?" એમ વત્સરાજે કહેલી તે આકાશતળમાં ઊડી. ઊડતી તેણીને પહેરેલા વસ્ત્રમાં પકડી. ત્યારે તે વસ્ત્ર તેના હાથમાં મૂકીને તે ક્ષણવારમાં કોઇક ઠેકાણે ભાગી ગઇ. આ અવસરે કોઇએ ઘનરથ જિનેશ્વરને પૂછ્યું કે-"હે ભગવાન ! આ સ્ત્રી કોણ છે ? અને આવું કર્મ તેણીએ કેમ કર્યું ?" ત્યારે ભગવાન પણ બોલ્યા કે-"તે પાપી દુષ્ટ દેવતા છે. અહો મનુષ્યોને છેતરવા માટે તે આવા પ્રકારનુ કર્મ કરે છે." ફરીથી તેણે સ્વામીને પૂછ્યું કે-"શું દેવતાઓ માંસને ખાય છે ?" તે બોલ્યા કે-"નથી ખાતા, પરંતુ તેઓની આ ક્રીડા છે." પછી વત્સરાજ તે વસ્ત્ર લઇને પોતાને ઘેર ગયો. અને જ્યાં સુધી સૂર્ય ઉદય પામ્યો ત્યાં સુધી સૂઇ રહ્યો ત્યાર પછી તે વસ્ત્ર લઇને તે રાજાની પાસે ગયો, અને તેને નમસ્કાર કરીને સ્થિતિ પ્રમાણે બેઠો. પછી યોગ્ય સમયે રાજાએ તેને રાત્રિનો વૃત્તાંત પૂછ્યો. ત્યારે તેણે પણ તેને સમગ્ર વૃત્તાંત જે પ્રકારે થયો તે પ્રકારે (સત્ય) કહ્યો. તથા તે દેવતાનું વસ્ત્ર રાજાને આપ્યુ. શ્રેષ્ઠ રત્નોથી શોભતા તે વસ્ત્રોને જોઇને તે રાજા વિસ્મય પામ્યો રાજાએ પાસે બેઠેલી રાણીને તે વસ્ત્ર આપ્યું. તે તેણીએ પહેર્યું ત્યારે તેનો કંચુક શોભ્યો નહીં, તેથી તે બોલી કે-"આ સારા વસ્ત્રની જેવો આ કંચુક નથી.

૧. સારી ભ્રકુટીવાળી.

જો આ સંયોગ થાય, તો હે પ્રાણનાથ ! સુંદર થાય.” ત્યારે તે વૃત્તાંત સાંભળીને પોતાની પાસે જે શ્રેષ્ઠ કંચુક હતો તે લાવીને વત્સરાજ કુમારે રાજાને આપ્યો. રાજાએ તે દેવીને આપ્યો. ત્યારે હર્ષ પામેલા મુખકમલવાળી તેણીએ તે તત્કાળ પહેર્યો. તે બન્નેને અસમાન ઉત્તરીય વસ્ત્ર જોઇને તેણીએ ફરીથી અધૃતિ (અધીરજ) કરી; કેમકે લાભ થવાથી લોભ વધે છે. રાજા બોલ્યો કે–“ હે દેવી ! કંચુક પણ આવ્યા છતાં તું કેમ શ્યામ મુખવાળી દેખાય છે ?” ત્યારે તેણીએ પોતાનો અભિપ્રાય તેને કહ્યો. તે સાંભળીને રાજાએ વિચાર્યું કે–“અહો ! સ્ત્રીઓ અસંતોષવાળી છે. આ કોઈપણ વખતે વસ્ત્ર અને આભૂષણાદિકને વિષે તૃપ્ત થતી નથી.” પછી તે બોલ્યો કે–“હે વિવેક વિનાની દેવી ! તું અવિદ્યમાન વસ્તુને માટે નિરર્થક લોભ ન કર.” ત્યારે “હું સાડી અને કંચુકના જેવું પ્રચ્છાદન ( ઉત્તરીય ) વસ્ત્ર પામીશ, ત્યારે હું ભોજન કરીશ ” એમ બોલીને તે કોપ–મંદિરમાં પેઠી પછી રાજાએ વત્સરાજને કહ્યું કે–“ હે સાહસિક ! તેં એ દિવ્ય વસ્ત્ર લાવીને આ અનર્થ કર્યો છે; આ તારી માસીને કોઇપણ પ્રકારે સંતુષ્ટ કર. તારા વિના બીજો કોઇપણ તે વ્યાધિની ચિકિત્સા ( દવા ) કરનાર નથી. ” ત્યારે તેણે કહ્યા છતાં પણ સ્ત્રીસ્વભાવને લીધે તેણીએ આગ્રહ મૂકયો નહીં. પછી રાજાની પાસે તેણે આ પ્રમાણે દુસ્તર પ્રતિજ્ઞા કરી કે–“ દેવીનું ઇચ્છિત વસ્ત્ર જો હું છ માસની અંદર ન લાવું, તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ. તેમાં સંશય નથી. ” ત્યારે રાજા બોલ્યો કે–“ હે ભદ્ર ! તું આવી પ્રતિજ્ઞા ન કર, કેમકે યમરાજના પાશનું પડવું સમ્યક્ પ્રકારે જણાતું નથી. ” તે બોલ્યો કે–“ તમારા પ્રસાદવડે સર્વ સારું થશે, પરંતુ મને જલદી રજા આપો, કે જેથી હું દેશાંતરમાં જાઉં.” ત્યારે પોતાના હાથમાં રહેલું તાંબૂલ આપીને તત્કાળ તેને રજા આપી. પછી તેણે ઘેર જઇને બન્ને માતાને તે વૃત્તાંત જણાવ્યો. ત્યારે પુત્રના કષ્ટની શંકા કરતી તે પોતાના મનમા નહીં ઇચ્છતા છતાં પણ “હે વત્સ ! તારો વિજય થાઓ.” એમ તે બુદ્ધિશાળી બોલી. પછી કાંઈક પાથેય (ભાતું) લઇને તથા જોડાવડે બે પગને ગુપ્ત કરીને ઢાલ તરવાર સહિત તે નગરીમાંથી નીકળ્યો. દક્ષિણ દિશાને આશ્રીને ઘણા ગામ અને નગરથી વ્યાપ્ત પૃથ્વીને જોતો તે એક અટવીને પામ્યો. ત્યાં ઊંચા પ્રાકાર( ગઢ )વાળું એક નાનું નગર તથા તેને નિર્જન જોઇને વત્સરાજે વિચાર્યું કે–“ અરે ! આ શું ભૂતોનું નગર છે ? કે યક્ષનું છે ? કે રાક્ષસનું છે ? અથવા તો આ ચિંતાવડે શું ? અંદર પ્રવેશ કરીને હું જોઉં. ” પછી પ્રવેશ કરતા તેણે તેની મધ્યે એક ઊંચું મંદિર જોયું. તેની પાસે નાના ઘર હતા. પછી તેમાં તે પેઠો ત્યાં આસન ઉપર બેઠેલા એક ઉત્તમ પુરુષને જોઇને વત્સરાજે તેના કોઇક પરિવારના પુરુષને પૂછયું, કે–“ હે ભદ્ર ! કયા નામવાળું આ નગર છે ? અને કયા નામવાળો આ રાજા છે ? ” તે બોલ્યો કે–“ આ નગર નથી તથા આ રાજા નથી, પરંતુ અહીંથી નજીકમાં ભૂતિલક નામનું નગર છે, તેમાં **વૈરસિંહ** નામે રાજા અને **દત્ત** નામનો શ્રેષ્ઠી છે. તેની **શ્રીદેવી** નામની ભાર્યાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી રૂપ અને લાવણ્ય-

વડે યુકત **શ્રીદત્તા** નામની પુત્રી છે. યૌવનને પામેલી તે દોષથી વ્યાપ્ત શરીરવાળી થઇ છે. રાત્રિને વિષે જે તેણીનો પ્રાહરિક થાય છે, તે મરી જાય છે. જો તેનો કોઇ પ્રાહરિક ન થાય, તો સાત પુરુષો મરી જાય છે તેથી રાજાએ તે શ્રેષ્ઠીને આ પ્રમાણે કહ્યું કે–"હે શ્રેષ્ઠી! મારી આજ્ઞાથી તું આ નગર મૂકીને અટવીમાં જા અને તારી પુત્રીના દોષથી ઉત્પન્ન થયેલો આ લોકનો ક્ષય ન થાઓ." તે શ્રેષ્ઠી અહીં પરિવાર સહિત આવેલો છે અને ચોરની રક્ષા માટે આ પ્રાકાર સહિત ઘર કર્યું છે. તેણે [1]ગોળાથી બાંધેલા આ યામિક પુરુષો કર્યા છે, અને તેઓ ઘણા ધનના લોભવડે આની પાસે રહેલા છે. તેમના મધ્યથી હંમેશાં એક એક મરે છે. અહો! તેથી તેઓને મૂકીને બીજો કોઇ આ ઠેકાણે રહેતો નથી. તેથી હે પાન્થ! તું પણ જો ભય પામતો હોય, તો બીજે ઠેકાણે જા." તે સાંભળીને કુમાર પણ દત્તની પાસે ગયો. દત્તે પણ સંભ્રમ સહિત તેને આસન અપાવ્યું. પછી ત્યાં બેઠેલા તેને પોતે તાંબૂલ આપ્યું. તથા આદરપૂર્વક આ પ્રમાણે પૂછયું કે–"હે વત્સ! તું કયાંથી આવ્યો છે?" ત્યારે તે બોલ્યો કે–"ઉજ્જયિનીથી કારણવડે હું આવ્યો છું." આ પ્રમાણે તે કુમાર જેટલામાં શ્રેષ્ઠીની સાથે બોલતો હતો, તેટલામાં ત્યાં શૃંગારથી શોભતો એક પુરુષ આવ્યો. તેને વ્યાકુળ મનવાળો જોઈને કુમાર શ્રેષ્ઠી પ્રત્યે બોલ્યો કે–"હે તાત! આ પુરુષ કાંતિરહિત કેમ દેખાય છે?" ત્યારે દીર્ઘ (લાંબો) નિશ્વાસ મૂકીને શ્રેષ્ઠી બોલ્યો કે–"હે સુંદર! અત્યંત ગુપ્ત રાખવા લાયક પણ આ વૃત્તાંત હું તને કહું છું. મારે એક પુત્રી છે, તેનો રાત્રિએ જે પ્રાહરિક થાય છે, તે હે વત્સ! મોટા અતિ પ્રચંડ દોષને લીધે અવશ્ય હણાય છે. આજે યામિકપણાને વિષે આ પુરુષનો વારો છે તેથી આ વ્યાકુળ મનવાળો છે અથવા મૃત્યુથી કોને ભય ન હોય?" ત્યારે વત્સરાજ બોલ્યો કે–"આ પુરુષ સુખેથી રહો. આજે રાત્રિએ હું તેણીનો પ્રાહરિક થઇશ." શ્રેષ્ઠી બોલ્યો કે–"હે વત્સ! તું આજે મારો પરોણો છે, તેં કાંઇ પણ ખાધું નથી, તો મૃત્યુને કેમ અંગીકાર કરે છે?" વત્સરાજ બોલ્યો કે–"હે તાત! આ કાર્ય મારે અવશ્ય કરવાનું છે, કેમકે પરોપકાર કરવામાં રસિક ડાહ્યા પુરુષો આ પ્રમાણે કહે છે, કે–"કરેલા ઉપકારવાળો સજ્જન ઉપકારને કરે છે, પરંતુ ઉપકાર વિના વિપત્તિથી જે રક્ષણ કરે છે, તે આ જગતમાં સજ્જન છે." પછી તે કુમાર આવાસના ઉપલા માળ ઉપર ચઢ્યો, કે જ્યાં શ્રીદત્ત શ્રેષ્ઠીની તે પુત્રી હતી. તેણીએ પણ તેને જોઈને વિચાર્યું કે–"અહો! આનું રૂપ! અહો! કાંતિ! અહો! શરીર! આ પુરુષનું એવું શું છે કે જે મનોહર નથી? હા દૈવ! તેં મારી(મરકી)ના જેવી મને નારીને કેમ બનાવી છે? કે જેથી આવા મનુષ્યરૂપી રત્નોના જીવિતનો અંત કરનારી હું થઇ?" તે વખતે પાસે રહેલી શય્યામાં બેઠેલો, તે મહાબુદ્ધિમાન અને મધુર આલાપ કરવામાં પંડિત તે કુમારે તેણીની સાથે વાતો કરી. તથાપ્રકારે કોઈ પણ રીતે તેનાવડે રાજી થયેલી તેણીએ વિચાર્યું કે–"હું મારા આત્માને પણ હણીને આના જીવિતની રક્ષા કરું." આ પ્રમાણે વિચાર કરતી તે તત્કાળ

૧ લાકડાની હડ સાથે.

આવેલી નિદ્રાવડે જાણે આના જીવિતને માટે હોય તેમ ચેતના રહિત થઇ. પછી કુમાર ગવાક્ષ(ગોખ-બારી)વડે નીચે ઉતરીને પૃથ્વી પર રહેલા એક કાષ્ઠને ગ્રહણ કરીને તેની સહિત જ (અથવા તે જ માર્ગે) ઉપર ચઢ્યો પછી તે કાષ્ઠને શય્યામાં સ્થાપન કરીને કોશ વિનાની તરવાર સહિત સર્વ દિશાઓને જોતો તે દીપકની છાયામાં રહ્યો. આ અવસરે બારીના વિવરવડે પ્રવેશ કરતા એક મુખને જોઇને તે વિશેષે કરીને અપ્રમાદી થયો. તે મુખે તે વાસગૃહ બરાબર જોયું. પછી મુદ્રાના અલંકાર સહિત આંગળીવાળો એક હસ્ત પેઠો. તે હાથ ઔષધિ અને વલયવડે શોભતો હતો, તેમાં એકમાંથી ફુંત્કાર કરતો ધૂમાડો નીકળ્યો. તેના વડે તે ઘર વ્યાપ્ત થયું. તે હાથે પ્રવેશ કરીને જેટલામાં યામિકની શય્યાને સ્પર્શ કર્યો, તેટલામાં વત્સરાજે પણ તીક્ષ્ણ ખડ્ગવડે તેને હણ્યો. દેવતાના પ્રભાવવડે તે હાથ પૃથ્વી ઉપર પડયો નહીં, પરંતુ વેદનાથી પીડાયેલા તે હાથમાંથી તરતજ બન્ને ઔષધિ પડી ગઇ તે ધૂમૌષધી અને રોહિણીને તે કુમારે ગ્રહણ કરી પછી તે દેવતાનો હાથ વાસમંદિરમાંથી બહાર નીકળ્યો. “હે વત્સ ! તેં મને છેતરી.” એવા તે દેવીના શબ્દને સાંભળીને “હે દાસી ! તું કયાં જાય છે ?” એમ બોલતો તે તેણીની પાછળ કાંઇક ગયો. પછી ઉછાળેલા ખડ્ગવાળા અને પુણ્યવડે યુક્ત તે કુમારને જોઇને તેનો અપકાર કરવાને અસમર્થ તે દેવતા નાશી ગઇ. વત્સરાજ પણ પાછો વળીને શય્યા ઉપરથી કાષ્ઠને દૂર કરીને તેના ઉપર જેટલામાં બેઠો, તેટલામાં રાત્રિ ક્ષય પામી. સૂર્ય પણ તે શૂરવીરના પ્રતાપને જોવા માટે જાણે ચઢ્યો હોય તેમ તત્કાળ ઊંચા ઉદયાચળના શિખર ઉપર ચઢ્યો. આ અવસરે તે કુમારી જાગી, અને અખંડ અંગવાળા તે કુમારને જોયો, ત્યારે હર્ષ પામેલી તે વિચારવા લાગી, કે-“ખરેખર આ પુરુષરૂપી રત્નનો આ કોઇપણ પ્રભાવ હોવો જોઇએ, કે જેથી આ મરણ પામ્યો નહીં. અથવા મારા ભાગ્ય જાગે છે. જો આ મારો ભર્તા થાય, તો હું અવશ્ય ભોગ ભોગવું; નહીં તો આ જન્મને વિષે મારે વિષયોની નિવૃત્તિ છે.” એમ વિચારીને કોયલ જેવા મધુર સ્વરવાળી તે બોલી કે-“હે નાથ ! તું શી રીતે આ કષ્ટથી મુક્ત થયો ? તે તું કહે” તેણે પણ તેણીને રાત્રિનું સત્ય વૃત્તાંત કહ્યું. તે સાંભળીને ઉત્પન્ન થયેલા રોમાંચરૂપી કંચુકવાળી તે હર્ષ પામી. આ પ્રમાણે તે બન્ને સંલાપ કરતા હતા ત્યારે દાસી તેણીના મુખને ધોવા માટે નિર્મળ જળ લઇને આવી. અક્ષત અંગવાળા કુમારને જોઇને હર્ષથી ભરપૂર થયેલી તેણીએ તત્કાળ તેની કુશળ વાર્તાવડે શ્રેષ્ઠીને વધામણી આપી ત્યારે સ્ખલના પામતી ગતિના પ્રચારવાળો અને હર્ષના અશ્રુવડે ભરપૂર નેત્રવાળો તે દત્ત શ્રેષ્ઠી સંભ્રમ સહિત તે બન્નેની સમીપે આવ્યો. શ્રીદત્તાએ પણ ઊઠીને તેને સારું આસન આપ્યું. તેના ઉપર બેઠેલા તેણે કુમારને કહ્યું, કે-“હે વીર ! રાત્રિને વિષે તું દુઃખરૂપી સાગરને શી રીતે તર્યો ?” કુમારે પણ સર્વ વૃત્તાંત તેને નિવેદન કર્યો. ત્યારે તેણે કહ્યું કે-“આ મારી પ્રાણથી પણ વહાલી પુત્રી મેં તને આપી છે, કેમકે એવો કલ્પ (વ્યવહાર) છે માટે અન્યથા ગુણે કરીને તેં પોતે જ

પ્રાપ્ત કરી છે." કુમાર બોલ્યો કે-"અજાણ્યા કુળવાળા મને કેમ કન્યા આપો છો ?" શ્રેષ્ઠી બોલ્યો કે-"તારા ગુણવડે જ કુળ જાણ્યું છે." ફરી કુમારે કહ્યું કે-"મોટા કારણે કરીને હજુ મારે દૂર જવું છે, માટે પાછો વળીને આ કરીશ" ત્યારે "હમણાં તું આને પરણ. પછી ઇચ્છા પ્રમાણે જજે." એમ શ્રેષ્ઠીએ ફરીથી કહ્યું, ત્યારે તેણે તેનું વચન અંગીકાર કર્યું. તે જ દિવસે શ્રેષ્ઠીએ તેમને પાણિગ્રહણ કરાવ્યુ, ત્યારે તે તેણીની સાથે એક રાત્રિ રહ્યો. બીજે દિવસે તેણે તેણીને જવા માટે પૂછયું, ત્યારે તે બોલી કે-"હે કાંત ! શું તમે રાત્રીનું સ્વરૂપ નથી જાણતા કે-વિરહ, વસંત માસ, નવો સ્નેહ, નવું વય અને પંચમ સ્વરનો ધ્વનિ આ પાંચ અગ્નિ શી રીતે સહન થાય ?" વત્સરાજ બોલ્યો કે-"હે મૃગાક્ષી ! જો હુ દેશાંતરમાં ન જાઉં, તો મારે અગ્નિપ્રવેશ કરવો જોઇએ, આ બાબતમાં સંશય નથી" તે બોલી કે-"આ વેણીદંડ મેં તમારે આધીન કર્યો છે. હું શરીરવડે અહીં રહીશ અને હૃદયવડે તમારી સાથે આવીશ. કંકુ, કાજળ, પુષ્પ અને આભરણ હે કાંત ! તમારા આવ્યા પછી મારા શરીરે લાગશે" આ પ્રમાણે કરેલી પ્રતિજ્ઞાવાળી અને અશ્રુવડે વ્યાપ્ત મુખવાળી તે પ્રિયાને મૂકીને તથા શ્રેષ્ઠીની રજા લઇને તે વત્સરાજ આગળ ચાલ્યો. આગળ અટવીને મધ્યે ભિલ્લોવડે વ્યાપ્ત પલ્લીને, ઘણા અને ઊંચા પર્વતોને તથા મનોહર પર્વતની નદીઓને દેખી. આવા પ્રકારની અટવીને વિષે એક સુંદર સ્થાનમાં તેણે આકાશને ચાટે ( સ્પર્શ કરે ) તેવા ઘરોએ કરીને સહિત એક નગરી દેખી. તેની બહાર એક સરોવરમાં પગ અને મુખ ધોઇને તેને કાંઠે એક વૃક્ષની નીચે તે પલાંઠી વાળીને ( આસન કરીને ) બેઠો. તે વખતે સ્ત્રીઓના સમૂહવડે લઈ જવાતું પાણી તેણે જોયું તેમની મધ્યેથી એક સ્ત્રીને તેણે પૂછયું કે-"આ નગરી કઇ છે ? તેમા રાજા કોણ છે ?" તે બોલી કે-"હે ભદ્ર ! આ નગરી વ્યંતર જાતિની દેવતાઓએ ક્રીડા કરવા માટે કરી છે. અહીં બીજો કોઇ પણ રાજા નથી." ફરીથી વત્સરાજે કહ્યું કે-"હે ભદ્ર ! તો આ ઘણું જળ કેમ લઈ જાય છે ?" ત્યારે તે આ પ્રમાણે બોલી કે-"અમારી સ્વામિની દેવી કોઇ પણ સ્થળે ગઇ હતી, તેણીને કોઇક પુરુષે બાહુને વિષે પ્રહાર કર્યો, તેથી તે પીડા પામી છે, અને તે પીડા દૂર કરવા માટે જળનો સેક કરાય છે તેથી આ જળ લઈ જવાય છે તે પીડા હજુ સુધી પણ શાંત થતી નથી." ત્યારે-"અહો ! અંગની પીડા દૂર કરવામા શું દેવતા પણ સમર્થ નથી ?" એમ વત્સરાજે પૂછેલી તે ફરીથી આ પ્રમાણે બોલી, કે-"પ્રહાર કરનારના અંગની રક્ષા કરનાર દેવતા અધિક ( બળવાન ) છે, તેના પ્રભાવથી આની વેદનાનો ઉપશમ થતો નથી. તેણીના હાથમાં પ્રભાવવાળી તે બે ઔષધિ હતી, કે જે અતિ તુષ્ટ થયેલા વ્યંતરેંદ્રે આપી હતી. તેમા એક ઔષધિ ધૂમવડે મોહ પમાડે છે, અને બીજી ઘાતની પીડાનો નાશ કરનારી છે તે બન્ને જે ઠેકાણે ખડ્ગવડે તે તાડન કરાઇ, તે ઠેકાણે પડી ગઇ." ત્યારે વત્સરાજ બોલ્યો કે-"હું મનુષ્ય વૈદ્ય છું, જો હું તેની વેદના શમાવું, તો તે મને શું

આપે ?" તે બોલી કે–"હે ભદ્ર ! જે તું માગે તે તું અવશ્ય પામીશ, પરંતુ જ્યાં સુધી હું આ વાત સ્વામિનીને કહું ત્યાં સુધી તું અહીં રહે." એમ કહીને તેણીએ ત્યાં જઇને તે વાત કહી. તેણીએ પણ તત્કાળ તેણીને પાસે તેને અણાવ્યો ( બોલાવ્યો ) અને તેણીએ પણ આવીને તેને કહ્યું, કે–"હે ભદ્ર ! જ્યારે સ્વામિની પ્રસન્ન મુખવાળી થાય, ત્યારે તું પ્રાસાદની ઉપલી ભૂમિમાં ( માળમાં ) રહેલી બે કન્યાને માગજે. તથા અશ્વના રૂપવાળા યક્ષને અને ઇચ્છિતને આપનારા પર્યંકને માગજે." ત્યારે "હું તે પ્રમાણે કરીશ." એમ કહીને દેવતાની પાસે તે ગયો. પછી આપેલા આસન ઉપર બેઠેલા તેને તેણીએ ગૌરવ સહિત કહ્યું કે–"હે ભદ્ર ! જો તું વૈદક જાણતો હો, તો મારી પીડા નિવારણ કર." ત્યારે વત્સરાજ વાણીવડે વૈદકનો વિસ્તાર કરીને ધૂમૌષધિવડે મોટો ધૂમ કરીને બીજી ઔષધિવડે પીડાને હરણ ( દૂર ) કરી. જેટલામાં વેદના હરણ કરાઇ, અને ભુજા ફરીથી નવી થઇ, તેટલામાં તેણીએ કહ્યું કે–"હે ભદ્ર ! મને ઘાત આપનાર તું જ છે." તેણે 'હા' કહી ત્યારે સંતોષથી ભરપૂર થયેલી તે બોલી કે–"હે ભદ્ર ! હું તારા સાહસથી તુષ્ટમાન થઇ છું, તેથી તારી ઇચ્છા પ્રમાણે માગ" ત્યારે તેણે બે શ્રેષ્ઠી કન્યાઓ, અશ્વના રૂપવાળા યક્ષને તથા ઇચ્છિતને આપનાર પર્યંકને માગ્યા. ત્યારે "આ ઘરનો ભેદ થયો છે." એમ વિચારીને તે બોલી કે–"આ સર્વ મેં તને આપ્યું, પરંતુ આની ઉત્પત્તિને પ્રથમથી તું સાંભળ. વૈતાઢ્ય પર્વત ઉપર **ચમરચંચા** નામની નગરીમાં **ગંધવાહગતિ** નામનો વિદ્યાધર રાજા હતો. તેને **સુવેગા** અને **મદનવેગા** નામની બે પ્રિયાઓ હતી. તેમને અનુક્રમે જન્મેલી **રત્નચૂલા** અને **સ્વર્ણચૂલા** નામની બે પુત્રીઓ હતી. તે ખેચરેંદ્ર પુત્રીઓના વિવાહની ચિંતાવડે વ્યાકુળ થયો ત્યારે તેને ઘેર એક દિવસ એક વિદ્યાધર મુનિ આવ્યા તે મુનિને ભક્તિથી રમણીય આસન ઉપર બેસાડીને તથા નમસ્કાર કરીને તેણે પૂછ્યું કે–"અહીં આ બે પુત્રીનો ભર્તા કોણ થશે ?" તે જ્ઞાની મુનિ બોલ્યા કે–"પૃથ્વી પર રહેનાર અને ગુણવાન વત્સરાજ નામનો રાજપુત્ર આ બન્નેનો ભર્તા થશે, પરંતુ તારા સમીપપણામાં તેમનું પાણિગ્રહણ (વિવાહ) નહીં થાય કેમકે હે મોટા રાજા ! તારું આયુષ્ય એક માસ જ બાકી રહેલું વર્તે છે." "ત્યારે હવે શું કરવું ?" એમ રાજાએ કહ્યું ત્યારે તે મુનિ બોલ્યા કે–"હે રાજા ! આ કુમાર આનો ભર્તા જે પ્રકારે થશે તે તું સાંભળ. પહેલાં પોતાના મિત્ર, અને ભૂમિ ઉપર રહેલા શૂર નામના રાજાને તારા પિતાએ તારી બહેન આપી હતી. તે રાજાને શુભ આકારવાળી બીજી પણ રાજપુત્રી પ્રિયા હતી. તેણીને વિષે તેના પ્રેમનો પ્રકર્ષ હતો, અને તે તારી બહેન અનિષ્ટ હતી. તેણીને વિષે દ્વેષને પામેલી તે ( તારી બહેન ) બાળતપ કરીને તથા મરીને હે રાજા ! શ્રેષ્ઠ વ્યંતરી દેવી ઉત્પન્ન થઇ છે. અને તેણીની તે સપત્ની શ્રેષ્ઠ ધર્મ અને દાનાદિક કરીને તથા મરીને દત્ત શ્રેષ્ઠીની પુત્રી થઇ છે. પૂર્વના દ્વેષવાળી તે દેવી તેણીના યામિક પુરુષને હજુ સુધી પણ હણે છે, તેથી ત્યાં પુરુષોનો ક્ષય થાય છે.

તેથી હે રાજા! તે દેવીને તારી બે પુત્રીઓ સોંપ. તેની પાસે રહેલી તે બન્નેનો ભર્તા પોતે જ ત્યાં આવશે દેવતાવડે કરાતા તે પુરુષોના ક્ષયને નિવારીને તે વત્સરાજ તે શ્રેષ્ઠીની પુત્રીને પણ પરણશે." આ પ્રમાણે સર્વ કહીને તે મુનિ અન્યત્ર ગયા. અને તે ખેચરરાજાએ અહીં આવીને તે બે પુત્રીઓ મને સોંપી છે. પછી તે ખેચર રાજા કાંઇક તપ કરીને તથા મરીને વ્યંતરપતિ થયો છે. તેણે અશ્વના રૂપને ધારણ કરનાર એક યક્ષ કિંકર મને આપ્યો છે. અને સર્વ ઇચ્છિતને આપનાર પલ્યંક તથા બે ઔષધિ આપી છે તે સર્વ પણ હે ભદ્ર! તુષ્ટમાન થયેલી મેં તને આપ્યું." પછી વત્સરાજ તે બે કન્યાને પરણ્યો, અને ત્યાં રહેલો તે તે બન્નેની સાથે ભોગને ભોગવવા લાગ્યો. પછી એક દિવસ તે વત્સરાજે તે રત્નચૂલા અને સ્વર્ણચૂલા નામની પોતાની પ્રિયાઓને પોતાની પ્રતિજ્ઞાનું કારણ જણાવ્યુ, ત્યારે તે બન્નેએ તે વાત દેવીને જણાવી, અને તે દેવીએ તેમના વિયોગને સહન નહીં કરતી છતી પણ તેને પ્રિયાઓ સહિત રજા આપી. પછી પર્યંક ઉપર ચડીને બન્ને પ્રિયા સહિત વત્સરાજ આકાશમાર્ગે શીઘ્રપણે શ્રીદત્તના આવાસમંદિરમાં આવ્યો પછી પ્રભાતે સૂઇને ઉઠેલી તે શ્રેષ્ઠીની પુત્રીએ તેને, પર્યંકને અને તે અશ્વને જોયો, તેથી "આ શું?" એમ વિસ્મય પામી અને વિચાર કરવા લાગી કે–"કયા કારણથી આ પર્યંક અહીં આવ્યો? અને આ અશ્વ અહીં સાતમે માળ શી રીતે ચઢ્યો?" પછી જેટલામાં તેણીએ સારી રીતે જોયું તેટલામાં તેણીએ શય્યામાં રહેલા પોતાના પતિને બે પ્રિયાઓ સહિત જોયો. ત્યારે હર્ષવડે પરિપૂર્ણ અંગવાળી તેણે પિતાની પાસે જઈને કહ્યું કે–"ઘરની ઉપરની ભૂમિ (માળ) ઉપર મારા પતિ આવ્યા છે" શ્રેષ્ઠી બોલ્યો કે–"હે પુત્રી! આ પ્રમાણે તેનું આગમન કેવી રીતે થયું?" ત્યારે તેણીએ શય્યાનું જોવું વિગેરે સમગ્ર વાત કહી. અતિ અદ્‌ભુત તે વાત સાંભળીને તે શ્રેષ્ઠી સંભ્રમ સહિત ત્યાં ગયો. ત્યારે બન્ને પ્રિયા સહિત વત્સરાજ ઉઠીને તેને નમ્યો. પછી શ્રેષ્ઠીએ પૂછેલા તે વત્સરાજે પોતાનો વૃત્તાંત જણાવ્યો. ત્યારે તે ચરિત્રવડે વિસ્મય પામેલો તે પોતાનું મસ્તક ધૂણાવવા લાગ્યો. પછી તે દિવસને નિર્ગમન કરીને અને શ્રેષ્ઠીની રજા લઈને ત્રણે પ્રિયાઓ સહિત શય્યા ઉપર ચડીને તે પોતાને સ્થાને (ઘેર) આવ્યો. ત્યાં પુત્રની શય્યાની હંમેશાં નીરાજના(આરતિ)ના વિધિને કરતી ધારિણી અને વિમલાએ તે શય્યામાં તેવી રીતે રહેલા તેને જોયો. પછી વસ્ત્રને દૂર કરીને તથા પ્રિયાઓ સહિત પુત્રને જોઈને તેની લજ્જાની શંકાથી તે બન્ને કાઇક ધીમે ધીમે દૂર ગઇ તરત જ પ્રાપ્ત થયેલી તે બન્નેને જોઇને વત્સરાજ પ્રિયાઓ સહિત ઊભો થયો, અને તે બન્નેના પગને તેમણે નમસ્કાર કર્યા. અને વિસ્મય કરનારી પોતાની વાર્તા કહી. તથા સર્વ કામને પૂર્ણ કરનાર પર્યંકની પાસે ઉત્તરીય વસ્ત્ર માંગ્યું. પછી રાજાની પાસે જઇને અને નમસ્કાર કરીને તેની પત્ની કમલશ્રીને તે વસ્ત્ર આપ્યું. હર્ષ પામેલી તે "હે વત્સ! તું ચિરાયુષવાળો થા." એમ બોલી રાજાએ પણ આભૂષણાદિકવડે તેનો સત્કાર કર્યો. પછી "હે સુંદર! આ વસ્ત્ર તું કયાંથી પામ્યો? અથવા

કયાં તું ભમ્યો ?" એમ વિસ્મય સહિત રાજાએ વત્સરાજને પૂછયું, ત્યારે પર્યંક અને અશ્વની પ્રાપ્તિ સિવાય પોતાની વાત રાજાને તેણે નિવેદન કરી, અને વસ્ત્ર દેવતાએ આપ્યું એમ કહ્યું. પછી એક દિવસ તે કમલશ્રી પરલોકમાં ગઇ તેના વિયોગથી તે રાજા મોટા શોકવડે વ્યાકુળ થયો. ત્યારે વત્સરાજે કહ્યું કે–"હે રાજા ! સમગ્ર અનિત્ય વસ્તુવાળા આ સંસારમાં વિવેકી મનુષ્યોને કયાંઇ પણ શોક કરવો યોગ્ય નથી. સર્વજ્ઞરૂપી વૈદ્યે કહેલું અને કોષ્ઠની શુદ્ધિને કરનારું શોકના આવેશરૂપી રોગની શાંતિને માટે ડાહ્યા પુરુષોએ ધર્મરૂપી ઔષધ કરવું." ઇત્યાદિ અમૃતની જેવા તેના વચનવડે અભિષેક કરાયેલો તે રાજા સારી કાંતિવાળો, સારા મનવાળો અને શોક રહિત થયો. પછી એક દિવસ વત્સરાજે પોતાની પ્રિયાઓ સાથે વિચાર કર્યો કે–"જો તેમને ઠીક લાગે, તો આજે હું આપણે ઘેર રાજાને ભોજન કરાવું." તેઓએ કહ્યું કે–"રાજાને ઘેર લાવવા તે તમને યોગ્ય નથી. હે પ્રિય ! જો તમારે દેવાની ઇચ્છા હોય, તો ત્યાં જ તેને તે આપો." તે બોલ્યો–"હે પ્રિયાઓ ! એમ કરવાથી ગૌરવ નહીં થાય. જો રાજાને અહીં લાવીએ, તો મને નિર્વૃતિ (શાંતિ) થાય." ફરીથી તેઓ બોલી કે–"જો આ તમારો નિશ્ચય હોય, તો ભલે, રાજાને અહીં લાવો, પરંતુ અમને દેખાડવી નહીં." ત્યારપછી તેણે જઈને રાજાને પરિવાર સહિત ભોજનને માટે નિમંત્રણ આપ્યું. રાજાએ પણ તેના આગ્રહથી તે માન્યું. રાજાને નિમંત્રણ કરીને વત્સરાજ પોતાને ઘેર આવ્યો. ત્યાં ઉપરની ભૂમિ (માળ) ઉપર પ્રિયાઓ સાથે ક્રીડા કરવા લાગ્યો. "તેને ઘેર કેટલો રસોઇનો પાક થાય છે ?" તે જાણવા માટે રાજાએ પ્રતીહારને ત્યાં મોકલ્યો પ્રતીહારે પણ તેને ઘેર જઈને જેટલામાં જોયું, તેટલામાં ત્યાં કાંઈપણ રસોઇનો પાક જોયો નહીં. તેણે આવીને રાજાને તે વાત કહી. ત્યારે રાજાએ તે જોવા માટે બીજા માણસને મોકલ્યો. ધાન્યનો પાક વિગેરે સામગ્રીને તેના ઘરમાં અથવા બીજાના ઘરમાં નહીં જોઇને તેણે પણ રાજાને સર્વ કહ્યું. પછી ભોજનને સમયે વત્સરાજે આવીને રાજાને ભોજન માટે બોલાવ્યા રાજા પણ આ પ્રમાણે બોલ્યો, કે–"જે કારણથી સામગ્રી વિના પણ તું અમને તારે ઘેર બોલાવે છે, તો શું અમે તારી હાંસીનું સ્થાન છીએ ?" વત્સરાજ બોલ્યો કે–"હે દેવ ! સર્વ પ્રકારે તમે મારા પૂજ્ય જ છો, તો હે સ્વામી ! ઉપહાસ(હાંસી)નું સ્થાન એમ આદેશ કેમ આપો છો ? હે રાજા ! રસોઇ છે કે નથી ? તેની તમારે શી ચિંતા છે ? હે પ્રભુ ! મારે વિષે પણ શું તમે અસંભાવનાનો વિચાર કરો છો ?" તેના વચનથી ઉત્સાહ પામેલો રાજા પોતાના પરિવાર સહિત તેને ઘેર ગયો. ત્યાં એક મંડપ જોયો. તે જોઇને તેણે એમ વિચાર્યું કે "આનું વૃત્તાંત (આચરણ) અલૌકિક છે, કે જેણે આ મનોહર મંડપ હમણાં જ બનાવ્યો છે. તે પછી ત્યાં યોગ્યતા પ્રમાણે નાંખેલા અને તે વત્સરાજે જ દેખાડેલા સુંદર આસનો ઉપર રાજા વિગેરે બેઠા. તરતજ વત્સરાજના મનુષ્યોએ તેઓની પાસે સુવર્ણ, રૂપા અને રત્નમય મોટા થાળો મૂક્યા. તે વખતે જાણે કલ્પવૃક્ષે જ આપી હોય તેવી દિવ્ય અને મનોહર સારી શાળનું ભક્ત વિગેરે

રસોઈ પીરસી. સારા સ્નિગ્ધ ( સ્નેહવાળા ) અતિ મધુર સ્વાદવાળા સિંહકેસર મોદક, મંડિકા ( માંડા ), માઘક ( ખાજા ) અને બીજા પકવાન્ન પીરસ્યાં. સર્વ રસોઈમાં પ્રથમ, તાજું તપાવેલું, સારા ગંધવડે યુક્ત, ભોજનની વિધિનું સારભૂત અને ઘણું ઘી તેમાં નાખ્યું. લાપશી, ઘેબર, ગોરસ ( માખણ ) અને વ્યંજન ( શાક, અથાણું ) વિગેરે અતિ મનોહર સમગ્ર રસવતી તેમાં વાપરી ( નાંખી-પીરસી ). પછી રાજા જમતો હતો ત્યારે વત્સરાજે વિચાર્યું કે-"આ સમગ્ર પણ ઉત્સવ પત્ની વિના શોભતો નથી," એમ વિચારીને તેણે પોતાની પ્રિયાઓને એમ કહ્યું કે-"હે અનઘા ( પાપરહિત ) ! તમે પ્રગટ થઈને રાજાનું ગૌરવ કરો." "અમને વત્સરાજ રાજાને દેખાડે છે, તે આર્યપુત્રને હિતકારક નથી." એમ પરસ્પર બોલતી તેઓએ તેનો આદેશ અંગીકાર કર્યો. રત્નચૂલા, સ્વર્ણચૂલા અને શ્રીદત્તાનું મનોહર રૂપ જોઈને રાજા કામને વશ થયો. બાદ તેણે વિચાર્યું કે-"આ ધન્ય જ છે, કે જેને ત્રણ જગતની પણ સ્ત્રીઓની જાણે વાનકી હોય તેવી આ ઉત્તમ પ્રિયાઓ છે." ભોજન કર્યા પછી સારા તાંબૂલ અને વસ્ત્રાદિકવડે પૂજન કરેલ રાજા પરિવાર સહિત પોતાને ઘેર ગયો. ત્યાં પણ તેઓના સંગમની લાલસા( ઈચ્છા )વાળો તે રતિ( પ્રીતિ )ને પામ્યો નહી. ત્યારે તેણે મંત્રીમંડળને પોતાના કાર્યને સાધવાનો ઉપાય પૂછયો. મંત્રીઓએ પણ વિચારીને રાજાને આ પ્રમાણે કહ્યું કે-"હે રાજા ! વત્સરાજના જીવતા આ કાર્ય સિદ્ધ નહીં થાય, તેથી હે દેવ ! કોઇ પણ ઉપાયવડે આ વત્સરાજને હણીએ." તે રાજા બોલ્યો કે-"એમ કરીને પણ મારું વાંછિત કરવા લાયક છે." પછી એક દિવસ તેને મારવા માટે મંત્રીઓએ મોટા રાજાની સભામાં સિંહરાજાને સ્થાને સ્થાપન કર્યો ( બેસાડ્યો ) પછી જેટલામાં ભય રહિત તે કુમાર સભામાંથી બહાર નીકળતો હતો, તેટલામાં નોકરોએ સિંહરાજાને આ પ્રમાણે કહ્યું કે-"આને મારી નાંખ." સિંહદ્વારથી નીકળતા તે કુમારને સિંહે પણ કહ્યું કે-"અતિ ધૃષ્ટ ( ગર્વીષ્ઠ ) ! મારા આસન ઉપર તું કેમ બેઠો ?" પછી તે યુદ્ધ કરવા પ્રાપ્ત થયો, ત્યારે મોટા બળવાળા કુમારે તેને પોતાના મસ્તક ઉપર ચોતરફ ભમાડીને દૂર ફેંકી દીધો વત્સરાજના મરણને ઇચ્છયું હતું તેને બદલે તે મરણ સિંહનું જ થયું. **આ જગતમાં જે બીજાનું ચિંતવાય છે, તે અવશ્ય પોતાને ઘેર આવી પડે છે.** તે સિંહ સહસા ( એકદમ ) જ હણાયાથી હણાયેલી શક્તિવાળું તેનું સૈન્ય રાજાને શરણે ગયું, કેમકે મરણથી કોણ ભય ન પામે ? પછી ઘેર આવેલા તે વત્સરાજને વિદ્યાધરી બે પ્રિયાએ કહ્યું કે-"હે નાથ ! અમારી વિદ્યાના પ્રભાવથી તમે સિંહરાજાને હણ્યો છે. હે આર્યપુત્ર ! ઘેર આવેલા રાજાને તમે અમને દેખાડી, તેથી રાજાએ આ અનર્થ કર્યો છે, અને બીજો પણ અનર્થ તે કરશે." પછી કોઇક દિવસ મંત્રીઓની સાથે વિચાર કરીને રાજાએ "વાઘણના દૂધવડે અમારે કાંઈક કામ છે" એમ વત્સરાજને કહ્યું. તથા વળી "તું મારો મિત્ર હોવાથી મારે કાંઈ પણ દુર્લભ નથી, કેમકે મહા-

સમુદ્ર જેનો મિત્ર હોય, તેને લહેરો સુલભ જ છે. ” રાજાનો આદેશ લઈને તે પોતાને ઘેર આવ્યો. હૃદયમાં ચિંતાના સમૂહથી મ્લાન મુખવાળા તેને પ્રિયાઓએ જોયો અને કહ્યું કે-“ હે નાથ ! રાજાનો ક્ષુદ્ર આદેશ પામવાથી તમે ચિંતાતુર કેમ થયા છો ? કેમકે આ રાજાઓ તો અસ્થિર સ્નેહવાળા હોય છે. ” “ આ વાત તમે શી રીતે જાણો છો ? ” એમ તેણે કહ્યું ત્યારે તેઓ બોલી કે-“ અમો સર્વ વખતે અદૃશ્ય થઇને તમારી સાથે ચાલીએ છીએ. હે પ્રિય ! દેવતાના અશ્વ ઉપર ચડીને ભીમ (ભયંકર) અટવીમાં તમે જાઓ. ત્યાં અમારી દેવતા માતાની સખી દેવતા છે. આ અશ્વને જોઇને તમને જાણશે. પછી વાઘણના રૂપવાળી તેણીને લાવી તે રાજાને આપજો. ” આ પ્રમાણે પોતાની પત્નીઓએ કહેલો તે અનુક્રમે ત્યાં જઇને વાઘણના રૂપવાળી તે દેવતાને કાને પકડીને લાવ્યો. અને બોલ્યો કે-“ હે રાજા ! નવી પ્રસવેલી આને ગ્રહણ કરો, દોહન કરો અને પોતાનું ઈચ્છિત કરો. ” એમ કહીને તેણીના કાન છોડી દીધા. ત્યારે તે વ્યંતરી વાઘણે તેને લાવવાની બુદ્ધિ આપનાર મંત્રીઓનું ભક્ષણ કર્યું. ત્યારે ભય પામેલો રાજા બોલ્યો કે-“ હે વત્સ ! હે વત્સ ! તું આવું હિંસક કર્મ ન કર. જેટલામાં, સમગ્ર જનનો ક્ષય ન કરે, તેટલામાં તું એને ગ્રહણ કર (પકડી લે). ” પછી રાજાની અને પુરના સર્વ જનોની ગાઢ પ્રાર્થનાથી વત્સરાજ તેણીને કાને પકડીને પોતાને ઘેર લઇ ગયો. તેની પત્નીઓએ તેની પૂજા કરી. ત્યાં ક્ષણ વાર રહી વત્સરાજે રજા આપેલી તે પોતાને સ્થાને ગઇ. ફરીથી કોઈ દિવસ તેની પત્નીઓના સંગને ઇચ્છતા રાજાએ મંત્રીઓના ઉપદેશથી વત્સરાજને એમ કહ્યું કે-“ હે ભદ્ર ! કોઈ પણ સ્થાનથી બોલતું જળ લાવ, કે જેનાવડે મારો દેહ ઘણા રોગથી રહિત થાય. ” “ તે જળ ક્યાં છે ? ” એમ તેણે કહ્યું (પૂછ્યું), ત્યારે મંત્રીઓએ તેને કહ્યું કે-‘ વિંધ્યાટવીને વિષે બે પર્વતની વચ્ચે રહેલા કૂવામાં તે જળ છે. હંમેશાં તે બન્ને પર્વતો, જેમ બે નેત્રો નિરંતર મીલન ( મીંચાવું ) અને ઉન્મીલન ( ઉઘડવું ) સ્વભાવથી જ કરે છે, તેમ સંગમ અને અપગમ ( દૂર જવું ) કરે છે. હે ભદ્ર ! મળીને દૂર ગયેલા તે બેની વચ્ચે પ્રવેશ કરીને અતિ ચતુરાઇપણું હોવાથી તરત જ તે જળ લાવજે. ” તે આદેશને પણ ગ્રહણ કરીને વત્સરાજ ઘેર ગયો. અને ઉપાયના સમૂહના ઘરરૂપ પોતાની પત્નીઓને તે આદેશ કહ્યો. ત્યારે તેઓએ કહ્યું કે-“ હે પ્રિય ! અશ્વ ઉપર ચડીને તમે ત્યાં જાઓ ત્યાં પક્ષિણીના રૂપને ધારણ કરનારી શ્રેષ્ઠ દેવતા અમારી સખી છે. ” પછી તે ત્યાં ગયો. પક્ષિણીએ પણ તેને ઓળખીને પાણીવડે તુંબડું ભરીને તેના હાથમાં આપ્યું. ત્યારે પોતાની નગરીમાં આવીને રાજાને તે જળ આપ્યું અને દેવતાના પ્રભાવથી તે જળ ઊંચેથી આ પ્રમાણે બોલ્યું કે-“ અહો રાજા ! તને અથવા અમાત્યોને અથવા તને દુર્બુદ્ધિ આપનાર બીજા કયા પ્રધાન પુરુષનુ હું ભક્ષણ કરું ? ” આ પ્રમાણે જળનું વચન સાંભળીને રાજસભામાં બેઠેલા લોકો વિસ્મય પામ્યા, અને અપૂર્ણ ઈચ્છાવાળો રાજા મ્લાનિ પામ્યો, તો પણ મુખનો વિકાસ કરીને તે બોલ્યો કે-“ અહો !

પૃથ્વીતળને વિષે આને કાંઇ પણ અસાધ્ય નથી.” પછી તેને ઘેર જવાની રજા આપીને તે રાજાએ મંત્રીઓ સાથે વિચાર કર્યો કે-“આને મારવાનો બીજો કોઈ પણ ઉપાય વિચાર.” ત્યારે ચાર મંત્રીઓએ વિચાર કરીને રાજાને કહ્યું કે-“હે દેવ! સુંદરી કન્યાના વિવાહના મિષથી દક્ષિણ દિશામાં આગળ યમરાજનું ઘર કરાવીને હરિને નિમંત્રણ કરવા માટે તેમાં વત્સરાજને પ્રવેશ કરાવવો” ત્યારે “સારું, સારું.” એમ કહીને રાજાએ તેમની પ્રશંસા કરી, અને તેઓએ દક્ષિણ દિશાના પ્રદેશમાં ઇંધણાથી પૂરેલો ખાડો કરાવ્યો. તેમાં અગ્નિ સળગાવીને તેઓએ રાજાને જણાવ્યું. રાજાએ પણ યમરાજને નિમંત્રણ કરવા ભટોને આજ્ઞા આપી. તે કાર્ય બીજાઓવડે થઇ શક્યું નહીં ત્યારે રાજાએ વત્સરાજને આદેશ આપ્યો. તેણે પણ તે અંગીકાર કર્યો. ત્યારે રાજાના અસ્નેહને અને કૃતઘ્નપણાને દેખાડતી તે ભાર્યાઓવડે કહેવાયેલો પણ તે, તે કાર્યથી વિરામ પામ્યો નહીં. પછી પતિને ઘરમાં ગોપવીને તેના રૂપવાળા તે યક્ષ કિંકરને તેઓએ આદેશ આપ્યો, તે પણ રાજા પાસે ગયો. ત્યારે “એક મહિને તું અહીં આવજે.” એમ રાજાએ આદેશ કરેલો તે તેના જોતાં જ અગ્નિમાં પેઠો. “વત્સરાજ અગ્નિમાં પેઠો” એમ બોલતો સમગ્ર નગરીનો લોક જાણે તેની સ્પર્ધાવડે જ હોય તેમ તીવ્ર શોકરૂપી અગ્નિમાં પેઠો. અને તે બોલ્યો કે-“અહો! આ રાજા નિર્દય મનવાળો કેવો છે? કે જેણે અનેક ગુણોના સ્થાનરૂપ આ કુમારને મારી નાખ્યો.” સમગ્ર જન કુમારના શોકરૂપી નિદ્રામાં સૂતો ત્યારે રાત્રિને વિષે કૌશિક(ઘુડ)ની જેમ રાજા હર્ષિત થયો. પછી તેણે મંત્રીઓને કહ્યું કે-“હે મંત્રીઓ! તેની પત્નીઓને અહીં લાવો” તેઓ બોલ્યા કે-“રાજા! તમારે વિષે તેઓ પહેલેથી જ વિરક્ત છે, અને તેમ કરવાથી તમારે વિષે વિશેષ કરીને વિરાગ પામશે, કેમકે માણુસના અનુરાગ વિના સંપદા પણ પ્રાપ્ત થતી નથી. તેથી હે રાજા! એક મહિના સુધી તમે પણ રાહ જુઓ. ઉતાવળા માણુસને ઉંબરાના ફળ પણ પાકતા નથી.” પછી એક માસ ગયો ત્યારે રાજાએ ફરીથી ચતુર વચનવાળા ચાર મંત્રીઓને કુમારની પ્રિયાઓ લાવવાનો આદેશ કર્યો. હવે અહીં એ પત્નીઓએ યક્ષને મોકલીને દેવ થયેલા પોતાના પિતા વ્યંતરેંદ્રને પાતાળમાંથી બોલાવ્યો, પછી તેના આભરણના સમૂહવડે પોતાના પતિને શણગાર્યો, અને અશ્વ ઉપર બેસાડ્યો અને અનુસરતા તે વ્યંતરેંદ્રની સાથે રાજા પાસે તેને મોકલ્યો. તેને જોઈને રાજાએ વિચાર્યું કે-“આ સુભાષિતને આ વીર પુરુષે અસત્ય કર્યું. ફરીથી દિવસ થાય છે અને ફરીથી રાત્રિ થાય છે. ફરીથી સૂર્ય ઊગે છે અને ફરીથી ચંદ્ર ઉગે છે. સર્વ ફરી ફરીથી થાય છે, પણ મરેલો કોઇ પણ પાછો આવતો નથી.” પછી રાજાએ પૂછ્યું કે-“હે વત્સ! શું યમરાજ કુશળ છે?” તે બોલ્યો કે-“હે દેવ! તમારો મિત્ર કરાળ કુશળ છે. તેણે મને આ પ્રમાણે પૂછ્યું કે-“હે વત્સરાજ! મિત્રાઈમાં વર્તતા પણ મને તારા સ્વામીએ ઘણે કાળે સંભાર્યો! પછી હે પ્રભુ! મને તમારા ભૃત્યને પણ તેને ભક્તિવડે ગૌરવ (સન્માન) કર્યું. મારા શરીરે જે આ

ભૂષણ લાગેલું છે, તે શ્રેષ્ઠ ભૂષણ તેણે આપ્યું છે. તમારા વિશ્વાસને માટે તેણે આ દ્વારપાળને મોકલ્યો છે." ત્યારે રાજાએ પણ તેને અનિમેષ નેત્રવાળો જોઈને તે વાત સત્ય માની. વ્યંતરેંદ્ર પણ આ પ્રમાણે બોલ્યો કે-"યમરાજાએ મારી પાસે કહેવરાવ્યું છે કે-હે રાજા! તમારે મારી પાસે હંમેશાં પોતાના માણસો મોકલવા, અને હે રાજા! ઈંદ્રના આદેશથી અમારું અહીં આવવું થતું નથી, તેથી હે મિત્ર! તારે પણ કોઈ પ્રકારે મને મળવા માટે આવવું." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે તે રાજલોકો ત્યાં જવાને ઉત્સુક થયા. તેમને પ્રતીહારે કહ્યું કે-"મારી સાથે આવો." ત્યારે રાજા વિગેરે તેઓ યમરાજના ગૃહની પાસે ગયા. તેઓ દેખતા છતાં પ્રથમ તેમાં પ્રતિહાર પેઠો. તેની પાછળ રાજાએ આદેશ કરેલા ચાર મંત્રીઓ પેઠા. દેવતાથી મોહ પામેલા તેઓ તત્કાળ ભસ્મરૂપ થયા. પછી તેમાં રાજા પણ ઝંપા (પ્રવેશ) દેવાને તૈયાર થયો ત્યારે તેને હાથમાં પકડીને વત્સરાજ કુમારે નિષેધ કર્યો. અને કહ્યું કે-"હે રાજા! જગતમાં આ પ્રસિદ્ધ જ છે કે અગ્નિમાં પડેલો માણસ તત્કાળ મરે છે. હે રાજા! હું તો દેવતાના પ્રભાવથી જીવ્યો છું, તેણે જ મોહ પમાડીને આ મારા શત્રુઓ હણ્યા છે, કેમકે મને મારવાનો ઉપાય તેઓએ તમને જણાવ્યો હતો તેથી મેં તેઓને હણ્યા છે. કેમકે કરેલાનો પ્રતિકાર (બદલો) કરવો જોઈએ." તેની ભક્તિ અને શક્તિવડે પ્રસન્ન થયેલો રાજા પોતાનો આરંભ નિષ્ફળ થવાથી કાંઇક લાંચ્છન પામતો પોતાને ઘેર ગયો. અને વિચાર કર્યો કે-"આની ભાર્યા સાથે રમવાની ઇચ્છાથી મેં ઘણું પાપ ઉપાર્જન કર્યું, અને લોકને વિષે આત્માને લઘુ (હલકો) કર્યો" આ પ્રમાણે વિચારીને પોતાની સુંદરી કન્યા તેને આપીને (પરણાવીને) તથા લોકોની સંમતિવડે રાજ્ય પણ આપીને તે તાપસ થયો. પછી પુણ્યવાન અને દ્દઢ વિક્રમવાળો વીરસેન રાજાનો પુત્ર (વત્સરાજ) ઘણા દેશોને સાધીને મોટા રાજાની પદવીને પામ્યો. પછી એક દિવસ એક પુરુષે રાજાને પ્રણામ કરીને લેખ (પત્ર) આપવાપૂર્વક આ પ્રમાણે વિનંતિ કરી કે-"હે દેવ! હું ક્ષિતિપ્રતિષ્ઠિત નગરથી અહીં આવ્યો છું. તેના લોકોએ તમારી વિનંતિનો આ લેખ મોકલ્યો છે." રાજાએ તે લેખ પોતાના પરિગ્રહિક (છડીદાર)ને અપાવ્યો. તેણે પણ તે લેખને ઉઘાડીને રાજાની પાસે આ પ્રમાણે વાંચ્યો,-"સ્વસ્તિશ્રી ઉજ્જયિનીપુરીમાં વત્સરાજ રાજાને નમીને ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના લોકો આ પ્રમાણે વિનંતિ કરે છે, કે-જેમ ગ્રીષ્મ ઋતુથી પીડા પામેલ પ્રાણી મેઘનું સ્મરણ કરે, અને શીતથી પીડાયેલો અગ્નિનું સ્મરણ કરે, તેમ દેવરાજથી પીડા પામેલ અમે તમારું સ્મરણ કરીએ છીએ; તેથી શીઘ્રપણે આવીને તમે અમારૂં સ્વામીપણું કરો, નહીં તો ન્યાયમાં તત્પર બીજા સ્વામીનો અમે આશ્રય કરશું." તે સાંભળીને સર્વ સામગ્રી (સૈન્યાદિક) સહિત વત્સરાજ રાજાએ ત્યાં જઇને દેવરાજ રાજાની પાસે પોતાના દૂતને મોકલ્યો. તેને આવેલો જાણીને તે પણ બખ્તર પહેરીને નગરમાંથી બહાર નીકળ્યો, પરંતુ વિરક્ત

થયેલો તેનો પરિવાર જન પણ તેની પાછળ ( સાથે ) ગયો નહીં. વત્સરાજને બળવાન માનીને તથા પોતાના પરિવાર જનોને તેવા પ્રકારના ( વિરક્ત ) માનીને તે રાજા નાશીને કોઈક ઠેકાણે જતો રહ્યો; કેમકે **" અન્યાયને વિષે મનુષ્યોનો વિજય થાય નહીં. "** પછી હર્ષ પામેલા તે લોકોએ મહોત્સવપૂર્વક વત્સરાજ રાજાને નગરમાં પ્રવેશ કરાવ્યો. આ પ્રમાણે બન્ને રાજ્યના સ્વામીપણાને પાળતા તેને એક દિવસ ઉદ્યાનપાળે નમસ્કારપૂર્વક વિનંતિ કરી, કે-" હે સ્વામી ! હું તમને પ્રીતિ( હર્ષ )વડે વધામણી આપું છું, કે-આજે તમારા નગરમાં ચાર જ્ઞાનને ધારણ કરનારા સૂરિ આવીને સમવસર્યા છે ( રહ્યા છે ) " ત્યારે તે રાજા ત્યાં જઇને, તે મુનીશ્વરને નમીને તથા યોગ્ય સ્થાને બેસીને ગુરુના મુખથી નીકળેલા દેશનારૂપી જળને પીવા લાગ્યો. ગુરુએ કહેલો સાધુ અને શ્રાવકનો ધર્મ સાંભળીને તથા શ્રાવક ધર્મને અંગીકાર કરીને તે ફરીથી પોતાને ઘેર આવ્યો. તે સૂરિ ત્યાં માસકલ્પ કરીને બીજે સ્થાને ગયા. વત્સરાજે પણ અનેક જિનચૈત્યો કરાવ્યાં. તેમાં જિનેશ્વરની પ્રતિમાઓ સ્થાપન કરી, અષ્ટાહ્નિક ઉત્સવ કર્યો, તથા બીજું પણ ગૃહીધર્મને યોગ્ય કાર્ય કર્યું. એક દિવસ ફરીથી પણ તે આચાર્ય ત્યાં આવ્યા અને તે રાજાએ ત્યાં જઈને તેમના બે ચરણને વાંદ્યા. અને એક દિવસ પૂછયું કે-" મેં પૂર્વભવે શું કર્યું હતું ? કે જેથી મને જલદીથી પ્રાપ્ત થએલી વિપદા સંપદારૂપ થઈ ? " તે બોલ્યા કે-" હે રાજા ! તું સાંભળ, આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **વસંતપુર** નામના નગરમાં તું **શૂર** નામે રાજા હતો. તે સ્વભાવથી જ શૂરવીર, સરળ આત્માવાળો, સમર્થ, દાક્ષિણ્ય સહિત, નિર્લોભ અને દેવ તથા ગુરુની પૂજામાં રાગી, દીનાદિકને ધન આપનાર, પ્રજાને પાલન કરવામાં તત્પર, ચાર પ્રકારની નીતિવડે યુક્ત, ન્યાયવાળો અને દોષ રહિત હતો. આ પ્રકારના ગુણોવડે યુક્ત, શીળવડે વિશેષે કરીને શોભિત અને દાનને વિષે અતિ આસક્ત તે રાજા પૃથ્વીનું પાલન કરતો હતો તેને વિદ્યાધરના કુળમાં ઉત્પન્ન થયેલી **શૂરવેગા** નામની સમથ અંતઃપુરની સ્ત્રીઓને વિષે અગ્રેસર ( મુખ્ય ) પ્રિયા હતી. તથા બીજી **રત્નચૂલા** નામની રાજકન્યાને તે પરણ્યો. તેને વિષે આસક્ત ચિત્તવાળા તેણે બીજી પ્રિયાઓનો ત્યાગ કર્યો. આની પછીનું સર્વ વૃત્તાંત તને દેવતાએ કહ્યું છે, કે જેણીએ તને ગંધવાહગતિની બે પુત્રી પરણાવી છે. હે મહાભાગ્યવાન ! તે મરીને તું રાજપુત્ર થયો છે. અને દાનાદિક ધર્મના માહાત્મ્યથી ભોગ અને સંપત્તિ યુક્ત થયો છે. તથા ઐશ્વર્યને લીધે જે કાંઇ અંતરાય કર્મ કર્યું હતું, તેથી પૂર્વ વયમાં રાજ્યથી ભ્રંશ વિગેરે દુઃખ તને થયું છે " આ પ્રમાણે સાંભળીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી વિશેષ પુણ્યના લાભનો અર્થી તે રાજા દીક્ષા લેવામાં ઉત્સુક થયો પછી **શ્રીશેખર** નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી ચારે ભાર્યાઓ સહિત તે મહાવ્રતી થયો. પછી ચિરકાળ સુધી દીક્ષાને પાળીને, વિવિધ પ્રકારનું તપ કરીને તથા છેવટ સમાધિવડે મરીને તે દેવલોકમાં ગયો. તે દેવલોકથી ચ્યવીને, મનુષ્યજન્મ પામીને તથા સર્વ કર્મને ખપાવીને તે મુક્તિસુખને

પામશે. હે રાજા ! જે મેં તને પહેલાં સૂચવન કર્યું હતું, અને જે વિપત્તિ કાળે પણ શુભ ભોગવનાર થયો હતો, તે ધર્મનું ફળ છે.

## ઇતિ વત્સરાજની કથા.



પછી ઉત્પન્ન થયેલા વ્રતના પરિણામવાળા મેઘરથ રાજાએ જિનેશ્વરને નમીને તથા ઘેર જઇને દૃઢરથને કહ્યું, કે–"હે બંધુ ! તું રાજ્યને ગ્રહણ કર. હું દીક્ષા ગ્રહણ કરું છું." ત્યારે તે બોલ્યો કે–"હું પણ એ જ પ્રમાણે તારી સાથે કરીશ." ત્યારે તેણે મેઘસેન નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો, અને દૃઢરથના પુત્ર રથસેનને યુવરાજપણાને વિષે સ્થાપન કર્યો. પછી ચાર હજાર રાજાઓ, સાતસો રાજપુત્રો અને પોતાના ભાઇ સહિત તેણે જિનેશ્વર પાસે દીક્ષા ગ્રહણ કરી. પોતાના દેહને વિષે અપેક્ષા રહિત નિરંતર સમિતિવડે યુક્ત અને સદા ગુપ્તિવડે ગુપ્ત તે રાજર્ષિ પરિષહોને સહન કરતા હતા. પછી ઘનરથ જિનેશ્વર પૃથ્વીતળ ઉપર વિહાર કરી, ઘણા જીવોને પ્રતિબોધ કરી તથા કર્મરૂપી મળને ધોઇને મોક્ષે ગયા. પછી મેઘરથ રાજર્ષિએ આ મુખ્ય વીશ સ્થાનોવડે સારી રીતે મનોહર તીર્થંકરગોત્રકર્મ ઉપાર્જન કર્યું. અરિહંત, સિદ્ધ, પ્રવચન, ગુરૂ, સ્થવિર, સાધુ, બહુશ્રુત અને તપસ્વીને વિષે સર્વદા તેણે વાત્સલ્ય કર્યું. નિરંતર જ્ઞાનમાં ઉપયોગ, દર્શન, વિનય, આવશ્યક અને શીલવ્રતને વિષે અતિચાર રહિત રહ્યા, ક્ષણલવ, તપ, દાન અને વૈયાવૃત્યને વિષે સમાધિવાળા રહ્યા, અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવામાં પ્રયત્નવાળા, શાસ્ત્રની ભક્તિ કરવામાં યુક્ત થયા, સર્વથા પ્રકારે પ્રવચનની પ્રભાવના કરતા હતા, તથા સિંહનિષ્ક્રિડિત નામનું તપકર્મ કરતા હતા. પછી સંપૂર્ણ એક લાખ વર્ષ સુધી સંયમને પાળીને છેવટે તેણે નાના ભાઈ સહિત તિલકાચળ પર્વત ઉપર અનશન કર્યું. પછી મલવાળા ( મલિન ) દેહનો ત્યાગ કરીને તથા સમાધિવડે કાળ કરીને સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર વિમાનને વિષે તે દેવ થયા.

આ પ્રમાણે વિશેષે કરીને જીવદયા કહેવાવડે પ્રાણીઓને આહ્લાદ કરનાર, આશ્ચર્ય ઉત્પન્ન કરનાર, વત્સરાજરાજાની કથાએ કરીને યુક્ત, રમણીય શ્લોકની વૃદ્ધિએ કરીને સહિત આ શાંતિનાથ ભગવાનના દશમા તથા અગ્યારમા ભવોનું વર્ણન આ પાંચમા પ્રસ્તાવમાં કર્ત્તા આચાર્ય મહારાજે આપેલ છે. હવે છઠ્ઠો પ્રસ્તાવ કહેવામાં આવે છે.

**શ્રીશાંતિનાથપ્રભુના દશમા અને અગ્યારમા ભવના વર્ણન સહિત**
**પાંચમો પ્રસ્તાવ સંપૂર્ણ.**



# ષષ્ઠ પ્રસ્તાવ.



હવે અહીં જ ભરતક્ષેત્રને વિષે યુગાદિ જિનેશ્વરની સંતતિવાળો પૂર્વે કુરુ નામનો રાજા હતો. તેના નામવડે કુરુ દેશ છે. તેનો પુત્ર **હસ્તી** નામનો હતો. તેણે ઘર અને દુકાનની રચનાવડે મનોહર તથા ઊંચા પ્રાકાર( કિલ્લા ) અને દરવાજાવાળું હસ્તિનાપુર બનાવ્યું. ઘણા સૂરિઓએ આવાસ કરેલું, ઘણાં મંગળોવડે શોભતું અને અપૂર્વ ગગનના આકારવાળું તે નગર ઘણા સૂર( સૂર્ય–શૂરવીર )વાળું હતું. તેમાં શૌર્ય અને ઔદાર્ય વિગેરે સદ્ગુણોવડે પૃથ્વીપીઠ ઉપર પ્રસિદ્ધ વિશ્વસેનની જેવો **વિશ્વસેન** નામે રાજા હતો. તેને પુણ્ય અને લાવણ્યવડે, મનોહર તથા અલંકારવડે શ્રેષ્ઠ રતિની લક્ષ્મી( શોભા )વડે ભૂષિત **અચિરાદેવી** નામની પ્રિયા હતી. આ તરફ ભાદરવા માસની કૃષ્ણપક્ષની સાતમે ભરણી નક્ષત્રમાં ચંદ્ર હતો ત્યારે તથા સર્વ ગ્રહો ઊંચા સ્થાને રહ્યા હતા ત્યારે રાત્રિને વિષે મેઘરથનો જીવ આયુષ્યને ક્ષયે સર્વાર્થસિદ્ધ વિમાનથી ચવીને સરોવરને વિષે રાજહંસની જેમ અચિરાદેવીની કુક્ષિમાં અવતર્યો તે વખતે સુખે સૂતેલી અને કાંઈક જાગૃત અવસ્થામાં રહેલી તે દેવીએ આ ચૌદ મહાસ્વપ્નો જોયાં–હાથી, વૃષભ, કેસરી સિંહ, અભિષેકવાળી લક્ષ્મી, પુષ્પની માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સરોવર, સાગર, વિમાન, રત્નોનો સમૂહ અને ધૂમ રહિત અગ્નિ. આ આગમમાં કહેલાં સ્વપ્નો જોયાં. આ સ્વપ્નો જોઇને નિદ્રાના ક્ષયને પામેલી અને હર્ષના સમૂહવડે વ્યાપ્ત દેવીએ ક્ષણવારમાં રાજા પાસે જઇને તે સ્વપ્નો કહ્યાં ત્યારે વિકસ્વર મુખકમળવાળા રાજાએ કહ્યું કે–" હે દેવી ! સર્વ લક્ષણોવડે સંપૂર્ણ તારો પુત્ર થશે." પ્રસન્ન મુખવાળી તેણીએ કુસ્વપ્નને જોવાની શંકાથી ધર્મના ચિંતવનવડે શેષ રાત્રિ નિર્ગમન કરી. પછી પ્રાત:કાળ થયો ત્યારે રાજાએ પોતાના પુરુષો પાસે અષ્ટાંગ નિમિત્તના જ્ઞાનમાં પંડિત આઠ ઉપાધ્યાયોને બોલાવ્યા. તેઓ મંગળ ઉપચાર કરીને રાજાને ઘેર આવ્યા. ત્યાં આપેલા આસનો ઉપર બેઠા અને રાજાએ તેમની પુષ્પાદિકવડે પૂજા કરી. રાજાએ સારા સ્વપ્નોનું ફળ પૂછ્યું ત્યારે તેઓ આ પ્રમાણે બોલ્યા કે–" હે પૃથ્વીપતિ ! અમારા શાસ્ત્રમાં બેંતાળીશ સ્વપ્ન છે. તથા ત્રીશ મહાસ્વપ્નો પણ કહ્યાં છે. તે સર્વ મળીને બહોંતેર સ્વપ્નો છે. તેમાં અચિરાદેવીએ જે સ્વપ્નો જોયાં, તે પ્રગટ રીતે મહાસ્વપ્નો જ છે. આ સ્વપ્નોને અરિહંતની અને ચક્રવર્તીની માતાઓ જુએ છે. અર્ધચક્રી( વાસુદેવ )ની માતા સાત સ્વપ્ન જુએ છે, તથા બળદેવની માતા

ચાર સ્વપ્નો જુએ છે. પ્રત્યચક્રી( પ્રતિવાસુદેવ )ની માતા ત્રણ સ્વપ્નો જુએ છે અને બીજા ઉત્તમ પુરુષોની માતા આ સ્વપ્નોમાંથી એક એક સ્વપ્ન જુએ છે. અચિરાદેવીએ જેથી ચૌદ મહાસ્વપ્નો જોયાં, તેથી હે રાજા! તમારો પુત્ર છ ખંડ ભરતક્ષેત્રનો અધિપતિ ( રાજા ) થશે. અથવા તો ત્રણ જગતવડે વંદાયેલા જિનેશ્વર પણ થશે." તે સાંભળીને રાજા હર્ષ પામ્યો અને તેની પ્રિયા પણ હર્ષ પામી. પછી રાજાએ રજા આપેલા તે સ્વપ્નપાઠકો પોતાને ઘેર ગયા અને પૃથ્વી જેમ નિધાનને ધારણ કરે, તેમ રાણીએ ગર્ભ ધારણ કર્યો. પછી તેણીએ અતિ સ્નેહવાળા, અતિ મધુર, અતિ ખારા, અતિ તીખા, અતિ કષાય (ખાટા) અને અતિ કડવા આહારનો ત્યાગ કર્યો. તે વખતે તે નગરમાં પહેલાં મોટું અશિવ(અકલ્યાણ) હતું, તેથી માંદગી (મરકી)ના દોષવડે લોકોનો મોટો પ્રલય ( નાશ ) થયો હતો. તે અશિવ ગંધહસ્તીના ગંધવડે અન્ય હસ્તીના મદની જેમ ક્ષણવારમાં જ ગર્ભમાં રહેલા પ્રભુના પ્રભાવથી શાંત થયું (નાશ પામ્યુ). ત્યારપછી પિતા માતાએ પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર્યું કે–"ગર્ભમાં રહેલા આપણા અલૌકિક પુત્રનો આ પ્રભાવ છે. આ વાત યોગ્ય છે, કેમકે ગર્ભવાસને દિવસે જ દેવેંદ્રોએ આવીને આપણી સાથે તેને વંદન કર્યું છે." પછી નવ માસ અને સાડાસાત દિવસ ગયા ત્યારે, જેઠ માસની કૃષ્ણ તેરશે, ભરણી નક્ષત્રમાં ચંદ્ર રહ્યો હતો ત્યારે, સૂર્યાદિક ગ્રહો ઉચ્ચ અને અતિ ઉચ્ચ સ્થાને રહ્યા હતા ત્યારે, શુભ લગ્ન અને શુભ મુહૂર્ત્તને વિષે અને મનોહર વાયુ વાતો હતો ત્યારે મધ્ય રાત્રિને સમયે સુવર્ણની જેવા વર્ણવાળા, સારી કાંતિવાળા અને ત્રણે જગતને સુખ કરનારા પુત્રને દેવીએ જન્મ આપ્યો. આ અવસરે છપ્પન દિક્કુમારીઓ અવધિ જ્ઞાનથી જિનેશ્વરનો જન્મ જાણીને ત્યાં આવી. અધોલોકમાંથી ગજદંત પર્વતના કંદથકી આઠ દિક્કુમારીઓ આવી, મેરૂપર્વતમાં રહેલા નંદન વનના કૂટથી આઠ આવી, દરેક રૂચક દ્વીપથી આઠ આઠ કુમારીઓ ચાર દિશાઓમાંથી આવી, અને વિદિશાઓમાં રહેલી ચાર આવી મધ્યના રૂચક દ્વીપથી ચાર દિક્કુમારીઓ આવી. આ પ્રમાણે સર્વ મળેલી તે છપ્પન થાય છે. સંવર્ત વાયુ અને મેઘનું કાર્ય, દર્પણ ધારણ કરવું, ભૃંગાર (ઝારી), તાલવૃત (પંખો), અને ચામરને ધારણ કરવું, દીવી ધારણ કરવી અને રક્ષા (રાખ) કરવી વિગેરે જિનેશ્વરના સૂતિકર્મ આ પ્રમાણે અનુક્રમે તે કુમારીઓએ કર્યાં. આ અવસરે દેવેંદ્રનું અચળ (સ્થિર) આસન ચલાયમાન થયું. તે વખતે અવધિજ્ઞાનનો પ્રયોગ કરીને તેણે જિનેશ્વરનો જન્મ જાણ્યો. ત્યારે તેણે હરિણૈગમેષી નામના દેવને આજ્ઞા આપીને ઘટાને વગાડવાપૂર્વક તે વાત દેવોને જણાવી. ત્યારે તે સર્વે દેવો તૈયાર થઈને ઇંદ્રની પાસે આવ્યા. તે ઇંદ્રે પાલક પાસે શ્રેષ્ઠ વિમાન કરાવ્યું. તેના ઉપર પરિવાર સહિત ચડીને અલંકારવડે શોભતો અને અનુપમ શોભાવાળો તે ઇંદ્ર જિનેશ્વરના જન્મગૃહને વિષે આવ્યો.–"જગતને નાથવાળા કરનારા! કૃપારસના સમુદ્ર! અને શ્રી વિશ્વસેનના પુત્ર! હે નાથ! તીર્થંકર! તમને નમસ્કાર છે. કુક્ષિમાં રત્નને

ધારણ કરનારી! અને જગતને દીવો આપનારી હે દેવી! તને નમસ્કાર છે. હે જગતની માતા! તું ધન્ય છે, પુણ્યવાન છે, તું જ સફળ જન્મવાળી છે, તું જ ઉત્તમ લક્ષણવાળી છે અને ત્રણ ભુવનને વિષે પુત્રવાળી સ્ત્રીઓને વિષે તું જ પવિત્ર છે કે જે તેં ધર્મનો ઉદ્ધાર કરવામાં ધોરી ( બળદ ) સમાન ( અગ્રેસર ), અને ઢાંકેલા મોક્ષમાર્ગના દીપક સમાન આ સોળમા તીર્થંકર ભગવાનને જન્મ આપ્યો છે." આ પ્રમાણે જિનેશ્વરને અને વિશેષે કરીને તેની માતાને નમીને તથા સ્તુતિ કરીને પછી તે માતાને અવસ્વાપિની ( નિદ્રા ) આપીને અને પ્રભુના પ્રતિરૂપને સ્થાપન કરીને તે ઇંદ્ર પાંચ રૂપવાળો થયો તેમાં એકે જિનેશ્વરને ધારણ કર્યા, બીજાએ છત્ર ધારણ કર્યું, ત્રીજાએ વજ્ર ધારણ કર્યું અને બેએ ( ચોથા પાંચમાએ ) ચામર ધારણ કર્યા. આ રીતે તે મેરુપર્વતના શિખર ઉપર ગયો. ત્યાં બીજા દેવેંદ્રો પણ તથા સ્વર્ગ અને ભુવનવાસી વ્યંતરો પણ આવ્યા. ત્યાં અતિપાંડુકંબલ શિલારૂપ શાશ્વત આસન ઉપર સૌધર્મ ઇંદ્ર પોતાના ઉત્સંગમાં જિનેશ્વરને ધારણ કરીને બેઠો. પછી અચ્યુતાદિક દેવેંદ્રોએ હર્ષથી વ્યાપ્ત થઇને તીર્થોદક અને ગંધોદકવડે ભરેલા સુવર્ણના, રૂપાના, મણિના, કાષ્ઠના અને માટીના કળશોના સમૂહને ઊંચા કરીને અપાર સુકૃતવડે ભવસાગરમાં ડૂબવાને દૂર કરનારા જિનેશ્વરને સ્નાત્ર કર્યું. ત્યારપછી અચ્યુતેંદ્રના ઉત્સંગમાં જિનેશ્વરને સ્થાપન કરીને સૌધર્મેંદ્રે જગદ્ગુરુનું પુણ્યને પાત્ર સ્નાત્ર કર્યું. પછી સારા વસ્ત્રવડે તેના અંગને લુંછીને તથા ચંદનાદિકવડે વિલેપન કરીને પ્રસન્ન ચિત્તવાળા ઇંદ્રે પૂજા કરી. અને [1]ચક્ષુની શાંતિને માટે લવણનું ઉતારવું વિગેરે કરીને તથા નમીને ભક્તિવડે આ પ્રમાણે જિનેશ્વરની સ્તુતિ કરી. "અચિરાદેવીની કુક્ષિરૂપી પૃથ્વી ઉપર રહેલા કલ્પવૃક્ષ સમાન, ભવ્યરૂપી કમળોને વિકસ્વર કરવામાં સૂર્ય જેવા અને કલ્યાણની શ્રેણિને કરનારા હે પ્રભુ! તમે જય પામો." ઇત્યાદિ ઉત્તમ વચનોવડે સ્તુતિ કરીને અને ફરીથી ઘેર જઈને જિનેશ્વરને તેની માતાને આપ્યા, અને આ પ્રમાણે બોલ્યો, કે–"જિનેશ્વર અને જિનેશ્વરની માતાનું જો કોઇ પ્રાણી દુષ્ટ (અનિષ્ટ) ચિંતવશે, તો તેનું મસ્તક ગ્રીષ્મ કાળમાં એરંડફળની જેમ ફુટી જશે." ત્યારપછી નંદીશ્વર દ્વીપને વિષે યાત્રા કરીને સર્વે દેવેંદ્રો તથા તે કુમારીઓ પોતપોતાને સ્થાને ગઇ. તે વખતે દેવી જાગી, તેના અંગની સેવા કરનારી( દાસીઓ )એ પુત્ર સહિત તેણીને જોઇને ઉત્પન્ન થયેલા આનંદવાળી, સંભ્રમ સહિત, ગતિની સ્ખલના પામતી, ગાઢ નીવી( નાડી )ના બંધ અને મસ્તકના કેશવાળી તથા પડી જતા [2]પ્રચ્છાદનવાળી થઇને તે પુત્રનો જન્મ રાજાને જણાવ્યો અને આ પ્રમાણે કહ્યું કે–"હે દેવ! દાસીની જેમ દિશાકુમારીઓએ જલદી આવીને આનું સૂતિકર્મ કર્યું છે, તથા દેવેંદ્રોએ મેરુગિરિના શિખર ઉપર જન્માભિષેક કર્યો છે, એમ હે દેવ! અમે દેવોના મુખથી આ વચન

૧. નજર ન પડવા માટે. ૨. ઓઢવાનું વસ્ત્ર.

સાંભળ્યું છે.” ત્યારે નવા મેઘની ધારાથી હણાયેલા કદંબ વૃક્ષની જેમ ઉત્પન્ન થયેલા રોમાંચરૂપી કંચુકવાળો રાજા શોભવા લાગ્યો. પછી તેણે તે દાસીઓને એક મુગટ વિના પોતાના શરીરમાં રહેલા સર્વ ભૂષણ તથા સાત પેઢી સુધી ચાલે તેવી વૃત્તિ ( આજીવિકા ) આપી. ત્યારપછી હર્ષ પામેલા તેણે શત્રુને નિવારણ કર્યા વિના દાન અપાવ્યું અને પુત્રજન્મનો મહોત્સવ કરાવ્યો. પછી બારમે દિવસે સમગ્ર બંધુવર્ગને ભોજન કરાવીને ગૌરવવડે તેમની સમક્ષ રાજાએ એમ કહ્યું કે–“ આ જિનેશ્વર ગર્ભમાં આવ્યા ત્યારે જેથી કરીને અશિવની શાંતિ થઇ છે, તેથી કરીને આ પુત્રરત્નનું નામ **શાંતિ** એવું સુંદર નામ હો.” રમણીય, સારા ગુણથી બનેલું અને પહેલાં ચિત્તવડે વિચારેલું આ નામ સર્વે માણસોને સંમત થયું પછી ઇંદ્રે અંગૂઠામાં સ્થાપન કરેલા અમૃતના આહારવાળા અને વિશિષ્ટ રૂપ તથા લાવણ્યવડે યુક્ત તે પ્રભુ અનુક્રમે વૃદ્ધિ પામ્યા. તેના હાથ-પગનાં તળિયાં કાંઇક રાતા અને લક્ષણોએ કરીને સહિત હતા, સ્નિગ્ધ, તામ્ર( રાતા ), જાડા અને ઊંચા દર્પણની જેવા નખો હતા, પાદ કાચબાની જેવા ઊંચા હતા, મૃગલીની જંઘાના આકારવાળા બે જંઘા હતી, હાથીની સૂંઢ જેવા બે ઉરૂ( સાથળ ) હતા, કેડનો ભાગ વિસ્તારવાળો હતો, ગંભીર અને દક્ષિણ આવર્તવાળી નાભિ હતી, મધ્યભાગ વજ્ર જેવો હતો, નગરના દરવાજાના કમાડ જેવું દૃઢ વક્ષસ્થળ હતું, નગરના આગળિયા જેવા બે બાહુ હતા, શંખની જેવી શ્રેષ્ઠ ગ્રીવા હતી, બિંબની જેવા બે હોઠ હતા, કુંદ પુષ્પ જેવા દાંત હતા, સત્પુરુષના આચરણ જેવો ઊંચો અને સરળ નાસિકારૂપી વંશ હતો, કમળના પત્ર જેવાં નેત્રો હતાં, અષ્ટમીના ચંદ્ર જેવું કપાળ હતું, હીંડોળ જેવા બે કાન હતા, છત્રના આકારવાળું મસ્તક હતું, સ્નિગ્ધ ભમરાના કુળ જેવા શ્યામ અને અતિ કોમળ કેશ હતા, કમળના ગંધ જેવો શ્વાસ હતો, શ્રેષ્ઠ સુવર્ણની જેવી કાંતિવાળું શરીર હતું, આવું તેના અંગનું લક્ષણ હતું, તથા બીજું કુરંગ ( હરણ ), ત્રણ જ્ઞાનવડે યુક્ત અને સર્વ કળાઓના પારગામી આવા યૌવન પામેલા પ્રભુ સર્વજનોમાં ઉત્કૃષ્ટ થયા. અનુક્રમે પચીશ હજાર વર્ષો વ્યતીત થયા ત્યારે પિતાએ પ્રભુને રાજ્ય ઉપર સ્થાપન કર્યા તથા સારા રૂપવાળી અનેક કુલકન્યાઓને પરણાવી. તેમને સમગ્ર અંતઃપુરમાં **યશોમતી** મુખ્ય થઇ. પછી દૃઢરથનો જીવ સર્વાર્થ વિમાનમાંથી ચવીને ચક્રના સ્વપ્નથી સૂચવેલો યશોમતીની કુક્ષિમાં આવ્યો પછી સમયને વિષે પુત્ર જન્મ્યો. તેનું સ્વપ્નને અનુસારે મહોત્સવપૂર્વક **ચક્રાયુધ** નામ પાડયું. અનુક્રમે કળાના સમૂહવડે સંપૂર્ણ તે યૌવનને પામ્યો, તેને પણ રાજકન્યાઓનું પાણિગ્રહણ કરાવ્યું.

એક દિવસ તેની આયુધશાળામાં સૂર્યબિંબની જેવી કાંતિવાળું, હજાર આરાવાળું અને અનુપમ ચક્રરત્ન ઉત્પન્ન થયુ. શસ્ત્રશાળાના આરક્ષક પુરુષે પ્રભુને તે ચક્રની ઉત્પત્તિ નિવેદન કરી ત્યારે તેણે ત્યાં આવીને તેનો અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. તે ચક્ર શાળામાંથી નીકળીને આકાશમાર્ગે ચાલ્યું, તેની પાછળ સૈન્ય સહિત શાંતિ-

નાથ ચાલ્યા. હજાર યક્ષોવડે અધિષ્ઠિત થયેલું તે ચક્ર અનુક્રમે પૂર્વ દિશામાં માગધ-તીર્થની પાસેના વેળાકુળમાં ગયું ત્યાં સૈન્યનો પડાવ કરીને સારા આસન ઉપર તેની સન્મુખ ચક્રી બેઠો. તેના પ્રભાવથી જળને છેડે નીચે ભાગે બાર યોજન દૂર રહેલા **માગધ** નામના કુમારનું ( દેવનું ) આસન ચલાયમાન થયું તેણે અવધિ જ્ઞાનવડે છ ખંડ ભરતક્ષેત્રને સાધવામાં ઉદ્યમી થયેલા ચક્રવર્તી શાંતિનાથ જિનેશ્વરને આવેલા જાણ્યા, અને આ પ્રમાણે વિચાર કર્યો કે-'બીજો ચક્રી પણ મારે આરાધવા યોગ્ય છે, આ તો જિનેશ્વર ચક્રી વિશેષે કરીને આરાધવા યોગ્ય છે; કેમકે આની ભક્તિને ઇંદ્ર પણ કરે છે.' પછી સારા વસ્ત્રો અને અમૂલ્ય આભરણો લઈને તથા આવીને તેને આપ્યા, તથા તે પ્રભુને આ પ્રમાણે કહ્યું, કે-"હે સ્વામી! હું તમારી આજ્ઞાને કરનાર પૂર્વ દિક્પાલ છું, તેથી પોતાના કિંકર જેવા મને નિરંતર કાર્યનો આદેશ કરવો." ભગવાને પણ સન્માન કરીને તે દેવને રજા આપી. પછી તે સુદર્શન ચક્ર દક્ષિણ દિશા તરફ ચાલ્યું. ત્યાં વરદામ તીર્થની પાસે જઇને રહ્યા અને તેના અધિષ્ઠાયક દેવને તે જ પ્રમાણે શાંતિનાથ પ્રભુએ સાધ્યો પછી પશ્ચિમ દિશામાં જઇને પ્રભાસ તીર્થના અધિષ્ઠાયક દેવને સાધીને ઉત્તર દિશામાં સિંધુ નદીને કિનારે ગયા. ત્યાં પણ પૂર્વની વિધિ પ્રમાણે સિંધુ દેવીને સાધી. તે દેવીએ પ્રભુને રત્નમય સ્નાનપીઠ આપ્યું. તથા સુવર્ણના, રૂપાના અને માટીના કુંભ અને બીજી સ્નાનની સામગ્રી તથા સારા વસ્ત્રો અને આભરણો આપ્યાં. અને તે બોલી કે-"હે સ્વામી! હું તમારી આજ્ઞા કરનારી છું." આ પ્રમાણે કહીને પ્રભુએ વિદાય કરેલી તે પણ પોતાને સ્થાને ગઇ. પછી સેનાપતિ ચર્મરત્નવડે સિંધુ નદીને ઉતરીને વિભુની પાસે સાધીને તે પશ્ચિમ ખંડમાં આવ્યો. પછી પૂજા કરેલું ચક્રરત્ન વૈતાઢ્ય પર્વતને તળીએ ગયું અને વૈતાઢ્યાદ્રિ કુમાર પ્રભુને વશવર્તી થયો. પછી ખંડપ્રપાતા ગુફાનું દ્વાર પોતે જ ઉઘાડયું અને ત્યાના **કૃતમાલ** દેવે જગત્પ્રભુની આજ્ઞા અંગીકાર કરી. તેમાં ઉન્મગ્ના અને નિર્મગ્ના નામની બે નદીઓ અતિ દુસ્તર છે. ત્યાં તરત જ વર્ધકિ રત્ને મનોહર પદ્યા(પાળ) બનાવી પછી પ્રભુએ સૈન્ય સહિત તે ગુફામાં પ્રવેશ કર્યો, અને તેના અંધકારને હરવા માટે કાકિની રત્નવડે મંડળો કર્યા. તે ગુફા પચાસ યોજનની છે, તેમાં ઓગણપચાસ મંડળો થયા. પછી સૈન્ય સહિત પ્રભુ તેની બહાર નીકળ્યા. ત્યાં આપાત, ચિલાત નામના મ્લેચ્છોને ભરત ચક્રીની જેમ મહાપુણ્યના પ્રભાવવાળા તેણે વશ કર્યા. પછી સેનાપતિ પાસે બીજું સિંધુનું નિષ્કુટ સધાવીને તેણે હિમવાન પર્વતના અધિષ્ઠાયક દેવને સાધ્યો, ત્યાં વૃષભકૂટ નામના પર્વત ઉપર પોતાનું નામ લખ્યું અને સેનાપતિએ ગંગા નદીનું ઉત્તર નિષ્કુટ સાધ્યું. તમિસ્રા ગુફામાં નાટ્યમાળ દેવને સાધીને પ્રભુ બહાર નીકળ્યા. અને ગંગાને સાધીને તેના કાઠે રહેલા તેને બાર યોજન લાંબા અને નવ યોજન વિસ્તારવાળા મંજૂષા(પેટી)નાં આકારવાળા નવ નિધાનો પ્રગટ થયાં. નૈસર્પ, પાંડુક, પિંગલ, સર્વરત્નક, મહાપદ્મ, કાલ, મહાકાલ, માણવ અને શંખક આ નવ નિધાન

પ્રગટ થયાં. તેમાં પહેલા નિધિમાં [1]સ્કંધાવાર અને નગરાદિકના નિવાસ હોય છે, બીજામાં સર્વ ધાન્યના બીજની ઉત્પત્તિ હોય છે, ત્રીજા પિંગલક નિધિમાં પુરુષો, સ્ત્રીઓ, હાથી અને અશ્વોના સર્વ આભરણનો વિધિ હોય છે. સર્વરત્નક નિધિમાં ચૌદે રત્નો ઉત્પન્ન થાય છે, મહાપદ્મ નિધિમાં વસ્ત્રો અને રંગ વિગેરેની ઉત્પત્તિ છે, કાલને વિષે ત્રણ કાળનું જ્ઞાન હોય છે, મહાકાલને વિષે સુવર્ણ, રૂપું, લોહ, મણિ અને પ્રવાલની ઉત્પત્તિ કહી છે, માણવકને વિષે સમગ્ર યુદ્ધની નીતિ, સર્વ શસ્ત્રો તથા યોધાઓને યોગ્ય તનુ[2]ત્રાણ વિગેરે હોય છે તથા શંખ નામના નિધિને વિષે સમગ્ર તૂર્યના (વાજિંત્રના) અંગો, ચાર પ્રકારનું કાવ્ય તથા નાટ્ય અને નાટકનો વિધિ ઉત્પન્ન થાય છે. તેમને વિષે પલ્યોપમના આયુષ્યવાળા નિધાનની જેવા જ નામવાળા દેવો રહે છે, એમ સિદ્ધાંતમાં કહ્યું છે. તે જ પ્રમાણે ગંગા નદીના પૂર્વ નિષ્કુટને પોતાને વશ કર્યું. આ પ્રમાણે પ્રભુએ છ ખંડ ભરતક્ષેત્રને સાધ્યું. પછી દિગ્વિજય કરીને તે ફરીથી પોતાના નગરમાં આવ્યા. તેમાં પ્રવેશ કરીને ઉત્સવપૂર્વક પોતાને ઘેર ગયા. ત્યાં બત્રીશ હજાર મુકુટબદ્ધ રાજાઓએ બાર વર્ષ પ્રમાણવાળો ચક્રવર્તીપણાનો અભિષેક આરંભ્યો. દિવસે દિવસે એક એક રાજાએ અભિષેકનો ઉત્સવ કરીને સ્વામીને ઘણું ધન તથા બબ્બે કન્યાઓ આપી. તેથી અત્યંત રૂપ અને લાવણ્યવડે દેવાંગનાને જીતનારી ચોસઠ હજાર પ્રિયાઓ પ્રભુને થઈ. સેનાપતિ વિગેરે ચૌદ રત્નો હતાં, તે દરેક રત્ન હજાર હજાર યક્ષોવડે અધિષ્ઠિત હતા. ચોરાશી લાખ હાથી, તેટલા જ અશ્વો હતા તથા ધ્વજના ચિન્હવાળા અને શસ્ત્રોથી સંપૂર્ણ (ભરેલ) તેટલા જ રથો પણ હતા. ઋદ્ધિવડે શોભતા બહોતેર હજાર નગરો હતાં, ગામ અને પદાતિ છન્નુ કરોડ હતા. બત્રીશ હજાર દેશો તથા રાજાઓ હતા, બત્રીશ બદ્ધ રંગવાળા તરૂણી અને નાટકો હતાં. વીશ હજાર રત્નની ખાણો વિગેરે ખાણો હતી. અડતાળીશ હજાર પત્તનો (પટ્ટણો) હતાં. આ રીતે અસમાન ચક્રવર્તીની પદવીને પાલન કરતા પ્રભુના પચીશ હજાર વર્ષ વ્યતીત થયા. આ અવસરે બ્રહ્મલોકના અરિષ્ટ પાથડામાં વસનારા સારસ્વતાદિક દેવોના આસન ચલાયમાન થયા. તેઓએ અવધિજ્ઞાનવડે પ્રભુના વ્રતનો સમય જાણીને સૈન્યના બંદીની જેમ પ્રભુ પાસે આવીને "તીર્થ પ્રવર્તાવો" એમ કહ્યું તે સ્વામી પોતે જ જાણતા હતા, અને તેઓએ આ પ્રમાણે જણાવ્યું ત્યારે પ્રભુએ એક વર્ષ સુધી યાચકોને તેમની ઇચ્છા પ્રમાણે દાન આપ્યું. પછી ચક્રાયુધ નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને ભગવાન દીક્ષાને ગ્રહણ કરવા માટે ઉદ્યમી થયા. આ અવસરે ચલાયમાન થયેલા આસનવાળા સર્વે ઇંદ્રો શાંતિનાથની દીક્ષાનો મહોત્સવ કરવા માટે આવ્યા. પછી સર્વાર્થ નામની શિબિકા ઉપર તીર્થંકર ચડયા. તેને બે ચામરો વીંઝાવા લાગ્યા અને મસ્તક ઉપર છત્ર ધારણ થયું. જગદ્ગુરુની તે શિબિકા પ્રથમ મનુષ્યોએ ઉપાડી. ત્યારપછી (અનુક્રમે) સુરેંદ્ર, અસુરેંદ્ર, ગરૂડેંદ્ર અને નાગેંદ્રોએ ઉપાડી આગળના ભાગમાં દેવોએ,

૧ સૈન્યનો પડાવ. ૨. શરીરનું રક્ષણ કરનાર બખતર.



श्री शांतिनाथ भगवान.

જમણી બાજુએ અનુચરોએ, પાછલા ભાગમા ગરૂડોએ અને ઉત્તર (ડાબી) બાજુએ નાગોએ ઉપાડી. ભગવાનની આગળ નટો નૃત્ય કરવા લાગ્યા, ભાટ ચારણો “ હે સ્વામી ! તમે જય પામો, જય પામો ” એમ ઊંચે સ્વરે બોલવા લાગ્યા રાસક આપતા ( તાળીઓ વગાડતા ) મનુષ્યો વિવિધ પ્રકારના છંદ(રાગ)વડે જગદ્ભર્તાના ભુવનને વિષે શ્રેષ્ઠ ઐશ્વર્યાદિક સદ્ગુણોનું વર્ણન કરવા લાગ્યા. તેના અભ્યાસમાં કુશળ મનુષ્યો આટોપ( આડંબર ) સહિત ભંભા, મૃદંગ વિગેરે વાજિંત્રોને મોટે સ્વરે વગાડવા લાગ્યા **હાહા** અને **હૂહૂ** દેવો સાતે સ્વરો સહિત સંમૂર્છના, ગ્રામ, લય અને માત્રાવડે વ્યાપ્ત ઉત્તમ ગીત કરવા લાગ્યા. તથા **રંભા, તિલોત્તમા, ઉર્વશી** અને **સુકેશિકા** અપ્સરાઓ પ્રભુની પાસે હાવભાવ અને વિલાસવડે વ્યાપ્ત નૃત્ય કરવા લાગી. આવા પ્રકારની સામગ્રીવડે તે પ્રભુ નગરમાંથી ધીમે ધીમે નીકળીને સહસ્રામ્રવન નામના શ્રેષ્ઠ ઉદ્યાનને પામ્યા. પછી શિબિકા ઉપરથી નીચે ઉતરીને અને આભરણોને તજીને જિનેશ્વરે પાંચ મુષ્ટિવડે કેશનો લોચ કર્યો. તે કેશને વસ્ત્રના છેડામાં ગ્રહણ કરીને ઇંદ્રે ક્ષીરસાગરમા નાંખ્યા, અને મૃદંગના નાદ સહિત તુમુલ( ઘોઘાટ )નો નિષેધ કર્યો. જેઠ વદિ ચૌદશના દિવસે ભરણી નક્ષત્રમા ચંદ્ર રહ્યો હતો ત્યારે પ્રભુએ સિદ્ધને નમસ્કાર કરીને ચારિત્ર ગ્રહણ કર્યું. એક હજાર રાજાઓની સાથે છઠ્ઠ તપ ગ્રહણ કરીને તથા સામાયિક વ્રત ગ્રહણ કરીને તે પ્રભુ પૃથ્વીતળ ઉપર વિચરવા લાગ્યા. પછી કોઈક સ્થાને **સુમિત્ર** નામના ગૃહસ્થે પરમેશ્વરને પરમાન્ન (ખીર) વડે પારણું કરાવ્યું ચાર જ્ઞાનને ધારણ કરનારા અને મહાસત્ત્વને વિષે શિરોમણી તે સ્વામી ગ્રામ, આકર અને પુરવડે વ્યાપ્ત પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા છદ્મસ્થને કાળે ( અવસ્થાએ ) આઠ માસ સુધી વિહાર કરીને ફરીથી હસ્તિનાપુરને વિષે તે શ્રેષ્ઠ સહસ્રામ્રવનમાં આવ્યા. ત્યાં પત્ર અને પુષ્પાદિકવડે આનંદ કરતો નંદ નામનો અતિ વિશાળ વૃક્ષ હતો, તેની નીચે પ્રભુ બેઠા. તે વખતે શ્રેષ્ઠ શુકલધ્યાનમાં વર્તતા અને છઠ્ઠ તપવાળા તે પ્રભુને પોષ શુદિ નોમને દિવસે ભરણી નક્ષત્રમાં સૂર્ય હતો ત્યારે ચાર ઘાતિ કર્મનો ક્ષય થવાથી અતુલ, નિત્ય અને ઉજ્વલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે આસન ચલાયમાન થવાથી ચારે પ્રકારના દેવોએ આવીને જિનેશ્વરને માટે મનોહર સમવસરણ કર્યું તેમાં પ્રથમ એક યોજન પ્રમાણ પૃથ્વી ઉપર વાયુવડે અશુભ પુદ્ગલ દૂર કર્યાં, પછી ગંધોદકવડે રજને શાંત કરી. પહેલો કપિશીર્ષ ( કાંગરા ) સહિત મણિનો વપ્ર ( ગઢ ) કર્યો, બીજો સારા રત્નના કપિશીર્ષવાળો સુવર્ણનો વપ્ર કર્યો, ત્રીજો સુવર્ણના કપિશીર્ષવાળો રૂપાનો વપ્ર બનાવ્યો તે વપ્રો વિમાનવાસી, જ્યોતિષી અને ભુવનવાસી દેવોએ અનુક્રમે કર્યાં તે દરેક વપ્રને તોરણવાળા ચાર ચાર દ્વાર ( દરવાજા ) કર્યા, તેને મધ્યે સ્વામીના શરીરથી બારગણો અશોક વૃક્ષ કર્યો તેની ચોતરફ ચાર શ્રેષ્ઠ સિંહાસનો, ત્રણ છત્રો અને ચામરો વ્યંતરોએ કર્યાં. પછી પૂર્વ દ્વારવડે પ્રવેશ કરીને તથા તીર્થને નમસ્કાર કરીને પ્રસન્ન મુખવાળા પ્રભુ પૂર્વના સિંહાસન ઉપર બેઠા. બાકીના ત્રણ સિંહાસનો

ઉપર તે પ્રભુના પ્રતિચ્છંદ, તેની પાછળ ભામંડળ અને આગળ જાનુ પ્રમાણુવાળી પુષ્પવૃષ્ટિ દેવોએ કરી. તે વખતે આકાશતળમાં દેવની દુંદુભિઓ વાગવા લાગી. પછી અગ્નિ ખૂણામાં સાધુ, સાધ્વી અને દેવીઓ બેઠી, નૈઋત ખૂણામાં જ્યોતિષી, ભુવનપતિ અને વ્યંતરોની દેવીઓ બેઠી, વાયવ્ય ખૂણામાં તે ત્રણે પ્રકારના દેવો બેઠા. તથા ઈશાન ખૂણામાં વિમાનવાસી દેવો, મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ બેઠી. આ સર્વે મુખ્ય પ્રાકારની મધ્યે રહેલા હોય છે. બીજા પ્રાકારને વિષે પૂર્વે કહેલા દિશાઓના વિભાગમાં ( ખૂણામાં ) સર્વે તિર્યંચો દ્વેષનો ત્યાગ કરીને રહે છે. ત્રીજા વપ્રને વિષે સર્વે વાહનો રહેલાં હોય છે આ પ્રમાણે સમવસરણની સ્થિતિ કાંઈક કહી. પછી **કલ્યાણ** નામના એક પુરુષે આવીને ચક્રાયુધ રાજાને પ્રભુના કેવળજ્ઞાનની ઉત્પત્તિ જણાવી ત્યારે તે ત્યાં જઈને જિનેશ્વરને વિધિપૂર્વક નમીને તથા સ્તુતિ કરીને યોગ્ય સ્થાને સન્મુખ હાથ જોડીને બેઠો. પછી મધુ ક્ષીરાશ્રવ લબ્ધિઓવડે યુક્ત અને અતિશયવડે યુક્ત ભાષાવડે ભગવાને ધર્મદેશના આપી કે–" હે મોટા રાજા ! તેં બળવડે લોકને વિષે રહેલા સર્વ શત્રુઓ જીત્યા છે, પરંતુ શરીરને વિષે રહેલા ઇંદ્રિય નામના શત્રુઓને હજી પણ જીત્યા નથી. તે ઇંદ્રિયો નહીં જીતવાથી શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ નામના આ પાંચ વિષયો મોટો અનર્થ કરનારા થાય છે. શ્રોત્રેંદ્રિયને વશ થયેલા હોવાથી કાન પહોળા કરીને શિકારીના ગીત સાંભળીને તત્પર થયેલાં હરણો મૃત્યુ પામે છે. નેત્રને નહીં જીતનાર હોવાથી શલભ ( ટીડ ) સુવર્ણના આકારવાળી દીવાની ઉછળતી શિખામાં પ્રવેશ કરીને તરત જ મરણ પામે છે. રસના( જિહ્વા )વડે જીતાયેલો હોવાથી માંસની પેશીના રસના સ્વાદમાં લુબ્ધ થયેલ મત્સ્ય અગાધ જળમા રહ્યા છતાં પણ કૈવર્ત( મચ્છીમાર )ને વશ થાય છે. હાથીના મદને સુંઘવામાં લુબ્ધ થયેલો ભમરો તરત મરણ પામે છે, અથવા ઘ્રાણેદ્રિયમાં લુબ્ધ થયેલો નાગ ( હાથી ) દુઃખને સહન કરે છે તથા હે રાજા ! હાથણીના શરીરનો સ્પર્શ કરવામાં લુબ્ધ થયેલો શ્રેષ્ઠ હાથી સ્તંભના અને તીક્ષ્ણ અંકુશના ઘાતને સહન કરે છે. આવા પ્રકારના વિષયોને સત્પુરુષો ક્ષણવારમાં જ ત્યાગ કરે છે. જેમ સ્વરૂપે કરીને પ્રિય એવા પણ તે વિષયો **ગુણધર્મે** ત્યાગ કર્યા હતા." ત્યારે ચક્રાયુધ રાજાએ પૂછેલા શાંતિનાથ જિનેશ્વર તેના પ્રતિબોધને માટે તે કથા કહે છે.

" આ ભરતક્ષેત્રને વિષે **શૌર્યપુર** નામના નગરમાં **દઢધર્મ** એવા નામે પ્રસિદ્ધ અને પરાક્રમી રાજા હતો. તેને યથાર્થ નામવાળી **શીલશાલિની** પ્રિયા હતી, તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલો **ગુણધર્મ** નામનો તેને પુત્ર હતો, કે જે કળાવાળો, ચંદ્રની જેમ લોકના લોચનને આનદ આપનાર અને કામદેવની જેમ સર્વ સ્ત્રીઓને વલ્લભ હતો, ને સારા ભાગ્યવાળો, સરળ, શૂરવીર, પૂર્વના વૃત્તાંતને કહેનાર, પ્રિયવચન બોલનાર, દઢ મિત્રાઈવાળો, સારા રૂપવાળો અને સર્વગુણોવડે યુક્ત હતો તે વખતે વસંતપુર પત્તનમાં **ઈશાનચંદ્ર** નામના રાજાને સારા રૂપવાળી **કનકવતી** નામની પુત્રી હતી.

તેણીને માટે તે રાજાએ સ્વયંવર મંડપ કર્યો. ત્યારે ત્યાં ગુણધર્મ તથા બીજા રાજાઓ આવ્યા તે ગુણધર્મ રાજાએ આપેલા ઘરમાં રહીને સ્વયંવરમંડપને જોવા ગયો, અને તે રાજકન્યા પણ ત્યા આવી. તેણીએ તેને જોયો તેણે તેણીને પણ જોઈ અને દૃષ્ટિને નાંખવાવડે પોતાના મનમાં તે અનુરાગવાળી થઇ. આનંદ સહિત દૃષ્ટિવડે તેને જોતી જોતી તે પોતાને ઘેર ગઇ કુમાર પણ પરિવાર સહિત પાછો વળીને પોતાના નિવાસમાં ગયો પછી રાત્રિએ તેણીએ કુમાર પાસે એક ચેટી( દાસી )ને મોકલી તેણીએ તેને એક ચિત્રની પટ્ટિકા( પાટી ) આપી. તેમાં આળેખેલી કલહંસીને કુમારે જોઈ, અને તેની નીચે એક શ્લોક દેખ્યો. ત્યારે તે તેણે વાંચ્યો.–" પ્રિયને પ્રથમ જોવાથી આ કલહંસી અનુરાગવાળી થઇ છે, તેથી અહો ! ફરીથી તેના દર્શનને તે બિચારી જલદી ઇચ્છે છે. " પછી મહાબુદ્ધિમાન કુમારે તે કલહંસીની પાસે કળહંસને આળેખીને તેની નીચે આ પ્રમાણે શ્લોક લખ્યો –" હે સુભ્રુ ! આ કલહંસ પણ ક્ષણવાર જોઈને અનુરાગવાળો થયો, તેથી અહો ! ફરીથી નિરંતર પ્રિયાને જોવાને ઇચ્છે છે. " પછી કુમારીએ મોકલેલા સારા તાંબૂલ, વિલેપન અને સુગંધી પુષ્પો તેણીએ કુમારને આપ્યા. કુમારે પણ તે પુષ્પો મસ્તક ઉપર બાંધ્યા. તાંબૂલને ખાધું અને વિલેપનને શરીરે લગાવ્યું. તથા તે ચેટીને પારિતોષિક ( ભેટ ) અને નિર્મળ હાર આપ્યો ત્યારે તે બોલી કે–" હે કુમાર ! તે કન્યાનો સંદેશો તમે સાંભળો " ત્યારે એકાંત કરીને તે સાંભળવા માટે તૈયાર થયો તે બોલી કે–" તે રાજકન્યાએ તમને આ પ્રમાણે કહ્યું છે. હું સવારે તમને વરમાળાનુ આરોપણ કરીશ, પરંતુ હે પ્રિય ! કેટલોક કાળ તમારે વિષયનું સેવન ન કરવું. " ત્યારે તેણે તે અંગીકાર કર્યું. તેણીએ તેણીને જણાવ્યું. પછી પ્રભાતે તેના કંઠમાં તેણીએ તે વરમાળા નાંખી. પછી તે રાજાએ સર્વ રાજાઓને સન્માન કરીને વિદાય કર્યાં અને ગુણધર્મને કન્યાનો હસ્તમેળાપ કરાવ્યો પછી સસરાની રજા લઈને, તે પ્રિયાને સાથે લઇને તથા પોતાના નગરમાં આવીને તે પ્રિયાને શ્રેષ્ઠ મકાનમાં રાખી. પછી કોઇક દિવસ તે રાજપુત્ર તેણીની પાસે બેઠો ત્યારે " કાંઇક[1] પ્રહેલિકાને બોલો. " એમ તેણીએ કહેલો તે બોલ્યો. " હે સુંદરી ! જે સ્થળને વિષે ઉત્પન્ન થઇ, જળને વિષે ઇચ્છા પ્રમાણે જાય છે, અને તે જળવડે પૂરાતી ( ડુબતી ) નથી, તથા નિરતર લોકોને તારે છે. તે કોણ છે ? " ત્યારે વિચારીને કનકવતી બોલી કે–" તરી ( વહાણ–હોડકી ) " પછી તેણીએ કહ્યું ( પૂછ્યું ) કે–" પયોધર( સ્તન, જળ અથવા દૂધ )ના ભારવડે વ્યાપ્ત, નાના શરીરવાળી, ગુણ (દોરડા) સહિત, પુરુષના સ્કંધ ઉપર ચડેલી અને લટકતી કોણ જાય છે ? " કુમારે કહ્યું કે–" કાવાકૃતિ. " આ પ્રમાણે કળાવતી તેણીની સાથે ક્ષણવાર વિનોદ કરીને ગુણધર્મ કુમાર ફરીથી પોતાના પ્રાસાદમાં આવ્યો. પછી સ્નાન, ભોજન અને વિલેપન કરીને સભામંડપમા બેઠેલા તેની પાસે પ્રતિહારે જણાવેલો એક પરિવ્રાજક આવ્યો તે કુમારે આસન આપ્યા છતાં પણ પોતાના કાષ્ઠના આસન ઉપર બેઠેલા તેને તે કુમારે પ્રણામપૂર્વક આવવાનું કારણ પૂછ્યું

૧ સમશ્યા.

ત્યારે તે બોલ્યો કે-"હે ભદ્ર! ભૈરવ નામના આચાર્યે તને બોલાવવા માટે મને મોકલ્યો છે કાર્યને તે જ કહેશે." "તે ભૈરવ આચાર્ય કયાં છે?" એમ કુમારે કહ્યું (પૂછયું) ત્યારે તેણે "નગરની બહાર અમુક સ્થાને છે" એમ કહ્યું. "હું પ્રાતઃકાળે આવીશ" એમ તે કુમારે કહેલો તે ગયો. આ અવસરે તેની પાસે કાળ નિવેદન કરનારાએ કહ્યું કે-"આ સૂર્ય પ્રથમ ઉદય પામીને અને પોતાના પ્રતાપને વિસ્તારીને હમણાં તેજ રહિત થઈને અસ્ત પામે છે." ત્યારે સંધ્યાકાળને ઉચિત કાર્ય કરીને તે રાજપુત્રે સુખનિદ્રાવડે રાત્રિ નિર્ગમન કરી. ફરીથી કાળ નિવેદન કરનારે કહ્યું કે-"રાત્રિને હણનાર અને સર્વ પ્રાણીઓનો ઉપકાર કરનાર આ સૂર્ય ઉદય પામે છે. બીજો પણ પ્રતાપવાળો એ જ રીતે ઉદય પામે" ત્યારે ગુણધર્મ ઉઠીને તથા પ્રાતઃકાળનું કાર્ય કરીને પરિવાર સહિત ભૈરવ આચાર્યની પાસે ગયો. વાઘના ચર્મ ઉપર બેઠેલા તેણે કુમારને જોયો. ત્યારે ભક્તિપૂર્વક પૃથ્વી ઉપર મસ્તક લગાવીને તેને વાંદ્યો. ત્યારે સંભ્રમ સહિત તે યોગીશ્વરે પોતાનું આસન દેખાડીને "તું પણ અહીં બેસ." એમ તે કુમારને કહ્યું. વિનીત (નમ્ર) આત્માવાળા કુમારે તેને કહ્યું કે-"હે ભગવન્! ગુરુની સમાન આસન ઉપર મારે બેસવું કદાપિ યોગ્ય નથી." એમ કહીને પોતાના પદાતિના ઉત્તરીય વસ્ત્ર ઉપર બેસીને તેણે આ પ્રમાણે કહ્યુ કે-"હે પ્રભુ! તમે પોતે આ નગરમાં આવીને મને કૃતાર્થ કર્યો છે." યોગીએ પણ કહ્યું કે-"તું મારે સર્વ કાળે માન્ય છે, પરંતુ આ હું અકિંચન (ધન રહિત-પરિગ્રહ રહિત) છું, તેથી તારું સ્વાગત શું કરૂં?" કુમાર પણ બોલ્યો કે-"તમારા જેવાનો આશીર્વાદ જ અમારી સ્વાગત ક્રિયા છે." એમ તેણે કહ્યું ત્યારે ફરીથી બોલ્યો, કે-"ભક્તિ, પ્રેમ પ્રિય આલાપ(વચન) સન્માન અને વિનય આ સર્વે આ જગતમાં દાન વિના શોભતા નથી." ફરીથી પણ કુમાર બોલ્યો કે-"સારી દૃષ્ટિવડે જોવું અને સારી આજ્ઞા આપવી એ તમારું દાન છે." ત્યારે યોગીશ્વર બોલ્યો કે-"હે ભદ્ર! મારી પાસે એક શ્રેષ્ઠ મંત્ર છે. તેનો આઠ વર્ષ સુધી મેં જાપનો પ્રયાસ કર્યો છે. જો એક રાત્રિ તું તેના વિઘ્નનો પ્રતિઘાત કરે તો મારો આ સર્વ પ્રયાસ સફળ થાય." તે કુમાર બોલ્યો કે-"તે મારે કયે દિવસે કરવું? તે હે પ્રભુ! તમે કહો." ત્યારે યોગીએ કહ્યું કે-"કૃષ્ણ ચૌદશને દિવસે રાત્રિને વિષે હે રાજપુત્ર! તારે એકલાએ હાથમાં ખડ્ગ રાખીને પ્રેતવનમાં આવવું. ત્યાં હું પોતાવડે ચોથો (ત્રણ પુરુષ સહિત) રહીશ." ત્યારે "ભલે એમ હો" એમ કહીને કુમાર પોતાને ઘેર ગયો અને ચૌદશની રાત્રિએ તે ત્યાં ગયો. યોગીએ કુમારને કહ્યું કે-"અહીં બીક (ઉપદ્રવ) થશે, તેથી તારે મારું અને આ ત્રણ ઉત્તરસાધકનું રક્ષણ કરવું." કુમાર બોલ્યો કે-"તમે સ્વસ્થ થઈને મંત્રનું સાધન કરો. હું રક્ષક હોવાથી તમને વિઘ્ન કરવા કોણ સમર્થ છે?" પછી યોગીએ ત્યાં મંડપ કરીને તેમાં એક મડદું સ્થાપન કર્યું. પછી મુખમાં અગ્નિ સળગાવીને હોમની વિધિ કરી. તે વખતે જાણે દિશાઓના સમૂહને પૂરી (ભરી) દેતો હોય, જાણે આકાશને ફોડતો હોય, અને જગતને બહેરું કરતો હોય તેવો અતિ મોટો નિર્ઘાત (અવાજ) થયો.

પછી પૃથ્વીના બે ભાગ થયા, તે છિદ્રવડે પાતાલમાંથી શ્યામ, વિકરાળ અને અતિ ભયંકર એક પુરુષ નીકળ્યો અને બોલ્યો કે-“ અરે ! દિવ્ય કાંતાની અભિલાષાવાળા પાપી ! અહીં રહેલા મેઘનાદ નામના ક્ષેત્રપાળને તેં શું જાણ્યો નથી ? મારી પૂજા કર્યા વિના તું મંત્રની સિદ્ધિને ઇચ્છે છે ? અને આ આર્ય રાજપુત્રને પણ તેં છેતર્યો છે ” એમ કહીને તેઓને હણવાની ઇચ્છાવડે તેણે સિંહનાદ કર્યો, ત્યારે યોગિના તે ત્રણે શિષ્યો પૃથ્વી ઉપર પડ્યા. પછી કુમારે તેને કહ્યું કે-“ અરે ! તું વૃથા કેમ ગર્જના કરે છે ? જો તારી શક્તિ હોય, તો મારી સાથે યુદ્ધ કર. ” એમ કહીને તેને શસ્ત્ર રહિત જોઇને કુમારે પણ તે ખડ્ગનો ત્યાગ કર્યો. પછી તે બન્ને પ્રચંડ ભુજારૂપી દંડવડે યુદ્ધ કરવા લાગ્યા પછી યુદ્ધ કરતા તે ક્ષેત્રપાળને બળવાન કુમારે એક ક્ષણ વારમા વજ્રની જેવા સારવાળા પોતાના બાહુવડે દબાવી દીધો. ત્યારે તુષ્ટમાન થયેલ તે બોલ્યો કે-“ હે સત્પુરુષ ! તેં મને જીતી લીધો, તેથી કાંઇપણ ઇચ્છિતને માગ કે જેથી હું તને આપું. ” ત્યારે કુમારે પોતાના બાહુના ગ્રહણથી તેને મુક્ત કરીને આ પ્રમાણે કહ્યું કે-“ જો તું સિદ્ધ થયો હોય, તો આ યોગીનું ઇચ્છિત કર. ” ક્ષેત્રપતિએ કહ્યું કે-“ ઇચ્છિત ફળને આપનાર આનો સર્વથી ઉત્તમ મંત્ર તારા જ માહાત્મ્યવડે સિદ્ધ થયો છે, તેથી તું પોતાનું ઇચ્છિત કહે કે જેથી હું તે પૂર્ણ કરું; કેમકે હે મહાભાગ્યશાળી ! દેવનું દર્શન સફળ હોય છે. ” ત્યારે કુમારે કહ્યું કે-“ જો એમ હોય, તો તું તે પ્રકારે કર કે જે પ્રકારે તે કનકવતી ભાર્યા મારે વશ થાય. ” ત્યારે જ્ઞાનવડે જાણીને તેણે કહ્યું કે-“ તે તારે વશ થશે, પરંતુ હે અનઘ ! ( પાપ રહિત ) ! તે કામિત ( ઇચ્છિત ) રૂપે કરીને થશે ” આ પ્રમાણે તેને વરદાન આપીને ક્ષેત્રપાળ અદૃશ્ય થયો અને સિદ્ધ મંત્રવાળા તે યોગીશ્વરે કુમારની પ્રશંસા કરી “ હે પરોપકાર કરવામાં તત્પર ! ફરીથી તારે મને યાદ કરવો. ” એમ કહીને તે યોગી શિષ્યો સહિત પોતાને સ્થાને ગયો કુમાર પણ પોતાના શરીરને પખાળીને પોતાને ઘેર ગયો. ત્યાં તે વીરના વેષને મૂકીને શય્યામાં સૂતો. બીજા દિવસની રાત્રિનો પહેલો પહોર ગયો ત્યારે અદૃશ્ય રૂપવાળો તે કુમાર પ્રિયાને ઘેર ગયો. ત્યાં બે દાસી સહિત કનકવતીને જોઇ તેણીએ દાસીઓને આ પ્રમાણે કહ્યું કે-“ હે હલા ! રાત્રિ કેટલા પ્રમાણવાળી છે ? ” તેઓએ કહ્યું કે-“ હજુ બે પહોર પૂરા થયા નથી. હે સ્વામિની ! હવે ત્યાં જવાનો સમય થયો છે ” ત્યારે સ્નાન કરી, અંગનું વિલેપન કરી તથા વસ્ત્ર અને અલંકારવડે ભૂષિત થઇને તેણીએ તત્કાળ દેવના નિવાસ જેવું વિમાન રચ્યું. જેટલામા દાસીઓ સહિત તે તેના ઉપર ચડીને ચાલવા લાગી, તેટલામાં તે જોઇને વિસ્મય પામેલા ગુણધર્મે પણ વિચાર્યું, કે-“ અહો ! વિદ્યાધરીની જેમ આણે વિમાન શી રીતે કર્યું ? તથા રાત્રિને વિષે આના ઉપર ચડીને આ ક્યાં જશે ? અથવા તો આ કલ્પનાવડે શું ? અદૃશ્ય રૂપવાળો થઇને હુ પણ આની સાથે જઇને આજે તે જે કરે, તે હું જોઉં. ”

એમ વિચારીને વિમાનના એક પ્રદેશમાં ચડીને તે ચાલ્યો. તે વિમાન ઉત્તર દિશા તરફ દૂર જઇને ઊતર્યું. ત્યાં મોટા સરોવરની પાસે અશોક વનને વિષે તે કુમારે એક વિદ્યાધરને જોયો. વિમાનના મધ્યથી નીકળીને કુમારની તે પ્રિયા તેને પ્રણામ કરીને તેની સમીપે બેઠી. બીજી પણ ત્રણ સ્ત્રીઓ ત્યાં આવીને તેને પ્રણામ કરીને બેઠી. અને બીજા પણ વિદ્યાધરો ત્યાં આવ્યા. તે વનખંડની ઇશાન દિશામાં મનોહર, વિશાળ અને નિર્મળ શ્રીમાન યુગાદિ જિનેશ્વરનું મંદિર હતું સુવર્ણ અને મણિના પગથિયાવાળું અને ઘણા સ્તંભોવડે ઊંચું જાણે પૃથ્વી ઉપર રહેલું દેવોનું વિમાન શોભતું હતું. ક્ષણવાર પછી તે ખેચર વિગેરે જિનાલયમાં ગયા ત્યાં ખેચરોએ જૈન સ્નાત્રનો મહોત્સવ શરૂ કર્યો અને ખેચર રાજાએ કહ્યું કે–"આજે નૃત્યમાં કોનો વારો છે ?" તે સાંભળી તત્કાળ કનકવતી ઊભી થઇ. પોતાના વસ્ત્રનો સંયમ કરી(સંકોચી)ને તથા રંગભૂમિમાં પ્રવેશ કરીને હાવ-ભાવ કરવામાં ચતુર એવી તે શ્રેષ્ઠ નૃત્ય કરવા લાગી. બીજી ત્રણ સ્ત્રીઓમાંથી એક ચતુર સ્ત્રી વીણા વગાડવાનું, બીજી વેણું વગાડવાનું અને ત્રીજી તાલ વગાડવાનું અનુક્રમે કરવા લાગી અદૃશ્ય રૂપવાળો ગુણધર્મ કુમાર પણ ત્યાં એક ઠેકાણે રહીને વિસ્મય સહિત તે સર્વ સ્વરૂપને જોવા લાગ્યો. તે વખતે નૃત્ય કરતાં કનકવતીનું કટિસૂત્ર (કંદોરો) તૂટીને સુવર્ણની ઘુઘરીની માળા પૃથ્વી ઉપર પડી. તરત જ ગુપ્ત રીતે કુમારે તે ગ્રહણ કરી. પછી રંગ(નૃત્ય)ને છેડે તેણીએ તેની શોધ કરી પણ પ્રાપ્ત થઇ નહીં. પછી સર્વે પોતપોતાને સ્થાને ગયા કનકવતી પણ દાસી સહિત પોતાને આવાસે ગઇ. તે કુમાર પણ તે જ પ્રમાણે તે આવાસમાં ગયો તેણી પોતાના ઘેર રહી અને તે વિમાન તેણીએ સંહર્યું. કુમાર પણ પોતાના મંદિરમા આવીને બાકીની રાત્રિને વિષે સૂતો. પ્રાતઃકાલે તે કુમારે મંત્રીના પુત્ર **મતિસાગર** નામના પોતાના મિત્રને તે ઘુઘરીની માળા આપી. અને "હે ભદ્ર ! સમયને વિષે તારે આ માળા મારી પ્રિયાને આપવી" એમ શિખામણ આપીને તેની સાથે જ તે તેણીને પાસે ગયો. તેણીએ ઊભી થઇને તેને આસન આપ્યું. તેના ઉપર કુમાર બેઠો અને તેની પાસે તે મિત્ર બેઠો. પછી સારી( સોગઠા )ની ક્રીડા કરતી તેણીએ કુમારને જીત્યો, તેથી "હે નાથ ! કાંઇક ઘરેણું (ભૂષણ) મને આપો." એમ કહ્યું. તેણે મિત્રનુ મુખ જોયું. તેણે પણ પોતાના વસ્ત્રમાંથી ખેંચીને તે ઘુઘરીની માળા તેણીને આપી તે જોઇને તે બોલી કે–"આ મારી ક્ષુદ્રઘંટિકા (માળા) તમે ક્યાં પ્રાપ્ત કરી ?" ત્યારે કુમાર બોલ્યો કે–"આ તમારી માળા ક્યાં પડી હતી ?" ત્યારે "સમ્યક્ પ્રકારે તે સ્થાનને જાણુતી નથી." એમ તેણીએ કહ્યું ત્યારે રાજપુત્ર બોલ્યો કે–"હે પ્રિયા ! આ મારો મિત્ર મોટો નૈમિત્તિક છે. તારી આ માળાનું પડવાનુ સ્થાન તે જરૂર કહેશે." ત્યારે તેણીએ પૂછેલો તે પણ બોલ્યો કે "હું કાલે તને કહીશ." પછી ઉઠીને કુમાર પોતાના મંદિરમાં આવ્યો. ફરીથી તે જ પ્રમાણે રાત્રે તેણીની સાથે તે ચૈત્યમાં ગયો. તે વખતે વીણા વગાડવાનું કાર્ય કરતી તેણીના પગમાંથી કોઇક રીતે નૂપુર પડી

ગયું. તે કુમારે ગ્રહણ કર્યું તેને પણ ઘણા પ્રકારે શોધીને પોતાને ઘેર આવી. રાજપુત્રે તે પણ મિત્રને આપ્યું. પછી બીજે દિવસે મિત્ર સહિત તે તેણીને ઘેર ગયો. ત્યાં તેણીએ આપેલા આસન ઉપર તે પ્રભુ ( કુમાર ) બેઠો. ક્ષણ વાર શાસ્ત્રની ગોષ્ઠી ( વાત ) કરીને તેણીએ મતિસાગરને પૂછ્યું કે–" હે ભદ્ર ! તેં શું નિમિત્ત જોયું ? તે તું કહે." ત્યારે તે બોલ્યો કે–" નિમિત્તના બળવડે હું જાણું છું કે–હે સુંદર અંગવાળી ! તારું બીજું પણ કાંઇક ભૂષણ નાશ પામ્યું છે." ત્યારે ચિત્તમાં શંકાવાળી છતાં પણ સાવધાન થઈને તે બોલી કે–" હે નિમિત્તજ્ઞ ! તે વિભૂષણ પણ કયું ? તે તું કહે." ત્યારે "શું તું પોતે નથી જાણતી ?" એમ ભર્તાએ કહેલી તે ફરીથી બોલી કે–" જાણું છું પણ પડવાનું સ્થાન મને સાંભરતું નથી." કુમાર બોલ્યો કે–" કોઈ બીજાએ મને એમ કહ્યું કે–અહો ? દૂર ગયેલી તારી પત્નીનું નૂપુર પડી ગયું છે. હે સુભ્રુ ! તે નૂપુર જેણે ગ્રહણ કર્યું છે, તે પુરુષને મેં જાણ્યો છે, અને તે નૂપુર તેના હાથમાંથી મેં બળાત્કારે લઈ લીધું છે." કનકવતીએ આ પ્રમાણે વિચાર્યું કે–" અહીં કોઇ પણ પ્રયોગે કરીને મારા ભર્તાએ મારો સર્વ વૃત્તાંત જોયો છે અથવા તો ક્ષુરભદ્ર[1], ચંદ્રની કળા, ચોરી, ક્રીડા અને સુકૃત આ સર્વ ગુપ્ત કર્યાં હોય તો પણ ત્રીજે દિવસે પ્રગટ થાય છે, એમ વિચારીને તે બોલી કે–" હે પ્રિય ! તે મારું નૂપુર ક્યાં છે ?" ત્યારે તેની આજ્ઞાથી તેના મિત્રે તેણીને તે આપ્યું. તેણી ફરીથી બોલી કે–" હે કાંત ! તમે મને સત્ય કહો, કે–આ તમે ક્યાંથી પ્રાપ્ત કર્યું ?" તે બોલ્યો કે–" તારું તે ભૂષણ ક્યાં પડ્યું હતું ?" ત્યારે–" જે સ્થાને આ પડ્યું હતું, તે સ્થાન તમે જોયું છે કે નહીં ?" એમ પૂછતી તેણીને તેણે ફરીથી અનિષ્ટ ઉત્તર આપ્યો. તે બોલી કે–" જો તમે તે સ્થાન પોતે જોયું હોય, તો સારું. અને જો બીજાએ જણાવ્યું હોય, તો અગ્નિવડે પણ મારી શુદ્ધિ નહીં થાય" આ પ્રમાણે કહીને તરત જ ડાબા હાથમાં સ્થાપન કરેલી કંધરા( ડોક )વાળી, ચિંતાથી નાશ પામેલા ઉત્સાહવાળી અને નીચા મુખવાળી થઇ. કુમાર તેણીને હાસ્યની વાર્તાવડે હસાવીને પોતાને ઘેર ગયો. અને રાત્રિએ તે જ પ્રમાણે ફરીથી આવ્યો. તે વખતે સખીએ તેણીને કહ્યું કે–" પ્રગટ રીતે કાળનો અતિક્રમ થયો છે, માટે હે સ્વામિની ! તે વિદ્યાધર ક્રોધ કરશે, તે તમે વિચારો." ત્યારે લાંબો નિશ્વાસ મૂકીને તેણીએ આ પ્રમાણે કહ્યું કે–" હે સખી ! આ વિષમ કાર્ય છે. મંદ ભાગ્યવાળી હું શું કરું ? કેમકે પિતાને ઘેર કુમારીપણે વર્તતી મને તે વિદ્યાધરે આ પ્રમાણે સોગન આપ્યા છે, કે–" મારી આજ્ઞાથી તારે પતિને સેવવો તથા હંમેશાં રાત્રિએ મારી પાસે અવશ્ય આવવું." પછી મારા પિતાના આગ્રહથી અને અનુરાગ( પ્રીતિ )થી રાજપુત્રને હું પરણી, મને તે અભિમત થયા, અને તેને હું પણ સંમત થઇ. હે સખી ! ત્યાં જતી મને કોઇપણ રીતે તેણે જાણી છે તે વિદ્યાધર પણ તેણે સાક્ષાત્ જ જોયો છે, તેથી તે ખેચર મારા પતિને હણશે, અથવા તે ખેચર મને

૧ ક્ષુર એટલે સજાયો તેનાવડે કરેલું ભદ્ર, એટલે મુંડન.

હણુશે, એમ હું શંકા કરૂં છું. વળી બીજું–નવા યૌવનનો આરંભ ઘણા વિઘ્નવાળો હોય છે. મારા પિતા અને મારા સસરાના કુળ ઉત્તમ અને પ્રસિદ્ધ છે આ અતિ વિષમ લોક જેમ તેમ બોલનારો હોય છે, તેથી કાર્યના ગહનપણાએ કરીને હું સર્વ પ્રકારે વ્યાકુળ થઇ છું " તે બોલી કે–" હે સ્વામિની ! જો એમ હોય, તો તમે અહીં રહો. હું ત્યાં જાઉં. અને 'મારી સખીનું શરીર સારું નથી.' એમ હું તેની પાસે કહીશ." ત્યારે કનકવતી બોલી કે–" હે શુભ ચિત્તવાળી ! એમ કર." એ પ્રમાણે કહીને વિમાન રચીને તેણીને આપ્યુ. તેના ઉપર ચડીને તે દાસી ત્યાં ગઇ. તેની સાથે ગુણધર્મકુમાર પણ મનમાં આ પ્રમાણે વિચારતો ગયો. " આજે હું અવશ્ય તેનું વિદ્યાધરનું સ્વામીપણુ નાશ કરીશ, અને જીવલોકમા વસનારાની મોટી પ્રેક્ષણકની શ્રદ્ધા નાશ કરીશ. પછી ખેચરોએ શ્રીમાન જિનેશ્વરોનુ સ્નાત્ર પ્રારંભ્યું. તે વખતે તે ચેટી( દાસી ) વિમાનથી ઉતરીને જિનાલયમાં પેઠી. સર્વને જોતો કુમાર પણ તે જ પ્રમાણે ગુપ્ત રહ્યો પછી એક ખેચરે તે ચેટીને આ પ્રમાણે કહ્યું, કે–" આજે બહુ જ વાર કેમ લાગી ? અથવા તારી સ્વામિની ક્યાં છે ?" તેણીએ પૂર્વનો ઉત્તર આપીને કહ્યું કે–" તેણીએ મને મોકલી છે." તે સાંભળી તે ખેચરેશ્વર ક્રોધવડે હોઠ ફરકાવીને બોલ્યો, કે–" હે ખેચરો ! તમે વૃષભ પ્રભુનું સ્નાત્ર કરો. હું તો આ પાપીણીના શરીરની ચિકિત્સા( દવા ) કરીશ." એમ કહીને તેણે દાસીને મસ્તકના કેશમાં પકડી. તે વખતે કુમારે પણ દ્દઢ રીતે કેડ બાંધી, અને ખડ્ગને તૈયાર કર્યું. તથા પ્રેક્ષણનો ઉત્સવ બંધ થયો. વિદ્યાધરે ચેટીને કહ્યું કે–" પ્રથમ તારા રુધિરવડે મારો કોપાગ્નિ શાંત કરું. પછી યોગ્ય કરીશ. તેથી તું હમણા મરણને સમયે ઇષ્ટદેવનું સ્મરણ કર, અને જે તને ભાસે, તેનુ શરણ અંગીકાર કર." તે બોલી કે–" સર્વજ્ઞ, દેવ, અસુર અને મનુષ્યોએ પૂજેલા, અભિષ્ટ દેવ ભગવાન શ્રીવૃષભસ્વામીનું મેં સ્મરણ કર્યું, તથા હે ખેચર ! આ અટવીમાં મરણ જ મારું શરણ છે બીજો કોઇ રક્ષણ કરનાર નથી, તો પણ અહો ! આ પ્રમાણે હું કહું છું, કે–શૂરવીર, ધીર, મોટો ઉદાર, શત્રુરૂપી હાથીના સમૂહને સિંહ સમાન અને ગુણોનું એક સ્થાન આર્યપુત્ર જ મારું શરણ હો." ત્યારે ખેચર બોલ્યો કે–" હે અધમ ! તે આર્યપુત્ર કોણ છે ? તે તું કહે." કુમારે પણ વિચાર્યું કે–" આણે ઠીક પૂછયું, કેમકે મારા ચિત્તમાં પણ આ સંદેહ વર્ત્તે છે." ત્યારે તે ચેટી બોલી કે–" રાજાઓની સમક્ષ મારી સ્વામિની સ્વયંવરમાં જેને પરણી છે, અને હે પાપી ! જેનાવડે જોવાયેલો તું અર્ધ ક્ષણમાં જ નહીં રહે ( જીવે ), તે ગુણધર્મ કુમારનું જ મેં શરણ કર્યું છે." પછી તલવારને ઊંચી કરીને તે ખેચર તેણીને હણવા ઉદ્યમવાળો થયો, ત્યારે ખડ્ગને કોશ રહિત કરીને કુમારે આ પ્રમાણે કહ્યું કે–" વિશ્વાસુ, વ્યાકુળ, દીન, બાળ, વૃદ્ધ અને સ્રીજનને વિષે જે પાપીઓ પ્રહાર કરે છે, તેઓ અવશ્ય દુર્ગતિમાં જાય છે. અરે ! સ્રીહત્યાનું પાપ કરવા ઉદ્યમી થયેલા તારા પ્રાયશ્ચિતના વિધાનમાં આજે હું જ ગુરુ થઈશ."

ત્યારે તે વિદ્યાધર હસીને બોલ્યો કે-" ત્યાં જઇને પણ મારે જેને મારવો હતો, તે પોતે જ અહો ! મરણને માટે અહીં આવ્યો છે." ત્યાર પછી યુદ્ધ કરીને તથા [1]છળને પામીને મોટા બળવાન ગુણધર્મ કુમારે તે વિદ્યાધર રાજાનું મસ્તક છેદી નાંખ્યું. ભયભીત થયેલા તેના સૈન્યને તેણે જ વાણીવડે આશ્વાસન આપ્યું. તે વખતે તે ત્રણે બાળાઓ આ પ્રમાણે વચન બોલી કે-" જેમ પ્રસન્ન થયેલા ગુરુ પ્રાણીઓને પાપમાંથી મુક્ત કરે છે, તેમ હે સ્વામી ! આ ખેચરથી તમે અમને મુક્ત કરી." ત્યારે " તમે કોની પુત્રી છો ?" એમ કુમારે પૂછયું ત્યારે તેમાંથી એક બોલી કે-"**શંખપુરના સ્વામી દુર્લભરાજ** નામના રાજાની **કમલવતી** નામની હું પુત્રી છું. આના ભયથી મેં વિવાહ ઇચ્છયો નથી." કુમારે કહ્યું કે-" સ્નેહથી ઉત્પન્ન થયેલો કે કોપથી ઉત્પન્ન થયેલો ભય છે ?" તે બોલી કે-" તે ભય કોપથી ઉત્પન્ન થયેલો છે. સ્નેહથી ઉત્પન્ન થયેલો કેમ હોય ? કેમકે પહેલા આણે કુટ્ટિમ( મહેલ )ના તળથી મને હરણ કરી હતી, તે વખતે તે મારી જિહ્વાનો છેદ કરતાં મને આ પ્રમાણે કહ્યું કે-" મારા કહેવાથી જ તારે પતિને અંગીકાર કરવો. તથા હમેશા રાત્રિએ મારી પાસે આવવું. સારા શીખવાળી તારે મારી આજ્ઞાથી વિમાન થશે. જો આ પ્રમાણે તુ કરે, તો હું તને મૂકું, હણું નહિ." સોગનનો નિબંધ કરીને મેં પણ તે અંગીકાર કર્યું, અને હે સત્પુરુષ ! નૃત્યાદિક કળાઓ તેણે મને શીખવી એ પ્રમાણે તેણે બીજી ત્રણ રાજકન્યાઓને વશ કરી. તેને હણનારા તમે અમને સર્વને સુખ કર્યું." આ પ્રમાણે સાંભળીને કુમારે તે ત્રણેને પોતાને સ્થાને મોકલી, અને તે કુમાર ચેટીની સાથે પોતાની પ્રિયાને ઘેર આવ્યો. તેને જોઇને કનકવતીએ દાસીને પૂછયું કે-" હે સખી ! શું આજે મારા પતિએ દુષ્ટ વિદ્યાધરને હણ્યો ?" ત્યારે તેણીએ તેણીને તેના વધનો વૃત્તાત જણાવ્યો (કહ્યો), ત્યારે તે પોતાના ભર્તાના પુરુષાર્થના ઉત્કર્ષને સાંભળીને હર્ષ પામી. પછી ગુણધર્મ કુમાર તેણીની સાથે વાર્તા કરીને સ્નેહથી ભરપૂર થયેલો તે ત્યાં જ બાકીની રાત્રિ સૂતો. ત્યારે ક્રોધ પામેલા તે વિદ્યાધરના નાના ભાઇએ તેને ઉપાડીને સમુદ્રમાં નાંખ્યો, અને તેની પ્રિયાને બીજે ઠેકાણે મૂકી. તે કાંઇક પાટિયું પામીને સાત રાત્રિએ સમુદ્રને કાંઠે પ્રાપ્ત થયો ત્યાં એક તાપસને દેખ્યો. પછી તેની સાથે તે તાપસના આશ્રમમાં ગયો. ત્યાં પોતાની પ્રિયા કનકવતીને દેખી પછી કુમાર નમસ્કાર કરીને કુળપતિની પાસે બેઠો. કુળપતિએ તેને કહ્યું કે-" હે ભદ્ર ! શું આ તારી પ્રિયા છે ?" તેણે " હા" કહી ત્યારે તે બોલ્યો કે-" આજના દિવસની પહેલાના ત્રીજે દિવસે આ વનને વિષે પ્રાપ્ત થઇ. ત્યાં હે સુંદર ! તારા વિયોગથી વૃક્ષની શાખામાં પોતાને લટકાવીને મરવા માટે તૈયાર થયેલી આને મેં જોઇ ત્યારે કોઇક પ્રકારે પાશ છેદીને મેં મરણથી તેનું રક્ષણ કર્યું. તથા જ્ઞાનના બળથી તારું આગમન જાણીને તથા તેને કહીને ખુશી કરી." પછી કેળ વિગેરેનાં

૧. છિદ્ર-મિષ.

ફળોવડે પ્રાણવૃત્તિ કરીને તે બન્ને ત્યાં એકાંતે લતાગૃહને વિષે રાત્રિએ સૂતા. ખેચરે ફરીથી તે બન્નેને ઉપાડીને મોટા સમુદ્રમાં નાંખ્યા. ત્યાં પાટિયાને પામીને કાંઠે આવીને ફરીથી મળ્યા. કુમાર બોલ્યો કે-"અહો ! આ વિધાતાના વિલાસો છે. અથવા તો વિષયમાં આસક્ત થયેલા જનોને વિપદાઓ દુર્લભ નથી. આ જ વૈરાગ્યવડે સમગ્ર પરિગ્રહનો ત્યાગ કરીને મમતા રહિત અને મોટા સત્ત્વ( વીર્ય )વાળા સાધુઓ તપ કરે છે." પછી કનકવતી બોલી કે-"હે નાથ ! પુરુષાર્થ છતાં પણ તમે ખેદ કેમ કરો છો ? કેમકે હજુ મનુષ્યભવનું ફળ તમે પ્રાપ્ત કર્યું નથી. દીનનો ઉદ્ધાર કર્યો નથી, એક છત્રવાળી પૃથ્વી કરી નથી, અને વિષયો ભોગવ્યા નથી. તો હે પ્રિય ! કેમ અત્યંત ખેદ પામો છો ?" ત્યારે તેણીની વાણીવડે રાત્રે જાગતા તેણે આવેલા તે ખેચરને જીત્યો, અને તે મહાત્માએ તેને જીવતો મૂકયો. પછી કુળપતિની અનુજ્ઞા લઇને તે કોઇક પત્તનમાં ગયો. તેની બહાર ગુણરૂપી રત્નના સમુદ્ર સમાન એક સૂરિને જોયા પ્રિયા સહિત તેણે તેને નમીને મોહરૂપી નિદ્રાને નિવારણ કરનારી અને પુણ્યરૂપી વૃક્ષના બગીચાની નીક સમાન દેશના સાંભળી. પછી સૂરિને નમીને અને અન્ય સ્થળે જઇને વૈરાગ્યવાળા તેણે કહ્યું કે-"હે પ્રિયા ! હમણાં આ સદ્ગુરુની પાસે દીક્ષા ગ્રહણ કરીએ." ત્યારે વિષયને વિષે વૈરાગ્ય નહીં પામેલી તે બોલી કે-"હે કાંત ! હજુ આપણું નવું યૌવન વર્તે છે, તેથી વ્રત કેમ લેવાય ?" તે બોલ્યો કે-"વૃદ્ધપણાને વિષે પણ કેટલાકને વિષયની ઇચ્છા દેખાય છે, અને યૌવનમાં રહેલા પણ કેટલાકની વિરાગતા દેખાય છે." ત્યારે-"કાંઇક અતિશય જ્ઞાનીને પૂછીને પોતાનું મરણ જાણીને પછી જેમ યોગ્ય હોય તેમ કરશું." એમ તે બોલી. ત્યારે તેણીનું વચન અંગીકાર કરીને ગુણધર્મ કાંઇક ભોજન લાવવા માટે નગરમાં પેઠો અને તે ત્યાં જ રહી. તે વખતે **ગુણચંદ્ર** નામનો રાજપુત્ર ત્યાં આવ્યો અને વનમા રહેલી યૌવન અવસ્થાવાળી તેણીને જોઇને અનુરાગી થયો. તથા બોલ્યો કે-"હે નમ્ર અંગવાળી ! તું કોણ છે ? કયા કારણથી અહીં એકલી રહી છે ? હે બાલા ! શું તારો ભર્તા નથી ?" ત્યારે તેને અનુરાગવાળો અને પોતાના પતિને વિરાગવાળો જાણીને તે પણ પોતાનો વૃત્તાંત કહીને તેને વિષે અનુરાગવાળી થઇ. પ્રાર્થનામાં તત્પર થયેલા તેને તેણીએ કહ્યું કે-"કોઇ પણ રીતે મારા ભર્તાને છેતરીને હું તારે ઘેર આવીશ." એ પ્રમાણે કહેલો તે પોતાને ઘેર ગયો. હવે ગુણધર્મે તે નગરમાં જુગારની ક્રીડાવડે કાંઇક ધન મેળવ્યું. પછી માંડા કરાવીને અને લઇને તે ઉદ્યાનમાં આવ્યો પછી પ્રિયાની સાથે ભોજન કર્યું. ચિંતાવડે શૂન્ય ચિત્તવાળી હોવાથી અને પૃથ્વીને ખોતરવાથી ઇંગિત( ચેષ્ટા )ને જાણનાર કુમારે તેણીને અન્ય પુરુષમાં આસક્ત જાણી. પછી ઉઠીને વનને છેડે સાવધાનપણે ભમતા તેને કોઇએ પૂછ્યું કે-"શું રાજપુત્ર હજુ સુધી અહીં છે ?" ત્યારે "આ રાજપુત્ર કોણ ?" એમ ગુણધર્મના પૂછવાથી તે બોલ્યો કે-"ગુણચંદ્ર નામનો રાજપુત્ર અહીં આવ્યો હતો, તે કોઇક સ્ત્રીની

સાથે વાત કરવામાં તત્પર થયો, ત્યારે તેની આજ્ઞાવડે હે સુંદર ! હું બીજે સ્થાને જઇને પાછો આવ્યો છું તેથી હું તને પૂછું છું કે-શું તે સ્ત્રી તેને ઘરે ગઈ ? ” ત્યારે કુમારે પણ “ગઇ છે.” એમ કહીને તે પુરુષને વિદાય કર્યો અને પોતે વિચાર કર્યો કે-“ અરે ! સ્ત્રીઓ ઉપકારવડે કે બળવડે ગ્રહણ( વશ ) કરાતી નથી, તથા કુળ, શીલ અને મર્યાદાને ગણકારતી નથી. જ્યાં સુધી એકાંત સમય ન થાય ( ન મળે ) અને પ્રાર્થના કરનાર ન મળે, ત્યાં સુધી તે સ્ત્રીઓનું સતીપણું રહે છે. એમ નારદે કહ્યું છે. ” એમ વિચારીને પછી તેણીને પાસેના નગરમાં રહેલા તેણીના મામાને ઘેર મૂકીને તે કુમાર તે જ મુનીશ્વરની પાસે વ્રતવાળો થયો પછી ઉગ્ર તપ કરીને, મરણ પામીને તથા દેવલોકમાં જઇને અને મનુષ્યપણું પામીને મોક્ષને પામશે પછી તે કનકવતી કોઈક પ્રકારે મામાના મંદિરમાંથી નીકળીને ગુણચદ્ર કુમારની પ્રિયા થઇ. તેની બીજી સ્ત્રીએ આપેલા વિષવડે મરીને રૌદ્રધ્યાનવાળી તે ચોથી નરકપૃથ્વીને પામી. નરકમાંથી નીકળીને તે ચિરકાળ સુધી સંસારમાં ભમશે. હે રાજા ! આ પ્રમાણે વિષય પ્રમાદ દુઃખ આપે છે. આ પ્રમાણે ગુણધર્મ અને કનકવતીની કથા કહ્યા પછી જ્ઞાની પ્રભુ કહે છે કે :

“ હે રાજા ! કષાયના વિષયમાં નાગદત્તની કથા છે, કે જે વર્ધમાન તીર્થંકરના તીર્થમાં થશે. તે હું તને કહું છું.

જંબૂદ્વીપના આ ભરતક્ષેત્રમાં **વસંતપુર** નામના શ્રેષ્ઠ નગરમાં **સમૃદ્ધદત્ત** અને **વસુદત્ત** નામના શ્રેષ્ઠ વણિક હતા. ઉદ્ધતાઇ રહિત, અલ્પ કષાયવાળા, સરળ આશય-( ચિત્ત )વાળા અને મિત્રાઈ સહિત તે બન્ને સાથે જ વેપાર કરતા હતા. એક વણિક જે કાંઇ કાર્ય કરે, તે બીજાએ પણ કરવું. એમ એક યોગ કરવાપણાથી તે બન્નેનો નિશ્ચય હતો. એક દિવસ ઉદ્યાનમાં ગયેલા તેમણે સભાને વિષે ધર્મને કહેતા એક **વજ્રગુપ્ત** નામના મુનીશ્વરને જોયા. તેને નમીને તથા તેની પાસે ધર્મ સાંભળીને શુભ આશયવાળા તે બન્ને બંધનનો ત્યાગ કરી સારા સાધુપણાને પામ્યા. છેવટે સલેખના કરીને તથા મરીને તે બન્ને સ્વર્ગને પામ્યા. ત્યાંપણ પ્રીતિવડે શોભતા તે બન્નેએ “ આપણા બેમાંથી જે પહેલો ચવે, તેને બીજાએ સર્વદા ધર્મમાં સ્થાપન કરવો. ” એમ સંકેત કર્યો. પછી સમૃદ્ધદત્તનો જીવ ચવીને આ ભરતક્ષેત્રને વિષે **ધારાનિવાસ** નામના નગરમા **સાગરદત્ત** નામના શ્રેષ્ઠીના ઘરને વિષે **ધનદત્તા** નામની ભાર્યાની કુક્ષિમાં જન્મેલો સારા રૂપવાળો શ્રીનાગદેવતાએ આપેલા વરદાનવડે પુત્ર થયો. **નાગદત્ત** નામનો તે પુત્ર બહોંતેર કળા સહિત અને ગાંધર્વને વિષે આસક્ત થયો. તે પૂર્વ નામવાળો થયો. વીણા વગાડવામાં અતિ નિપુણ અને ગારૂડી વિદ્યામાં કુશળ એવો તે એક દિવસ મિત્ર સહિત ઉદ્યાનમાં ક્રીડા કરવા લાગ્યો. વસુદત્ત દેવે તેને ઘણે પ્રકારે પ્રતિબોધ કર્યો, તો પણ તેણે કાંઇ પણ માન્યું નહીં. ત્યારે તે દેવે આ પ્રમાણે વિચાર્યું કે-“ અત્યંત સુખી

આ જ્યાં સુધી પ્રાણુનો સંશય કરનારા મોટા કષ્ટમાં નહીં પડે ત્યાંસુધી તે ધર્મ કરશે નહીં." આ પ્રમાણે વિચારીને તેણે સર્પના કંડીયાને ધારણ કરનાર તથા રજોહરણ અને મુખવસ્ત્રિકા સહિત મુનિનું રૂપ કર્યું. પછી પાસેના માર્ગે જતા તેને નાગદત્તે પૂછ્યું કે-"હે નરેંદ્ર (મુનીંદ્ર)! આ તારા કડીયામાં શું છે?" તેણે "સર્પો છે" એમ કહ્યું ત્યારે તે બોલ્યો કે-"તો હું તે નાગો સાથે ક્રીડા કરીશ, અને તું મારા નાગો સાથે ક્રીડા કર." વાર્તિક બોલ્યો કે-"તારે આવી વાત ન કરવી, કેમકે આ મારા સર્પોની સાથે ક્રીડા કરી શકાય તેમ નથી. આ નાગો દેવોને પણ દુઃખે કરીને ગ્રહણ થાય તેવા છે, તો પછી હે મૂઢ! મંત્ર ઔષધિના બળ વિના તું બાળક શી રીતે ગ્રહણ કરીશ?" નાગદત્ત બોલ્યો કે-"મારાવડે ગ્રહણ કરાતા આને તું જો, અથવા તો તું પ્રથમ મારા સર્પોને ગ્રહણ કર." તે એમ બોલ્યો કે-"મૂક." નાગદત્તે મૂકેલા તે સર્પો તેના શરીરને લાગ્યા નહીં, અથવા લાગ્યા તો પણ દેવશક્તિને લીધે તેને વ્યથા કરતા નહોતા. પછી ગાંધર્વ નાગદત્તે મત્સર સહિત આ પ્રમાણે કહ્યું કે-"તું પણ તારા સર્પોને મૂક. અરે! અહીં તું કેમ વિલંબ કરે છે?" "તું સર્વ તારા સ્વજનોને એકઠા કર અને રાજાને સાક્ષીરૂપ કર." એમ ગારૂડિકે કહ્યું, ત્યારે તેણે આ પ્રમાણે કર્યું. તેઓની પાસે તે અધમ ગારૂડિક ઊંચે સ્વરે બોલ્યો કે-"હે લોકો! તમે સાવધાન ચિત્તવાળા થઇને મારું વચન સાંભળો. મારા સર્પની સાથે ગાંધર્વ નાગદત્ત ક્રીડા કરવા ઇચ્છે છે. જો આ તેઓ-વડે ડંખાય, તો તમારે મને સર્વથા દોષ આપવો નહીં." પછી જ્યારે સ્વજનોએ વાર્યા છતાં પણ તે વિરામ પામ્યો નહીં, ત્યારે તે સર્પવાહકે તેની ચોતરફ સર્પો મૂક્યા અને કહ્યું કે-"અરે! આ મારા સર્પો મહાક્રૂર છે આ દરેકનું નામ અને માહાત્મ્ય હું કહું છું. પૂર્વદિશામાં આ પહેલો સર્પ રાતા નેત્રવાળો, ક્રૂર, બે જીભવાળો અને વિષથી ભરપૂર ક્રોધ નામનો છે. આઠ ફણાના આડંબરવડે ભયંકર, સ્તબ્ધ શરીરવાળો તથા યમરાજની જેવો આ દક્ષિણ દિશામાં રહેલો માન નામનો મોટો સર્પ છે છેતરવામાં કુશળ, વક્ર ગમનવાળી અને પશ્ચિમ દિશામાં રહેલી આ માયા નામની નાગણ પકડવાને અહીં કોણ શક્તિમાન છે? તથા જેનાવડે ડંખાયેલો પુરુષ સમુદ્રની જેમ દુષ્પૂર થાય છે, તે આ ઉત્તર દિશામાં રહેલો લોભ નામનો સર્પ છે. આ ચારે સર્પોવડે જે પ્રાણી ડસાય છે, તે આલંબન રહિત અવશ્ય નીચે પડે છે." ત્યારે ગાંધર્વ નાગદત્તે તેને કહ્યું કે-"અરે! તું નિષ્ફળ વાણીના વિસ્તારને કેમ કરે છે? આ સર્પોને જલદી મૂક." ત્યારે મંત્ર અને ઔષધિથી નિવારણ ન થાય તેવા તેણે મૂકેલા તે ચારે નાગો એકી સાથે તે શ્રેષ્ઠીપુત્રને કરડ્યા અને તે પૃથ્વીપીઠ ઉપર પડ્યો. તેના મિત્રોએ વિવિધ પ્રકારના ઔષધવડે ઉપચાર કર્યા છતાં પણ તે જરા પણ ચેતનાને પામ્યો નહીં ત્યારે "તું આને જીવાડ." એમ તેના બંધુઓએ કહેલો તે બોલ્યો કે-"હે લોકો! જો આ દુષ્કર ક્રિયાને કરે, તો આ જીવે. હું પણ આ દુષ્ટ સર્પોવડે ડંસાયો હતો, તેથી તેના વિષને દૂર કરવા માટે

આવા પ્રકારની ક્રિયા કરું છું. મુખ અને મસ્તકમાં નીકળેલા ( ઊગેલા ) સઘળા કેશનો લોચ કરું છું, પ્રમાણુવાળાં શ્વેત વસ્ત્રોને પહેરું છું, ચતુર્થાદિક વિવિધ પ્રકારનું તપ કર્મ કરું છું, તપના પારણા વિષે પણ અહો ! રૂક્ષ આહાર ખાઉં છું, ઘણા આહારને ગ્રહણ કરતો નથી અને રસ ( સ્વાદ ) વિનાનું પાણી પીઉં છું, જો આ પ્રમાણે હું ન કરું, તો ફરીથી તે વિષ ઉદયમાં આવે. તથા કોઇ વખત વનને વિષે, કોઇ વખત પર્વત ઉપર તથા કોઈ વખત શૂન્ય ઘર અને સ્મશાનને વિષે હું રહું છું. રાગ અને દ્વેષની મધ્યમાં રહેલો હું પરિષહોને સારી રીતે સહન કરું છું. આ પ્રમાણે ક્રિયા કરવાથી મને વિષનો વિકાર થતો નથી. જે અલ્પ આહારવાળો, અલ્પ નિદ્રાવાળો અને પરિમિત (અલ્પ) બોલનારો હોય, તેને કેવળ આ સર્પો જ વશ થાય છે, એટલું જ નહીં, પરંતુ દેવો પણ વશ થાય છે. ઘણું કહેવાથી શું ? જો આવા પ્રકારની ક્રિયાવડે આ રહે, તો જ તે જીવે, અન્યથા અવશ્ય મરણ પામે." ત્યારે "તેવી ક્રિયા તે કરશે." એમ લોકોએ કહ્યું ત્યારે તે અમર વાર્તિકે મંડળ આળેખીને આ પ્રમાણે પવિત્ર વિદ્યાનો ઉચ્ચાર કર્યો "સર્વ સિદ્ધોને નમસ્કાર કરીને તથા સર્વ મહાવિદ્યાઓને નમસ્કાર કરીને વિષના વેગને નાશ કરનાર દંડવિધિને હું કહીશ. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને સર્વપરિગ્રહનો જાવજીવ સુધી ત્યાગ કર." સ્વાહાવડે યુક્ત આ વિદ્યાવડે તે શ્રેષ્ઠીપુત્ર નિદ્રાના ક્ષયે જેમ ઊઠે તેમ દેવના પ્રભાવવડે ઊઠ્યો. વાર્તિકે કહેલી ક્રિયા સ્વજનોએ તેને કહી, તેને શ્રદ્ધા નહીં કરતો તે તત્કાળ પોતાના ઘર તરફ ચાલ્યો. તત્કાળ ફરીથી ચેતના રહિત તે પૃથ્વી ઉપર પડ્યો. ફરીથી સ્વજનોની પ્રાર્થનાવડે દેવે તેને સાજો કર્યો. એ જ પ્રમાણે ત્રીજી વાર ગાઢ નિશ્ચય કર્યો ત્યારે ગાંધર્વ નાગદત્તે પણ તેનું વચન માન્યું. પછી દેવે તેને ઉદ્યાનમાં લઇ જઇને તેને પોતાનું દેવપણું નિવેદન કરીને પૂર્વ ભવ કહ્યો. ત્યારે તે પણ જાતિ સ્મરણને પામ્યો આ પ્રમાણે તે પ્રત્યેકબુદ્ધ મુનીશ્વર થયો. તેને વાંદીને તે દેવ પણ પોતાને સ્થાને ગયો. તે મુનિએ બહાર નીકળતા ચારે કષાયરૂપી સર્પોને શરીરરૂપી કંડીઆને વિષે પ્રયત્નથી નિયમિત કરીને તેનું રક્ષણ કર્યું. આ પ્રમાણે કેટલોક કાળ ગયો ત્યારે કર્મના સમૂહને હણીને તથા કેવળજ્ઞાન ઉત્પન્ન કરીને મુક્તિ પદને પામ્યો.

**આ પ્રમાણે ગાંધર્વ નાગદત્તની કથા કહી.**

આ વિગેરે અનર્થને કરનાર પાંચે પ્રકારનો પ્રમાદ વિવેકી જનોએ ત્યાગ કરવો અને ચાર પ્રકારનો ધર્મ કરવો. વળી તે ધર્મ યતિ અને શ્રાવકના ભેદવડે બે પ્રકારનો છે. તેમાં યતિ ધર્મ ક્ષમાદિક ભેદોવડે દશ પ્રકારનો જાણવો. તેમાં પહેલું સમ્યક્ત્વ છે તે બે પ્રકારનું, ત્રણ પ્રકારનું, ચાર પ્રકારનું, પાંચ પ્રકારનું અને દશ પ્રકારનું સૂત્રને અનુસારે જાણવું. તથા પાંચ અણુવ્રત, ગુણ છે પૂર્વે જેને એવા ત્રણ વ્રત ( ત્રણ ગુણવ્રત ) અને ચાર શિક્ષા પદ ( વ્રત ) એ પ્રમાણે ( બાર પ્રકારનો ) ગૃહીનો ધર્મ કહ્યો છે. સ્થૂલ

પ્રાણાતિપાતની જે વિરતિ તે પહેલું વ્રત છે, તે સારી રીતે પાળ્યું હોય તો યમપાશની જેમ સુખ આપનાર થાય છે.

તે આ પ્રમાણે આ જ ભરતક્ષેત્રમાં **વારાણસી** નગરીમાં **દુર્મર્ષણ** નામે રાજા હતો, તેને કમલના સરખા મુખવાળી **કમલશ્રી** નામે ભાર્યા હતી તે નગરીમાં **સુમંજરી** નામનો વિક્રમી દંડપાશિક હતો, અને **યમપાશ** નામનો જાતિવડે ચંડાળ હતો, પણ કર્મવડે ચંડાળ ન હોતો જ. ત્યાં દયાદિ ગુણે કરીને સહિત **નલદામા** નામે વણિક હતો, તેને **સુમિત્રા** નામની પત્ની અને **મમ્મણ** નામે પુત્ર હતો એક દિવસ તે રાજા વણિકે આણેલા અશ્વ ઉપર ચડ્યો. તે અશ્વ રાજાના વૈરી એક દેવવડે અધિષ્ઠિત હતો. તે આકાશમાં ઊડીને જ વેગથી વનમાં ગયો. તે અશ્વને રાજાએ મૂક્યો અને તરત જ તે પ્રાણવડે પણ મુક્ત થયો.( મરી ગયો ) ત્યાં એક હરણ રાજાને જોઈને જાતિસ્મરણવાળો થયો, તેથી તેને તેની આગળ અક્ષરની શ્રેણિ લખીને આ પ્રમાણે જણાવ્યું કે-"હે રાજા ! હું **દેવલ** નામનો તમારો શ્રીકરીધર ( છડીદાર ) હતો. આર્ત્તધ્યાનના દોષવડે મરીને તિર્યંચપણાના દોષવાળો થયો છું." પછી તૃષાવાળા રાજાને તેણે પાણી બતાવ્યું. પછી તે રાજા સ્વસ્થ થયો ત્યારે તેનું સૈન્ય ત્યાં આવ્યું. કૃતજ્ઞ રાજા તે હરણને પોતાના નગરમાં લઇ ગયો. ત્યાં રાજાએ આપેલા અભયવાળો તે પોતાની ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો. એક દિવસ ભમતો ભમતો તે મમ્મણની દુકાને આવ્યો. તે વણિકે પૂર્વ જન્મના મત્સરવડે તેના ઉપર કોપ કર્યો અને પિતાને કહ્યું કે-"આ અપરાધ કરનાર મૃગને મારવો છે" તે બોલ્યો કે-"વણિકને બીજા પણ જીવ મારવા લાયક નથી, તો આ તો રાજાને ઇષ્ટ છે, તેથી હે પુત્ર ! તારે હણવો નહીં" એમ કહ્યા છતાં પણ તે કાર્યમાં વ્યાકુળ હતો ત્યારે તેણે તેને ક્રોધથી મારી નાંખ્યો આવું કર્મ કરતાં તે મમ્મણને દૂર રહેલા યમદંડની જેવા અંત કરનાર એક શ્રેષ્ઠીએ જોયો. પછી તેણે તે વૃત્તાંત રાજાને જણાવ્યો. ત્યારે "અહીં સાક્ષી કોણ છે?" એમ રાજાએ કહ્યું ત્યારે તે બોલ્યો કે-"તેનો પિતા જ સાક્ષી છે." પછી રાજાએ બોલાવેલા તેણે પણ "તે સત્ય છે" એમ કહ્યું. તેથી "આ સત્યવાદી છે." એમ જાણીને રાજાએ તેને પૂજ્યો પછી મમ્મણનો વધ કરવા માટે રાજાએ આજ્ઞા આપેલો યમપાશ (ચંડાળ) બોલ્યો કે-"હે દેવ ! હું હિંસા નહીં કરું." ત્યારે-"તું માતંગ છતાં પણ કેમ પ્રાણીની હિંસા કરતો નથી?" એમ રાજાએ પૂછેલા તેણે કારણ કહ્યું કે-"**હસ્તીશીર્ષ** નામના શ્રેષ્ઠ નગરમાં **દમદંત** નામનો વણિકપુત્ર **અનંત** તીર્થંકરની પાસે ધર્મ સાંભળીને વ્રતવાળો (સાધુ) થયો છે. તપ કરતા તેને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઇ છે. તે ગીતાર્થ એકલો વિચરતો આ નગરીમાં આવ્યો હતો તે પિતૃવન(સ્મશાન)ની પાસે કાયોત્સર્ગવડે સ્થિર રહ્યો હતો. તે વખતે હે પ્રભુ! **અતિમુક્ત** નામનો મારો પુત્ર છે, તે ઔપસર્ગિક રોગથી પીડા પામેલો તે પિતૃવનમાં ગયો ત્યાં મુનિને તે નમ્યો અને તેની શક્તિથી તે નીરોગી થયો. તેણે ઘેર આવીને તે વૃત્તાંત મને કહ્યો. ત્યારે રોગથી

પીઠા પામેલો હું પણ કુટુંબ સહિત ત્યાં ગયો અને તે વ્યાધિથી હું મુક્ત થયો, તેથી હું શ્રાવક થયો, અને હે રાજા! જાવજીવ સુધી હિંસાની વિરતિવાળો થયો છું. હે દેવ! તે જ સાધુએ મારા પૂછવાથી પોતાના પ્રતિબોધની કથા મને કહી, તેથી હું પણ તે જાણું છું" તે સાંભળીને હર્ષ પામેલા ચિત્તવાળા રાજાએ તેને પૂજ્યો, અને સર્વ ચંડાળોનો સ્વામી કર્યો. પછી બીજા ચંડાળ પાસે તે મમ્મણને મરાવ્યો. છેવટે તે યમપાશ મરીને ઉત્તમ દેવ થયો.

**આ પ્રમાણે પ્રાણાતિપાતની વિરતિને વિષે યમપાશ માતંગની કથા કહી.**

તથા બીજું મૃષાવાદ નામનું વ્રત કન્યાલીકાદિક પાંચ પ્રકારનું છે. તે અલીક બોલવાથી **ભદ્રની** જેમ દોષ પ્રાપ્ત થાય છે. **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામના નગરમાં ધન રહિત બે વણિક **દુષ્ટબુદ્ધિ** અને **સુબુદ્ધિ** નામના લોકમાં પ્રસિદ્ધ હતા. મિત્રાઈને પામેલા તે બન્ને કાંઇક કરિયાણું લઈને ધનને ઉપાર્જન કરવા માટે પરદેશમાં ચાલ્યા અને અનુક્રમે કોઈક પુરાણા (જૂના) નગરને પામ્યા. ત્યાં લાભની ઇચ્છાવાળા તે કેટલાક દિવસ રહ્યા. એક દિવસ શરીરની ચિંતા(ઠલ્લા)ને માટે કોઇક ખંડિત ઘરને વિષે બેઠેલા સુબુદ્ધિએ કાંઇક નિધાન પ્રાપ્ત કર્યું. તેને દુષ્ટબુદ્ધિની સાથે ગ્રહણ કરીને તે જેટલામાં જોવા લાગ્યો, તેટલામાં હજાર દીનાર (સોનામહોર) થઇ. પછી કૃતાર્થ થયેલાં તે બન્ને પોતાના નગરમાં આવ્યા. ત્યાં દુષ્ટ બુદ્ધિએ સુબુદ્ધિની સાથે વિચાર કર્યો, કે-"હે મિત્ર! જો આપણે અર્ધ અર્ધ ભાગ પાડીને (વહેંચીને) આ ધન ગ્રહણ કરીએ, તો લોકને વિષે આપણી મોટી સંભાવના થશે, તેથી કોઈ પણ પ્રકારે રાજા આપણા નિધાનનો લાભ જાણીને તે ગ્રહણ કરશે; ત્યારે આપણું દારિદ્ર તે જ અવસ્થાવાળું થશે. તેથી જો તારી સંમતિ હોય, તો એક સો ગ્રહણ કરીને શેષ (બાકીનું) ધન અહીં જ વટવૃક્ષની પાસે ગુપ્ત કરીએ." ત્યારે "ભલે, એમ હો." એમ તેણે કહ્યું ત્યારે રાત્રિને વિષે ત્યાં તેનો નિક્ષેપ (ગુપ્તપણું) કરીને પ્રાતઃકાળે ખુશી થયેલા તે બન્ને પોતપોતાને સ્થાને આવ્યા. પછી દુષ્ટ બુદ્ધિના તે દીનાર ખરાબ રીતે વ્યય કરવાથી કેટલાક દિવસે ખુટી ગયા. કેમકે લક્ષ્મી પુણ્યથી જ સ્થિર રહે છે. ફરીથી સુબુદ્ધિ અને દુર્બુદ્ધિ રાત્રિએ ત્યાં જઈને તે ધનમાંથી એક એક સો દીનાર લઇને ઘેર આવ્યા. એક દિવસ દુષ્ટબુદ્ધિએ મનમાં આ પ્રમાણે વિચાર્યું કે-"આ સુબુદ્ધિને છેતરીને બાકીનું ધન હું ગ્રહણ કરું." એમ વિચારીને રાત્રિએ તેણે ત્યાં જઈને તે ધન ગ્રહણ કર્યું. ધનના લોભી જનો પિતાને પણ છેતરે છે, તો પછી બીજાની શી વાત કરવી? પછી તેણે મિત્રને કહ્યું કે-"તે દ્રવ્ય વહેંચીને આપણે ઘેર લાવીએ. કેમકે તે બહાર રહેલું હોવાથી આપણા ચિત્તની ચિંતા જતી નથી." ત્યારે તે સરળ ચિત્તવાળા સુબુદ્ધિએ તેનું માન્યું. પછી તેની સાથે જઈને દુષ્ટબુદ્ધિએ તે સ્થાન ખોદ્યું. ત્યાં તે ધનને નહીં જોતો ફૂડકપટના સ્થાનરૂપ તે "હા! હું કોઇનાવડે ઠગાયો છું." એમ બોલીને પથ્થરવડે પોતાના માથાને મારવા લાગ્યો. અને બોલ્યો કે-"હે સુબુદ્ધિ! ખરેખર તે ધન તેં હરણ

કર્યું છે; કેમકે આ સ્થાનને આપણા બે વિના બીજો કોઇ પણ જાણતો નથી." ત્યારે તે બોલ્યો કે-"જો હુ ધનને હરણ કરવાની ઇચ્છાવાળો હોત, તો એકાંતમાં પ્રાપ્ત થયેલ તે ધન પહેલાં પણ મેં તને કહ્યું ન હોત, પરંતુ તું તો પોતાના વંચકપણાએ કરીને સારી પણ અવજ્ઞા કરે છે; કેમકે પિત્તથી વ્યાપ્ત થયેલો પ્રાણી જળને પણ અગ્નિની જેમ જુએ છે." આ પ્રમાણે કલહ કરતા તે બન્ને રાજાની પાસે ગયા. તેમા પ્રથમ તે દુર્બુદ્ધિએ તેને વિનતિ આ પ્રમાણે કરી કે-"હે દેવ! અમે બેએ કોઇક ઠેકાણે નિધિ પ્રાપ્ત કર્યો હતો, તે અમે લોભીએ તમને નિવેદન કર્યો ન હતો, અને તમારા ભયથી અમુક ઠેકાણે નાંખ્યો હતો. આ સુબુદ્ધિએ મને છેતરીને તે ગ્રહણ કર્યો છે. આ પ્રમાણે જાણીને હે રાજા! જેમ યોગ્ય લાગે તેમ કરો" રાજાએ કહ્યું કે-"આ બાબતમાં તારો સાક્ષી કોણ છે?" ત્યારે તે દુષ્ટબુદ્ધિ વિચારીને ફરીથી આ વચન બોલ્યો-"હે રાજા! જેની નીચે તે દ્રવ્યને નાંખ્યું હતું, તે મોટો વૃક્ષ જ અહીં અવશ્ય સાક્ષી છે. 'આ વિત્ત આણે ગ્રહણ કર્યું છે.' એવું વચન જો તે વૃક્ષ બોલે, તો હે રાજા! મને સત્ય વચનવાળો જાણવો." રાજાએ કહ્યું કે-"જો આ પ્રમાણે કોઇ પણ રીતે તું કરીશ, તો લોકને વિષે તું એક જ સત્ય વાણીવાળો થઇશ." "આ કાર્ય હું કાલે કરીશ." એમ દુષ્ટબુદ્ધિએ કહ્યું, ત્યારે તે બન્નેના સાક્ષી લઈને રાજાએ તેમને ઘરે જવાની રજા આપી. "અહો! આ દુર્ઘટ કાર્ય શી રીતે કરશે? અથવા તો ધર્મનો જ જય થાય છે." એમ વિચારતો સુબુદ્ધિ પોતાને ઘેર ગયો. બીજો પણ ઘેર ગયો. ત્યાં ભદ્ર નામના પોતાના પિતાને તેણે કહ્યું કે-"હે પિતા! તે દીનાર મારા હાથમાં આવી ગયા રાત્રે તમને હું લઇ જઇને વટના કોટરમાં નાંખીશ. પછી સવારે 'સુબુદ્ધિએ ધન લીધું છે.' એમ તમારે બોલવું" ત્યારે તે બોલ્યો કે-"હે દુષ્ટબુદ્ધિ! આ સારું નથી, પરંતુ હે પુત્ર! તારા આગ્રહથી મારે કરવું" એમ કહી તેણે એ પ્રમાણે કર્યું. બીજે દિવસે રાજા અને નગરના લોકોની પાસે તે વૃક્ષની પૂજા કરીને દુષ્ટબુદ્ધિ આ પ્રમાણે બોલ્યો કે-"તે ધન કોણે ગ્રહણ કર્યું છે? હે વૃક્ષ! તું સત્ય કહે. આ વિવાદ તારે વિષે રહ્યો છે." ત્યારે વટના કોટરમાં રહેલા તે ભદ્ર શ્રેષ્ઠીએ કહ્યું કે-"હે લોકો! તે ધન સુબુદ્ધિએ ગ્રહણ કર્યું છે, એમ તમે જાણો." તે સાંભળીને સર્વે વિસ્મય પામ્યા. અને રાજાએ સુબુદ્ધિને કહ્યું કે-"હે સુબુદ્ધિ! તું અપરાધી છે. પ્રથમ તે નિધાન મને આપ." તેણે વિચાર્યું કે-"આ જગતમાં વૃક્ષો કદાપિ બોલે જ નહીં. આ દુષ્ટબુદ્ધિની કપટ રચના જણાય છે. વટના કોટરમાંથી જે આ વાણી નીકળી, તેથી હું માનું છું કે-આણે સંકેત કરીને કોઇને અહીં નાંખ્યો છે." પછી તે બોલ્યો કે-"હે મહારાજા! તમને મારે અવશ્ય ધન આપવું છે, પરંતુ આ બાબતમાં કાંઇક વિનંતિ કરવા લાયક છે." ત્યારે "તું વિનંતિ કર." એમ રાજાએ કહેલો તે બોલ્યો કે-"મેં તે ધન ગ્રહણ કર્યું છે, પરંતુ તેને ઘેર લઈ ગયો નથી. અને અહીં વૃક્ષના કોટરમાં નાંખીને હું ઘેર ગયો હતો, પણ બીજે દિવસે જેટલામાં

તે લેવા માટે હું આવ્યો, તેટલામાં ત્યાં ફણાના આટોપે કરીને ભયંકર એક સર્પ મેં જોયો, તથા આ દેવતાવડે અધિષ્ઠિત છે એમ મેં વિચાર્યું. તેથી હે દેવ ! જો તમારી અનુજ્ઞા હોય, તો દ્રવ્યને ગુપ્ત કરનાર તે સર્પને હું અહીં કોઇપણ ઉપાયવડે હણું." ત્યારે "એમ કર" એમ રાજાએ કહ્યું ત્યારે તેણે તત્કાળ કાષ્ઠોવડે વૃક્ષના કોટરને પૂર્ણ કર્યું, તથા તેની બહાર ચોતરફ કાષ્ઠ નાખ્યા. પછી અગ્નિ સળગાવવાનો આરંભ કર્યો ત્યારે છાણાથી ઉત્પન્ન થયેલો મોટો ધૂમાડો થયો તેનાવડે રૂંધાયેલા નેત્રવાળો દુષ્ટ બુદ્ધિનો તે પિતા તત્કાળ પૃથ્વી તળ ઉપર પડ્યો. અને "આ તો ભદ્ર શ્રેષ્ઠી છે" એમ રાજાએ અને લોકોએ તેને ઓળખ્યો "આ શું ?" એમ કૌતુક પામેલા સર્વેએ પૂછેલો તે બોલ્યો કે–"આ દુષ્ટે મારી પાસે કૂટ સાક્ષિપણું કરાવ્યું. મૃષાવાદથી ઉત્પન્ન થયેલું પાપ મને આ ભવમાં જ ફળીભૂત થયું એમ જાણીને હે લોકો ! કોઇએ અસત્ય બોલવું નહીં." એમ કહીને તે સારી બુદ્ધિવાળો ભદ્ર સ્થિર રહ્યો. પછી રાજાએ તેના પુત્રની પાસેથી સર્વ ધન લઇને તેને પોતાના નગરમાંથી કાઢી મૂક્યો. અને સુબુદ્ધિને તે રાજાએ વસ્ત્ર અને અલંકારાદિવડે પૂજ્યો તથા સત્યપણાથી સર્વ લોકની પ્રશંસાને તે પામ્યો. આ લોકને વિષે પણ અસત્ય દુઃખનું કારણ છે, એમ જાણીને હે ચક્રાયુધ રાજા ! તે તારે તજવું.

**અસત્યના વિષયમાં ભદ્ર શ્રેષ્ઠીની કથા.**

સ્થૂલ અદત્તના ત્યાગ નામનું આ ( ત્રીજું ) અણુવ્રત **જિનદત્ત**ની જેમ ગુણ કરનારું છે, તેથી તેને પ્રયત્નવડે પાળવું. નગરના ગુણોવડે વ્યાપ્ત **વસંતપુર** એવા નામનું નગર છે. તેમાં યથાર્થ નામવાળો **જિતશત્રુ** નામે રાજા હતો ત્યાં **જિનદાસ**નો પુત્ર **જિનદત્ત** નામનો જીવાજીવાદિ તત્ત્વને જાણનાર શ્રાવક હતો. પછી યૌવનને પામેલો તે દીક્ષા ગ્રહણ કરવાના અંતઃકરણવાળો થયો, તેથી પ્રાર્થના કર્યા છતાં પણ તે કુલવાન કન્યાના વિવાહને ઇચ્છતો નહોતો એક વખત મિત્રમંડળ સહિત તે ઉપવનમાં ગયો, અને ત્યાં ઊંચા શિખરવાળું જિનાલય તેણે જોયું. ત્યારે વિધિવડે તેમાં પ્રવેશ કરીને પુષ્પાદિકવડે જિનેશ્વરની પૂજા કરીને તેણે ચૈત્યવંદન કર્યું. તે વખતે ઉત્તરીય વસ્ત્રવડે ઢાંકેલા મુખવાળી એક કન્યાએ આવીને શ્વેત દ્રવ્યવડે જિનપ્રતિમાનું મુખમંડન કર્યું. પછી જિનબિંબના કપોલમાં પત્રવેલને રચતી તેણીને જોઇને આશ્ચર્ય પામેલા જિનદત્તે મિત્રોને આ પ્રમાણે કહ્યું (પૂછ્યું). કે–"હે મિત્રો ! આ કોની પુત્રી છે ?" તેઓ બોલ્યા કે–"**પ્રિયમિત્ર** સાર્થવાહની આ પુત્રી તારા જાણવામાં શું નથી ? આ **જિનમતી** નામની જેમ સ્ત્રીઓના મુગટ સમાન છે તેમ તું પણ રૂપાદિક ગુણે કરીને પુરુષોના શિરોમણિ સમાન છે. જો વિધાતા ગૃહવાસવડે તમારા બન્નેનો સંયોગ કરે, તો તેના નિર્માણનો પ્રયાસ સફળ થાય." જિનદત્ત બોલ્યો કે–"હે મિત્રો ! આ ઠેકાણે મારી સાથે જે તમે હાસ્ય કર્યું, તે તમે યોગ્ય કર્યું નથી. બીજાનો અભિપ્રાય જાણવામાં નિપુણ અને અનુસરનારા એવા પણ તમે દીક્ષા લેવાના આશયવાળા મને શું નથી જાણતા ?

સુખમંડનની કળાના કૌતુકથી મેં તમને આ પૂછયું છે. અન્યથા તો હે મિત્રો ! અહીં આ કથા કરવી યોગ્ય નથી." આ પ્રમાણે કહીને રહેલા તેને જિનમતીએ જોયો, અને સુંદર આકારવાળા તેને વિષે તેણીનો અનુરાગ થયો તે તેણીનો મનમાં રહેલો અભિપ્રાય સખીઓએ જાણ્યો. પછી ઘેર પ્રાપ્ત થયેલી તેઓએ તે અભિપ્રાય તેણીના માતાપિતાને જણાવ્યો. જિનદત્ત પણ ઘેર જઈને ભોજન કરીને તથા દુકાને દ્રવ્ય ઉપાર્જન કરવા માટે વ્યાપાર કરવા લાગ્યો. જિનમતીના પિતાએ જિનદાસની પાસે જઈને કન્યાદાન કર્યું. એણે પણ હર્ષથી તે અંગીકાર કર્યું. ઘેર આવેલા પુત્રને તે વૃત્તાંત પિતાએ જણાવ્યો, અને તે દીક્ષાની અભિલાષાવાળો હોવાથી માનતો નહોતો. જિનાલયમાં જવા વિગેરેનો પોતાનો વૃત્તાંત નિવેદન કરીને તે પિતાવડે વિવાહને માટે ફરીથી કહેવાયેલો મૌન રહ્યો. પછી કોઈક દિવસે પોતાના ઘરમાંથી નીકળતી તે કન્યાને નગરના આરક્ષક **વસુદત્ત** નામના યોગીએ જોઈ. ત્યારપછી અનુરાગ ઉત્પન્ન થવાથી તેણે જઈને તેણીના પિતા પાસે તેની માગણી કરી. ત્યારે તેણે 'જિનદત્તને આપી છે' એમ કહ્યું ત્યારે રોષ પામેલો તે દુષ્ટાત્મા જિનદત્તને મારવાની બુદ્ધિથી નિરંતર તેના છિદ્રને શોધનાર થયો. પછી એક દિવસ અશ્વ વહન કરવાની ક્રીડાવડે ઉદ્યાનમાં ગયેલ રાજાના કાનનું કુંડલ અશ્વ વેગથી ચાલતો હોવાથી પડી ગયું. તે રાજકુળમાં આવેલા તે રાજાએ જાણ્યું ત્યારે તેની શોધ કરવા માટે વસુદત્તને આજ્ઞા આપી. તેને માટે તે જેટલામાં ચાલ્યો તેટલામાં તેની આગળ ચાલતો જિનદત્ત કોઈક કાર્યવડે બહાર જવા પ્રવર્ત્યો. માર્ગમાં તે કુંડલ જોઈને તે દૂર ચાલ્યો, કેમકે સજ્જનો પરના દ્રવ્યને ઢેફા જેવું જુએ છે. વસુદત્ત પોતે ત્યાં આવ્યો, અને આ શું છે ? એમ વિચારતાં તેણે તે કુંડલ જોઈને તથા ગ્રહણ કરીને તરત જ રાજાને આપ્યું. રાજા બોલ્યો કે-" હે ભદ્ર ! તેં ક્યાંથી પ્રાપ્ત કર્યું ? " ત્યારે 'જિનદત્ત પાસેથી મેં પ્રાપ્ત કર્યું.' એમ તે દુષ્ટ બુદ્ધિવાળો બોલ્યો, " અહો ! શું જિનદત્ત પરદ્રવ્યનું હરણ કરે છે ? " એમ રાજાએ પૂછયું ત્યારે વસુદત્ત ફરીથી બોલ્યો, કે- " હે પ્રભુ ! જિનદત્તની જેવો બીજો કોઈ પણ તસ્કર છે નહીં, કે જે બીજાના જોતાં છતાં પણ હંમેશાં બીજાનું ધન હરી લે છે." ત્યારે મનમાં ક્રોધ પામેલા રાજાએ આજ્ઞા આપી કે " આનો વધ કરવો " ત્યારે વસુદત્તે પણ તેને બાંધીને ગધેડા ઉપર આરોપણ કર્યો. તેનું શરીર રાતા ચંદનવડે લીંપ્યું હતું, રસ રહિત ડીંડીંગ વાગતા હતા. માણસો હાહારવ કરતા હતા. આ રીતે નગરીની મધ્યે લઈ જવાતા તેને ઘરમાંથી નીકળેલી જિનમતીએ જોયો. અને અતિ ગુપ્ત રુદન કરતી તેણીએ આમ વિચાર્યું કે-" ધર્મનો અર્થી, દયાવાળો, દેવ અને ગુરુની ભક્તિમાં તત્પર તથા નિરપરાધી આ જિનદત્ત અરે ! કેવી દુર્દશાને પામ્યો ? " તે વખતે કપટ રહિત સ્નેહવડે વહાલી તેણીને જોઈને તત્કાળ અનુરાગને વશ થયેલા જિનદત્તે પણ પોતાના મનમાં વિચાર કર્યો કે " અહો ! આની કોઈ પણ અકૃત્રિમ ( સ્વાભાવિક ) પ્રીતિ મારે વિષે વર્તે છે કે જે

મારા કષ્ટને જોઇને તત્કાળ ભાગીદાર થઈ. જો આજે આ કષ્ટથી મારો મોક્ષ થશે, તો હું કેટલોક કાળ આની સાથે ભોગ ભોગવીશ. અન્યથા સાગાર અનશન મારે હો." આ પ્રમાણે વિચારતા તેને દુષ્ટ આશયવાળા આરક્ષક પુરુષો વધને સ્થાને લઈ ગયા. પોતાના મનની ઇચ્છા પ્રમાણે વર્તનારી અને કરેલા નિશ્ચયવાળા પ્રિયમિત્રની પુત્રી તે કન્યાએ ગૃહચૈત્યમાં જઈ કાયોત્સર્ગ કર્યો અને ચિત્તમા આ પ્રમાણે વિચાર્યું કે-"હે માતા જિનેશ્વરની શાસનદેવતા! જો હું જૈનશાસન-(ધર્મ)વાળી હોઉં, તો મારું સાંનિધ્ય કર." ત્યારે તેણીના અને તેના (જિનદત્તના) સારા શીળવડે તુષ્ટમાન થયેલી શાસનદેવતાએ તત્કાળ ત્રણ વાર તૃણની જેમ શૂળિકાને ભાંગી નાંખી. ત્યારે તેને વૃક્ષ ઉપર બાંધ્યો. તે દોરડું પણ તરત જ તૂટી ગયું. પછી ખડ્ગના પ્રહાર કર્યા, તે પણ પુષ્પની માળા જેવા થયા. આવો તેનો અતિશય જોઇને વિસ્મય પામેલા આરક્ષક પુરુષોએ આવીને તે વૃત્તાંત રાજાને કહ્યો ભય અને વિસ્મયથી ભરપૂર થયેલ તે રાજા જલ્દી ત્યાં જઇને જિનદત્તને હાથી ઉપર ચડાવીને પોતાને ઘેર લાવ્યો પછી રાજાએ પૂછેલા જિનદત્તે સર્વ વૃત્તાંત તેને કહ્યો અને જીવદયામા તત્પર તેણે તે આરક્ષક પુરુષનું પણ રક્ષણ કર્યું. પછી રાજાએ અનુજ્ઞા આપેલો તે પોતાને ઘેર ગયો. તેના પિતાદિક સર્વે સ્વજનો પણ અત્યંત આનંદ પામ્યા. પ્રિયમિત્રે આવીને બુદ્ધિમાન જિનદત્તને પોતાની પુત્રીએ દેવતાની આરાધના કરી તે વગેરે વાત કહી. ત્યારે તુષ્ટમાન થયેલ તે જિનદત્ત સારા મુહૂર્તે મહોત્સવપૂર્વક તે જિનમતી સતીને પરણ્યો. પછી કેટલોક કાળ તેણીની સાથે ભોગ ભોગવીને વિરક્ત આત્માવાળા તેણે **સુસ્થિત** આચાર્યની પાસે દીક્ષા લીધી. ચિરકાળ સુધી ખડ્ગની ધાર જેવી દીક્ષા પાળીને તે બન્ને સમાધિમાં તત્પર થઈને છેવટ મરીને સ્વર્ગે ગયા.

**આ પ્રમાણે પરધનહરણની વિરતિને વિષે જિનદત્તની કથા કહી**

ઔદારિક અને વૈક્રિય એમ બે પ્રકારનું મૈથુનવ્રત છે. તેમાં તિર્યંચ અને મનુષ્યના ભેદે કરીને ઔદારિક બે પ્રકારનું હોય છે તથા વૈક્રિયમૈથુન દેવીને વિષે રહેલું એક જ પ્રકારનું જાણવું. આ વ્રત સર્વવ્રતોને મધ્યે દુઃસહ છે જેમ **કરાલપિંગ** નામનો પુરોહિત દુઃખનું સ્થાન થયો, તેમ પરદારામાં આસક્ત થયેલા પ્રાણીઓને અનેક પ્રકારનાં દુઃખો થાય છે." ત્યારે "કરાલપિંગ નામનો કોણ હતો?" એમ ચક્રાયુધ રાજાએ પૂછેલા ભગવાન આ પ્રમાણે બોલ્યા કે-"હે રાજા!

આ ભરતક્ષેત્રને વિષે **નલપુર** નામનું નગર છે. તેમાં મહાભુજાવાળો **નલપુત્ર** નામનો રાજા હતો. તેને કરાલપિંગ નામનો અતિઇષ્ટ પુરોહિત હતો તે શાંતિ કર્મમાં નિપુણ અને રૂપ, યૌવન તથા ધનવાળો હતો. તે નગરમા મોટા શ્રેષ્ઠીનો પુત્ર **પુષ્પદેવ** નામનો શ્રેષ્ઠી વણિક તે પુરોહિતનો મિત્ર રહેતો હતો. તેને પતિવ્રત વિગેરે સ્ત્રીઓના ગુણોવડે ભૂષિત કરાયેલી, શ્રેષ્ઠ અને પ્રાણને વહાલી **પદ્મશ્રી** નામની ભાર્યા હતી. પછી કોઇક

દિવસ તે પુરોહિત કાંઇક હિતકારક કર્મવડે રાજાએ તુષ્ટમાન (પ્રસન્ન) કર્યો, ત્યારે તેણે તેને વરદાન આપ્યું. ત્યારે વિષયમા આસક્ત ચિત્તવાળા તેણે આ પ્રમાણે માગ્યું કે–"હે પ્રભુ! મારે આ નગરમાં ઇચ્છા પ્રમાણે સ્ત્રીઓ સાથે ક્રીડા કરવી" રાજા બોલ્યો કે–"અહીં જે કોઇ સ્ત્રી તને ઈચ્છે, તેને તારે સર્વદા સેવવી, પરંતુ બીજી(ઇચ્છા વિનાની)ને સેવવી નહીં. અને જો નહીં ઈચ્છતી સ્ત્રીની સાથે ક્રીડા કરીશ, અથવા તેની પ્રાર્થના કરીશ, તો પારદારિકની જેમ તારો હું દંડ કરીશ." પછી તે નગરમાં ઇચ્છા પ્રમાણે ફરતા તે પુરોહિતે એક દિવસ પુષ્પદેવની પ્રિયા પદ્મશ્રીને જોઇ. ત્યારે વિદ્યુલ્લતા નામની તેણીની દાસીને તેણે કહ્યું, કે–"હે ભદ્રા! આ જે પ્રમાણે મને ઇચ્છે, તે પ્રમાણે તેણીને તું કહે." સતીપણાનું પાલન કરતી તે કોઈ પણ પ્રકારે તેને ઈચ્છતી નહોતી, ત્યારે કોઇક દિવસ કરાલપિંગે પોતે ક્રીડા કરવા માટે તેણીને પ્રાર્થના કરી. ત્યારે તે બોલી કે–"તું આવું ન બોલ, તારો મિત્ર આ જાણશે." તે બોલ્યો–"જે રીતે આ અન્ય સ્થાને જાય, તે રીતે હું કરીશ." પછી તેણીએ તેની સમગ્ર વાત પોતાના પતિને કહી. ત્યારે તે વચનને મનમાં ધારણ કરીને તે કાળને જોતો (વિચારતો) રહ્યો. પછી એક દિવસ તે પુરોહિતે વિદ્યાના સામર્થ્યથી રાજાના મસ્તકને વિષે દુઃસહ પીડા ઉત્પન્ન કરી. ત્યારે રાજાએ તેને બોલાવીને તે સ્વરૂપ તેને કહ્યું. ત્યારે તે મંત્રવાદીએ તે મસ્તકની પીડા દૂર કરી. ફરીથી તુષ્ટમાન થયેલા રાજાએ તેને કહ્યું કે–"કાંઇક માગ." તેણે પણ કહ્યું કે–"હે દેવ! આ મારું વચન તમે કરો.–કિંજલ્પી નામના દ્વીપને વિષે સારા સ્વરવાળા કિંજલ્પિક જાતિના પક્ષીઓ છે. તેને જોવાથી જ તે સુખને આપનારા થાય છે, તેથી તેમને લાવવા માટે પુષ્પદેવ વણિકને મોકલો" રાજાએ પણ તે અંગીકાર કરીને તે લાવવા માટે તેને વિદાય કર્યો (આજ્ઞા આપી) તે બુદ્ધિમાન પણ "પુરોહિતનું કરેલું આ છે" એમ જાણીને તથા "દેવની આજ્ઞા પ્રમાણ છે." એમ બોલીને પોતાને ઘેર ગયો. પછી તેણે વિશ્વાસુ માણસોની પાસે પોતાના ઘરની અંદર ભૂમિગૃહ (ભોંયરૂં) કરાવ્યું, અને તેની ઉપર યંત્રનો પલ્યંક કરાવ્યો. તથા તે માણસોને કહ્યું કે–"જો અહીં પુરોહિત આવે, તો તેને ગુપ્ત રીતે જ બાંધીને મારી પાસે લાવવો." આ પ્રમાણે તેઓને આદેશ આપીને પછી તે પોતાના ઘરમાંથી નીકળીને દેશાંતરમા જવા માટે નગરની બહાર જઈને કોઈક ઠેકાણે રહ્યો પછી હર્ષ પામેલો કરાલપિંગ પુષ્પદેવને ઘેર ગયો, ત્યાં યંત્રના બનાવેલા પલ્યંક ઉપર તેને બેસાડ્યો. અને પછી તરતજ ભૂમિગૃહમાં પડ્યો. ત્યાં રહેલા મનુષ્યોએ તેને મયૂરબંધવડે બાંધીને પુષ્પદેવને સોંપ્યો. ત્યારે તે પોતાની સાથે તેને દેશાંતરમાં લઇ ગયો પછી છ મહિને પાછો વળીને ફરીથી તે પોતાના નગરમાં આવ્યો. પછી મીણને ગાળીને તેનાવડે પુરોહિતના શરીરને લીંપીને પછી પાંચ વર્ણના પીંછાવડે તેના શરીરને ચોતરફ સુશોભિત કર્યું. પછી રાજાની પાસે જઇને પુષ્પદેવે વિનંતિ કરી કે "હે દેવ! પક્ષીઓ મેં ઘણા ગ્રહણ કર્યા હતા, પરંતુ માર્ગમાં આવતાં તે સર્વે નાશ (મરણ) પામ્યા. માત્ર એક જ આણ્યો છે, તો

શું તેને હું તમને દેખાડું ?" રાજાએ કહ્યું કે-"તે પક્ષીને અહીં લાવીને મને દેખાડ, કે જેથી તેના સારા સ્વરને સાંભળું, અને જોઉં." ત્યારે તેણે જલદીથી તેને લાવીને રાજાની પાસે મૂકયો. રાજા બોલ્યો કે-"અહો! આનું રૂપ અપૂર્વ છે, કે જેથી આ મનુષ્યની જેવો છે અને પાંખોવડે યુક્ત છે. તો હવે તું મને કાનને સુખ આપનાર આનો સ્વર સંભળાવ." ત્યારે તેણે પ્રમાર્જન( ચાબૂક ) લઇને તેની આરવડે તેને અત્યંત વિંધ્યો, અને "તું બોલ." એમ કહ્યું. ત્યારે "હું શું બોલું ?" એમ તે બોલ્યો. રાજા પણ તેનું દર્શન જોઈને તથા તેને ઓળખીને બોલ્યો, કે-"હે પુષ્પદેવ! આ પક્ષી મારા પુરોહિત જેવો દેખાય છે" ત્યારે "તે જ આ છે." એમ તેણે કહ્યું ત્યારે ફરીથી રાજા બોલ્યો કે-"આને આવો કેમ કર્યો ?" ત્યારે તેણે તેની કથા કહી. પછી રાજાએ આરક્ષક પુરુષોને આ પ્રમાણે આદેશ આપ્યો કે-"અરે! આ અન્યાય કરનારા અધમને, મારી નાખો." ત્યારે તેઓએ વિવિધ પ્રકારની વિડંબના કરીને, આખા નગરમાં ભમાડીને તેને મારી નાખ્યો. તે ઘોર નરકમાં ગયો. ત્યાં પણ જાજ્વલ્યમાન લોઢાની પુતળીને આલિંગન કરવા વિગેરે દુઃખોને સહન કરીને તે અપાર સંસારમાં ભમશે.

**આ પ્રમાણે ચોથા વ્રતને વિષે કરાલપિંગની કથા કહી.**

સ્થૂળ પરિગ્રહવ્રત સચિત્ત, અચિત્ત અને મિશ્ર ભેદવડે ત્રણ પ્રકારનું છે. તથા અહો! તે નવ પ્રકારે હોય છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ( ઘર ), રૂપ્ય, કુપ્ય, સુવર્ણ, દ્વિપદ અને ચતુષ્પદ-આ નવ પ્રકારના પરિગ્રહને વિષે પ્રમાણ કરવું. આનાથી નિવૃત્ત નહીં થયેલા પ્રાણીઓને આ જગતમાં **સુલસ** શ્રાવકની જેમ નિરંતર દુઃખો પ્રાપ્ત થાય છે." ત્યારે ચક્રાયુધ રાજા બોલ્યો કે-"હે ભગવાન! આ સુલસ કોણ છે?" શ્રી શાંતિનાથ પ્રભુ બોલ્યા કે-

આ ભરતક્ષેત્રને વિષે **અમરપુર** નામનું નગર છે. તેમાં **અમરસેન** નામનો બળવાન રાજા હતો તેમાં વિવેકવાળો, સ્થિર સમકિતવાળો, જિનેશ્વર અને સાધુને પૂજનારો **વૃષભદત્ત** નામનો શ્રેષ્ઠી શ્રાવક રહેતો હતો. તેને ગુણોવડે યુક્ત **જિનદેવી** નામની ભાર્યા હતી. તેમને સુંદરતાના સારના કળશ સમાન **સુલસ** નામનો પુત્ર હતો. પછી તે યૌવનને પામ્યો. ત્યારે માતાપિતાએ તેને **જિનદાસ**ની પુત્રી **સુભદ્રા** નામની કન્યા પરણાવી. પછી તે પિતાના ઉપદેશથી ગુરુની પાસે ગયો ત્યાં શ્રાવકના વ્રતો તેણે ગ્રહણ કર્યા, પરંતુ પરિગ્રહનું પ્રમાણ ગ્રહણ કર્યું નહીં. તે કળાને વિષે રસિક હતો, અને વિષયોમા રાગી નહોતો. તેવા પ્રકારનો તેને જોઇને શેઠાણીએ શેઠને કહ્યું, કે-"હે નાથ! આપણો પુત્ર જેથી કરીને નિઃસ્પૃહી દેખાય છે, તેથી તમે તે પ્રકારે કરો, કે જે પ્રકારે તે વિષયની ઇચ્છાવાળો થાય." શેઠ બોલ્યા કે-"તું આવું ન બોલ, કેમકે જન્મ

જન્મને વિષે અભ્યાસ કરેલા પદાર્થોને વિષે પ્રાયે કરીને પ્રાણી પોતાની જાતે જ પ્રવર્તે છે." તો પણ તેણીના અતિઆગ્રહને લીધે શ્રેષ્ઠીએ પોતાના પુત્રને ચતુરાઇ શીખવા માટે દુર્લલિતના સમૂહને સોંપ્યો. તેઓએ તેને કલાનો અભ્યાસ વિસ્મરણ કરાવ્યો, અને કૌતુક દેખાડવાથી એક દિવસ **કામપતાકા** નામની વેશ્યાને ઘેર તેને લઇ ગયા. સંભ્રમવાળી તેણીએ અને અક્કાએ 'આ ધનવાન છે' એમ જાણીને સ્વાગત કરવાવડે અને આસન આપવાવડે તેની પૂજા કરી ( સત્કાર કર્યો. ) તેના ઉપર મિત્રોના ઉપદેશથી તે બેઠો. પછી સર્વ ભાષામાં નિપુણતાવાળી તેણીએ ગોષ્ઠી( વાતો ) આરંભી. તેણીની વાકયરચનાથી આક્ષિપ્ત થયેલા ( ખેંચાયેલા ) તેને જાણીને તે સર્વ પાપી મિત્રો ધીમે ધીમે પોતપોતાને સ્થાને ગયા. તેણીએ તેને તે રીતે રંજન( રાગી ) કર્યો કે જે રીતે તેણીના મંદિરમાંથી તે નીકળ્યો નહીં. અને તેના માતાપિતા ધન મોકલવા લાગ્યા ત્યાં સુલસ સોળ વર્ષ સુધી રહ્યો ત્યારે તેના માતાપિતા મરણ પામ્યા. એટલે તેની ભાર્યા તે જ પ્રમાણે ધન મોકલવા લાગી. ધન ક્ષીણ થયું ત્યારે તે અલંકારો મોકલવા લાગી. અક્કાએ તે અલંકારો તથા હજાર રૂપીયા તેણીને આપ્યા. પછી તેણીએ કામપતાકાને કહ્યું કે–" હે પુત્રી ! તારો પતિ ધનરહિત થયો છે, તેથી તેનો તું ત્યાગ કર." ત્યારે–" હે માતા ! જેણે ઘણું ધન આપ્યું તેનો કેમ ત્યાગ કરાય ?" એમ અનુરાગવાળી તેણીએ કહ્યું ત્યારે ફરીથી કુટ્ટિની( અક્કા ) બોલી, કે–" વેશ્યાના ધર્મને વિષે આ પ્રમાણે છે કે–વૈભવથી શોભતા પુરુષને સદા સેવવો, પરંતુ રસ કાઢેલી શેરડીની જેમ નિર્ધનનો ત્યાગ કરવો " આમ કહ્યા છતાં પણ જેટલામાં તેણીએ સુલસનો ત્યાગ ન કર્યો, તેટલામાં એક વખત પોતે જ અક્કાએ તેને આ પ્રમાણે કહ્યું, કે–" હે ભદ્ર ! તું એક ક્ષણવાર હમણાં નીચેની ભૂમિમાં ઉતર, કે જેટલામાં ધૂળથી વ્યાપ્ત થયેલી આ ચિત્રશાળાને હું સાફ કરૂં " ત્યારે તેણીના અભિપ્રાયને જાણતો તે નીચે ઉતરીને રહ્યો ત્યારે દાસીએ તેને કહ્યું કે–" હે લજ્જારહિત ! હજુ પણ તું અહીં કેમ રહે છે ?" ત્યારે તે ઘરમાંથી નીકળીને તે પોતાના ઘર તરફ ચાલ્યો. જેમ સ્વર્ગમાંથી ચવીને દેવ મનુષ્ય ભવ તરફ ચાલે અને ખેદ પામે તેમ તે ખેદ પામ્યો. સાધુના શરીરની જેવું લેપરહિત, પક્ષીની જેમ અર્ગલા( સાંકળ ) રહિત અને વાડરહિત છતાં પણ અનિવૃત્તિને( અશાંતિને ) કરનાર પોતાનું ઘર તેણે જોયું. પાસે રહેલા એક માણસને તેણે પૂછયું કે–" ભદ્ર ! શું આ વૃષભદત્તનું ઘર છે કે નહી ?" ત્યારે તેણે " હા, તે જ છે." એમ કહ્યું ત્યારે તે બોલ્યો કે–" કેમ આવું દેખાય છે ? શું શ્રેષ્ઠી કુશળ વર્તે છે કે નહીં ?" ત્યારે શેઠ અને શેઠાણીના મરણ વિગેરેની વાત તેણે સુલસને કહી. તે સાંભળીને તે પણ વિચાર કરવા લાગ્યો, કે–" હા ! વેશ્યામાં આસક્ત થયેલા અને પાપી મેં કુપુત્રે દુઃખે કરીને પ્રતીકાર( સેવા ) કરી શકાય તેવા માતાપિતા મરણ પામ્યા, તે પણ મેં જાણ્યા નહીં. આ પિતાનું ઘર કુબેરના ઘર જેવું હતું, તેને વ્યસનવાળા મેં પ્રેતના વન જેવું કર્યું. મિત્ર, સ્વજન અને લોકોને હું પાપી

લક્ષ્મીના લાભ વિના મારું મુખ શી રીતે દેખાડીશ ? " એમ વિચારીને તે સ્થાનથી પાછો વળીને નગરની બહાર જીર્ણ ઉદ્યાનમાં ખરલતાના પત્ર પર ઉપર છરીવડે લખ્યું, કે–" સ્વસ્તિ શ્રી જિનાધીશને નમીને સુલસ પોતાની પ્રિયાને પોતાની કુશળતાની વાતવડે આનંદ પમાડીને શીઘ્રપણે આ પ્રમાણે સંદેશો આપે છે, કે–" હે પ્રિયા ! આજે હું વેશ્યાના ઘરથી નીકળ્યો છું. તે વખતે માતાપિતાના મરણની વાત સાંભળીને લજ્જાને લીધે હું તારી પાસે આવ્યો નથી. હવે દેશાંતરમાં જઇને તથા મનવાંછિત લક્ષ્મીને ઉપાર્જન કરીને થોડા દિવસમાં જ હું અહીં આવીશ. તારે ખેદ કરવો નહીં. " આ પ્રમાણે અક્ષરોની પંક્તિ છરીના અગ્રભાગવડે લખીને પૂરેલા અંગારાની મેષવડે તેણે તે પત્ર બીડી દીધું. તે વખતે તેની પ્રિયાની દાસી દૈવયોગે ત્યાં આવી. તેણીને તે પત્ર આપીને તે પરદેશમાં ગયો

એક નગરમાં જઇને તેના એક જીર્ણ ઉદ્યાનમાં રહ્યો, ત્યાં તેણે પલાશ વૃક્ષના અંકુરાને જોઈને આ પ્રમાણે વિચાર્યું, કે–" વૈભવ વિના પલાશ વૃક્ષનો અંકુરો હોય નહીં. બિલ્વ અને પલાશની નીચે અવશ્ય અલ્પ કે ઘણું દ્રવ્ય હોવું જોઇએ. સૂક્ષ્મ અંકુરો જોવાથી તેણે થોડું દ્રવ્ય જાણ્યું. તથા તેનો વર્ણ ઉજ્વળ હોવાથી સુવર્ણ છે એમ જાણ્યું. પછી " ધરણેંદ્રને નમસ્કાર થાઓ, શ્રી કુબેરને નમસ્કાર થાઓ." ઇત્યાદિ મંત્રનો ઉચ્ચાર કરતા તેણે તે સ્થાન ખોધ્યું. હજાર દીનારના પ્રમાણવાળા પ્રાપ્ત કરેલા તે નિધાનને પોતાના વસ્ત્રની અંદર ગોપવીને તેણે નગરમાં પ્રવેશ કર્યો અને એક વણિકની દુકાને બેઠો અને ઘણા ગ્રાહકોવડે વ્યાકુળ થયેલા તેને તે સુલસે સહાય કરી. તેની ચતુરાઈ જોઇને હર્ષ પામેલા શ્રેષ્ઠીએ વિચાર્યું કે–" અહો ! આ સત્પુરુષનું વિજ્ઞાન પુણ્ય સહિત છે, કે જેથી આની સહાયથી મને આજે મોટો લાભ થયો છે, તેથી આ સામાન્ય માણસ નથી. " એમ વિચારીને તે બોલ્યો, કે–" હે મહાશય ! કયા ગામથી અથવા નગરથી તું આવ્યો છે ? " સુલસ બોલ્યો કે–" હે ભદ્ર ! હું અમરપુરથી આવ્યો છું. " ત્યારે " તું કોનો પરોણો છે ? " એમ શ્રેષ્ઠીએ પૂછેલો તે " તમારો જ છું " એમ બોલ્યો. ત્યારે તે તેને પોતાને ઘેર લઇ ગયો. અને તેને અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન તથા ભોજન કરાવ્યું. પછી ફરીથી તે શ્રેષ્ઠ શ્રેષ્ઠીએ તેને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે સુલભ બોલ્યો કે–" હે તાત ! ધન ઉપાર્જન કરવા માટે હું અહીં આવ્યો છું, તેથી કોઈક દુકાન મને દેખાડો. " પછી ભાડાવડે એક દુકાન લઈને વેપાર કરતા તેને છ મહિને તે દીનારો બમણી થઇ. પછી કરીયાણા લઈને મોટા સાર્થ સહિત તે સમુદ્રને કાંઠે રહેલા **તિલકપુરને** વિષે ગયો. ત્યાં પણ મનને વાંછિત લાભ ન થવાથી તે વહાણ ઉપર ચડીને **રત્નદ્વીપમાં** ગયો. ત્યાં ભેટ લઈને રાજાની પાસે ગયો તેણે પણ અર્ધ દાણ લઇને તેના ઉપર પ્રસાદ કર્યો. ત્યાં તેણે રત્નો પ્રાપ્ત કર્યા અને વાંછિત લાભ પ્રાપ્ત કર્યો. તેથી તે ફરીથી પોતાના દેશ તરફ જવા પ્રવર્ત્યો. લક્ષ્મી ગ્રહણ કરીને તે ચાલ્યો ત્યારે જાણે પોતાના વિયોગથી પીડા પામેલું

સમુદ્રનું મન ફૂટી જાય તેમ તે વહાણુ ફૂટી ગયું. ત્યારે કાંઇક પાટિયું પામીને તેને છાતી સાથે આલિંગન કરીને પાંચ દિવસે તે સુલસ સમુદ્રના પારને પામ્યો. ત્યાં કોમળ કેળના ફળોવડે આજીવિકા કરી અને પાણી શોધીને પીધું. પછી સ્વસ્થ થઇને તેણે વિચાર્યું કે-" બીજાને અસાધારણ સમૃદ્ધિને પામીને પણ દૈવે મને બીજા હાથવાળો ( ખાલી હાથવાળો-નિર્ધન ) કર્યો અહો ! પાપનું ફળ જો. વિપત્તિને વિષે પણ મારે પુરુષાર્થ તજવો ન જોઇએ, કેમકે વિદ્વાનો વિશેષે કરીને આવું વચન કહે છે, કે-" નીચ પુરુષો વિઘ્નના ભયને લીધે કાર્ય કરવાનો આરંભ કરતા નથી, મધ્યમ પુરુષો કાર્યનો આરંભ કરીને કાંઇક વિઘ્ન પ્રાપ્ત થાય ત્યારે તેને તજે છે, અને ઉત્તમ પુરુષો તો હજારો વિઘ્નો થયા છતાં પણ આરંભ કરેલા પ્રશસ્ત( સારા ) કાર્યને કોઇ પણ રીતે તજતા નથી. " આ પ્રમાણે વિચારીને સુલસ આગળ જવા પ્રવર્ત્યો. ત્યાં એક ઠેકાણે કૌતુક સહિત તેણે ગીધ પક્ષીઓનો નિપાત[1] જોયો. તેને અનુસારે ત્યાં ગયેલા તેણે એક શબ( મડદું ) જોયું. અને તેની ગાંઠે કોટિ મૂલ્યવાળા પાંચ રત્નો જોયાં. ત્યારે તેણે વિચાર્યું કે-" મેં પ્રથમ અદત્તાદાનની નિવૃત્તિ કરી છે, પરંતુ આ દ્રવ્ય સ્વામિરહિત છે, માટે ગ્રહણ કરવા લાયક છે. આના મૂળ ધનવડે આના સ્વામીને ઘણું પુણ્ય થાઓ, એટલા ચૈત્યો કરાવીશ. " એ પ્રમાણે વિચારીને અને તે રત્નો ગ્રહણ કરીને તે ચાલ્યો, અને સમુદ્રને કાંઠે **વેલાકુલ** નામના નગરમાં આવ્યો. ત્યાં **શ્રીસાર** નામના શ્રેષ્ઠીને ઘેર ગયો તેણે પણ તેની ભોજનાદિક ઉચિત ક્રિયા કરી ત્યાં બે રત્નને બે કોટિવડે વેચીને તેના કરિયાણાં લઇને તે પોતાના દેશ તરફ ચાલ્યો. મોટા સાર્થ સહિત મોટા અરણ્યમાં પ્રાપ્ત થયો. ત્યાં મધ્યાહ્ન સમયે એક પ્રદેશમાં તે સાર્થ રહ્યો. સર્વ સાર્થના લોકો ધાન્ય પકાવવા વિગેરે કાર્યમાં વ્યગ્ર થયા, તે વખતે કોઇપણ ઠેકાણેથી તર્ક વિના ( અકસ્માત્ ) આવીને ભિલ્લ ચોરોએ તે સાર્થને લૂંટયો. તે વખતે કોઇપણ ગર્વવાળો સુલસ પરિવાર સહિત બખ્તર પહેરીને તે ચોરના સૈન્ય સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. ભિલ્લોએ જીતેલા તે સુલસના મનુષ્યો નાશી ગયા, અને યુદ્ધ કરતા સુલસને તે ચોરોએ પકડયો. પછી તેને એક વણિકની પાસે વેચ્યો, અને તે વણિકે દ્રવ્યના લાભથી પરકૂળને વિષે મનુષ્યના લોહીના અર્થી લોકની પાસે વેચ્યો. ત્યાં મનુષ્યોના શરીરમાંથી લોહી ખેંચે છે, તેને કુંડામાં નાંખે છે, તેમાં જંતુઓ ઉત્પન્ન થાય છે, તે જંતુઓવડે કૃમિરાગ થાય છે, તેનાવડે વસ્ત્ર રંગાય છે, અને તે ( વસ્ત્ર ) અગ્નિવડે બળે તો તેની રાખ પણ રાતા વર્ણવાળી થાય છે. આવા પ્રકારના દુ:ખને સહન કરતા તે રૂધિરથી વ્યાપ્ત શરીરવાળા સુલસને સામુદ્રિક પક્ષી આકાશમાં લઇ ઉડયો. અને **રોહણ** પર્વત ઉપર તે તેને લઇ ગયો. ત્યાં તેને શિલાતલ ઉપર મૂકીને ખાવા માટે ઉદ્યમી

1. આકાશમા ભમીને નીચે આવી પડવું.

થયેલા તે પક્ષીને બીજા પક્ષીએ જોયો. તે બન્ને પક્ષી કલહ કરવા લાગ્યા ત્યારે તે ગુફામાં પેઠો. પછી તે બે પક્ષીઓ અન્ય ઠેકાણે ગયા ત્યારે તે ગુફામાંથી નીકળ્યો. પછી એક પાણીના ઝરણાને વિષે પાણીવડે પોતાના શરીરને ધોઇને સંરોહિણી ઔષધિના રસવડે તેણે શરીરના વ્રણોને રૂઝવ્યા પછી તે પર્વત ઉપરથી નીચે ઉતર્યો. ત્યાં ખાડાની ધૂળના સમૂહને, હાથમાં કોદાળીવાળા મનુષ્યોને અને પંચકુળને જોયા. ત્યારે તેણે એક મનુષ્યને પૂછ્યું કે-" હે ભદ્ર ! આ પર્વત કયો છે ? આ દેશ કયો છે ? અહીં રાજા કોણ છે ? તથા બીજું ( જાણવા જેવું ) શું છે ? તે તું મને કહે " તે મનુષ્યે કહ્યું કે-" જે દેશાંતરમાં જાય છે, તે તેના સ્વરૂપને જાણે છે, તું તો નામ પણ જાણતો નથી. જો તું કાંઈ પણ જાણતો નથી, તો શું તું આકાશમાંથી પડ્યો છે ? કે શું પાતાળમાંથી નીકળ્યો છે ? તું અહીં શી રીતે આવ્યો છે ? " સુલસ પણ બોલ્યો કે-" સત્ય છે, હુ આકાશથી પડ્યો છું. " ત્યારે ફરીથી " શી રીતે ? ( આકાશમાં પડયો ? ) " એમ તેણે કહ્યું ત્યારે સુલસે પણ આ પ્રમાણે કહ્યું, કે-" એક વિદ્યાધર મારો મિત્ર છે. તેણે તે-( પર્વત )નું રૂપ દેખાડવા માટે મેરુપર્વત ઉપર આકાશમાર્ગે મને લઇ જવાનો આરંભ કર્યો. તે અવસરે તેનો શત્રુ બીજો વિદ્યાધર ત્યાં આવ્યો. ત્યારે મને મૂકીને તે તેની સાથે પ્રહાર કરવા પ્રવર્ત્યો આ કારણથી હું આકાશથી પડયો છું. ભદ્ર ! મેં તને જે પૂછ્યું, તે સર્વ તું કહે. " તે બોલ્યો કે-" રોહણ નામનો આ દેશ અને આ પર્વત પણ છે. અહીં **વજ્રસાર** નામે રાજા છે, અને તેનું જ આ પંચકુળ છે. હાથમાં કોદાળી-વાળા આ પુરુષો પૃથ્વીને ખોદીને રત્નોનું આકર્ષણ( કાઢવું ) કરે છે, અને રાજાને કર આપે છે. " તે સાંભળીને સુલસે વિચાર્યું કે-" ધન ઉપાર્જન કરવામા આ ઉપાય સારો છે, પરંતુ નગરમા કોઇક ઠેકાણે નિવાસ કરીને આ કરી શકાય. " પછી તે મનુષ્યોની સાથે **રત્નપુંજ** નામના નગરમાં તે ગયો. ત્યાં એક વૃદ્ધ વણિકને ઘેર ગયો, અને તેણે તેને જમાડયો. તેને પોતાનો વૃત્તાંત કહીને અને સામગ્રી કરીને મહાઉદ્યાનમાં તેણે ઘણાં રત્નો મેળવ્યાં. પછી એક દિવસ તેણે મોટા મૂલ્યવાળું એક રત્ન મેળવ્યું. તેને કોઇક પ્રકારે શરીરને વિષે ગોપવીને ખાડામાંથી તે બહાર નીકળ્યો. તે સિવાસ બીજાં રત્નોનો ભાગ રાજાને આપીને પૂર્વ દિશાના ભૂષણરૂપ શ્રેષ્ઠ **શ્રીપત્તનપુર**માં તે ગયો ત્યાં રત્નોને વેચીને અને કરિયાણાં લઇને ફરીથી તે પોતાના દેશની સન્મુખ ચાલ્યો, અને એક અટ-વીને પામ્યો. ત્યાં તેનું સર્વ કરિયાણું દાવાનળવડે બળી ગયું. ત્યારે ફરીથી તે એકલો જ થયો. પછી કોઇક ગામમાં ગયો ત્યાં એક પરિવ્રાજકને દેખ્યો, તેને પ્રણામ કરીને તેની પાસે બેઠો. તેણે આ પ્રમાણે પૂછ્યુ, કે-" હે ભદ્ર ! તું કયાંથી આવ્યો છે ? તારે કયાં જવું છે ? અને અહો ! કયા કાર્યવડે પૃથ્વી ઉપર તું એકલો ચાલે છે ? " સુલસ બોલ્યો કે-" હે ભદ્ર ! હું અમરપુરથી આવ્યો છું, અને વૈભવની ઇચ્છાવાળો પૃથ્વી પીઠ ઉપર સર્વત્ર ભમું છુ " પરિવ્રાજકે તેને કહ્યું કે-" તું કેટલાક દિવસ મારી પાસે

રહે, કે જેથી હું તને ઇશ્વર બનાવું." ત્યારે-"તમારો મોટો પ્રસાદ." એમ કહીને તે તેની પાસે રહ્યો. તેણે તેને એક ઘરે જમાડયો અને તે જમ્યો. પછી સુલસ તે તપસ્વી-ના નિવાસસ્થાને ગયો, અને આ પ્રમાણે પૂછયું કે-"તમે મને સમૃદ્ધિવાળો શી રીતે કરશો?" ત્યારે તે બોલ્યો કે-"મારી પાસે રસકૂપનો કલ્પ છે, તેના એક બિંદુવડે લોઢાની અનેક કોટિઓ વિધાય છે. તેથી તેની સામગ્રી તૈયાર કર. તેમાં પ્રથમ મોટા પ્રમાણવાળું ભેંશનું એક પૂંછડું લાવીને મને આપ." ત્યારે પોતાની મેળે મરી ગયેલી એક ભેંશનું પૂંછડું તેણે તેને આપ્યું. તેને યોગીએ છ માસ સુધી તેલને વિષે રાખ્યું પછી તેણે એક હાથમાં કલ્પનું પુસ્તક રાખ્યું, અને બીજા હાથમાં તે પૂંછડું તથા બે રજ્જુ ( દોરડા ) રાખ્યા. અને સુલસના મસ્તક ઉપર બે તુંબડા, માંચી, પૂજાની છાબડી અને અગ્નિસ્થિકા રાખ્યા. પછી તે બન્ને પર્વતની ગુફા પાસે આવ્યા, તેના દ્વારમાં સ્થાપન કરેલી યક્ષની પ્રતિમાને પૂજીને તેમાં પેઠા. ત્યા જે કોઈ ભૂત, વેતાળ અને રાક્ષસ આવતા હતા, તેની સન્મુખ ભય રહિત સુલસ બળિ નાંખતો હતો. ભેંશના પુચ્છના દીવાવડે દેખાતા માર્ગવાળા તે બન્ને બે યોજન ઉલ્લંઘન કરીને રસકૂપને પામ્યા હર્ષ પામેલા તે બન્ને ચાર હાથ વિસ્તારવાળા અને ચાર હાથ લાંબા ચોખંડા તે રસકૂપને જોવા લાગ્યા. પછી મંચિકાને તૈયાર કરીને તેને બે રજ્જુથી બાંધીને યોગીએ કહ્યું કે-"હે સુલસ! આની ઉપર બેસીને તું કુવામાં પ્રવેશ કર." પછી બે તુંબડાને ગ્રહણ કરીને તે ધીમે ધીમે તેની ઉપર બેઠો. પછી યોગીએ નાંખેલો તે કૂવાને તળીયે રસની પાસે ગયો નવકાર મંત્રને બોલતો તે જેટલામાં રસ લેવાને ઉદ્યમી થયો, તેટલામાં તેની મધ્યેથી આ પ્રમાણે શબ્દ નીકળ્યો, કે-"હે ભદ્ર! કુષ્ઠિ નામના આ રસને તું હાથવડે સ્પર્શ કરીશ નહીં, કેમકે શરીરને લાગેલા આ રસથી પ્રાણનો નાશ થાય છે, તેથી કરીને તને સાધર્મિકને હું સહાય કરૂં છું. આ બે તુંબડાને રસવડે ભરીને હું તને આપું છું." તે સાંભળીને સુલસ બોલ્યો કે-"તને ધર્મબંધુને હું વાંદું છું, તું કોણ છે? તારૂં સ્વરૂપ મને કહે, મને મોટું કૌતુક થયું છે" ત્યારે તે બોલ્યો કે-"**ભૂવિશાલ** નામના નગરનો રહેવાશી **જિનશેખર** નામનો હું વણિક છું. વેપાર માટે હું સમુદ્રમાં ગયો હતો. ત્યાં વહાણ ભાંગી ગયું હું કોઇપણ પ્રકારે જીવ્યો. રસના લોભવાળા મને પરિવ્રાજકે આ કૂવામા નાંખ્યો. કૂવાને કાંઠે ગયેલા મારી પાસેથી રસના તુંબડાને ગ્રહણ કરીને હે ભદ્ર! તે પાપીએ મને આ રસની અંદર નાંખ્યો હું માનું છું કે-તને પણ તેણે જ અહીં નાંખ્યો છે, પરંતુ હે મહાશય સુશ્રાવક! મને તું પોતાનું ગોત્ર ( કૂળ ) કહે." ત્યારે સુલસે પણ પોતાનો વૃત્તાંત તેને નિવેદન કર્યો, ( કહ્યો ) ત્યારે તેણે તેને રસવડે ભરીને તુંબડા આપ્યા તે તુંબડાને માંચીની નીચે બાંધીને તેણે તે રજ્જુને ચલાવ્યું ( હલાવ્યું ), ત્યારે તે યોગીએ તેને કૂવાના ઉપલા કાંઠા સુધી ખેંચ્યો. અને કહ્યું કે-"હે ભદ્ર! મને પ્રથમ બે તુંબડા તું આપ." સુલસ

બોલ્યો કે–" તે તુંબડા માંચીની નીચે બાંધ્યા છે." તે તાપસે વારંવાર તે તુંબડા માગ્યા છતાં પણ સુલસે તેને આપ્યા નહીં અને કૂવામા નાંખ્યા. ત્યારે તે ત્રિદંડી તેને કૂવામાં મૂકીને જતો રહ્યો. સુલસ પણ મેખલા ઉપર પડ્યો, પણ રસની અંદર પડ્યો નહીં. પછી ફરીથી મોટે સ્વરે નવકાર મંત્રનો ઉચ્ચાર કરતો તે દુઃખી પોતાના આત્માને પોતાના આત્માવડે જ બોધ આપવા લાગ્યો, કે–" હે જીવ ! જો તેં પરિગ્રહથી નિવૃત્તિ કરી હોત, તો તને આવું દુઃખ કોઇપણ રીતે થાત નહીં. હજુ પણ તું પોતાની સાક્ષીએ શ્રામણ્ય (ચારિત્ર) ગ્રહણ કરીને અનશન ગ્રહણ કર, કે જેથી તત્કાળ ભવસમુદ્રને તું તરી જઇશ." આ પ્રમાણે બોલીને તે પ્રમાણે કરવા ઉદ્યમી થયેલા તેને આ પ્રમાણે બોલતા તે જિનશેખરે નિવાર્યો, કે–" જ્યારે ત્યારે પણ કોઇપણ માર્ગવડે અહીં રસ પીવા માટે ગોધા ( ઘો ) આવે છે પછી તે પાછી વળે ત્યારે તું પણ તેના પુચ્છને અત્યંત પકડીને આ કૂવામાંથી નીકળજે, પરંતુ હું હમણાં મરી જઇશ, તેથી તું મને આરાધના કરાવ " તેના અંતસમયને જાણીને જિનશાસનના તત્ત્વને જાણનાર તે શ્રેષ્ઠ શ્રાવક સુલસે તેને શ્રેષ્ઠ આરાધના કરાવી. " કર્મરૂપી બીજ બળી જવાથી પૃથ્વીને વિષે જે ઊગતા નથી, તે સંસારના પારગામી અરિહંતોનુ તું સ્મરણ કર અથવા જેઓ વંદનાદિક પ્રાતિહાર્યોને લાયક છે, તે સિદ્ધિપુરીના સાર્થવાહ અર્હંતોનું તું હમણા સ્મરણ કર. અપરિમિત તેજવાળા જેઓ આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને હણે છે, તે અરિહંત ભગવાનોને તારે હમણાં સ્મરણ કરવા. આ પ્રમાણે તેઓને કરેલો નમસ્કાર સર્વ પ્રાણીઓને સર્વ કાળે પણ સુખ આપનાર થાય છે, તથા તે પહેલું મંગળ છે. જેઓ સમગ્ર કર્મોને ખપાવીને મોક્ષપદને પામ્યા છે, તે ત્રણ લોકના મસ્તક ઉપર રહેલા નિરંજન સિદ્ધોને તું સ્મરણ કર. અહીં જે પરમેષ્ઠિના બીજા સ્થાને રહેલા છે, તેઓને કરેલો નમસ્કાર બીજુ મંગળ છે. જેઓ પોતે પ્રયત્નથી પાંચ પ્રકારના આચારને આચરે છે, અને બીજાને કહે છે, તે આચાર્યો સ્મરણ કરવા લાયક છે. છત્રીશ ગુણોવડે યુક્ત અને શુભ લક્ષણવડે શોભતા તે મહાત્માઓ લોકમાં ત્રીજું મગળ છે. જેઓ નિર્જરાને માટે સદા ઉદ્યમી થઇને સારા શિષ્યોને અંગ અને [1]અનંગમાં રહેલા સૂત્રને ભણાવે છે, તે ઉપાધ્યાયોનું હમણા તું સ્મરણ કર. સારા ચિત્તવડે ઉપાધ્યાયને કરેલો નમસ્કાર સમગ્ર જીવલોકને વિષે ચોથું મંગળ છે. જેઓ મોક્ષને સાધનારા સર્વ યોગોને સાધે છે, તે મન, વચન અને કાયાવડે શુદ્ધ સાધુઓને હે ભદ્ર ! તું નમસ્કાર કર. જેઓ અઢાર હજાર શીલાંગોને ધારણ કરે છે, તે સાધુઓ આ લોકમાં અવશ્ય પાંચમું મંગળ છે. સર્વ મંગળોમા ઉત્તમ આ પાંચ મંગળનું તું હમણાં સ્મરણ કર, કે જેથી તું આ ભવસાગરને લીલાવડે તરી જાય. અર્હન સિદ્ધ, સાધુ અને સર્વ જીવની દયાવાળો સર્વજ્ઞે કહેલો ધર્મ એ ચાર મંગળ કહેલા છે. સર્વ લોકોને મધ્યે આ લોકોત્તર માન્યા છે, અને આ જ ભવ્ય જીવોનું શરણ અવશ્ય છે.

૧. ઉપાગમા.

છદ્મસ્થપણાથી જે કરેલા દુષ્કૃતને તુ જાણતો હોય, કે ન જાણતો હોય, તેનું સિદ્ધોની સાક્ષીએ તારે મિથ્યાદુષ્કૃત હો ચારે ગતિવાળા આ સંસારમા જે જીવોને તેં દુભવ્યા હોય, તે સર્વેને પણ તારે મિથ્યાદુષ્કૃત હો. જેમ દુસ્સહ સંગ્રામને વિષે શૂરવીર માણસ જય પતાકાને ગ્રહણ કરે છે, તેમ તું આ દુસ્સહ વેદનાના સમૂહને વિષે આ આરાધનાને ગ્રહણ કર " આ પ્રમાણે આ આરાધના સુલસ શ્રાવકે કહી, તે જિનશેખર નામના શ્રાવકે અંગીકાર કરી ભક્તનો ત્યાગ ( અનશન ) કરીને નમસ્કારનું સ્મરણ કરતો તે જિનશેખર મરીને આઠમા દેવલોકમાં દેવ થયો પછી હુંકારને નહીં દેવાથી સુલસે તેને મરેલો જાણ્યો. ત્યારે શોકના સમૂહથી વ્યાપ્ત કંઠવાળો તે મોટા સ્વરે રોવા લાગ્યો, કે-" હે ગુણના આલય ( ઘર ) ! હે મહાશય ! હે સાધર્મિક જિનશેખર બંધુ ! તું દુઃખી થયેલા મને મૂકીને કયા ગયો છે ? હું માનું છું કે-ધર્મની આરાધનારૂપ રજ્જુવડે સંસારરૂપી કૂવામાંથી નીકળીને રસકૂપમાં રહેલો પણ તું સ્વર્ગને પામ્યો છે. " આ અવસરે તે ગોધા આવીને તથા તે રસ પીને ચાલી, તેના પુચ્છને વિષે સુલસ દૃઢ રીતે વળગ્યો. ગોધાના પુચ્છને લાગેલો તે કોઇ ઠેકાણે સૂતેલો, કોઇ ઠેકાણે ઉઠેલો અને કોઈ ઠેકાણે બેઠેલો થઇને તે કૂવામાંથી કષ્ટે કરીને બહાર નીકળ્યો. સૂર્યને અને પર્વતોને જોઇને તેણે તેણીના પુચ્છને મૂકી દીધું. તેણી પણ તેના ભયથી બીક પામીને વેગથી પોતાને સ્થાને ગઈ પછી એક દિશાને આશ્રીને તે જેટલામાં ચાલ્યો તેટલામાં એક હાથીએ તેને જોયો, ત્યારે તે પણ તેના તરફ દોડ્યો. ત્યારે તેણે વિચાર્યું કે-" અહો ! જેટલામાં હું એક દુઃખના અંતને નથી પામતો, તેટલામાં કયાંઇથી પણ મને બીજું દુઃખ આવી પડે છે. " પછી નાશી જતા તેને મોટા ક્રોધથી વ્યાપ્ત થયેલા તે હાથીએ સુંઢવડે પકડ્યો અને આકાશતળમાં ફેંકયો. ભવિતવ્યતાના યોગવડે નીચે પડતો તે એક વૃક્ષની શાખાનું અવલંબન કરીને ત્યાં જ દૃઢ અને સ્થિર ચિત્તવાળો રહ્યો જેટલામાં તે હાથી ક્રોધથી તે વૃક્ષ ઉપર વેધ દેવા લાગ્યો, તેટલામાં ત્યા એક સિંહ આવ્યો, અને તેણે તે હાથીને મારી નાંખ્યો. પછી ત્યાં હાથીનું માંસ ખાવા માટે વાઘ આવ્યો. એક ભક્ષ્યને માટે તે વાઘ અને સિંહનું યુદ્ધ પ્રવર્ત્યું. આ પ્રમાણે તેઓ યુદ્ધ કરતા હતા ત્યારે રાત્રિ થઇ, અને તે વખતે વૃક્ષની એક શાખા ઉપર પ્રકાશ થયો. પછી આલસ રહિત તે સુલસે " આ શું છે ? " એમ વિસ્મય પામીને એક પક્ષીના માળામાં એક ઉત્તમ મણિ જોયો. તથા તેની પાસે સર્પના અસ્થિ ( હાડકા ) જોઇને તેણે એમ વિચાર્યું કે-" ખરેખર વિષને હરણ કરનાર આ સર્પનું ફણારત્ન છે." તેને હાથમા ગ્રહણ કરીને વૃક્ષ ઉપરથી તે ઉતર્યો. અગ્નિની જેવા તેનાં તેજવડે વાઘ અને સિંહ નાશી ગયા. રાત્રિ પ્રભાતરૂપ થઇ ત્યારે તે રત્નને વસ્ત્રની ગાંઠમાં બાંધીને તે સુલભ સાત દિવસે અરણ્યના પારને પામ્યો. રાત્રિએ એક પર્વત ઉપર અગ્નિથી ઉત્પન્ન થયેલા ઉદ્યોતને જોઇને તે તેને અનુસાર ધાતુવાદીની સમીપે ગયો. કેટલાક દિવસ સુધી તેની ક્રિયામાં તત્પર તે ત્યાં રહ્યો. અને દક્ષતાને સેવનારા તેઓ જ તેને

ભોજન આપતા હતા એક વખત રાત્રિએ સૂતેલા તેનો તે મણિ તેઓએ ગ્રહણ કર્યો અને તેને ઠેકાણે તેટલા પ્રમાણવાળો બીજો પથ્થર બાંધ્યો. પછી સુવર્ણ સિદ્ધ ન થવાથી તે સ્થાનથકી તે ચાલ્યો, અને અનુક્રમે **અટવીશીર્ષ** નામના નગરમાં આવ્યો. જેટલામાં રત્નને વેચવા માટે તે ગાંઠને જેટલામાં તેણે છોડી, તેટલામાં ત્યાં પથ્થર જોયો અને સર્પનો મણિ જોયો નહીં. ત્યારે તેણે વિચાર્યું કે–" તે ધાતુવાદીઓએ તેને ચોર્યો છે, અથવા તેઓનો શો દોષ ? મારા કર્મનો જ આ દોષ છે. " પછી એક દિવસ કૃષ્ણપક્ષની ચતુર્દશીની મધ્ય રાત્રિએ મોટા સ્મશાનને વિષે જઇને મોટા સ્વરે તે આ પ્રમાણે બોલ્યો, કે–" હે વેતાળ અને ભૂતો ! તમે આદરવાળા ( સાવધાન ) થઇને મારું વચન સાંભળો, કે–મોટા માંસને હું વેચું છું. જેની ઇચ્છા હોય, તે તેને ગ્રહણ કરો. " તે સાંભળીને કિલ કિલ શબ્દને કરતા, હાથમાં કર્ત્રિકા( કાતર )ને ધારણ કરતા અને નૃત્ય કરતા તે ભૂત અને પ્રેત વિગેરે તરત જ ત્યાં આવ્યા. અને બોલ્યા કે " જો વૈરાગ્યને લીધે તું મોટા માંસને વેચતો હોય, તો તું આ ઠેકાણે પડ, જેથી અમે તે ગ્રહણ કરીએ " ત્યારે ભય રહિત સુલસ તે પૃથ્વીતળ ઉપર પડ્યો તેનું માંસ ગ્રહણ કરવા માટે તેઓ તેની ચોતરફ આવ્યા. તે વખતે જિનશેખર દેવ તેવા પ્રકારે રહેલો તેને જાણીને શીઘ્રપણે ત્યાં આવ્યો, ત્યારે તે ભૂતાદિક નાશી ગયા. દેવ બોલ્યો કે " હે મિત્ર શ્રાવક ! હું તને વાંદું છું. જિનશાસનમાં કુશળ એવા તેં આવું કાર્ય કેમ આરંભ્યું ? તે વખતે તેં કૂવાને વિષે જે નિઝામણા કરાવી હતી, તે હું જિનશેખર નામનો તારો મિત્ર છુ. હે ભદ્ર ! તારી આરાધનાવડે સહસ્રાર દેવલોકને વિષે હું ઇંદ્રનો સામાનિક દેવ થયો છું, તેથી તું સર્વ પ્રકારે ગુરુ છે." તેને જોઇને સુલસ પણ તત્કાળ " હું પણ તને વાંદું છું " એમ બોલતો ઊભો થયો, અને તેને સ્વાગત પૂછ્યું. દેવ બોલ્યો કે " હે મિત્ર ! હુ તારું શું ઇષ્ટ કરું ? " તે બોલ્યો કે " જે તારું દર્શન મને થયું, તે જ મને ઇષ્ટ છે, તો પણ તું મને કહે, કે હજુ મારે ગાઢ અંતરાય કર્મ કેટલું છે ? કે જેથી હું વ્રતને ગ્રહણ કરું. " દેવ બોલ્યો કે " હે મિત્ર ! તે તારું કર્મ પ્રાયે કરીને ક્ષીણ થયુ છે, અને ભોગના ફળવાળું કર્મ બાકી છે, તેથી હજુ તું વ્રતને યોગ્ય નથી. " પછી દેવે મોટા મૂલ્યવાળા માણિક્ય, સુવર્ણ અને ધનના સમૂહ તથા મનોહર વસ્ત્રો વિગેરે તેને આપ્યા. સુલસ બોલ્યો કે " હે દેવ ! મને મોટા સાર્થ સાથે પોતાને સ્થાને લઇ જા, કે જેથી મારી પ્રસિદ્ધિ થાય " દેવ પણ તે પ્રમાણે કરીને પોતાને સ્થાને ગયો. ત્યાં રાજાએ સુલસનું આગમન જાણ્યું અને તેની સામે જવાપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો. ઉચિતને જાણનાર સુલસે પણ રાજાનો ઉપકાર માન્યો. પછી ઘેર ગયેલા સુલસની સારા કુલવાળી તે પ્રિયાએ પૂજા કરી, અને ઘરને વિષે વર્ધાપન કર્યું. વેણીના બંધ અને શ્વેત વસ્ત્રવડે શોભતી તે કામપતાકા વેશ્યાને સુભદ્રાની પાસે રહેલી તેણે જોઇ અનુરાગવાળી તે પણ સુલસની ભાર્યા થઇ. આ પ્રમાણે

તે તે બન્નેની સાથે વિરાગથી ભોગ ભોગવવા લાગ્યો. તેણે એક દિવસ વિચાર્યું કે "હે લોભમાં લંપટ થયેલા જીવ! પરિગ્રહનું પ્રમાણ કરેલું નહીં હોવાથી કયું કયું દુઃખ તને ન થયું ?" પછી તેણે મનવડે જ પરિગ્રહનું પ્રમાણ કર્યું અને બાકીનું ધન ધર્મના વ્યયને માટે ચૈત્યાદિકને વિષે આપ્યું. કેટલોક કાળ ગયો ત્યારે ગ્રીષ્મ ઋતુમાં સરોવરના જળની જેમ તે ધન પણ પૂર્વે કરેલા કર્મવડે ક્ષીણ થયું. તે વખતે જેટલામાં તે સુલસ કાંઇક શ્યામ મુખવાળો થયો, તેટલામાં તે દેવ અવધિજ્ઞાનવડે જાણીને ફરીથી ત્યાં આવ્યો. અને બોલ્યો કે "હે શ્રેષ્ઠ શ્રાવક! કેમ તું દુઃખી મનવાળો દેખાય છે? હું મિત્ર અનુકૂળ છતાં તારે વૈભવની શી ચિંતા છે?" આ પ્રમાણે કહીને ક્ષણવારમાં જ તુષ્ટમાન થયેલા તેણે કુબેરની જેમ તેના ઘરના આંગણામાં સુવર્ણના ઢગલાને પ્રગટ કર્યો. સુલસ બોલ્યો કે-"હે મિત્ર! આટલું બધું દ્રવ્ય મને સંમત ( ઇષ્ટ ) નથી, કેમકે મેં પરિગ્રહનું પ્રમાણ કર્યું છે." દેવ પણ બોલ્યો કે-"હે શ્રાવક! આ તેં સારું કર્યું કેમકે આ વિષયમા તપોધન આ પ્રમાણે કહે છે, કે-"જેમ જેમ લોભ ઓછો થાય, અને જેમ જેમ આરંભ તથા પરિગ્રહ ઓછા થાય, તેમ તેમ માણસોને સુખ અને ધર્મની સિદ્ધિ થાય છે." પછી તે દેવ તેને ઇચ્છિત ધન આપીને અને તેની રજા લઇને ફરીથી પોતાને સ્થાને ગયો. પછી એક દિવસ તે સુલસ ઉદ્યાનમાં ગયો. ત્યાં કોઇક ઠેકાણે નિધાન જોયું, પરંતુ વ્રતના ભંગના ભયથી તેણે ગ્રહણ કર્યું નહીં. તે નિધાનને દૃષ્ટિવડે જોતાં તેને રાજપુરુષોએ જોયો, અને તે ગયો ત્યારે તેઓએ પણ ત્યાં તેને જોયું ત્યારે "ખરેખર આપણને જોઇને આણે આ નિધાન ગ્રહણ કર્યું નથી." એમ વિચારીને દૂર રહેલા તેઓએ સાત દિવસ સુધી તેને જોયો ત્યારપછી તે સુલસ તે દિશાએ પણ જતો નહોતો ત્યારે વિસ્મય પામેલા તેઓએ તેની તે ચેષ્ટા રાજાને કહી ત્યારે સંભ્રમ સહિત રાજાએ સુલસને બોલાવીને કહ્યું કે-"હે ભદ્ર! તેં જોયા છતાં પણ તે નિધાનને કેમ ગ્રહણ કર્યું નહીં ?" ત્યારે તેણે પોતાના પરિગ્રહના પ્રમાણનો વૃત્તાત નિવેદન કર્યો ત્યારે રાજાએ નહીં ઇચ્છતા છતાં પણ તેને ભાંડાગારમાં નીમ્યો. પછી એક દિવસ તે નગરમાં અમરચંદ્ર નામના સૂરિ આવ્યા. ત્યારે કોઈ એક પુરુષે સુલસને તેનું આગમન જણાવ્યું અને તેણે રાજાને કહ્યું. પછી પરિવાર સહિત તે બન્ને ત્યાં જઇને તથા તે સૂરિને નમીને યોગ્ય સ્થાને બેઠા. ત્યારપછી તે ગુરુએ ભવ્ય જીવોના મનવાંછિતને આપનારી અને પ્રતિબોધ કરનારી ધર્મદેશના આપી આ અવસરે તે સુલસે પૂછ્યું કે-"હે ભગવાન! કષ્ટવડે મેળવી મેળવીને પણ મારી લક્ષ્મી કેમ નાશ પામી ?" ત્યારે તે ચાર જ્ઞાનવડે શોભતા શુભ ગુરુ બોલ્યા કે-"મેળવેલી પણ તારી લક્ષ્મી જે ગઈ, તેનું કારણ તું સાંભળ. પૂર્વભવે તું **તામ્રાકર** નામના ગામમાં દાન દેવાની શ્રદ્ધામાં તત્પર **તારાચંદ્ર** નામનો કુટુંબી હતો. યાચક અને સાધુ વિગેરેને દાન દેતો તે અનુક્રમે શ્રાવક થયો, પરંતુ તે પોતાના મનમાં આ પ્રમાણે વિચારવા લાગ્યો,

કે–" અરે ! મેં ઘણું દાન આપ્યું. હમણાં દાનનો સમય નથી માટે હવે પછી નહીં આપું. અથવા દેવાથી પણ અહીં શો ગુણ છે ? વંશની પ્રસિદ્ધિને કરનારું બંદીઓને દાન આપવું સારું છે, પણ જેઓ પ્રશંસા કરતા નથી, તે સાધુઓને આપવાથી શું ફળ ? " આ પ્રમાણે મનમાં રહેલા ભાવ( વિચાર )વડે તે તારાચંદ્રે વિવેક રહિતપણાને લીધે આંતરે આંતરે દૃઢ અંતરાય કર્મ બાંધ્યું. ફરીથી સાધુને જોઈને તેને શ્રેષ્ઠ દાનની શ્રદ્ધા થઈ. એ પ્રમાણે અનેક વખત દાન આપ્યું, અને તે દુર્બુદ્ધિથી ખંડિત કર્યું. તે અંતે સમાધિવડે મરીને સૌધર્મદેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવીને હે સૌમ્ય ! તું શ્રેષ્ઠીપુત્ર થયો છે, તેથી હે ભદ્ર ! સારા વિવેકી જનોએ મનની શુદ્ધિવડે દાન આપવું જોઈએ. બીજું પણ સમગ્ર ધર્મકાર્ય તે મનની શુદ્ધિથી સફળ થાય છે." ત્યારે પ્રતિબોધ પામેલા સુલસે રાજાને આ પ્રમાણે કહ્યું કે–" હે રાજા ! હું આજે દીક્ષા ગ્રહણ કરીશ. મને રજા આપો " રાજા બોલ્યો કે–" હે સુંદર ! હું પણ પ્રતિબોધ પામ્યો છું, તેથી રાજ્ય ઉપર પુત્રને સ્થાપન કરીને હું પણ અવશ્ય દીક્ષા લઈશ. " પછી ગુરુને નમીને, ઘેર જઈને તથા પુત્રને રાજા કરીને તે ધન્ય રાજા અને સુલસે દીક્ષા ગ્રહણ કરી. સંવેગથી ભાવિત થયેલા તે બન્ને ઉગ્ર તપ કરવા લાગ્યા. પછી કેવળજ્ઞાન પામીને સુલસ મોક્ષમાં ગયો હે ચક્રાયુધ રાજા ! પાંચમા અણુવ્રતને વિષે તને આ સુલસની કથા કહી.

**આ પ્રમાણે પરિગ્રહ પ્રમાણને વિષે સુલસની કથા કહી.**

પ્રભુ કહે છે " હે રાજા ! આ પ્રમાણે પાંચે અણુવ્રતો મેં તને કહ્યા. હવે તું ગુણ-વ્રતોને સાંભળ. પહેલું દિગ્વ્રત, બીજું ભોગોપભોગ વ્રત અને ત્રીજું અનર્થદંડ એ પ્રમાણે ગુણવ્રત ત્રણ પ્રકારે છે. પૂર્વાદિક દિશાઓને વિષે તિરછું તથા ઊંચે અને નીચે જે પરિમાણ કરાય, તે પહેલું ગુણવ્રત છે. આ વ્રતને વિષે અવધિ ન કરી હોય, તો તે જીવ મ્લેચ્છ દેશમાં ગયેલા **સ્વયંભૂદેવની** જેમ અનેક દુઃખો પામે છે.

અનેક કરેલા આવાસ( ઘર )વડે સાંકડું, લક્ષ્મીને વશ કરનારું અને શત્રુઓને મહાભયંકર **ગંગાતટ** નામનું નગર છે. તેમાં નિમેલા અને દરેક દેશોમાં જતા દૂતોના સમૂહવડે સર્વ રાજાઓના વૃત્તાંતને જાણનાર **સુદંત** નામનો રાજા હતો. તેમાં ખેતી વિગેરે કાર્યમાં આસક્ત અને સંતોષ રહિત **સ્વયંભૂદેવ** નામનો કુટુંબી રહેતો હતો. એક વખત રાત્રિને વિષે નિદ્રાનો વિરામ થયો ત્યારે તેણે આ પ્રમાણે વિચાર્યું કે– " અહીં રહેલા મને મનવાંછિત લાભ થતો નથી, તેથી કોઇપણ દેશાંતરમાં જઈને તથા લક્ષ્મી ઉપાર્જન કરીને પોતાના ( મારા ) સર્વે મનોરથોને હું પૂર્ણ કરીશ. " પછી સામગ્રી તૈયાર કરીને તે ઉત્તરાપથમાં ગયો. અને ધીમે ધીમે **લક્ષ્મીશીર્ષક** નામના શ્રેષ્ઠ નગરમાં ગયો. તેની અંદર પ્રવેશ કરીને વેપાર કરતા તેને જેવો લાભ પોતાના કર્મે સર-

જ્યો હતો, તેવો લાભ થયો. પછી કોઇક દિવસ બીજા નગરમાં ધનની આશાથી તે ફરવા લાગ્યો, પણ તે બીચારો આ લોકરૂઢીનું આ વચન જાણતો નહોતો,–જે કે સંભળાતા સારા દેશો, અને સેવાતા રાજાઓ વિગેરે દૂર રહેલી સર્વ વસ્તુ પ્રાયે કરીને વિસ્મય કરનાર થાય છે. કોઈક નગરમાં પ્રાપ્ત થયેલા તેણે કેટલાક વણિકો દેખ્યા, અને તેમને પૂછ્યું, કે–"હે વણિકો ! તમે કયા દેશથી આવ્યા છો ?" તેઓ પણ બોલ્યા કે–"અમે વેપારવડે **ચિલાત** દેશમાં જઇને ઘણું ધન મેળવીને ફરીથી અહીં આવ્યા છીએ" ત્યારે કાંઇક કરીયાણું અને ભાતું વિગેરે ગ્રહણ કરીને ઘણા સાર્થ સહિત તે દેશ તરફ તે ચાલ્યો. અને મહાતપ્ત[1] **વાલુકા** નામના માર્ગમાં ચાલ્યો અને તેને ઓળંગીને અતિ શીતળ હિમના માર્ગમાં ગયો. ત્યાર પછી અત્યંત વિષમ પર્વતના માર્ગે ગયો. લોભથી પરાભવ પામેલો પુરુષ તેવું શું શું કરે છે ? કે જે ન કરે ? જ્યારે તે ચિલાત દેશની સમીપ ગયો ત્યારે મ્લેચ્છ રાજાને બીજા રાજાઓ સાથે વિરોધ થયો. "ચિલાત દેશ તરફ આ જાય છે." એમ કોઈવડે કહેવાયેલા રાજાઓએ તે સાર્થની સર્વસાર વસ્તુ લઇને તેને પોતાના ઘર તરફ પાછો વાળ્યો. તેઓની દૃષ્ટિને કોઇક પ્રકારે છેતરીને સ્વયંભૂદેવ જતો રહ્યો. ત્યાં ભિલ્લના બાળકોએ તેને પકડ્યો અને તેના હાથ–પગ બાંધીને તથા તેના શરીરને લોહીવડે લેપ કરીને તે દુષ્ટોએ તેને લઈ જઇને અટવીને વિષે મૂક્યો. ત્યાં મડદાની ભ્રાંતિવડે અનેક ગીધ પક્ષીઓ આવી પડ્યા. અને તેઓ તીક્ષ્ણ ચંચુના પ્રહારના સમૂહવડે તેને મારવા લાગ્યા. પછી તે ગીધ પક્ષીઓને બાણોવડે હણીને તે ભિલ્લના પુત્રો સાંજે તે સ્વયંભૂદેવને બંધન રહિત કરીને પોતાને ઘેર લાવ્યા. અને તેને જમાડીને યત્નવડે ઘરને વિષે ધારણ કર્યો (રાખ્યો). આ પ્રમાણે દિવસે દિવસે (હમેશા) તેઓ તેને દુઃખ દેખાડવા લાગ્યા કોઇક દિવસે જેટલામાં તે પ્રમાણે કરીને તેને કરે છે, તેટલામાં ત્યાં એક વાઘણ આવી, ત્યારે તે ભિલ્લના બાળકો નાશી ગયા અને વાઘણ પોતાના પુત્રોને માટે તેને ઉપાડીને બીજા વનમાં લઇ ગઇ. અને તેણીની દાઢાવડે તેના હાથ પગના બંધન તૂટી ગયા. પછી તેને ત્યાં મૂકીને તે વાઘણ બાળકોને શોધવા માટે વનાંતરમાં ગઇ. સ્વયંભૂદેવ પણ તરત જ નાશીને વનાંતરમાં ગયો. અને નદીમાં શરીરને પ્રક્ષાલન કરીને કોઈ સાર્થની સાથે કેટલાક દિવસે તે પોતાને ઘેર આ પ્રમાણે વિચાર કરતો આવ્યો–"હે જીવ ! ઘણા ધનના લોભવડે તું પૃથ્વીતળ ઉપર ભમ્યો છે, ત્યાં તારે ભોજનનો પણ સદેહ થયો છે. તું જે જીવતો ઘેર આવ્યો, તે તું લાભ થયો જાણ. મૂત્રનો રોધ થવાથી પ્રાણીઓના સૌભાગ્યવડે શું ?" પછી વૈરાગ્ય પામેલા તેણે મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. તે ચારિત્રને શુદ્ધ રીતે પાળીને તથા મરીને સ્વર્ગે ગયો.

સ્વયંભૂદેવની કથા ઉપર પ્રમાણે છઠ્ઠા વ્રત ઉપર પ્રભુએ કહી

૧. જેની રેતી ઘણી તપેલી હોય તે.

## સાતમા વ્રત ઉપર પ્રભુ હવે કથા કહે છે.

ભોગ અને ઉપભોગનું જે માન કરવું, તે બીજું ગુણવ્રત છે. તે ભોજનને વિષે અને કર્મને વિષે એમ બે પ્રકારે કહ્યું છે. વિવેકી પુરુષે ભોજનને વિષે અનંતકાયાદિકનું ભોજન કરવું નહીં, અને કર્મને વિષે સર્વ ખર કર્મોનો ત્યાગ કરવો સચિત્ત, સચિત્તવડે મિશ્ર, દુષ્પકવ, અપકવ અને તુચ્છ ઔષધિ આ પાંચ અતિચાર ભોજનને વિષે છે અને કર્મને વિષે હે રાજા ચક્રાયુધ! આગમમાં કહેલા અંગાર કર્મ વિગેરે પંદર અતિચારો જાણવા અહીં ઉપભોગને વિષે **જિતશત્રુ** રાજાનું દૃષ્ટાંત જાણવું અને પરિભોગને વિષે **નિત્યમંડિતા** બ્રાહ્મણી જાણવી.

આ જ ભરતક્ષેત્રને વિષે **વસંતપુર** નગરમાં **જિતશત્રુ** એવા નામનો પ્રસિદ્ધ રાજા હતો. બુદ્ધિવડે બૃહસ્પતિને જીતનાર **સુબુદ્ધિ** નામનો તેનો મંત્રી હતો. તે મંત્રી રાજાને અત્યંત વલ્લભ હતો. એક દિવસ વિપરીત શિક્ષાવાળા બે અશ્વો તે બન્નેને હરણ કરીને મનુષ્ય વિનાની અટવીમાં લઈ ગયા. ત્યાં તેઓ ત્રણ દિવસ સુધી ભમ્યા. તેની પાછળ લાગેલા સૈન્યે તે રાજા અને મંત્રીને શોધી ચોથે દિવસે ભૂખ્યા એવા તે બન્નેને નગરમાં લાવ્યા. ત્યારે ક્ષુધાથી આતુર થયેલા રાજાએ રસોઇયા પાસે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ સર્વ રસોઇ તત્કાળ કરાવી. પછી પોતાના મનમાં નટના નાટકનું દૃષ્ટાંત વિચારતા તે રાજાએ પ્રથમ જઘન્ય આહાર ખાધો. અને પછી મધ્યમ અને ઉત્કૃષ્ટ આહાર તે પ્રકારે કંઠ પર્યંત તેણે ખાધો, કે જે પ્રકારે તેના ઉદરમાં ઓડકારનું સ્થાન પણ ન રહ્યું. તેથી નહીં પચવાવડે તે આહારવડે તે રાજાને વિસૂચિકા નામનો વ્યાધિ થયો. તેની પીડાથી મરીને તે વ્યંતર થયો. આ પ્રમાણે ઉપભોગથી નિવૃત્ત નહીં થયેલાનો આ દોષ કહ્યો હવે પરિભોગથી નિવૃત થવાને વિષે દોષ કહેવાય છે.

અહીં **વર્ધન** નામના ગામને વિષે નિરંતર વેદ ભણવામાં તત્પર **અગ્નિદેવ** નામનો બ્રાહ્મણ હતો, તેને **સુનંદા** નામની ભાર્યા હતી. તે શ્રેષ્ઠ બ્રાહ્મણ ગામના લોકોને અત્યંત ગૌરવ કરવા લાયક હતો, તેથી તેમની પાસેથી ધનને પામતો તે અનુક્રમે ઈશ્વર થયો તેણે પોતાની ભાર્યાના સર્વ અંગે શ્રેષ્ઠ આભરણ કરાવ્યાં. ભારને નહીં માનતી તે નિરંતર અંગને લાગેલા તેને ધારણ કરતી હતી. પછી કોઇક દિવસ પતિએ તેણીને કહ્યું કે-" તારે આ ભૂષણો પર્વના દિવસ વિના પહેરવા નહીં. અને સર્વ પ્રકારે તેને ગુપ્ત રાખવા. આપણે ગામના કાંઇક છેડે રહીએ છીએ તેથી જ્યારે ચોરની ધાડ પડશે ત્યારે હે પ્રિયા! તારા શરીરને વિષે આ ભૂષણોવડે અનર્થ થશે " તે પણ બોલી કે-" જો આ ભૂષણ શરીર ઉપર ન ધારણ કરાય, તો આનું શું કામ છે? કેમકે જે ભોગવાય, તે જ ધન કહેવાય છે જ્યારે ધાડ આવી પડશે, ત્યારે જ હું તત્કાળ આને શરીર ઉપરથી ઉતારીશ. " એમ તેણીએ કહ્યું ત્યારે તે બ્રાહ્મણ મૌન રહ્યો. પછી કોઇ વખત તે ગામમાં

પ્રચંડ ભિલ્લોની ધાડ પડી. તે ધાડ દૈવયોગથી પ્રથમ તે બ્રાહ્મણના ઘરમાં પડી. તેણીના શરીરનું સ્થૂળપણું હોવાથી તે ભૂષણ લેવાને અસમર્થ ચોરોએ હાથ, પગ, વિગેરે તેના શરીરનો છેદ કર્યો. અને તે ભૂષણો લઈને તેઓ પોતાને સ્થાને ગયા. પછી આર્ત્તધ્યાનવાળી તે મરીને નરકે ગઈ.

**આ પ્રમાણે ઉપભોગ અને પરિભોગને વિષે બે કથા કહી.**

અનર્થદંડની વિરતિ એ ત્રીજું ગુણવ્રત છે. તેના અહીં ચાર ભેદ (પ્રકાર) જાણવા. તેને હું કહું છું. તેમાં જે અપધ્યાન (ખરાબ ધ્યાન) થાય, તે પ્રથમ ભેદ છે, તથા પ્રમાદનું આચરણ એ બીજો ભેદ છે, હિંસપ્રદાન નામનો ત્રીજો ભેદ કહેવાય છે, અને પાપોપદેશ એ અનર્થનો ચોથો ભેદ કહ્યો છે. હે રાજા! અહીં હું ઉદાહરણ કહું છું, તે તું સાંભળ. અહીં ધાતકીખંડના ભરતક્ષેત્રને વિષે **રૈપુર** નામનું નગર છે. તેમાં સાર્થક નામવાળો **રિપુમર્દન** નામનો રાજા હતો. તથા ત્યાં **સમૃદ્ધદત્ત** નામનો પ્રસિદ્ધ કુટુંબી હતો એક વખત સૂઈને જાગેલો તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે-"જો મને લક્ષ્મી પ્રાપ્ત થાય, તો હું રાજા થાઉં. ત્યાર પછી છ ખંડવાળા ભરત ક્ષેત્રને હું સાધીશ. પછી વૈતાઢ્ય પર્વત ઉપર રહેનારા ખેચરો મને વિદ્યા આપશે. પછી વિદ્યાના બળથી હું આકાશમાં જઈશ" એમ વિચારીને તેના આવેશથી તે શય્યા ઉપરથી આકાશ તરફ ઊછળ્યો અને એકદમ પૃથ્વી ઉપર પડ્યો. શરીરે અત્યંત પીડા પામ્યો આક્રંદ કરતા તેને ઘરના મનુષ્યોએ ઉપાડીને શય્યામાં નાખ્યો. પછી મોટા કષ્ટવડે તેને વેદનાનો ઉપશમ થયો, અને સ્વસ્થ શરીરવાળો થયો, તેથી પોતાના ઘરનું પાલન કરવા લાગ્યો. આ તરફ તેની પાસે સારા લોઢાનું બનાવેલું, ઘણા દ્રવ્યવડે ખરીદ કરેલું અને સમગ્ર દેશમાં પ્રસિદ્ધ એક ખડ્ગ હતું. તે ખડ્ગ કોઈક દિવસ પ્રમાદથી ઘરના આંગણામાં તે ભૂલી ગયો. અને રાત્રે ઘરની અંદર સુતેલા તેને બે પહોર ગયા ત્યારે સાંભર્યું પરંતુ પ્રમાદના દોષથી તે તેને ઘરની અંદર લાવ્યો નહીં. અને "તેને કોણ ગ્રહણ કરશે?" એમ વિચારતો તે નિદ્રા પામ્યો. આ અવસરે રાત્રિના છેલ્લા પહોરે તેના ઘરમાં દુષ્ટ ચેષ્ટાવાળા ચોરો કોઈપણ પ્રકારે પેઠા. તેને ગ્રહણ કરીને તેઓ ગયા, પછી તે ખડ્ગના બળવડે દુષ્ટ મનવાળા તેઓએ નગરના શ્રેષ્ઠીના પુત્રને બંદી તરીકે પકડ્યો રાજ-પુરુષોએ ચોરોને માર્યા, તે ચોરોએ શ્રેષ્ઠીપુત્રને માર્યો અને સમૃદ્ધદત્તનું ખડ્ગ રાજાને આપ્યું. ક્રોધ પામેલા રાજાએ તેને બોલાવીને કહ્યું કે-"અરે! તેં આ પાપકર્મ કેમ કર્યું? કેમકે આ તારૂં ખડ્ગ છે." ત્યારે તેણે ખડ્ગના વિસ્મરણની વાત તેને કહી, તો પણ રાજાએ અનર્થ દંડ કરવાથી તેનો દંડ કર્યો પછી એક દિવસ યાચના કરાયેલા તેણે અજાણતાં એકદમ રાજાના કોઈક વૈરીને વિષ આપ્યું. તેણે રાજાના ઘાતને માટે તે વિષ સરોવરમાં નાંખ્યું. તેનું પાણી પીવાથી કેટલાક માણસો મરી ગયા ત્યારે "આ શું થયું?" એમ

જાણવાની ઈચ્છાવાળા રાજાને મૂળથી શોધ કરતા કોઇ પુરુષે વિષ આપવાથી થયેલી તે વાત કહી ત્યારે પોતાની નીતિને યાદ કરતા તે રાજાએ "તે સમૃદ્ધદત્ત અન્યાયકારી છે." એમ જાણીને તેનો દંડ કર્યો. પછી એક દિવસ તે જેટલામાં ગામની સભામાં બેઠો હતો, તેટલામાં બે વૃષભ સહિત કોઈક કુટુંબી ત્યાં આવ્યો. ત્યારે સમૃદ્ધદત્તે તેને પૂછ્યું કે–"હે કુટુંબી! આ વાછરડાને તેં દમ્યા છે કે નહીં?" ત્યારે તે પણ "નથી દમ્યા" એમ બોલ્યો. ફરીથી સમૃદ્ધદત્ત બોલ્યો કે–"હે કુટુંબી! તારે નિર્દય ચિત્તવાળા થઇને આરાના ઘાતાદિકવડે આ વૃષભોને દમવા જોઈએ." આવું તેનું કઠોર વચન સાંભળીને તે વૃષભો તેના ઉપર ક્રોધ પામ્યા. પ્રાયે કરીને કહેવાતું પણ દુઃખ પ્રાણીઓને પ્રિય થતું નથી. પછી તેણે એક દિવસ તે વૃષભોને તેવી રીતે વહન કર્યા, કે જે રીતે કોમળપણાને લીધે તેના આંતરડા તૂટી ગયા. પછી પોતાના પાપ કર્મને અકામ નિર્જરાવડે ખપાવીને તે વૃષભો મરીને સારા વ્યંતર થયા. પછી પોતાનું અહિત કરનારા તે સમૃદ્ધદત્તને જાણીને અને ત્યાં આવીને તેના શરીરમાં તે વિવિધ પ્રકારની પીડા કરવા લાગ્યા, અને બોલ્યા કે–"અરે! તેં વૃષભો પ્રત્યે જે પાપ ઉપદેશ આપ્યો હતો, તેનું આ ફળ હમણાં પણ તું ભોગવ." તથા પોતાનું વ્યંતરપણું તેઓએ તેને કહ્યું ત્યારે તેણે પણ પ્રણામ સહિત તેમને ખમાવ્યા. પછી કોપના આડંબરનો ત્યાગ કરીને તથા તેની પીડાનું હરણ કરીને તે બન્ને વ્યંતરો પોતાને સ્થાને ગયા; પછી તે પણ વિચારવા લાગ્યો, કે–"હે જીવ! આ ચારે પ્રકારનો અનર્થદંડ તેં કર્યો, તેથી તેવા પ્રકારનું તેનાથી ઉત્પન્ન થયેલું તે દરેકનું દુઃખ તું પામ્યો" પછી તે મુનીશ્વરની પાસે શ્રેષ્ઠ શ્રાવક થઇને તથા છેવટ અનશનવડે મરીને પહેલા દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવીને અનુક્રમે સારા કુળને વિષે મનુષ્યપણું પામીને તે સમૃદ્ધદત્તનો જીવ મુક્તિ પામશે

**આ પ્રમાણે અનર્થદંડ વ્રતને વિષે સમૃદ્ધદત્તની કથા કહી.**

"હવે હે રાજા ચાર શિક્ષાવ્રતોને તું સાંભળ–તેમને મધ્યે પહેલું સામાયિક વ્રત છે. હે રાજા! સ્થાવર અને ત્રસ જીવોને વિષે જે સમાન ભાવ હોય, તે સામાયિક જાણવું, અને તે વારવાર કરવું કેમકે સામાયિક કર્યું હોય ત્યારે તે શ્રાવક સાધુ જેવો હોય છે, તેથી નિર્જરાના કારણરૂપ તે સામાયિક અનેક વાર કરવું. નિશ્ચલ( સ્થિર ) ચિત્તવડે વિશુદ્ધ આ વ્રત કરવાથી ભવ્ય જીવોને **સિંહ** શ્રાવકની જેમ સુખ થાય છે." ત્યારે–"આ સિંહ શ્રાવક કોણ?" એમ સભાના લોકોએ પૂછ્યું ત્યારે શ્રી શાંતિજિનેશ્વરે તેની કથા કહી.

"આ ભરતક્ષેત્રને વિષે **રમણીય** નામના નગરમાં શૂરવીર **હેમાંગદ** રાજા હતો, અને તેને **હેમશ્રી** પ્રિયા હતી તેમાં **જિનદેવ** નામનો શ્રાવક, **જિનદાસી** નામની

તેની પ્રિયા અને સારા શ્રાવકોમાં ધુરંધર **સિંહ** નામે તેમનો પુત્ર હતો. તે સિંહ બન્ને સંધ્યા કાળે સારી વિધિવડે સામાયિક લઇને અતિ નિશ્ચળપણે પ્રતિક્રમણ કરતો હતો. એક દિવસ તે દ્રવ્ય ઉપાર્જન કરવા માટે કરીયાણાં લઇને સાર્થની સાથે ઉત્તર દેશમાં ગયો. તે સાર્થે અટવીને વિષે નદીને કાઠે પડાવ નાંખ્યો. ત્યાં શ્રાવકમાં અગ્રેસર તે સિંહે સામાયિક ગ્રહણ કર્યું. આ અવસરે ત્યાં ઘણા મચ્છરનો સમૂહ આવ્યો, તેથી તેને દૂર કરવા માટે લોકોએ ધૂમાડાનો સમૂહ કર્યો. પરંતુ મહાસત્ત્વવાળા, **મેરુ**ની જેવા નિશ્ચળ અંગવાળા અને સમાધિવાળા તે સિંહે તે મચ્છરનો પરિષહ સહન કર્યો. ક્ષણવાર પછી દક્ષિણ દિશાના વાયુવડે પ્રેરાયેલા તે મચ્છરો જતા રહ્યા. ઉપસર્ગ રહિત થયેલા સિંહે પણ સામાયિક પાર્યું. પછી મચ્છરથી દુભાએલું તેનું શરીર સોજાવડે દૂષિત થયું. અને કેટલાક દિવસે તે સારું થયું. પછી અનુક્રમે **વસંતપુર**માં જઇને, કરીયાણાં વેચીને, મોટો લાભ પામીને તથા પાછો વળીને તે પોતાને ઘેર આવ્યો. ત્યાં ધર્મમાં તત્પર રહીને સાત ક્ષેત્રમાં દ્રવ્યને વાવતો તે ગૃહનું પાલન કરવા લાગ્યો. છેવટ સંલેખના કરીને તથા અનશનવડે મરીને તે સ્વર્ગને પામ્યો ત્યાંથી ચવીને તે અનુક્રમે મુક્તિ પામશે.

**આ પ્રમાણે સામાયિકને વિષે સિંહ શ્રાવકની કથા કહી.**

---

અહીં દિગ્‌વ્રતને વિષે પરિમાણનો સંક્ષેપ કરવાથી દેશાવકાશિક નામનું બીજું શિક્ષાવ્રત છે. અથવા તો આ વ્રતમા સર્વ વ્રતોનો સંક્ષેપ કરાય છે તેમાં આનયન અને પ્રયોગ વિગેરે અતિચારો કહ્યા છે. આ વ્રત પણ શુદ્ધ રીતે કર્યું હોય તો **ગંગદત્ત** ગૃહસ્થની જેમ આ લોક અને પરલોક સફળ થાય છે

આ જ ભરતક્ષેત્રને વિષે **શંખપુર** નામના નગરમાં પૃથ્વીને વિષે પ્રસિદ્ધ **ગંગદત્ત** નામનો વણિક વસતો હતો એક દિવસ તેણે ગુરુની પાસે શ્રાવક ધર્મ ગ્રહણ કર્યો. તે બાર પ્રકારના ધર્મને તે હંમેશાં પાળતો હતો એક દિવસ શુદ્ધ બુદ્ધિવાળા તેણે આ પ્રમાણે દેશાવકાશિક ગ્રહણ કર્યું કે—" મારે આજે ઘરથકી ચૈત્ય સિવાય બીજે કોઇ ઠેકાણે જવું નહીં " પછી ઘરમાં રહેલા તેને એક વણિક મિત્રે આવીને કહ્યું કે—" હે ભાઇ ! આજે નગરની બહાર સાર્થ આવ્યો છે તેથી જલદી તું ત્યાં ચાલ, કે જેથી મોટા લાભને કરનારું અને મોટા મૂલ્યવાળું ઘણું કરિયાણું આપણે બન્ને જ ગ્રહણ કરીએ. " ગંગદત્ત બોલ્યો કે—" આજે હું ત્યાં નહીં આવું, કેમકે પોતાના ઘરમાં જ સ્થિતિવાળું દેશાવકાશિક મેં ગ્રહણ કર્યું છે. " ત્યારે તે બોલ્યો કે—" આજે ઘણા ધનનો લાભ તું કેમ ગ્રહણ કરતો નથી ? બીજે દિવસે પણ તું ફરીથી વ્રત ગ્રહણ કરી શકીશ. " ફરીથી ગંગદત્ત બોલ્યો કે—" હે મિત્ર ! જ્યાં ધર્મની હાનિ થાય, તે બહુ આરંભને કરનારા લાભવડે પણ સર્યું. " આ પ્રમાણે તેનો નિશ્ચય જાણીને તે મિત્ર પોતાને ઘેર ગયો. અને બીજે દિવસે

ગંગદત્ત તે સાર્થની મધ્યે ગયો. અને તે કરિયાણું દૈવયોગથી અક્ષત ( સંપૂર્ણ ) જ તેણે દેખ્યું અને ખરીદ કર્યું. પછી તેને લઇને મોટો લાભ થયો. પછી તેણે વિચાર્યું કે–"આ ધર્મનો જ પ્રભાવ છે, તેથી આ ધન મારે અવશ્ય દેવગૃહાદિકને વિષે વાપરવું." એમ વિચારીને તેણે જિનપૂજા શરૂ કરી, અને સમગ્ર સંઘને ભક્તિથી દાન આપ્યું. આ પ્રમાણે ધર્મનો ઉદ્યમ કરીને છેવટ અનશનવડે મરીને તે દેવ થયો. પછી ક્રમના યોગવડે તે સિદ્ધ થશે.

**આ પ્રમાણે દેશાવકાશિકવ્રતને વિષે ગંગદત્તની કથા કહી.**

આ દૃષ્ટાંત સહિત દેશાવકાશિક કહ્યું. હવે હું તને નિર્મળ પૌષધ વ્રત કહું છું. હે રાજા! ચાર પર્વને દિવસે જે કરાય છે, અને જે ધર્મને વિષે પુષ્ટિને ધારણ કરે છે, તે પૌષધ ચાર પ્રકારનો કહ્યો છે પહેલો આહાર પૌષધ સર્વથી અને દેશથી એમ બે પ્રકારે છે. તેમાં પહેલો ( સર્વથી ) ચતુર્વિધ આહારના પ્રત્યાખ્યાનથી થાય છે, અને ત્રિવિધ આહારના ઉપવાસમાં અથવા આચામ્લાદિક તપમાં અથવા સર્વ પ્રત્યાખ્યાનમાં દેશથી પૌષધ થાય છે. બીજો પ્રકાર દેહસત્કાર નામનો પૌષધ અહીં કહ્યો છે. તે સર્વ શરીરનો સત્કાર વર્જવાથી તે સર્વથી દેહસત્કાર પૌષધ કહેવાય છે. અને માત્ર સ્નાન ન કરવું વિગેરે દેશથી જાણવો. ત્રીજો બ્રહ્મચર્ય પૌષધ છે, તે બે પ્રકારનો છે. તેમાં સર્વ પ્રકારે સ્ત્રીઓના કરસ્પર્શ વિગેરેનું જે વર્જવું તે સર્વથી છે, અને માત્ર તેના સંભોગનું જ જે વર્જવું તે દેશથી છે. તથા ચોથો અવ્યાપાર નામનો પૌષધ છે. તેમાં સર્વ વ્યાપારનો જે ત્યાગ તે સર્વથી છે, અને એકનો જે ત્યાગ તે દેશથી છે. આ પૌષધ વ્રતમા **જિનચંદ્રનું** દૃષ્ટાત કહેવાય છે

**સુપ્રતિષ્ઠ** નામના નગરમાં **અનંતવીર્ય** રાજા હતો. ત્યાં જિનધર્મને વિષે અતિ નિશ્ચળ **જિનચંદ્ર** નામે શ્રાવક હતો. તેને સુંદર આકારવાળી **સુંદરી** નામની ભાર્યા હતી. એક દિવસ કોઈ પર્વને દિવસે શુભ ચિત્તવાળા તેણે પૌષધશાળાને વિષે પ્રવેશ કરીને પૌષધ ગ્રહણ કર્યો. તે વખતે ઇંદ્રે સભાને વિષે તેની પ્રશંસા કરી કે–"આ દેવોવડે પણ પૌષધથી ચલાયમાન કરાય તેમ નથી." તે સાંભળીને કોઇ એક દેવે તેનું વચન અસત્ય કરવા માટે તેની પાસે આવીને અકાળે સૂર્યનો ઉદય કર્યો. અને તેની બહેનનુ રૂપ કરીને કહ્યું કે–"હે ભાઇ! તારે માટે હું આ ભોજન લાવી છું તેથી તું પારણું કર." ક્રિયા વિગેરે કરવામાં અનુમાનવડે તેણે જાણ્યું કે–"કોઇપણ દેવે આ માયા કરી જણાય છે" એમ મનમાં વિચારીને તે મૌનમાં તત્પર રહ્યો પછી મિત્રના રૂપવાળા તે દેવે તેને વિલેપન આપ્યું. અને "સુગધી પુષ્પોને તું ગ્રહણ કર." એમ

તેણે કહ્યું ત્યારે તે શ્રાવકે કાંઈપણ ગ્રહણ કર્યું નહીં અને કાંઇપણ બોલ્યો નહીં પછી તે દેવે કોઇ એક પુરુષવડે લઇ જવાતી તેની ભાર્યાને દેખાડી, તો પણ તે કોપ પામ્યો નહીં. આ વિગેરે તેવા અનુકૂળ ઉપસર્ગો કરીને પછી તેણે સિંહ અને પિશાચ વિગેરે પ્રતિકૂળ ઉપસર્ગો કર્યાં, તો પણ તે ક્ષોભ પામ્યો નહીં. ત્યારે ઇંદ્રની તે પ્રશંસાને બોલતો તે દિવ્ય રૂપવાળો દેવ "હું શું કરું ?" એમ બોલ્યો. ત્યારે ઇચ્છા રહિત તે શ્રાવકે તેની પાસે કાંઈપણ માંગ્યું નહીં ત્યારે દેવ બોલ્યો કે–"મારું દર્શન નિષ્ફળ નહીં થાય." જિનચંદ્ર બોલ્યો કે–"તો હે ઉત્તમ દેવ ! તે પ્રકારે તું કર, કે જે પ્રકારે આ લોકમાં શાસનની પ્રભાવના થાય." પછી તેનું વચન અંગીકાર કરીને તે દેવે પરિવાર સહિત જિનમંદિરમાં જઇને અષ્ટાહ્નિકા ઉત્સવ કર્યો. સુગંધી પુષ્પોવડે જિનેશ્વરની પૂજા કરીને તે જિનેશ્વરની પાસે બે હાથ ઊંચા કરીને નૃત્ય કરવા લાગ્યો નાચતા તે દેવને જોઇને સર્વ લોકો આશ્ચર્ય પામ્યા, અને બોલ્યા કે–"અહો ! આ પૃથ્વી ઉપર જિનધર્મનું માહાત્મ્ય આશ્ચર્યકારક છે." દેવ પણ બોલ્યો કે–"હે લોકો ! કલ્પવૃક્ષ અને ચિંતામણિની [1]જેવો આ જિનેંદ્રનો ધર્મ અવશ્ય સ્વર્ગ અને મોક્ષને આપનારો છે, તેથી સુખને ઇચ્છનારા મનુષ્યોએ આ ધર્મને વિષે સર્વ પ્રકારે યત્ન કરવો." ત્યારે પ્રસન્ન મનવાળા લોકો પણ તેની ભક્તિ તે પ્રકારે કરવા લાગ્યા. આ પ્રમાણે તે દેવ જિનેંદ્રધર્મની પ્રભાવના કરીને તથા જિનચંદ્રને પૂછીને ફરીથી સૌધર્મ દેવલોકમાં ગયો. હે રાજા ! પૌષધ વ્રતને વિષે આ જિનચંદ્રની કથા તને કહી, કે જેનું મન ધર્મધ્યાનથી દેવો પણ ચળાવી શકયા નહીં

**આ પ્રમાણે પૌષધવ્રતને વિષે જિનચંદ્રની કથા કહી.**

હવે બારમું અતિથિસંવિભાગ વ્રત જાણવું તેમાં આ જગતમાં જેણે તિથિ, પર્વ અને ઉત્સવના સમૂહનો ત્યાગ કર્યો હોય, તે અતિથિ કહેવાય છે. ન્યાયથી પ્રાપ્ત કરેલા, કલ્પે ( ખપે ) તેવા, દેશકાળને ઉચિત અને સારા ઓદનાદિક પદાર્થવડે શ્રદ્ધા, સત્કાર અને વિધિપૂર્વક ધર્મની બુદ્ધિવડે ભક્તિથી સાધુઓને જે સંવિભાગ કરવો ( દાન દેવું ) તે મોટા પુણ્યનું કારણરૂપ અતિથિદાન કહેવાય છે. જેમ પૂર્વભવે આપેલું દાન **શૂરપાળ** રાજાને સુખનુ કારણ થયુ હતું, તેમ અતિથિને આપેલું દાન સુખનું કારણ થાય છે." ત્યારે ચક્રાયુધ રાજાએ શાંતિનાથ જિનેશ્વરને પૂછયું કે–"હે પ્રભુ ! તમે કહેલો આ શૂરપાળ નામનો રાજા કોણ થયો ?" ત્યારે મેઘના જળની જેમ સર્વને સાધારણ વાણીવડે શ્રી શાંતિનાથ જિનેશ્વરે તેની કથા કહી.

"આ ભરતક્ષેત્રને વિષે મનોહર **શ્રી કાંચનપુર** નામનું નગર સમૃદ્ધિવડે દેવનગર

[1] તેનાથી પણ અધિક એમ હોવુ જોઇએ.

( સ્વર્ગ ) જેવું પૃથ્વીતળને વિષે પ્રસિદ્ધ છે. તેમાં રાજહંસ જેવી ઉજ્વળ કીર્તિવાળો અને વિક્રમી **જિતારિ** નામનો રાજા હતો. તેને **સુલોચના** નામની રાણી હતી. તે નગરમાં ક્ષત્રિય જાતિનો **મહીપાળ** નામનો કૃષીવલ ( ખેડૂત ) રહેતો હતો, તેને **ધારિણી** નામની ભાર્યા હતી તેમને અનુક્રમે **ધરણીધર, કીર્તિધર, પૃથ્વીપાળ** અને **શૂરપાળ** નામના પુત્રો હતા તેઓને અનુક્રમે **ચંદ્રમતી, કીર્તિમતી, શાંતિમતી** અને **શીલમતી** એવા નામની ચાર પ્રિયાઓ હતી. એક વખત વર્ષાકાળને વિષે મહીપાળના તે ચારે પુત્રો રાત્રિને છેડે ઊઠીને પોતાના ક્ષેત્રમાં કામ કરવા ગયા. પાછળ ત્યાં તેમની પ્રિયાઓ જેટલામાં ચાલી, તેટલામાં વીજળીના ગર્જારવ સહિત મેઘ વરસવા લાગ્યો. ત્યારે તે જળને છેતરવા માટે પાસેના એક વટવૃક્ષની નીચે તેઓ ગઇ, અને તેના એક પ્રદેશને આશ્રીને ઉપદ્રવ રહિત રહી. તેમની પાછળ તેમનો સાસરો આવ્યો. તે પણ જળના ભયથી તે જ વૃક્ષના બીજા પ્રદેશને આશ્રીને રહ્યો. તે મહીપાલને નહીં જાણતી ચંદ્રમતી વિગેરે તે વહુઓ એકાંતપણાને લીધે શંકા રહિત પોતાની ઇચ્છા પ્રમાણે આ રીતે વાતો કરવા લાગી. ગુપ્ત રીતે રહેલો સસરો પણ તેમની વાતો સાંભળવા લાગ્યો. પછી ચંદ્રમતી આ પ્રમાણે બોલી કે–“ હે સખીઓ ! પોતાની રુચિ પ્રમાણે તમે વાત કરો. ” ત્યારે શીલમતી બોલી કે–“ જેથી કરીને વાડને પણ કાન હોય છે, તેથી કરીને પોતાનો ભાવ કહેવો અહીં યોગ્ય નથી. એમ મારો મત છે. ” ત્યારે બીજી બોલી કે– “ તું ભય પામ નહીં, કેમકે અહીં કોઇપણ નથી. ” તે બોલી કે–“ તો સર્વેએ અનુક્રમે પોતપોતાની ઇચ્છા કહેવી. ” ત્યારે પ્રથમ ચંદ્રમતી બોલી કે–“ હે સખીઓ ! તત્કાળ રાંધેલી ઘી સહિત ખીચડી ખાવાની મારી ઇચ્છા છે. અથવા તો દહીં કે ઘીવડે યુક્ત અને ભીની કેરીની કચુરની કચ્ચરિકા સહિત વાસી ( ટાઢી ) રાબડી ખાવાની ઇચ્છા છે.” પછી કીર્તિમતી આ પ્રમાણે બોલી કે–“ જો મનવાંછિત પ્રાપ્ત થાય, તો ખાંડ અને ઘી સહિત ક્ષીર(ખીર) મને રૂચે છે. અથવા તો ઘી સહિત દાળ ભાત અને અતિ ખાટા શાક મને રૂચે છે. ” પછી શાંતિમતી બોલી કે–“ હવે તમે મારી ઇચ્છા સાંભળો. સારા સ્વાદવાળા મોદક વિગેરે પકવાન્ન, માંડા અને ઇકરિકા વિગેરે ભક્ષ્ય મને વિશેષ પ્રિય છે. ” પછી શીલવ(મ)તી બોલી કે–“ હું અન્નની સ્પૃહાવાળી નથી, કેમકે જઠર( ઉદર )પૂર્તિને માગે છે, પણ કૂરને માગતું નથી. એવી લોકની વાણી છે. હું તો એમ જાણું છું કે–જો સ્નાન કરેલી, કુંકુમાદિકવડે શરીરના વિલેપનવાળી, સારાં વસ્ત્રો પહેરીને ભૂષણોવડે ભૂષિત(શોભિત) થઇને સસરાને, જેઠને અને ભર્તાને સારું ભોજન આપુ, તથા ઘરના સર્વ જનોને અને દીન(ગરીબ–ભીખારી) વિગેરેને ભોજન આપું. બાકી વધેલું કાંઇક ખરાબ અશનનું જો હું ભોજન કરુ, તો નિરંતર મારા મનની નિવૃત્તિ થાય. ” આ પ્રમાણે શીલમતીએ પોતાનો અભિપ્રાય જણાવ્યો ત્યારે બીજી ત્રણે બોલી કે–“ આ તારી સ્વેચ્છા ઘટે તેવી નથી, કેમકે કૌટુબિકને ઘેર અશનાદિક પણ દુર્લભ છે, તો પછી સારા વસ્ત્ર અને

આભરણુ વિગેરેની અને ઉત્સર્ગ( દાન )ની તો શી વાત કરવી ? ” આ પ્રમાણે તેઓ બોલતી હતી તેવામાં તે વૃષ્ટિ વિરામ પામી. પછી તેઓ ક્ષેત્રમાં ગઇ. મહીપાળે પણ વિચાર્યું, કે–“ અહો ! તું જો, ભોજનને માટે મારી વહુઓ આ પ્રમાણે દુઃખી થાય છે. ખરેખર તેમની સાસુ તેમને ભોજન પણ આપતી નથી, તેથી આજે હું ઘેર જઇને મારી ભાર્યાનો તિરસ્કાર કરીને આ ત્રણે વહુઓના ઇચ્છિતને પૂર્ણ કરીશ. પરંતુ અયોગ્ય બોલનારી ચોથી વહુની માત્ર ખરાબ અશન( અન્ન ) ખાવાની ઇચ્છા જ મારે પૂર્ણ કરવી છે. ” પછી ઘરે જઇને તેણે વહુઓની વાત કહીને પોતાની ભાર્યાને કહ્યું કે–“ આ પ્રમાણે વહુઓને ઇચ્છિત આહાર અત્યંત આપવો ” આ પ્રમાણે કહીને તે મહીપાળ પણ ક્ષેત્રમાં ગયો. પછી ભોજનને સમયે તે સર્વ કુટુંબ ઘેર આવ્યું. ત્યારે ભર્તાને અને પુત્રોને પણ ભોજન કરાવીને ધારિણીએ પતિએ કહેલી રસોઇવડે તે વહુઓને ભોજન કરાવ્યું. તે વખતે પરસ્પરના મુખને જોઇને તેઓએ આ પ્રમાણે વિચાર્યું કે–“ કોઇ પણ કારણે કરીને આજે અમારું વિચારેલું ભોજન થયું. અને એક સ્થાને( સાથે ) બેઠેલી એને કુભોજન કેમ આપ્યું ? ” વિગેરે વિચાર કરતી તે ત્રણ ત્યાં જમી. શીલમતીએ પણ વિચાર્યું કે–“ આજે મને અગૌરવ( તુચ્છ ) ભોજન કેમ આપ્યું ? શું મેં આ ઘરમાં કાંઇ વિનાશ કર્યું છે ? તે ચારે વહુઓ ભોજન કરીને ફરીથી ક્ષેત્ર તરફ ચાલી. ફરીથી બાકીની ( ત્રણ ) વહુઓએ શીલમતીને આ પ્રમાણે કહ્યું, કે–“ કાલે ચિંતવેલો તે અમારો મનોરથ આજે સંપૂર્ણ થયો અને તેં પણ જેવું ચિંતવ્યું હતું, તેવું ભોજન પ્રાપ્ત કર્યું. પુણ્યવાન પુરુષોને પણ પ્રાયે કરીને વિચારને અનુસરતું ફળ પ્રાપ્ત થાય છે, તેથી બુદ્ધિશાળીએ મનોરથ પણ તુચ્છ ન કરવો. ” તે પણ બોલી કે–“ આ ભોજનની ઇચ્છાએ કરીને શું ? કેમકે સારું કે ખરાબ ખાધેલું( ભોજન ) ઉદરમાં ગયેલું સરખું જ થાય છે જ્યારે મારું મનવાંછિત કાર્ય થશે ત્યારે હું અવશ્ય મારા આત્માને કૃતાર્થ માનીશ ” પછી હંમેશાં ઇષ્ટભોજનની પ્રાપ્તિવડે સાશંક મનવાળી તે ત્રણ વહુઓએ એક દિવસ સાસુને પૂછયું કે–“ હે માતા ! હંમેશાં શીલમતીને તુચ્છ ભોજન કેમ અપાય છે ? અને અમને પરણાને ઉચિત (સારું) ભોજન કેમ અપાય છે ? ” ત્યારે તેણીએ તેમના કરેલા વિચાર વિગેરે તેમને કહ્યા અને તેઓએ તે વાત શીલમતીને કહી. ત્યારે તે તત્કાળ મ્લાન મુખવાળી થઇ. પછી એક વખત રાત્રિએ એકાંતમા રહેલી તેણીને શૂરપાળે પૂછયું કે–“ હે પ્રિયા ! પ્રસન્ન મુખવાળી છતાં પણ તું ઉદ્વેગ પામેલી હોય તેમ કેમ દેખાય છે ? શું માતા તને અવજ્ઞાવડે ભોજન આપે છે ? અથવા શું તેં કાંઇ અવિનય કર્યો છે ? અથવા તેં કાંઇ વિનાશ પમાડયું છે ? તારે મારી પાસે કાંઇ પણ ગોપવવું નહીં ” આ પ્રમાણે કહેલી તેણીએ તેને ઇચ્છિત વસ્તુનું કહેવું વિગેરે પોતાની સર્વ વાત કહી ” ત્યારે તેણે વિચાર્યું કે– “ અહો ! પિતા અને માતાની મૂર્ખતાને જુઓ, કે કુબુદ્ધિવાળા જેઓએ આવા સ્ત્રી-રત્નનો પરાભવ કર્યો. અહો ! આ મારી પ્રિયાનો મનોરથ અતિ પ્રશંસા કરવા લાયક

છે. તેથી આ સર્વ સ્ત્રીજનને વિષે શ્રેષ્ઠ થશે. તેથી કોઈક દેશાંતરમાં જઇને હું તેવું કામ કરું, કે જેથી આ શ્રેષ્ઠ પ્રિયાના સર્વવાંછિત પૂર્ણ થાય " આ પ્રમાણે વિચારીને તેણે ત્યાં જવા માટે તેણીને પૂછયું, અને "ચિત્તમાં ઉદ્વેગવાળી તું થઇશ નહીં, હું જલદી આવીશ." એમ તેણીને કહ્યું. તથા પોતાના હાથવડે તેણીનો વેણીબંધ કરીને અને વસ્ત્રને નિયમિત કરીને ફરી આ પ્રમાણે કહ્યુ, કે–"હે પ્રિયા ! મારા આવ્યા પછી આ વેણીદંડને તારે છૂટો કરવો, અને આ કંચુક પણ મારી જેમ વક્ષસ્થળમાંથી ઉતારવો નહીં." આ પ્રમાણે પોતાની પત્નીને કહીને ખડ્ગની સહાયવાળો તે શૂરપાલ પોતાના મંદિરમાંથી નીકળીને એક દિશાને ઉદ્દેશીને ચાલ્યો. તેની પ્રિયા પણ ક્ષણવાર હર્ષ અને ખેદવડે વ્યાપ્ત રહીને ફરીથી પોતાને ઉચિત ઘરના કાર્યમાં પ્રવર્તી. પછી શૂરપાળને નહીં જોતા તે મહીપાલ વિગેરેએ તેની પ્રિયાને તેની શુદ્ધિ( ખબર ) પૂછી, ત્યારે "હું કંઈ જાણુતી નથી." એમ તે બોલી. તેની પ્રવૃત્તિ( ખબર )ને નહીં જાણુતા તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા, "કોઇનાવડે પરાભવ પામેલો તે ઘેરથી નીકળી ગયો છે " પુત્રોએ પિતાને કહ્યું કે–"અમારામાંથી કોઇએ તેને અયોગ્ય વચન કહ્યું નથી. પ્રાયે કરીને નાનો ભાઈ અનિષ્ટ હોતો નથી." ફરીથી તેઓએ વહુને પૂછયુ કે–"ભદ્રા ! તારા પતિને તારી સાથે શું કોઈપણ રોષનું કારણ નથી ?" તે બોલી કે "મારા ભર્તા સાથે કાંઇપણ રોષનું કારણ થયું નથી, પરંતુ રાત્રિએ તેણે પોતે આ મારો વેણીદંડ કર્યો છે ( બાંધ્યો ) અને એમ કહ્યું છે કે–હે પ્રિયા ! મારા હાથવડે મારે આ વેણી દંડ છૂટો મૂકવાનો છે. આટલું તેનું સ્વરૂપ જાણું છું, બીજું કાંઇ જાણુતી નથી " ત્યારે તે ત્રણે ભાઇઓ વિચાર કરવા લાગ્યા, કે– "માતાએ આ વહુનો પરાભવ કર્યો છે તે કારણથી તે ગયો છે માની પુરુષો અપમાન પામવાથી માતા, પિતા, બંધુ, ધન, ધાન્ય, ઘર અને પ્રિયા એ સર્વનો દૂરથી ત્યાગ કરે છે. તથા માતાપિતાના કરેલા અપમાનથી અને રાજાના પણ અપમાનથી આ જગતમાં માનરૂપી ધનવાળા જીવો દેશનો ત્યાગ કરે છે. ગુરુનું જ અપમાન શિષ્યને જ હિતકારક છે, કેમકે તે ગુરૂ તે શિષ્યને વારણા અને સ્મરણા વિગેરેવડે તર્જના કરે છે. તેની પ્રિયાનો જે પરાભવ કર્યો, તે તેનો જ છે. કેમકે શરીર પીડા પામવાથી શું શરીરવાળો ( જીવ ) પીડા પામતો નથી ?" પછી સર્વ ઠેકાણે તેની શોધ કરીને પિતા વિગેરે નિરંતર તેના વિયોગથી પીડા પામ્યા સતા પોતાના કામ કરવા લાગ્યા.

શૂરપાળ પણ **મહાશાલ** નામના નગરમાં ગયો. ત્યાં એક ઉદ્યાનમાં જંબૂવૃક્ષની છાયાને વિષે તે સૂતો પરિશ્રમના વશથી તેને ત્યાં નિદ્રા આવી. તેના પ્રભાવથી તે વૃક્ષની છાયા પાછી ન હઠી આ અવસરે તે નગરને વિષે પુત્ર રહિત રાજા મરી ગયો, તેથી સચિવાદિકે પાંચ દિવ્યની અધિવાસના કરી. તે દિવ્યો દિવસના બે પહોર સુધી નગરમા ભમીને પછી જયા તે પુણ્યવાન શૂરપાળ હતો ત્યાં આવ્યા. તેને જોઇને હાથીએ ગુલગુલ શબ્દ કર્યો, અશ્વે હેષારવ કર્યો, છત્ર તેના ઉપર રહ્યું, કળશે અર્ઘ્ય આપ્યો, અને ચામરો વીંઝાયા, તથા મંગળ ગીતવાળો જય જય શબ્દ ઊઠ્યો.

ત્યારે મંત્રી અને સામંતોએ તેને સર્વ અંગોને વિષે ચક્ર, સ્વસ્તિક અને મત્સ્ય વિગેરે શુભ લક્ષણોવડે લાંછિત જોયો તથા નિવૃત્તિ નહીં પામતી જંબૂવૃક્ષની છાયા જોઇને તેઓ આ પ્રમાણે બોલ્યા કે-"આપણા પુણ્યવડે જ આ આપણો સ્વામી થયો." તે વખતે નિદ્રા રહિત થયેલા શૂરપાલે "આ શું છે ?" એમ વિચાર્યું. તેને તે સચિવાદિકે પ્રાર્થના કરીને આસન ઉપર બેસાડ્યો. પછી સ્નાન કરાવ્યું, અંગને વિલેપન કર્યું, તથા વસ્ત્ર અને ભૂષણવડે શોભિત કર્યું. પછી સચિવાદિકે તેને ઉત્તમ હાથી ઉપર ચડાવ્યો. પછી ધારણ કરેલા છત્રવાળા અને ચામરોવડે વીંઝાતા તે રાજાને તેઓએ મોટા વૈભવથી નગરમાં પ્રવેશ કરાવ્યો નગરની સ્ત્રીઓના ચિત્તવડે પ્રાર્થના કરાતો અને મંગળ કરાતો તે રાજમહેલમા પ્રવેશ કરીને સભામાં બેઠો. દરેક દિવસે દરેક સામંતોવડે અભિષેક કરાયેલો તે શૂરપાળ તે નગરમાં મોટો રાજા થયો. એક દિવસ તેણે વિચાર્યું કે-"તે મારી ભાર્યાનું મનવાંછિત પૂર્ણ ન થાય, તો આ રાજલક્ષ્મીનું શું ફળ ?" પછી કોઇક દિવસે પોતાના હાથથી લખેલા લેખને આપીને તે રાજાએ પોતાના પુરુષોને પોતાના ઘરના માણસોને લાવવા મોકલ્યા. તેઓ કાંચનપુરમાં ગયા ત્યાં તેની શોધ કરવામાં તત્પર થયા છતાં પણ કુટુંબ સહિત તે મહીપાળને તેઓએ દેખ્યો નહીં. કોઇ મનુષ્યે તેઓને કહ્યું કે-"અહીં દુકાળ થયો હતો, તેથી તે મહીપાળને ખેતીમાં કાંઇપણ થયું (પાક્યું) નહીં, તેથી બીજા વ્યવસાયને નહીં જાણતો તે કુટુંબ સહિત બીજે કોઇ ઠેકાણે ગયો છે. પરંતુ તેની શુદ્ધિ (ખબર) જણાતી નથી." તે સાંભળીને તે પુરુષોએ પાછા વળીને તથા ત્યાં આવીને રાજાને તે વાત કહી. તે સાંભળીને તે ખેદ પામ્યો. પોતાના મનુષ્યોનું વિધુરપણું (દુઃખ) સાંભળવાથી તે રાજા રાજ્યનો લાભ પામ્યા છતાં પણ કદાપિ સુખને પામતો નહોતો.

હવે અહીં જે વર્ષે તે પિતાના ઘરથી નીકળ્યો હતો, તેની પછીના બીજે વર્ષે ત્યાં મેઘની વૃષ્ટિ થઇ નહીં. તેથી ઘણા લોકોનો ક્ષય કરનાર દુકાળ થયો કે જેમાં ધનવાન પણ સીદાય છે, અને ગરીબ( નિર્ધન ) વિશેષ સીદાય છે. જે દુકાળમાં ચોરના સમૂહવડે માર્ગ દુઃખે કરીને ચાલી શકાય તેવા થાય છે અને ક્ષુધા પામેલ મનુષ્ય બીજા મનુષ્યને ખાઇ જાય છે. લોકો પોતાના રોતા છોકરાંઓને પણ તજે છે, અથવા તેમને નિંદ્ય અને નીચ કુળને વિષે વેચે છે, જે દુકાળમાં તપોધનો( તાપસો ) ભિક્ષાને પણ કષ્ટથી પામે છે, તે ભિક્ષાને પણ રંકના સમૂહો તેની પાસેથી ઝડપીને ખાઇ જાય છે, તથા જેને વિષે મોટો સ્નેહ હોય છે, તે ભાર્યાને પણ તજી દે છે. તે આવા દુર્ભિક્ષ કાળની વાર્તા પણ ભયકારક હોય છે. તેવા સમયે કુટુંબ સહિત તે મહીપાળ પોતાના નગરમાંથી નીકળીને અનેક કામ કરતો, ઠેકાણે ઠેકાણે ભમતો, શૂન્યશાળામાં વસતો, સ્નેહ રહિત ભોજનને પામતો, ભૂખ્યા કુટુંબના દુર્વચનથી દુઃખી થતો તથા નગર, ગામ, પર્વત, અરણ્ય અને નદીને ઉલ્લંઘન કરતો આવી કષ્ટ દશાને પામીને મહાશાલ નગરમાં પ્રાપ્ત થયો (આવ્યો). શીલમતી પણ તે વેણી ને ફાટેલા કંચુકને સસરાએ "આને મૂકી દે." એમ કહ્યા છતાં પણ મૂકતી ન હતી. તેના વચનને નહીં કરવાથી સર્વ કુટુંબને ઉદ્વેગ કરનારી તેણીની

તર્જના કરી તો પણ તે પરાભવને સહન કરતી, પતિની આજ્ઞાને કરતી અને કુળના દૂષણનું રક્ષણ કરતી તે પણ તે સસરાની સાથે તે નગરમાં આવી. આ તરફ સર્વ લોકનું હિત ઇચ્છનારા તે રાજાએ તે નગરમા એક સરોવર ખોદાવાનો આરંભ કર્યો હતો ત્યાં ધન રહિત ઘણા જનો કામ કરતા હતા. ત્યારે કુટુંબ સહિત તે મહીપાળ પણ તે કામ કરવા લાગ્યો. એક દિવસ સર્વ લોકોએ રાજાને આ પ્રમાણે વિનંતિ કરી, કે-"હે પ્રભુ! આ તળાવને વિષે તમે દૃષ્ટિનો પ્રસાદ કરો." ત્યારે લોકોના આગ્રહથી હાથી ઉપર ચડીને સર્વ સેના સહિત તે શૂરપાળ રાજા ત્યાં આવ્યો. પછી સર્વ કર્મકરોને જોતાં રાજાએ કુટુંબ સહિત તે પોતાના પિતા મહીપાળને દેખ્યો તથા વિયોગની અવસ્થાથી દુર્બળ અંગવાળી અને પરપુરુષને જોવાના કાર્યમાં પરાઙ્મુખવાળી તે શીલમતીને જોઇ. અને તેણે વિચાર્યું કે-"દૈવયોગે મારા કુટુંબની આ કર્મકર અવસ્થા કેવી થઇ છે? અરે! કુકર્મનો વિપાક કેવો છે?" પછી દરેક સર્વ કર્મકરોને જોઇને તે રાજાએ તે પોતાના કુટુંબને ઉદ્દેશીને પંચકુળને કહ્યું (પૂછ્યું), કે-"આ નવ મનુષ્યો અહીં સારું કામ કરે છે. તેમને શું આપો છો?" એમ રાજાએ કહ્યું ત્યારે તે પંચકુળે કહ્યું, કે-"હે પ્રભુ! તમારી આજ્ઞા પ્રમાણે સર્વ ચાકરોને એક એક રૂપીયો અને મધ્યમ ધાન્યનું ભોજન અપાય છે." ફરીથી રાજા બોલ્યો કે-"સારું કામ કરનારા આ મનુષ્યોને કાંઇક વિશેષ કરો, કેમકે લોકમા આવું કહેવાય છે, કે-'જ્યારે સજ્જન અને અસજ્જનને વિષે સ્વામીનો વિશેષ ન હોય, ત્યારે સજ્જનને પણ સારા ગુણનો ઉત્સાહ વધતો નથી.' આ મનુષ્યોને બમણી વૃત્તિ અને ઉત્તમ ધાન્યનું ભોજન આપવું" એમ રાજાએ કહ્યું ત્યારે તે પંચકુલે તેઓને બોલાવીને કહ્યું, કે-"હે કર્મકરો! આ દેવે તમારા ઉપર આ મોટો પ્રસાદ કર્યો છે" ત્યારે તે મહીપાલ વિગેરે "મહાપ્રસાદ કર્યો" એમ બોલ્યા. રાજાએ તેને કહ્યું કે-"શું તારો એક પુત્ર બે ભાર્યાવાળો છે? કેમકે આ પુત્રો ત્રણ દેખાય છે, અને ભાર્યા ચાર દેખાય છે" ત્યારે તેણે તેને પુત્રના પ્રવાસની વાત કહી પછી "તુ કયાથી આવ્યો છે?" એમ રાજાએ તેને ફરીથી પૂછ્યું. તેણે પણ "કાંચનપુરથી આવ્યો છું," એમ કહ્યું. ત્યારે રાજાએ શીલમતીને છાશ લેવા માટે પોતાને ઘેર બોલાવી. પછી રાજા પોતાને ઘેર ગયો. સર્વ લોકો વિસ્મય પામ્યા. અને આ પ્રમાણે બોલ્યા કે-"અહો! કોઇની સાથે અમારા સ્વામી આટલું બોલતા નથી." પછી તે શીલમતી છાશને માટે રાજાને ઘેર ગઇ. તેણે આદેશ કરેલ પ્રતિહારીએ રાજાને તે કહી. તે રાજાએ તેણીને કહ્યું કે-"હે ભદ્રા! તારો કંચુક કેમ આમ છે?" ત્યારે લજ્જાવડે નમ્ર થયેલી તેણી કાંઇપણ બોલી નહી પછી રાજાએ તેણીને છાશ વિગેરે ઘણું અપાવ્યું તે પોતાને ઘેર ગઇ. ત્યાં સસરા વિગેરેએ તેણીને કહ્યું કે-'હે વત્સા! તું નવો કંચુક પહેર, કેમકે રાજાને ઘેર ગયેલી તું વગોવાઇશ(નિંદા પામીશ)." ત્યારે તેણીએ તે વચન માન્યું નહિ. બીજે દિવસે રાજાને ઘેર તે ગઇ. તેને રાજાએ કહ્યું કે-"હે ભદ્રા! મેં આપેલા આ કંચુકને તું ગ્રહણ કર" તેને નહીં ગ્રહણ કરતી તેણીને જાણે ક્રોધ પામ્યા હોય તેમ રાજાએ કહ્યું કે-"આ નહીં કરવાથી તારું સારું (કલ્યાણ) નહીં થાય" તે બોલી

કે–" હે દેવ ! સારું થાઓ કે નરાસું થાઓ, પરંતુ હું મારા નિશ્ચયનું ખંડન નહીં કરું; કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે–ન્યાય ક્રિયામાં વર્તનારા સત્પુરુષોને લક્ષ્મી આવો અથવા જાઓ. માણુસો જેમ તેમ ( ગમે તેમ ) બોલો, તથા જીવિત કે મરણ ભલે હો. " ત્યારે–" અરે ! મારી આજ્ઞાનો ભંગ કરનારી આને કેદખાનામાં નાંખો. " એમ રાજાએ આદેશ કરેલા પુરુષોએ તેણીને તે તરફ ચલાવી. આ પ્રમાણે કર્યા છતાં પણ જેટલામાં તેણીએ પોતાનો નિશ્ચય તજ્યો નહી, તેટલામાં તુષ્ટમાન થયેલા રાજાએ તેણીને ફરીથી પોતાની પાસે અણાવી અને કહ્યું કે–" હે ભદ્રા ! શા કારણથી આ જીર્ણ અને શરીરના વિરૂપને કરનાર કંચુકને તું છોડતી નથી ? " તે પણ બોલી કે–" આ વેણી મારા પતિએ આપી છે, અને તેણે જ પોતાના હાથવડે આ કંચુક મને પહેરાવ્યો છે, તેથી હે દેવ ! આ મારો કંચુક પતિના હાથથી જ મૂકાશે. " ત્યારે તે બોલ્યો કે–" તારો ભર્તા હું થાઉં છું, કંચુકનો ત્યાગ કર " તેણીએ કહ્યું કે–" તમારે આવું બોલવું પણ ઉચિત નથી. કેમકે તમે પૃથ્વીનું પાલન કરનારા અને નીતિનું રક્ષણ કરનારા છો. દુઃશીલવાળા પુરુષોવડે પરાભવ પામેલી સતીઓનું શીલ ખંડન થાય, તો " જેનાથી રક્ષા તેનાથી જ ભય " આ લોકવાદ સત્ય થયો. વળી બીજું–જે નિર્લજ્જ પુરુષે પરસ્ત્રીનું સેવન કર્યું છે, તેણે પોતાનું કુળ, પુરુષાર્થ અને ચરિત્ર વગોવ્યું છે, સમગ્ર પૃથ્વીપીઠ ઉપર અપજશનો પડહ વગડાવ્યો છે તથા મોટા મૂલ્યવાળા પોતાના આત્માને ધૂળ જેવો કર્યો છે.. " પછી પાસે રહેલા પુરુષોએ કહ્યું કે–" હે ભદ્રા ! સ્ત્રીજનોવડે જે પ્રાર્થના કરાય છે, તે પ્રાર્થના કરનાર રાજાની તું અવગણના કેમ કરે છે ? " તે પણ બોલી કે– " જીવતી એવી મારા શરીરને વિષે મારો પરણેલો પતિ વળગે, અથવા જ્વાળાવડે ભયંકર અગ્નિ વળગે બીજો કોઇ પુરુષ ન વળગે " ત્યારપછી રાજા તેણીના વિશ્વાસવાળા સંકેતના વચનો કહીને બોલ્યો કે–" હે મુગ્ધા ( સરળ–ભોળી ) ! તું મને જોઇને ઓળખ કે જે હું શૂરપાળ નામનો તારો પતિ, આ નગરમાં પુત્ર વિનાનો રાજા મરી જવાથી પાંચ દિવ્યોવડે રાજા કરાયો છું. " ત્યારે વિશ્વાસવાળુ રાજાનું સર્વ વચન સાંભળીને વિસ્મય પામેલી તેણીએ સમ્યક્ પ્રકારે તેની સન્મુખ જોઇને તેને પોતાનો પતિ જાણ્યો. ત્યારે જળવાળા મેઘને જોવાથી કોયલની જેમ હર્ષવાળી અને ધારાથી સિંચાયેલા કદંબ વૃક્ષની જેમ શરીરે રોમાંચવાળી થઇ, પછી રાજાએ આદેશ કરેલી દાસીઓએ કોમળ અંગવાળી તેણીને સ્નાન કરાવ્યું, સર્વ અંગોને વિષે કુંકુમવડે વિલેપન કર્યું, પટાંશુક વિગેરે વસ્ત્ર પહેરાવ્યા, તથા તેર આભરણ અને ચૌદમા તિલકવડે વિભૂષિત કરી પછી તે રાજાની પાસે ગઇ. તેણે પણ પોતાના અર્ધ આસન ઉપર બેસાડી. પછી મંત્રી અને સામંતો વિગેરેએ તેણીને નમસ્કાર કર્યા. હવે આ તરફ તે દિવસે તેણીની સાથે શાંતિમતી આવી હતી. તે તેણીના કેદખાનામાં નાંખવાને કાળે પાછી વળીને પોતાને ઘેર ગઇ. અને આ પ્રમાણે કુટુંબને કહ્યું કે–" રાજાએ આપેલા સારા કંચુકને નહીં ગ્રહણ કરતી તે કેદખાનામા વસનારી થઇ છે. " ત્યારે સર્વે બોલ્યા કે–" ઘણે પ્રકારે પ્રગટ રીતે કહ્યા છતાં પણ જેણીએ આપણું વચન માન્યું નહીં, તેણીને આ યોગ્ય થયું. " પછી કોઇક

દિવસ રાજાએ મહીપાળને ભોજનને માટે નિમંત્રણ આપ્યું, ત્યારે તે યોગ્ય સમયે કુટુંબ સહિત રાજમંદિરમાં આવ્યો. ત્યાં સ્નાન કરાવીને તથા વસ્ત્રો પહેરાવીને કુટુંબ સહિત તેને યોગ્યતા પ્રમાણે અલંકારોવડે શોભિત કર્યો. ત્યારે મહીપાળે વિચાર્યું કે–" આ રાજા અમારું બંધુની જેમ અતલ્પ(ઘણું) ગૌરવ કેમ કરે છે ? આ પૃથ્વીતળ ઉપર જેની પાસેથી જે વખતે જેનાવડે જે પામવા લાયક હોય, તેને ગુણ રહિત તે પુરુષ પણ તેની પાસેથી તે વખતે જ પામે છે." આ પ્રમાણે તેણે મનમાં વિચાર્યું. પછી રાજાએ તે સમગ્ર કુટુંબને સુંદર આસનો ઉપર ભોજન કરવા માટે બેસાડયું. તથા તેમની પાસે વિચિત્ર થાળો મૂકાવ્યા. રાજા પણ જમવા માટે ત્યાં ઉચિત આસન ઉપર બેઠો. આ અવસરે રાજાએ આદેશ કરેલી શીલમતી દેવીએ પોતે ભાત, દાળ વિગેરે આહારનું પીરસવું શરૂ કર્યું. ફરીથી રાજાએ તેણીને કહ્યું કે-" હે પ્રિયા ! ઘણા કાળથી ચિંતવેલા પોતાના ( તારા ) સર્વ મનોરથોને આજે સફળ કર." ભોજન કર્યા પછી રાજાએ મહીપાળને શ્રેષ્ઠ સિંહાસન ઉપર બેસાડ્યો, અને બીજા આસનો ઉપર અનુક્રમે ભાઇઓને બેસાડ્યા. તથા માતાને અને ભાભીઓને યથાયોગ્ય આસનો ઉપર બેસાડી, પછી શૂરપાળ રાજા મહીપાળને નમીને બોલ્યો, કે–" હે પિતા ! તે હું તમારો પુત્ર છું, કે જે હું તે વખતે ઘરમાંથી નીકળી ગયો હતો. આ રાજ્ય તમારું છે, હું તમારો સેવક છું. મેં તમને જાણ્યા છતાં પણ તમારી પાસે જે નિંદ્ય કર્મ કરાવ્યું, તે સર્વ મારો અપરાધ પૂજ્યપાદવાળા તમારે ક્ષમા કરવો." પછી શીલમતી પણ સર્વના પાદને નમીને આ પ્રમાણે બોલી કે–" મેં તમને જે સંતાપ પમાડ્યા છે, તે તમે પણ આજે ક્ષમા કરો. તમારા વચનથી પણ મેં કંચુકને જે મૂક્યો નહોતો, તે હે તાત ! મારા પતિનું વચન મેં અવશ્ય માન્યું છે." પછી તેને ઓળખીને હર્ષ પામેલો મહીપાળ પણ બોલ્યો કે–" હે પુત્ર ! તારા પુણ્યથી પ્રાપ્ત થયેલી આ રાજલક્ષ્મીને તું ચિરકાળ સુધી ભોગવ હે પુત્ર ! ચંદ્રના ઉદય જેવા તારા દર્શનથી દૂર રહેલા સમુદ્રની જેમ હું હર્ષરૂપી કલ્લોલવાળો થયો છું." પછી નીતિમાં કુશળ તેના પિતાએ ઉભા થઇને બે હાથવડે શૂરપાળને ગ્રહણ કરીને સિંહાસન ઉપર બેસાડયો. રાજ્ય ઉપર સ્થાપન કરેલો પુત્ર પિતાને પણ તત્કાળ વાંદવા લાયક છે એવી રાજનીતિ છે, તેથી મહીપાળે પણ તેમ કર્યું. સસરાએ શીલમતીને પણ પ્રિય વચનોવડે આ પ્રમાણે કહ્યું કે–" હે પુત્રી ! આ જીવલોકમાં તું જ એક સર્વ પ્રકારે ધન્ય છે, કે જેના અસંભવિત પણ સર્વ મનોરથો સ્ફુટ રીતે સિદ્ધ થયા, તેથી તું જ સ્ત્રીરત્ન છે તેં જે બીજા કોઇને સદૃશ નહીં (અનુપમ ) એવું પોતાનુ શીલનું રક્ષણ કર્યું, અને પતિની આજ્ઞા પાળી તેથી અહીં તારા જેવી બીજી કોણ છે ? " પહેલાં પગલે પગલે( નિરંતર ) તે મહીપાળને સંતાપ કરનારી હતી, તે તેની જ સ્તુતિનું સ્થાન થઇ. અહો ! લક્ષ્મીનો પ્રભાવ પૃથ્વી ઉપર અદ્ભૂત છે. તે

બોલી કે–" હે તાત! તમારું અપમાન મને સફળ થયું, કેમકે ગુરુનું અપમાન પણ વાંછિતને આપનાર થાય છે. જો તમે મને તે વખત અપમાન દેખાડયુ ન હોત, તો હે તાત! તમારો પુત્ર અહીં કેમ આવત? રાજ્યને કેમ પામત? તમારું ગૌરવ કેમ કરત? તથા મારું વાછિત કેમ પૂર્ણ કરત?" આ પ્રમાણે બોલીને તે મૌન રહી. પછી શૂરપાળ રાજાએ મોટી વાણીથી સર્વ સામંતોને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું, કે–" હે સામંતો! આ મારા પિતા છે, તથા આ મારા ભાઇઓ છે. આ મારી માતા છે, અને આ ત્રણ પ્રગટ રીતે લોજાઇ છે, તેથી આ સર્વે મારા ગુરુને તમે આદરથી પ્રણામ કરો." આ પ્રમાણે કહેલા તેઓએ તે પ્રમાણે કર્યું, કેમકે સ્વામીની આજ્ઞા ઉલ્લંઘન કરી શકાય નહીં. પછી શૂરપાળ રાજાએ તે સર્વે (ત્રણે) પોતાના મોટા ભાઇઓને ઘણા દેશો આપવાવડે મંડલેશ્વર (માંડલિક રાજા) કર્યા. અને તે માતાપિતાને ગૌરવ સહિત પોતાની પાસે રાખ્યા આ પ્રમાણે કૃતકૃત્ય(કૃતાર્થ) થયેલો તે પોતાના રાજ્યનું પાલન કરવા લાગ્યો. પછી કોઇક દિવસ તે નગરમાં **શ્રુતસાગર** નામના શ્રેષ્ઠ સૂરિ આવ્યા, અને નગરની બહાર રહ્યા. તેને નમવા માટે ધાર્મિક લોકોને નગરમાંથી નીકળતા જોઇને તે રાજાએ મુખ્ય મંત્રીને તેનું કારણ પૂછયું, ત્યારે પરમાર્થને જાણીને તેણે રાજાને આ પ્રમાણે કહ્યું કે–" આ નગરમાં આજે જ્ઞાનવાળા કોઇક શ્રેષ્ઠ સૂરિ આવ્યા છે." રાજા બોલ્યો કે–" હે મંત્રી! જેમ આ નગરના લોકો જાય છે, તેમ આપણે પણ પ્રગટ રીતે આચાર્યને નમવા જઇએ." ત્યારે " બહુ સારું " એમ તેણે કહ્યું ત્યારે પિતા અને પત્ની સહિત તે ત્યાં જઇને અને તે સૂરિને નમીને તેની સન્મુખ બેઠો. સૂરિએ પણ તેને સંસારરૂપી સાગરને તરવામાં મોટા વહાણ જેવો સર્વજ્ઞે કહેલો ધર્મ કહ્યો. ત્યારે શ્રાવક ધર્મને ગુરુની પાસે ગ્રહણ કરીને તે રાજા ફરીથી તેને નમીને પોતાને ઘેર આવ્યો એ પ્રમાણે હંમેશાં સૂરિને વાંદવા માટે તે જતો હતો. પછી એક દિવસ તેણે તે ભગવાનને આ પ્રમાણે પૂછયું, કે–" હે પ્રભુ! પૂર્વભવે મેં શું સુકૃત કર્યું હતું? કે જેથી મેં કષ્ટ વિના પણ આ શ્રેષ્ઠ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરી?" ત્યારે શાસ્ત્રના સમુદ્રરૂપ હર્ષિત મુખવાળા તે સુગુરુ બોલ્યા કે–" હે રાજા! પૂર્વભવે તેં અતિથિસંવિભાગ કર્યો હતો. આ જ ભરતક્ષેત્રમાં **ભૂમિપ્રતિષ્ઠ** નામના શ્રેષ્ઠ નગરમાં **વીરદેવ** નામનો શ્રેષ્ઠ શ્રાવક હતો. તેને **સુવ્રતા** નામની શ્રાવિકા શ્રેષ્ઠ ભાર્યા હતી તે બન્ને તત્પર થઇને ગૃહવાસનું પાલન કરતા હતા. કોઇક વખત અષ્ટમીને દિવસે તે વીરદેવે પૌષધ ગ્રહણ કર્યો અને પારણાને દિવસે તેણે ચિત્તમાં આ પ્રમાણે વિચાર્યું કે–" તે ધન્ય પુરુષો છે, કે જેઓ પર્વને દિવસે શ્રેષ્ઠ પૌષધ કરીને તેના પારણાને દિવસે ભાવપૂર્વક સારા સાધુને દાન આપે છે." આગળીયા રહિત(ખુલ્લા) દ્વાર તરફ અવલોકન કરતા તેણે પોતાના આવાસમાં આવતા અને તપથી કૃશ થયેલા બે સાધુને જોયા, ત્યારે તેમની સન્મુખ જઇને તથા તેમના બે ચરણને નમીને સારી ભક્તિથી ભક્તપાનવડે તેમને પ્રતિલાભ

આપ્યો. તેમની પાછળ થોડીક પૃથ્વી સુધી જઇને તથા તે બન્ને મુનિને નમીને ફરીથી તે વીરદેવ "હું ધન્ય છું" એમ વિચારતો પોતાને ઘેર આવ્યો. તે સુવ્રતાએ પણ આ પ્રમાણે વિચાર કર્યો કે–"મારા પતિ કૃતાર્થ થયા કે, જેણે અધિક શ્રદ્ધાવડે સારા બે સાધુઓને દાન આપ્યું." આ પ્રમાણે શુદ્ધ ભાવવડે અનુમોદનાને કરતી તેણીએ પણ સુપાત્રદાનના પુણ્યનો અંશ ઉપાર્જન કર્યો. આ પ્રમાણે ધન્ય તે દંપતી અનેક પ્રકારે દાન આપીને તથા ચિરકાળ સુધી શ્રાવકવ્રત પાળીને શુદ્ધ સમકિતવાળા બન્ને છેવટ અશનનો ત્યાગ કરીને તથા સમાધિવડે મરીને ઈશાન લોકને વિષે સુખે કરીને શોભતા દેવ થયા. પછી તે વીરદેવનો જીવ દેવલોકથી ચવીને તું શૂરપાળ નામનો પ્રચંડ રાજા થયો છે. સુવ્રતાનો જીવ સ્વર્ગમાંથી ચવીને સારા મનોરથથી શોભતી આ તારી શીલમતી નામની પ્રિયા થઇ છે. હે રાજા! પૂર્વભવમાં તમે બન્નેએ જે સુપાત્ર દાન દીધું હતું, તેથી કરીને આ પૃથ્વી ઉપર તેં ક્લેશ વિના આ રાજ્યને મેળવ્યું છે." ત્યારે પ્રિયા સહિત તે રાજા જાતિસ્મરણને પામ્યો, અને પૂર્વભવના તે વૃત્તાંતને પ્રત્યક્ષ જેવો જોયો. પછી **ચંદ્રપાળ** નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને પિતા સહિત અને પ્રિયા સહિત તેણે ગુરુની પાસે દીક્ષા ગ્રહણ કરી. તે દીક્ષાને વિશુદ્ધ પાળીને અને વિવિધ પ્રકારનુ તપ કરીને પોતાવડે ત્રીજો તે ( તે ત્રણે ) કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને મોક્ષે ગયો.

**આ પ્રમાણે અતિથિ સંવિભાગ વ્રતને વિષે શૂરપાળ રાજાની કથા કહી.**

વળી બીજું

સુપાત્ર દાનથી ઉત્પન્ન થયેલા ધર્મથી મનુષ્ય આ લોકને વિષે પણ **વ્યાઘ્ર** નામના કૌટુંબિકની જેમ ઇચ્છિત અર્થને પામે છે. સર્વત્ર કલ્યાણવાળા **પારિભદ્ર** નામના શ્રેષ્ઠ નગરને વિષે વ્યાઘ્ર નામનો ખેડુત હતો. સેવાવૃત્તિનો ત્યાગ કરીને ખેતીનું કામ કરતા છતાં પણ દારિદ્રનો નાશ કરનાર વિત્ત તેને પ્રાપ્ત થયું નહીં. **વિજયા** નામની તેની ભાર્યા પ્રસન્ન થયેલા દારિદ્રના પ્રભાવથી દર વર્ષે એક બાળકને જન્મ આપતી હતી પછી શિથિલ આરંભવાળા તેને એક દિવસે તે ભાર્યાએ કહ્યું કે–"હે કાંત! ચિંતા રહિત મનુષ્યની જેમ તમે વ્યાપાર રહિત કેમ છો?" તે બોલ્યો કે–"મંદ ભાગ્યવાળા મારી સેવા અને ખેતી વિગેરે વ્યાપાર ફળદાયક થતા નથી, તેથી હે પ્રિયા! હું શું કરૂં?" ફરીથી તેણીએ તેને કહ્યું કે–"હે કાંત! જો કે તમે ભાગ્યહીન છો, તો પણ પોતાને ઉચિત કાંઇક વ્યાપાર કરો. તમારે ઘેર સારા વસ્ત્ર અને આભૂષણ વિગેરેની શોભા દૂર રહો, પરંતુ મારી ભોજનની વાંછા પણ કદાપિ પૂર્ણ થઇ નથી. આ બાળકો ખાવાને માટે અનેક વાર રૂદન કરે છે, તે જોઇને તમારું મન કેમ દુભાતું નથી? તમે પહેલાં આ નગરના રાજાની સેવા

કરી હતી, હવે બીજા કોઇ રાજાની તે સેવા કરો." આ પ્રમાણે તેણીએ કહેલો તે સેવા વૃત્તિમાં ઉદ્યમી થયો. પ્રાયે કરીને ગૃહસ્થોને ભાર્યાનું વચન ઉલ્લંઘન કરાતું નથી. ત્યારપછી તેણે કોઇ એક વેપારીને આ પ્રમાણે કહ્યું કે–"મારી ભાર્યા જે તારી પાસે માગે, તે તારે મારે નામે ઉધારે આપવું. હું રાજાની સેવાવડે લક્ષ્મી ઉપાર્જન કરીને અહીં આવીશ, તે વખતે તારું અને મારી પ્રિયાનું ઇચ્છિત પૂર્ણ કરીશ." ત્યારપછી કાંઈક ભાતું લઇને સારા મુહૂર્તે વસ્ત્ર અને શસ્ત્રાદિક સામગ્રી સહિત તે ઘરથી નીકળ્યો. પછી **શંખપુર** નગરમાં જઇને અનુજીવી માણસોને પ્રિય **શૂરસેન** રાજાના સેવકપણાને તે પામ્યો. તે રાજાએ અલ્પ દાનવડે અને અત્યંત પ્રિય વચનવડે ખુશી કરેલો તે વ્યાઘ્ર ધનની આશાથી તેની સર્વ પ્રકારે સેવા કરવા લાગ્યો. કેટલાક દિવસે તે સર્વ દ્રવ્ય તેણે ભક્ષણ કર્યું, અને બીજું નહીં મળવાથી તેણે છરી વિગેરે વસ્તુ વેચી. પછી એક વર્ષ વીતી ગયા છતાં પણ કાંઈ પણ નહીં પામવાથી ખેદવડે વ્યાપ્ત ચિત્તવાળા તેણે આ પ્રમાણે વિચાર્યું, કે–"આ રાજા શાલ્મલી પુષ્પની જેમ પ્રથમ ઉદાર વચનવાળો અને પછી ધીમે ધીમે સાર રહિત થયો. આ કુસ્વામીની સેવા કરતાં મારી તે ખેતી સારી છે, કે જેથી પોતાના કુટુંબનો વિયોગ થાય જ નહીં. જો કે ધન રહિત મારે ઘેર જવું તે લજ્જા કરનારું છે, તો પણ નિષ્ફળ આરંભવાળો હું બીજું શું કરું?" આ પ્રમાણે વિચારીને તે તે સ્થાનથી ભાતા રહિત નીકળીને માર્ગને ઓળંગીને રાત્રિએ પોતાને ઘેર આવ્યો. ત્યાં ઘરની બહાર ભીંતના આંતરામાં રહેલા તેણે શુભ આહારને માગતા બાળકોને આ પ્રમાણે બોધ આપતી પ્રિયાને સાંભળી. "હે પુત્રો! તમારા પિતા રાજાની સેવા કરવા ગયા છે, તે હમણાં ઘણું ધન લઈને આવશે. તે આવશે ત્યારે તમને હું શ્રેષ્ઠ ભોજન આપીશ. તથા તે તમારે યોગ્ય વસ્ત્રો પણ લાવશે. તથા તે મારે માટે પણ પ્રગટ રીતે સારા વસ્ત્રો અને અલંકાર કરાવશે, સર્વ સારૂં થશે, તેથી તમારે રૂદન કરવું નહીં." તેણીનું તે વચન સાંભળીને વ્યાઘ્રે મનમાં આ પ્રમાણે વિચાર્યું કે–"અહો! મારી પ્રિયા મારે વિષે મોટી સંભાવના માને છે. જો આવી અવસ્થાવાળા મને ઘેર આવેલો તે જાણશે તો આશા રહિત થયેલી તે હૃદય ફાટી જવાથી મરી જશે તેથી ઘણે કાળે પણ દ્રવ્ય ઉપાર્જન કરીને મારે અહીં પોતાને ઘેર આવવું, અન્યથા કોઈ રીતે આવવું નહીં. હે જીવ! તું પુરુષ કેમ જન્મ્યો છે? ઉદરમાં વિલય કેમ ન પામ્યો? કે જેથી તું આવી નિર્ધન અવસ્થાવાળો થયો? જેણે લક્ષ્મી ઉપાર્જન કરી નથી, કુટુંબનું પોષણ કર્યું નથી, અને દાન આપ્યું નથી, તેનો જન્મ નિરર્થક છે. પછી પોતાના આત્માને પ્રકાશ કર્યા વિના જ (જણાવ્યા વિના જ) તે સ્થાનથી તે નીકળ્યો અને મનોહર રત્નો લેવા માટે રોહણાચળ પર્વત તરફ ચાલ્યો માર્ગમાં ભિક્ષાટન કરતો અને તે રોહણાચળને માણસ માણસને (દરેક માણસને) પૂછતો તે અનુક્રમે ત્યા ગયો. કેમકે ઉદ્યમી પુરુષોને દૂર શું હોય? પછી રોહણાચળની પૃથ્વીને કોદાળીવડે ખોદીને શ્રેષ્ઠ રત્નો ગ્રહણ કર્યાં અને તેને કંથા-

(વસ્ત્ર )ની અંદર નાંખ્યા. પછી ભિક્ષાવૃત્તિવડે આજીવિકા કરતો તે પોતાના ઘર તરફ પાછો વળ્યો. એક વનને વિષે કોઇક વૃક્ષની નીચે બેઠો તે વખતે મુખરૂપી ગુફા( વિવર )ને પહોળી કરતો, દાઢરૂપી કરવતવડે ભયંકર અને બીજા વનથી આવતો વાઘ તેણે જોયો ત્યારે ભય પામેલો તે તરત જ વૃક્ષ ઉપર ચડ્યો, પરંતુ જીવિતની પીડાને લીધે તે ત્યાં જ રત્નની કંથાને ભૂલી ગયો. ત્યાં ક્ષણ વાર રહીને તે વિલખો( નિરાશ ) થયેલો વાઘ વનમાં ગયો અને વ્યાઘ્ર નામનો તે તેના ભયને લીધે તે વૃક્ષ પરથી ઊતર્યો નહીં આ અવસરે કોઈક વાનર તે રત્ન કથાને મુખમાં ગ્રહણ કરીને તત્કાળ ચાલ્યો ગયો, કેમકે તે સ્વભાવથી જ ચપળ હોય છે વાનરવડે હરણ કરાતી તે કંથાને જોઈને શીઘ્રપણે તે વૃક્ષથી ઊતરીને તે વ્યાઘ્ર તેની પાછળ દોડ્યો ત્યારે એક વૃક્ષથી બીજા વૃક્ષ ઉપર કૂદીને જતો તે વાનર ક્ષણ વારમાં અદૃશ્યપણાને પામ્યો. અને વ્યાઘ્રે આ પ્રમાણે વિચાર્યું, કે–" હે જીવ ! તેં જે કાંઈ ઉગ્ર પાપ કર્યું હશે, તેથી આ પૃથ્વીતળ ઉપર તું નિષ્ફળ આરંભવાળો કરાયો ( થયો ) છે. જો કે પુણ્ય રહિત પુરુષોનો પુરુષાર્થ વ્યર્થ થાય છે, તો પણ મોટા ઉદ્યમવાળા પુરુષે તેને અવશ્ય મૂકવો નહીં. " આ પ્રમાણે પોતાના આત્માને ધીરજ આપીને તે ફરીથી આગળ ચાલ્યો, અને અરણ્યને છેડે રહેલા એક ગામને પામ્યો તેની બહાર એક યોગીને જોયો, તેને તે નમ્યો. ત્યારે–" હે વત્સ ! તુ અદરિદ્ર થા. " એમ તે દુષ્ટ બુદ્ધિવાળાએ તેને કહ્યું. ત્યારે વ્યાઘ્ર પોતાની કથા કહીને બોલ્યો કે–" હે પ્રભુ ! તુષ્ટમાન થયેલા તમારાવડે કદાચ હું અદરિદ્ર થઇશ " યોગીએ પણ તેને રસકલ્પ કહીને સુલસની જેમ તે વિવર( ગુફા )માં અને તે જ કૂવામાં પ્રવેશ કરાવ્યો ત્યાં પૂર્વે નાંખેલા કોઇ પુરુષે તેનું પણ તુંબડું રસવડે ભરીને આપ્યું, અને તે યોગીની ચેષ્ટા કહી કૂવાને કાંઠે ગયેલા તેની પાસે તેણે તુંબડુ માગ્યું, વ્યાઘ્રે તેને આપ્યું નહીં. ત્યારે યોગીએ વિચાર્યું, કે–" બહાર કાઢવા આને કોઇ ઉપાયવડે મારે છેતરવો જોઈએ. " એમ વિચારીને તેણે તેને તે રસકૂપમાંથી ખેંચી કાઢ્યો તે વિવરમાંથી નીકળીને ગામની નજીક આવેલા ત્રિદંડી( યોગી )એ કહ્યું કે– " હે ભદ્ર ! તારા મનોરથ સિદ્ધ થયા. આ રસવડે સીંચેલું લોઢું અગ્નિવડે બાળવાથી મનુષ્યોને ઉત્તમ સુવર્ણ સિદ્ધ થાય છે. " પછી આગળનું કાંઇક સુવર્ણ તેને આપીને યોગીએ કહ્યું કે–" હે વત્સ ! હમણાં તું શ્રેષ્ઠ આહાર લાવ, તથા મારે માટે અને તારે માટે બન્ને વસ્ત્રો લાવ; કેમકે લક્ષ્મીનું આ જ પહેલુ ફળ છે. " વ્યાઘ્રે વિચાર્યું કે–" ખરેખર આ મારો હિતકારક છે અન્યથા પોતાનું સુવર્ણ મને કેમ આપે ? વળી આ પોતાને માટે ભોજન અને વસ્ત્ર મારી પાસે મંગાવે છે, તેથી હું માનું છું કે–ખરેખર આ મારો હિતકારક છે, પણ વંચક ( છેતરનાર ) નથી " પછી યોગીની પાસે રસના તુંબડાને મૂકીને તેણે ગામમાં જઇને માંડા વિગેરે શ્રેષ્ઠ ભોજન કરાવ્યુ જળવડે પવિત્ર કરેલા ઘડાના બે ઠીબકામાં તે ભોજન નાંખીને તથા વસ્ત્રો પણ લઈને જેટલામાં તે બહાર આવ્યો,

તેટલામાં રસના તુંબડા સહિત તે યોગી કોઇ ઠેકાણે આગળના ભાગમાં ગયો. તેને નહીં જોવાથી "હું ઠગાયો છું." એવું વચન વ્યાઘ્ર બોલ્યો. તે આહારના પાત્રોને તથા વસ્ત્રોને વૃક્ષની નીચે મૂકીને મૂર્ચ્છાવડે તે પૃથ્વી ઉપર પડ્યો, અને પછી શુદ્ધિ પામીને બોલ્યો, કે–"હા દૈવ ! આ પૃથ્વી ઉપર મારી જેવો શું બીજો કોઇપણ નથી ? કે જેથી તેં મને જ દુઃખનો ભંડારી કર્યો ? પ્રથમ નિર્ધનપણું કર્યું, પછી સેવા નિષ્ફળ કરી, પછી રસ અને રત્નની હાનિ કરી. અહો ! દુઃખની પરંપરા કેવી કરી ? તેથી હવે મારું મરણ કલ્યાણકારક છે." એમ બોલીને વટવૃક્ષ ઉપર ચડીને તેની શાખાને વિષે પોતાને બાંધવા માટે ઉદ્યમી થયો. તે વખતે ઈર્યાસમિતિમાં તત્પર અને માસક્ષમણના પારણાને માટે ગામ તરફ જતા એક સાધુને તેણે જોયા. અને વિચાર્યું કે–"આ મહાત્માને હું દાન આપું, કે જેના પ્રભાવવડે મને જન્માંતરમાં સુખ થાય." પછી વૃક્ષ ઉપરથી ઊતરીને અને શ્રેષ્ઠ મુનિને નમીને તે ભોજન અને વસ્ત્રો તેને આપ્યા. ઉદ્ગમ અને ઉત્પાદનાદિક દોષે કરીને રહિત તે ભોજનને એક ઠીબકામાંથી તે સાધુએ ગ્રહણ કર્યું, અને કલ્પે તેવાં બે વસ્ત્ર ગ્રહણ કર્યાં. પછી ફરીથી પ્રણામ કર્યા અને તે સાધુ પોતાના આશ્રમમાં ગયા વ્યાઘ્રે પણ વિચાર કર્યો કે–"હું ધન્ય છું, કે જેથી આવો સંયોગ થયો. મને આવા આહાર અને વસ્ત્રની પ્રાપ્તિ ક્યાં ? અથવા આ પ્રાંત (છેવટના) ગામને વિષે આવા સાધુનું આગમન ક્યાં ? તથા અહો ! વિવેક રહિત એવા પણ મારી આવી દાનની ઇચ્છા શી રીતે થઇ ? તેથી અહો ! મારા જન્મનો આ અવશ્ય સાર થયો (મારી જિંદગી સફળ થઈ.)" આ અવસરે તે વટવૃક્ષમાં રહેલી દેવતાએ તેને કહ્યું કે–"હે વત્સ ! મુનિના દાનથી હું તુષ્ટમાન થઇ છું, તેથી હું તારું શું કરું ?" તે બોલ્યો કે–"જો તું કોઇપણ દેવતા મારા ઉપર તુષ્ટમાન થઇ હો, તો મને **પારિભદ્ર** નગરના વૈભવને અને વિભવને આપ." દેવતા બોલી, કે–"હે મહાશય ! તને સર્વ પ્રાપ્ત થશે. પ્રથમ તો પ્રાણના આધારને કરનાર આ ભોજનને તું ખા." દેવતાના આદેશને પામીને મનમાં આનંદ પામેલા વ્યાઘ્રે પણ તે ભોજન કર્યું, અને તે બે વસ્ત્રો પહેર્યાં. પછી દેવતાના પ્રભાવવડે તે વાનર વનમાંથી આવીને તે રત્નકંથા તેની પાસે મૂકીને ફરીથી વનમાં ગયો. તે યોગી પણ રસના તુંબડાને લઇને આવ્યો, અને તેના વડે સુવર્ણ બનાવીને તે વ્યાઘ્રને જ આપ્યું. હવે આ તરફ પારિભદ્ર નગરનો રાજા કોઈપણ પ્રકારે મરણ પામ્યો. તેના રાજ્યને ધારણ કરનાર કોઇપણ પુત્ર નહોતો. તે વખતે તે દેવતા રત્ન અને સુવર્ણ સહિત તે વ્યાઘ્રને તે નગરમાં લઇ ગઇ. અને લોકોને આ પ્રમાણે કહ્યું, કે–"હે લોકો ! મે તમારે યોગ્ય સ્વામી (રાજા) આણ્યો છે. તેને મોટા ઉત્સવપૂર્વક નગરને મધ્યે તમે લાવો" દેવતાના આદેશથી સંતોષ પામેલા લોકો જેવામાં ત્યાં ગયા, તેવામાં તેઓએ પોતાના નગરના રહેવાશી તે વ્યાઘ્રને જોયો ત્યારે હર્ષ પામેલા તેઓએ તેનો મહિમા કર્યો. કેમકે દેવતાવડે અધિષ્ઠિત પાષાણ પણ પૂજવા

લાયક થાય છે. હાથીના સ્કંધ ઉપર ચડેલા તેને જેટલામાં તેઓ લાવતા હતા, તેટલામાં તે નગરમાં જે થયું, તે કહેવાય છે.–" તે તેની ભાર્યા વણિકની દુકાનેથી નિરંતર ધાન્યાદિક લાવતી હતી, તેથી તે વણિકનું ધન લેણું થયું. વ્યાઘ્રનો વૃત્તાંત નહીં જાણવાથી તે વણિક બાળકો સહિત તેણીને ઘરણકમાં ( ઘરેણે ) ધારણ કરીને નગરના આરક્ષકને ઘેર લઈ ગયો તે વૃત્તાંત જાણીને વ્યાઘ્ર રાજા તે વણિકને ધન આપીને તેણીને રાજમંદિરમાં લઇ ગયો. રાજમહેલમાં પ્રાપ્ત થયેલા વ્યાઘ્રને પણ શ્રેષ્ઠ મંત્રીઓએ, સામંતોએ અને બીજા લોકોએ ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો. સભામાં બેઠેલા તેણે તે સર્વની આગળ મોટા વિસ્મયને કરનારી પોતાની સર્વ કથા કહી તથા ભાર્યાને અને સર્વ બાળકોને પોતાની વાત કહેવાપૂર્વક વસ્ત્ર અને અલંકારાદિવડે ખુશી કર્યાં સુપાત્રના દાનથી રાજ્યલક્ષ્મીને પામેલો તે રાજા ફરીથી વારંવાર સુપાત્રને દાન દેવા લાગ્યો. પોતાના શરીરમાં અનુભવ કરેલી દુઃખની પરંપરાને સંભારતા તેણે પોતાના સંવેદનથી ( જાણવાથી–અનુભવથી )સર્વ પ્રાણીને વિષે મૈત્રી કરી, પછી કોઈક દિવસ ત્યાં **જ્ઞાનગુપ્ત** નામના આચાર્ય આવ્યા તેમના ચરણને નમવા માટે વ્યાઘ્ર રાજા આવ્યો તે રાજા તેમને પ્રણામ કરીને બેઠો ત્યારે તે મુનીશ્વરે પ્રતિબોધ કરનારી ધર્મદેશના આપી. રાજા બોલ્યો કે–" હે પ્રભુ ! મને ધર્મનું ફળ પ્રત્યક્ષ જ થયું છે, કે જેથી સુપાત્રદાનવડે આ ભવમાં જ ઐશ્વર્ય પ્રાપ્ત થયું, પરંતુ મને આ કહો કે મેં પૂર્વભવે શું પાપ કર્યું હતું ? કે જેના પ્રભાવથી મેં આ ભવમાં દુઃખ ભોગવ્યું ? " ત્યારે તે જ્ઞાની બોલ્યા કે–" તું પૂર્વભવે પર્વતની પૃથ્વી ઉપર **દુર્ગસિંહ** નામનો પલ્લીપતિ હતો. જો કે–ભિલ્લો પરધનનું હરણ કરે છે, તો પણ તેઓને શુભ અને અશુભ પરિણામ તો વિશેષ હોય છે તે આ પ્રમાણે–અવસુદ( પલ્લી )માં રહેલો કોઈ એમ બોલે છે કે– " સન્મુખ આવેલો દ્વિપાદ કે ચતુષ્પાદ સર્વને શંકા રહિતપણે મારવો." બીજો બોલે કે– " અરે ! આ તિર્યંચને મારવાથી શું ફળ છે ? પુરુષ અને સ્ત્રીઓ જ હણવા લાયક છે કે જેથી ગામને વિષે ભય થાય. " ત્રીજો બોલ્યો કે–" સ્ત્રીઓને મારવાથી શું ફળ ? પુરુષોને જ મારવા. " બીજો( ચોથો ) બોલ્યો કે–" પુરુષો પણ શસ્ત્ર સહિત હોય તેને જ મારવા. " બીજો( પાંચમો ) બોલે કે–" યુદ્ધ કરનારાને જ મારવા. " પછી છઠ્ઠો બોલે કે– " ધનનું હરણ કરવુ પણ કોઇને મારવો નહીં. " તેમાં પહેલો કૃષ્ણલેશ્યાવાળો, બીજો નીલલેશ્યાવાળો, ત્રીજો કાપોતલેશ્યાવડે યુક્ત, ચોથો તેજોલેશ્યાવાળો, પાચમો પદ્મલેશ્યાવાળો અને છઠ્ઠો શુક્લલેશ્યાવાળો છે. તેમાં પહેલા ત્રણ અધોગામી( નરકમાં જનારા ) છે અને બાકીના અનુક્રમે શુભ છે પદ્મલેશ્યાવાળો યુક્ત તે દુર્ગસિંહ પલ્લીપતિ પણ પરધનને હરણ કરવાવડે નિરંતર વૃત્તિ ( આજીવિકા ) કરતો હતો. પછી કોઈક દિવસ **વૈરસિંહ** નામના રાજાના સૈન્યે તેને હણ્યો. તે તિર્યંચ યોનિમાં કેટલાક ભવ ભમીને તું થયો છે. પૂર્વભવમાં તેં પરધનનું હરણ કર્યું હતું, તેથી તને લક્ષ્મી પ્રાપ્ત થઈ નહીં, અને પ્રાપ્ત થયેલી પણ હરણ કરાઇ તે વખતે સુપાત્રદાનનું પુણ્ય ફળીભૂત થવાથી અને ફરીથી

લક્ષ્મી પ્રાપ્ત થઈ, તથા આ રાજ્ય પ્રાપ્ત થયું." આ પ્રમાણે સાંભળીને પ્રતિબોધ પામેલો તે સૂરિને નમીને ઘેર ગયો ત્યાં રાજ્ય ઉપર પુત્રને સ્થાપન કરીને ગુરુની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. છેવટ સમાધિવડે મરીને તે સ્વર્ગે ગયો. ત્યાંથી ચવીને મનુષ્યપણું પામીને મોક્ષને પામશે

**આ પ્રમાણે વ્યાઘ્ર રાજર્ષિની કથા કહી.**

હે ચક્રાયુધ રાજા! આ ભવમાં જ અતિથિદાનની સફળતાવડે શોભતી આ શ્રેષ્ઠ વ્યાઘ્રની કથા તને કહી. આ પ્રમાણે ગૃહસ્થોના બારે વ્રતો કહ્યા. આ વ્રતો પાળીને છેવટ ગૃહસ્થે સંલેખના કરવી ગૃહસ્થ ધર્મને પાળીને બુદ્ધિમાન મનુષ્ય જે દીક્ષાને ગ્રહણ કરે છે, તે શુદ્ધ સંલેખના શાસ્ત્રમા કહી છે. પછી દર્શનપ્રતિમા વિગેરે અગ્યાર શ્રાવક પ્રતિમા કરવી જોઈએ. તેને અભાવે( તે ન બની શકે તો ) સંથારામાં રહીને દીક્ષા ગ્રહણ કરવી. ત્યાર પછી વધતા પરિણામવાળો તે બુદ્ધિમાન ગુરુના ચરણ પાસે ત્રણ પ્રકારે કે ચાર પ્રકારે અનશન ગ્રહણ કરે છે. પોતાના મનમાં પાપ રહિત સંવેગના રંગને ધારણ કરતો તે ગુરુના મુખથી નીકળેલા આરાધના ગ્રંથને સાંભળે. એમાં પણ સારા મનવાળા-એ પાંચ અતિચારોને વર્જવા. તે પાચેને અર્થથી અને નામથી તને હું કહું છું. પહેલો ઈહલોકાશંસા પ્રયોગ નામનો છે, "હું મરીને મનુષ્ય થાઉં" એવો મનમાં વિચાર કરવો તે. "ઉત્કૃષ્ટ દેવલોક મને પ્રાપ્ત થાઓ" એમ જે વિચારવું, તે બીજો પરલોકાશંસા પ્રયોગ નામનો છે. ધર્મના અર્થીઓવડે કરાતો પોતાનો મહિમા જોઇને તે ત્રીજો જીવિતાશંસા પ્રયોગ નામનો છે. અનશન કર્યા પછી ક્ષુધાવડે શરીરમાં પીડા પામનારા અને તેને સહન નહીં કરનારાને જે થાય છે, તે ચોથો મરણશંસા પ્રયોગ નામનો છે. શબ્દ, રૂપ, રસ, કામ, ગંધ અને સ્પર્શને વિષે જે ઇચ્છા થાય, તે પાંચમો કામભોગાશંસા નામનો કહ્યો છે. આ સંલેખનાના વિષયમા સુલસની કથાને વિષે જિનશેખર સુશ્રાવકનું દૃષ્ટાંત કહ્યું છે." આ પ્રમાણે શ્રી શાંતિનાથ જિનેશ્વરે કહેલા સંલેખના યુક્ત ધર્મને સાંભળીને સમગ્ર સભા જાણે અમૃતથી સીંચાઇ હોય તેવી થઈ. આ અવસરે ચક્રાયુધ રાજાએ ઊભા થઇને બે હાથ જોડીને, પ્રભુને નમસ્કાર કરીને આ પ્રમાણે વિનંતિ કરી કે-"સમગ્ર શંકારૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન! અને ત્રણે લોકના પ્રાણીઓએ વાંદેલા! હે શાંતિનાથ પ્રભુ! તમને નમસ્કાર હો. હે પ્રભુ! દુષ્કર્મરૂપી બેડીને ભાંગીને તથા રાગ-દ્વેષરૂપી શત્રુને પણ હણીને સંસારરૂપી કેદખાનામાંથી મને જલદી કાઢો. હે જિનેશ્વર! નિરંતર જન્મ, જરા અને મૃત્યુરૂપી અગ્નિવડે બળતા આ સંસારરૂપી ઘરમાંથી દીક્ષારૂપી હસ્તના આલંબનવડે મને બહાર કાઢો." પછી તેણે પુત્રને રાજ્ય આપ્યું. ત્યારે પાંત્રીશ રાજાઓ સહિત તે ચક્રાયુધ રાજાને જિનેશ્વરે દીક્ષા આપી. પછી તેણે પ્રશ્ન પૂછયો કે-

" હે પ્રભુ ! શું તત્ત્વ છે ? " ત્યારે જિનેશ્વરે " ઉત્પત્ત તત્ત્વ છે. " એમ કહ્યું. ત્યારે એકાંતમાં જઇને તે બુદ્ધિમાને વિચાર્યું કે-" નારકી વિગેરે જીવો દરેક સમયે ઉત્પન્ન થાય છે. આ રીતે ઉત્પન્ન થતા તે જીવો જો બીજી કોઇપણ ગતિ ન હોય તો આ ત્રણ ભુવનને વિષે શી રીતે સમાય(સમાવેશ થાય) ? " તેથી ફરીથી પૂછયું કે-" હે ભગવાન ! શું તત્ત્વ છે ? " ત્યારે-" યતિરાજ ! વિગમ તત્ત્વ છે. " એમ ત્રણ જગતના ગુરુએ તેને કહ્યું. ફરીથી તેણે વિચાર્યું કે-" સર્વનો વિગમ( નાશ ) થાય તો શૂન્યતા થઈ જાય. " એમ વિચારીને ફરીથી તીર્થંકરને પૂછયું કે-" હે પ્રભુ ! શું તત્ત્વ છે ? " ત્યારે-" સ્થિતિ તત્ત્વ છે. " એમ ફરીથી જિનેશ્વરે કહ્યું ત્યારે તેણે જીવનું સમગ્ર સ્વરૂપ જાણ્યું. પછી તે ત્રિપદીને અનુસરી મોટી પ્રજ્ઞાવાળા તેણે ક્ષણ વારમાં દ્વાદશાંગી રચી. તે જ પ્રમાણે બીજા તે સર્વેએ રચી. પછી તે સર્વે દ્વાદશાંગી રચીને જિનેશ્વરની પાસે ગયા. તે જાણીને ભગવાન પણ શ્રેષ્ઠ આસન ઉપરથી ઊભા થયા. આ અવસરે ઇંદ્ર [1]સારા ગંધથી ભરેલા થાળને લઇને શાંતિનાથ જિનેશ્વરની પાસે ઊભો રહ્યો. જિનેશ્વરે સર્વ સંઘને તે સારા ગંધ આપ્યા. તે સાધુઓએ જિનેશ્વરની ચોતરફ ત્રણ પ્રદક્ષિણા કરી સંઘ સહિત જિનેશ્વરે તેઓના મસ્તક ઉપર ગંધો નાંખ્યા આ પ્રમાણે તેઓની ગણધરપદની સ્થાપના કરી. જિનેશ્વરે ઘણા પુરુષો અને સ્ત્રીઓને દીક્ષા આપી, તેથી તે પ્રભુનો સાધુ સાધ્વીનો પરિવાર થયો. યતિધર્મમાં અસમર્થ જે પુરુષો અને સ્ત્રીઓ હતી, તેઓ જિનેશ્વરની પાસે શ્રાવક અને શ્રાવિકા થયા. આ પ્રમાણે ભવ્ય પ્રાણીઓના શરણરૂપ પહેલા સમવસરણને વિષે જગદ્‌ગુરુને ચાર પ્રકારનો સંઘ થયો. પોરસીને છેડે જિનેશ્વર ત્યાંથી ઊઠીને બીજા પ્રાકારની મધ્યે રહેલા દેવચ્છંદને વિષે જઇને વિશ્રાંતિ લેવા બેઠા. બીજી પોરસીમાં જિનેશ્વરના પાદપીઠ ઉપર બેસીને પહેલા ગણધર સભાની પાસે વ્યાખ્યાન આપવા લાગ્યા જૈન ધર્મને સ્થિર કરવાના કારણરૂપ અને પાપને નાશ કરનારી આ અંતરંગ( આભ્યંતર ) કથા તેમણે સંઘને કહી.

" અહો ! આ મનુષ્ય લોકરૂપી ક્ષેત્રને વિષે **શરીર**રૂપી નગરને વિષે **મોહ** નામનો બળવાન રાજા પોતાની ઇચ્છા પ્રમાણે વિલાસ કરે છે. તેને **માયા** નામની પ્રિયા છે, **અનંગ**( કામદેવ ) નામે પુત્ર છે, **લોભ** નામનો મોટો મંત્રી છે, **ક્રોધ** નામનો દુર્ધર યોદ્ધો છે, **રાગ દ્વેષ** નામના અતિરથ છે, મિથ્યાત્વ નામનો મંડળેશ્વર છે, મહોન્મત્ત માન નામનો ગજેંદ્ર( હાથી ) મોહ રાજાનું વાહન છે. ઇંદ્રિયોરૂપી અશ્વો ઉપર ચડેલા વિષયો તેના સેવકો છે, એ વિગેરે બીજું પણ તેનું સૈન્ય અત્યંત દુર્ધર ( દુઃખે કરીને ધારણ કરી શકાય તેવું ) છે તે નગરમાં કર્મ નામના ખેડુતો વસે છે, પ્રાણ નામના મોટા વેપારીઓ રહે છે, માનસ નામનો આરક્ષક( કોટવાળ ) છે. ગુરુના ઉપદેશ દેવાવડે માનસને ભેદ પમાડ્યો ત્યારે **ધર્મ** રાજા સૈન્ય સહિત તે નગરમાં પેઠો. તેને પણ

૧. વાસક્ષેપ.

**આર્જવતા** નામની મનોહર પટરાણી છે, **સંતોષ** નામનો અમાત્ય છે, **સમ્યક્ત્વ** નામનો મંડલેશ્વર છે, **મહાવ્રતો** નામના સામંતો છે, **અણુવ્રતાદિક** નામના પત્તિઓ છે, **માર્દવ** નામનો ગજેંદ્ર છે, **ઉપશમાદિક** નામના યોદ્ધાઓ છે, સચ્ચારિત્રરૂપી રથમાં ચડેલો **શ્રુત** નામનો સેનાપતિ છે, તે આ મોહરાજાને જીતીને નગરમાંથી બહાર કાઢી મૂકે છે. પછી ધર્મ રાજા સર્વને આ પ્રમાણે આજ્ઞા આપે છે કે-" આ નગરમાં કોઇએ પણ મોહ રાજાને અવશ્ય અવકાશ આપવો નહીં. આ પ્રમાણે કર્યા છતાં પણ જે કોઇ મોહને વશ થાય છે, તેને કર્મપરિણતિ ફરીથી માર્ગે સ્થાપન કરે છે. જેમ અનીતિ નગરમાં પ્રાપ્ત થયેલા **રત્નચૂડ** નામનો વણિક પુત્ર યમઘંટાએ બુદ્ધિ આપવાથી વિપત્તિને તરી ગયો. " ત્યારે " આ રત્નચૂડ નામનો કોણ ? "-એમ સંઘે કહ્યું ત્યારે ગણધરે આશ્ચર્યકારક તેની કથા કહી.

સમુદ્રની વેળાએ કરીને વ્યાપ્ત આ ભરતક્ષેત્રને વિષે મોટા શ્રેષ્ઠ જનોવડે ભરપૂર **તામ્રલિપ્તી** નામની શ્રેષ્ઠ નગરી છે. તેમાં સારા આચારવાળો, સરસ, લક્ષ્મીવાન, મર્યાદાવડે શોભતો, રત્નાકરની જેવો **રત્નાકર** નામનો શ્રેષ્ઠી હતો. પુણ્ય, નિપુણતા, લાવણ્ય, દાક્ષિણ્ય વિગેરે ગુણોવડે શોભતી તથા સ્ત્રીઓને વિષે સારભૂત **સરસ્વતી** નામની તેને પત્ની હતી. એક વખત રાત્રિને છેડે સ્વપ્નને વિષે હાથમાં રહેલા મોટા રત્નની શિખાવડે પ્રકાશવાળું પોતાનું ઘર જોઈને તેણીએ પતિને તે સ્વપ્ન કહ્યું ત્યારે-" હે પ્રિયા ! તારે પુત્ર થશે. " એમ તેણે કહેલી તે હર્ષ પામી પછી સમયને વિષે તેણીએ સારા લક્ષણોવડે યુક્ત પુત્રને પ્રસવ્યો. સ્વપ્નને અનુસારે પિતાએ તેનું **રત્નચૂડ** નામ પાડયું. તથા યોગ્ય સમયે કલાભ્યાસ કરાવ્યો. યૌવનને પામેલો અને શ્રેષ્ઠ અલંકારોથી શોભિત તે મિત્રોની સાથે નગરના ઉદ્યાનાદિકને વિષે ઇચ્છા પ્રમાણે ફરતો હતો એક દિવસ દુકાનને માર્ગે જતા તેણે સન્મુખ આવેલી **સૌભાગ્યમંજરી** નામની વેશ્યાને કોઇપણ પ્રકારે વસ્ત્રના છેડાવડે દુભાવી ( સ્પર્શ કર્યો ) ત્યારે રાજાની તે વેશ્યાએ વસ્ત્રના છેડામાં પકડીને હાંસી સહિત અને ઇર્ષ્યા સહિત આ પ્રમાણે કહ્યું કે-" હે વણિકપુત્ર ! પંડિતો આ વાકયને સત્ય બોલે છે, કે જોતાં છતાં પણ મનુષ્યને ધનવડે( ધનના ગર્વવડે ) અનેક મૂકપણું થાય છે, કે જે તું દિવસે પણ, બાળક છતાં પણ અને ચતુષ્પથ( ચૌટુ-રાજમાર્ગ ) વિશાળ છતાં પણ પોતાની સન્મુખ આવતી મને પણ દેખતો નથી. પરંતુ આ ધનનો ગર્વ તારે કરવો યોગ્ય નથી, કેમકે નીતિને જાણનારા ડાહ્યા પુરુષો આમ પણ કહે છે, કે-અહો ! પિતાએ મેળવેલા ધનવડે કોણ વિલાસ કરતો નથી ? પરંતુ જે પોતે જ લક્ષ્મી ઉપાર્જન કરીને વિલાસ કરે છે, તે વખાણવા લાયક છે " આ પ્રમાણે કહીને તેને છોડીને તે ગણિકા પોતાને સ્થાને ગઇ. તે સાંભળીને રત્નચૂડે પણ આ પ્રમાણે મનમાં વિચાર કર્યો, કે-" અહો ! આનું વચન મારે અવશ્ય સત્ય કરવું જોઇએ. કેમકે-' બાળક પાસેથી પણ હિતને ગ્રહણ કરવું ' એમ પંડિતો કહે છે. " પછી ખેદ સહિત ઘેર આવ્યો તેને

જોઇને પિતા બોલ્યો, કે–"હે વત્સ ! આજે તારૂં શ્યામ મુખપણું ચિંતા સહિતપણાને કહે છે, તેથી હે પુત્ર ! તારે અપૂર્ણ શું વર્તે છે ? તે તું કહે. શું એક પુત્રના પણ વાંછિતને હું પૂર્ણ નહીં કરૂં ?" ત્યારે તે કાંઈક હસીને બોલ્યો કે–"હે પિતા ! તમારી અનુજ્ઞાથી ધન ઉપાર્જન કરવા માટે દેશાંતરમાં જવા ઇચ્છું છું." ફરીથી રત્નાકર બોલ્યો કે–"હે પુત્ર ! મારે ઘેર પહેલેથી જ ઘણું ધન વર્તે છે. તેનાવડે તારૂં વાંછિત પૂર્ણ કર. અતિ વિષમ દેશાંતરમાં અતિ કઠોર પુરુષો જઇ શકે છે, પણ કોમળ શરીરવાળો તું શી રીતે ત્યાં જઇ શકે ? જેને ઇંદ્રિયો વશ છે, જે સ્ત્રીઓમાં લુબ્ધ ન થાય, અથવા જે બોલવાનું જાણતો હોય, તે દેશાંતરમાં જાય છે; તેથી હે વત્સ ! દેશાંતરમાં જઇને તું શું કરીશ ? મેં જે લક્ષ્મી ઉપાર્જન કરી છે, તે સર્વ તારી જ છે." આ પ્રમાણે કહ્યા છતાં પણ તેણે જ્યારે પોતાનો તે આગ્રહ મૂકયો નહીં ત્યારે પિતાએ પણ તેને રજા આપી. નિશ્ચય કર્યો હોય તો શું ન થાય ? પછી પિતાનું દ્રવ્ય પોતાને નામે ઉધારે લઇને દેશાંતરમાં લાભદાયક કરીયાણું ગ્રહણ કર્યું. ધનવડે કાંઇક વહાણ ગ્રહણ કરીને તે કરીયાણું તેમાં નાંખ્યું, અને તે તૈયાર થયો. શ્રેષ્ઠીએ તેને આ પ્રમાણે શિક્ષા આપી કે–"હે વત્સ ! **અનીતિપુર** નામના નગરમાં જવું જ નહીં. કેમકે તેમાં **અન્યાય** નામનો રાજા છે, **અવિચાર** નામનો મંત્રી છે, **સર્વગ્રાહી** નામનો આરક્ષક છે, **અશાંતિ** નામનો પુરોહિત છે, **ગૃહીતભક્ષક** નામનો શ્રેષ્ઠી છે, **મૂલનાશ** નામનો તેનો પુત્ર છે, **રણઘંટા** નામની ગણિકા છે, **યમઘંટા** નામની કુટ્ટિની( અક્કા ) છે, તથા ઘૂતકાર, ચોર અને પારદારિક વિગેરે ઊંચા મહેલમાં રહેનારા અનેક લોકો નિરંતર રહે છે. આ સ્વરૂપને નહીં જાણનાર જે પુરુષ ત્યાં વેપાર માટે જાય છે, તેના સર્વ દ્રવ્યને તે ઠગ લોકો ગ્રહણ કરે છે; તેથી અનીતિપુરને છોડીને ઇચ્છા પ્રમાણે બીજા નગરમાં જઇને હે વત્સ ! તારે વેપાર કરવો. આવી મારી શિક્ષા છે." ઇત્યાદિ વિવિધ પ્રકારની તેણે આપેલી શિક્ષા અંગીકાર કરીને તથા માંગલિક ઉપચાર કરીને શુભ દિવસે તે ઘરમાંથી ચાલ્યો. સ્વજનોવડે અનુસરાતો અને સારા શકુનથી ઉત્સાહ પામેલો તે, અનુસરનારાને રજા આપીને વહાણ ઉપર ચડ્યો. પછી શ્વેત પટવડે દેદીપ્યમાન, ધીવરના ગુણોના સમૂહવાળો અને અંદર સંવરવાળો સંયતિ( સાધુ )ના જેવો તે [1]પોત ચાલ્યો. કૂપસ્તંભ ઉપર બેઠેલા પુરુષવડે જોવાયેલા માર્ગવાળો તે પોત ધીવરોએ હંમેશાં ઇચ્છિત દ્વીપ તરફ ચલાવ્યો. ભવિતવ્યતાની પ્રેરણાથી જ્યાં અનીતિપુર નામનું પ્રસિદ્ધ નગર છે, તે દ્વીપમાં તે પોત ગયો ( પહોંચ્યો ). તે આવતા પોતને જોઇને તે નગરના સર્વ લોક હર્ષ પામ્યા, અને ઊંચા થઇમે તેની સન્મુખ જોવા લાગ્યા. તેને જોઇને રત્નચૂડ અને સર્વ નિયામકો( ખલાસીઓ ) શંકા પામ્યા, તેથી તેને કાંઠે આવેલા કોઇક પુરુષને તેઓએ પૂછ્યું, કે–"હે ભદ્ર ! આ કયો દ્વીપ છે ? તથા આ નગર કયું છે ?" તે બોલ્યો કે–"લોકમાં પ્રસિદ્ધ આ **ચિત્રકૂટ**

૧. વહાણ.

નામનો દ્વીપ છે." તથા પૂર્વે કહેલ નગરનું નામ તે પુરુષે કહ્યું ત્યારે શ્રેષ્ઠી પુત્રે વિચાર્યું કે-"દૈવયોગથી આ સુંદર ન થયું, કેમકે પિતાએ મને જ્યાં નિષેધ કર્યો હતો ત્યાં જ હું આવ્યો, પરંતુ ખરેખર અહીં મને ઇચ્છિત લાભ થશે કેમકે ચાલતી વખતે સારા શુકન થયા છે, અનુકૂળ વા વાયો છે, તથા મનનો ઉત્સાહ થયો છે. આ સર્વ લાભને સૂચવનાર છે." પછી વહાણુથી ઊતરીને પ્રસન્ન મુખકમળવાળા તે શ્રેષ્ઠીપુત્રે વેળાકૂળને વિષે (કિનારે) નિવાસ કર્યો. ત્યાં કર્મકરો પાસે કરીયાણાં મંગાવ્યાં, તથા રાજાના પંચકૂળને જે દેવા લાયક હતું, તે [1]શુલ્ક ધન આપ્યું. ત્યાં નગરમાંથી ચાર વેપારી આવ્યા. તેઓને રત્નચૂડને સ્વાગતના પ્રશ્નપૂર્વક (સ્વાગત પૂછીને) આ પ્રમાણે કહ્યું કે-"હે શ્રેષ્ઠીપુત્ર! અન્ય સ્થાનને મૂકીને તું જે અહીં આવ્યો છે, તે સારું કર્યું છે; કેમકે અમે તારા સ્વજનો છીએ. અમે તારું સર્વ કરીયાણું ગ્રહણ કરશું, કેમકે [2]ક્રયવિક્રય કરવાથી તને વધારે પ્રયાસ થાય. આનું આ મૂલ્ય છે, એમ તેં કહેલી વસ્તુઓવડે પોતાના નગર તરફ જતા તારા વહાણુને અમે ભરી દેશું." ત્યારે-"એમ હો." એમ તેણે કહ્યું ત્યારે તેના સર્વ કરીયાણાં વહેંચીને કપટબુદ્ધિવાળા તેઓ પોતપોતાને ઘેર લઇ ગયા. ત્યાર પછી પદાતિ(સિપાઈ)ઓવડે યુક્ત વસ્ત્રાદિકના આડંબરવાળો તે અન્યાય ભૂપતિને જોવા માટે નગરની અંદર ચાલ્યો. આ અવસરે કોઇ [3]કારૂએ સુવર્ણ અને રૂપાવડે શોભતા શ્રેષ્ઠ બે ઉપાનહ (જોડા) તેને ભેટ કર્યા (આપ્યા). તેને તાંબૂલ અપાવીને શ્રેષ્ઠીપુત્ર બોલ્યો કે-"તને હું ખુશી કરીશ." એમ કહીને તે આગળ ચાલ્યો. ત્યાં કોઈ એક નેત્રવાળા [4]કિતવે રત્નાકરના પુત્રને આ પ્રમાણે કહ્યું કે-"મેં હજાર દ્રવ્યવડે મારું નેત્ર તારા પિતા પાસે ઘરેણે મૂક્યું છે, તે હું તારી પાસેથી ગ્રહણ કરીશ; માટે હે ભદ્ર! તે ધનનું તુ ગ્રહણ કર' એમ કહીને તેણે રત્નચૂડને તે ધન આપ્યું. ત્યારે તેણે વિચાર્યું કે-"અહો! આ અઘટિત વચન બોલે છે, તો પણ પ્રાપ્ત થયેલા ધનને હું મારે આધીન કરું. પછીથી જે કાંઈ યોગ્ય હશે, તે ઉત્તર હું આપીશ." આ પ્રમાણે વિચારીને તથા તેણે આપેલું ધન ગ્રહણ કરીને તેને કહ્યું કે-"આવાસમાં ગયેલા મારી પાસે તારે આવવું." ત્યાર પછી આગળ જતા તે શ્રેષ્ઠીપુત્રને જોઇને ચાર ધૂર્ત પુરુષો પરસ્પર આ પ્રમાણે બોલવા લાગ્યા.

તેમાં એક બોલ્યો કે

"સમુદ્રના પાણીનું પ્રમાણ અને ગંગા નદીની રેતીનું પ્રમાણ બુદ્ધિમાન પુરુષો જાણે છે, પરંતુ સ્ત્રીના હૃદયને જાણતા નથી." બીજો બોલ્યો કે-"કોઈએ આ અતિશયોક્તિ કહી છે જેમ સ્ત્રીના હૃદયને તેમજ આ બન્નેને કોઇપણ જાણતો નથી." ત્રીજો બોલ્યો કે-"પૂર્વસૂરિનું સુભાષિત અસત્ય નથી, પરંતુ શુક્ર અને બૃહસ્પતિ જેવા કોઇક આને

૧. દાણ જગાત. ૨. વેચવુ અને ખરીદવું. ૩. કારીગર-મોચી. ૪. ઠગારાએ-ધૂતારે.

જાણે પણ ખરા." પછી ચોથાએ કહ્યું કે–"તામ્રલિપ્તી નગરીથી આવેલો શુભ આકૃતિવાળો આ બાળક પણ આ સર્વ જાણે છે." ત્યારે બીજો બોલ્યો કે–"તે ગંગા નદી તો દૂર વર્તે છે. તું આ સમુદ્રના પાણીનું માપ આની પાસે કરાવ." આ પ્રમાણે હઠવાદ કરીને તેણે તે પ્રકારે તે શ્રેષ્ઠીપુત્રને ઉત્સાહ પમાડ્યો, કે જે પ્રકારે તેણે તે અર્થ અંગીકાર કર્યો પછી–"જો તું આ પ્રમાણે કરીશ, તો અમારી લક્ષ્મી તારી છે, અને જો એમ નહીં કરે, તો અમે ચારે તારી લક્ષ્મીને ગ્રહણ કરશું." એ પ્રમાણે કહીને તેઓએ તેની સાથે કોલકરાર કર્યો. રત્નચૂડ પણ તે કરીને આગળ ચાલ્યો. તેણે આ પ્રમાણે વિચાર્યું કે–"પિતાએ મને આ સ્થાને રહેનાર સર્વ લોક જેવો કહ્યો હતો, તે તેવો જ છે. અરે ! આ કાર્યોનો નિર્વાહ શી રીતે થશે ? અથવા પ્રથમ હું ગણિકાને ઘેર જાઉં, કેમકે તે અનેક મનુષ્યોના ચિત્તને રંજન કરવામાં કુશળ હોવાથી વિવિધ ઉપાયને જાણનારી છે. તેથી મને પણ બુદ્ધિ આપનારી થશે." પછી ત્યાં ગયેલા તેની સન્મુખ તેણીએ અભ્યુત્થાન કર્યું. તેણે પણ તેણીને ધૂતારાએ આપેલું તે ધન આપ્યું. તેણીએ તેને ગૌરવ સહિત અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન અને ભોજન કરાવ્યા તેવામાં સંધ્યા સમય થયો. તેણીના વાસગૃહને વિષે મનોહર શય્યા ઉપર તે બેઠો અને દેદીપ્યમાન શણગારવડે શોભતી તે તેની પાસે બેઠી. વિદ્વત્તાવડે વ્યાપ્ત તેણીએ જેટલામાં તેની સાથે ગોષ્ઠી ( વાત ) કરવાનો આરંભ કર્યો, તેટલામાં શ્રેષ્ઠીપુત્રે પોતાની વાત કહીને તેણીને આ પ્રમાણે કહ્યું, કે–"હે ભદ્રા ! અહીંની રહેવાસી તું પોતાના નગરની ચેષ્ટા જાણે છે, તેથી આ વિવાદોનો મારે શો ઉત્તર આપવો ? તે તું કહે. હે સુભ્રુ ! આ કાર્યનો નિર્વાહ થયા પછી હું તારી સાથે રંગવાર્તા કરીશ. હમણાં તો હું ચિંતાવાળો છું." તે બુદ્ધિવાદીએ જવાબ આપ્યો કે–"હે સુંદર ! તું આનું કારણ સાંભળ. દૈવયોગથી અહીં જે કોઇ વેપારી આવે છે, તેનું સર્વ ધન ઠગવામાં તત્પર આ સર્વે ગ્રહણ કરે છે. અને ગ્રહણ કરેલા ધનનો એક અંશ ( ભાગ ) રાજાને અપાય છે, બીજો અંશ પ્રધાનને, ત્રીજો અંશ શ્રેષ્ઠીને, ચોથો અંશ આરક્ષકને, પાંચમો અશ પુરોહિતને, તથા છઠ્ઠો અંશ મારી માતા યમઘંટાને અપાય છે. પરંતુ સર્વ ન્યાયનો આચાર તેણીની પાસે કરાય છે. મોટી બુદ્ધિવાળી તે પોતાને અને બીજાને યોગ્ય ઉત્તર અને પ્રત્યુત્તર વિગેરે સર્વ તેઓને કહે છે. હું મારી સાથે તને યમઘંટાની પાસે લઈ જઇશ. ત્યાં બેઠેલો તું પણ પ્રગટ રીતે તેની વાર્તા સાંભળીશ." આ પ્રમાણે કહીને તેની ઉદારતાથી હર્ષ પામેલી તે તેને સ્ત્રીનો વેષ પહેરાવીને પોતાની સાથે અક્કા પાસે લઇ ગઈ તે પ્રણામ કરીને બેઠી. કુટ્ટિનીએ પુત્રીને પૂછ્યું કે–"હે પુત્રી ! તારી સાથે આ બાલિકા કોણ આવી છે ?" તે બોલી કે–"**સુદત્ત** શ્રેષ્ઠીની **રૂપવતી** નામની આ બાલિકા પુત્રી છે. હે માતા ! તે મારા પ્રાણને વહાલી સખી છે. નગરની મધ્યે જેમ તેમ ચાલતી મને આ એક વાર મળે છે. અને આજે મેં તેણીને મારે ઘેર આવવા માટે આગ્રહ કર્યો હતો, તેથી કાંઇક બીજું મિષ

કરીને પોતાના ઘરથી નીકળીને હમણાં મને મળવા માટે તે અહીં આવી છે, તેથી મેં તેને અહીં આણી છે.” આ અવસરે અક્કાની પાસે તે વેપારીઓ આવ્યા, કે જેઓએ રત્નચૂડનું સર્વ કરીયાણું ગ્રહણ કર્યું હતું. સ્થાપન કરેલા આસન ઉપર બેઠેલા તેઓને યમઘંટાએ કહ્યું, કે–“આજે અહીં કોઇક નાવિક આવેલો મેં સાંભળ્યો છે.” તેઓ બોલ્યા, કે–“હે અક્કા! સ્તંભતીર્થ નગરથી એક વણિકપુત્ર આવ્યો છે.” તે બોલી કે–“તેના આવવાથી તમને કાંઇ લાભ થયો કે નહીં?” ત્યારે તેઓએ કરીયાણું લઇ લીધું એમ કહ્યું, ત્યારે કુટ્ટિની બોલી કે–“અહો! તમને લાભ નહીં થાય, હાનિ થશે.” ત્યારે–“શી રીતે આ હાનિ થશે?” એમ તેઓએ પૂછ્યું ત્યારે તે ફરીથી બોલી કે–“તેની ઇષ્ટ વસ્તુવડે જે વહાણને પૂર્ણ કરવું, તે હાનિ છે; કેમકે ઇચ્છા અનેક પ્રકારની હોય છે. તેથી જો તે મચ્છરના હાડકાંવડે પૂર્ણ કરાવશે, તો તમે શું કરશો?” તેઓ બોલ્યા, કે–“તેની આવી બુદ્ધિનો વિસ્તાર ન હોય, કેમકે તે બાળક મુગ્ધ અને શાંત વચનવાળો છે.” કુટ્ટિની બોલી કે–“બાળક છે એવી અવજ્ઞા અહીં યોગ્ય નથી, કેમકે કોઇક બાળક પણ બુદ્ધિમાન હોય છે, અને કોઇક વૃદ્ધ પણ અપંડિત હોય છે. વળી બીજું–નગર ધૂર્તજનોને ઉચિત છે એમ સર્વે જાણે છે, તેથી જેને બુદ્ધિનું બળ હોય, તે જ અહીં આવે. વળી તમને લાભ થવાથી મને પણ લાભ થાય છે; પરંતુ ખોટા મનોરથોવડે આ આત્માને પ્રસન્ન કરવો નહીં” આ પ્રમાણે કહેવાયેલા તેઓ પોતાને ઘેર ગયા. પછી તે કારીગર આવ્યો, તે દૂર બેઠો અને વિકસ્વર મુખવાળો તે આ પ્રમાણે બોલ્યો, કે–“હે અક્કા! આજે આ નગરમાં કોઈક શ્રેષ્ઠીનો પુત્ર આવ્યો છે. મેં તેને ઉપાનહનું યુગ્મ આપ્યું છે. ત્યારે તેણે મને “તને હું હર્ષવાળો કરીશ.” એમ કહ્યું છે. તેથી તેનું સર્વ ધન ગ્રહણ કરવાથી મને હર્ષ થશે, તેથી તમને આ વાત જણાવવા માટે હું અહીં આવ્યો છું, કેમકે હે માતા! તે ધનનો તમને પણ ભાગ (અંશ) મળશે.” અક્કા બોલી કે–“હે કારીગર! પુરુષે પોતાને ઉચિત મનોરથ કરવો જોઇએ. તને આવો લાભ ક્યાંથી થશે? જ્યારે તે રાજાના પુત્રના જન્મનું નિવેદન કરીને “તું હર્ષ પામ્યો કે નહીં?” એમ તે તને પૂછશે, ત્યારે તારી શી ગતિ થશે?” તે પણ ગયો પછી તે એક નેત્રવાળો ધૂતકાર આવ્યો. તેણે પણ પોતાની ધૂર્તપણાની વાત કુટ્ટિની પાસે નિવેદન કરી. હસીને યમઘંટા બોલી, કે–“અહો! તારી કપટની રચના કેવી છે? પરંતુ તેને તેં ધન આપ્યું, તેં સારું કર્યું નથી.” તે બોલ્યો, કે–“તેના ધનને ગ્રહણ કરવાનો જાણે [1]સત્યંકાર હોય, તેમ મેં મારું ધન તેને આપ્યું છે, તેથી તમે આવું કેમ બોલો છો?” કુટ્ટિની બોલી, કે–“તેનું ધન કોઇપણ હરણ કરવા શક્તિમાન નથી.” તે બોલ્યો કે–“મારા ગ્રહણથકી તેનો મોક્ષ શી રીતે થશે?” ફરીથી અક્કા બોલી કે–“કોઇ બીજા પ્રાણીનું

૧ કોલકરાર.

નેત્ર અથવા તેવા રૂપવાળી બીજી કોઇ વસ્તુ તારી પાસે તે મૂકે, ત્યારે તું "આ મારું નેત્ર નથી." એમ તું જ્યારે બોલે, ત્યારે તે તેને ત્રાજવામાં નાંખીને તને કહે, કે–"આમાં તારું નેત્ર નાંખ. આ બન્ને સરખાં થાય, તો તારે તે ગ્રહણ કરવા." એમ તેણે કહેલો તું શું કરીશ?" કિતવ બોલ્યો કે–"તમારું જ આવું બુદ્ધિનું કુશળપણું છે, તેથી એના ઘરનું સર્વ ધન મારા હાથમાં જ રહેલું છે." એમ કહીને તે પણ ગયો. પછી ધૂર્ત માણસોએ આવીને તેણીને પોતાની તે કથા કહી. તેણીને તેઓને આ પ્રમાણે કહ્યું, કે–"મારી બુદ્ધિવડે તમારા પ્રપંચને વિષે હું કાંઇપણ સ્વાર્થ જોતી નથી. 'મારે સર્વથા સમુદ્રના પાણીનું પ્રમાણ કરવું છે તેથી તમે નદીનું પાણી જૂદું પાડો.' એ પ્રમાણે તેના વડે કહેવાયેલા તમે જ તે કરવાને અશક્ત હોવાથી દીન વચનને બોલનારા થઇને ઘરના સર્વ ધનના હરણને પામશો." તેઓ પણ પોતાને સ્થાને ગયા. તે સર્વ સાંભળીને હર્ષ પામેલા શ્રેષ્ઠીપુત્રે ગુરુના વચનની જેમ તે સર્વ પોતાના હૃદયમાં ધારણ કર્યું. પછી રણુઘંટાની સાથે તે સ્થાનથી ઊઠીને તેણીને ઘેર આવ્યો, અને તેણીની રજા લઈને પોતાને સ્થાને આવ્યો. પછી મહાબુદ્ધિમાન રત્નચૂડે કુટ્ટિનીએ કહેલા ઉપાયવડે સમગ્ર કાર્યો સાધ્યાં. કરીયાણાંને ગ્રહણ કરનાર વેપારીઓ પાસેથી બળાત્કારે ચાર લાખ ધન લીધું અને સમુદ્રના પાણીનું પ્રમાણ કરાવનાર પાસેથી પણ તેટલું લીધું. આ વૃત્તાંતવડે તે આખા નગરમાં પ્રસિદ્ધ થયો. કોઇક દિવસ તે હાથમાં ભેટ લઇને રાજા પાસે ગયો. પછી પ્રણામ કરીને બેઠેલા તેને રાજાએ સર્વ વૃત્તાંત પૂછયો. તેણે પણ તેને તે સર્વ કહ્યો. પછી તે બોલ્યો કે–"અહો! આ પુરુષનું માહાત્મ્ય અદ્ભુત છે, કે જેણે અમારા નગરના પણ લોકો પાસેથી ધન ગ્રહણ કર્યું." તેને રાજાએ કહ્યું કે–"હે ભદ્ર! તુષ્ટમાન થયેલો હું તારું શું કરૂં?" રત્નચૂડે પણ રાજાને આધીન પ્રિયા ગણિકાની માગણી કરી. ત્યારે રાજાએ આદેશ કરેલી તે તેની ભાર્યા થઇ. અને તેણે તેણીને માટે ઘણા આભરણો કરાવ્યા આ પ્રમાણે લાભ પ્રાપ્ત થયો તેથી કરીયાણાં લઇને તેનાવડે વહાણને પૂરીને પોતાને ઘેર જવાને ઉત્સુક થયેલો તે તેના ઉપર ચડીને કુશળતાથી સમુદ્રને તરીને થોડા દિવસે જ પોતાની તે નગરીમાં ફરીથી આવ્યો. પછી આગળ ગયેલા એક પુરુષે રત્નાકર શ્રેષ્ઠીને હર્ષથી તેના આવવાની વાતવડે વધામણી આપી. ત્યારે તે શ્રેષ્ઠી તેની સામે જઇને મોટા ઉત્સવપૂર્વક પ્રિયા સહિત પોતાના પુત્રને પોતાને ઘેર લાવ્યો પ્રિયા સહિત રત્નચૂડ પણ પિતા અને માતાના બે ચરણને નમ્યો, અને તે બન્નેએ શુભાશીર્વાદવડે તેમને વધાવ્યા. પછી પિતાએ પૂછેલા તેણે પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને શ્રેષ્ઠીએ હૃદયમાં અધિક હર્ષ ધારણ કર્યો. અને વચનવડે તેના ગુણ કાંઇક વખાણ્યા; કેમકે પ્રાયે કરીને ગુરુઓ પુત્રની પ્રશંસા કરતા નથી સ્વજનો અક્ષતના પાત્ર લઈને તેને ઘેર આવ્યા. તેમનું યથાયોગ્ય સન્માન કરીને તેણે તેઓને વિદાય કર્યા. તે સૌભાગ્યમંજરી વેશ્યા તેને જોવા માટે આવી તેને આસન ઉપર બેસાડીને રત્નચૂડે આ પ્રમાણે કહ્યું, કે–"હે ભદ્રા!

તારા ઉપદેશથી દેશાંતરમાં જઇને મેં આ લક્ષ્મી તથા કમળ જેવા નેત્રવાળી આ પ્રિયાને મેળવી છે." પછી વસ્ત્ર અને આભરણુના સમૂહવડે તેણે તેણીનું પણ સન્માન કર્યું. તે બોલી કે-"હું પણ રાજાની અનુજ્ઞાથી તારી પ્રિયા થઇશ." તે રત્નચૂડે મોટી ભેટવડે રાજાને સંતુષ્ટ કર્યો. પછી રાજાની અનુજ્ઞાવડે તે પણ તેની પ્રિયા થઈ. પછી તેણે પિતાના દ્રવ્યને પિતાના જ પરિગ્રહમાં રાખ્યું અને બાકીના દ્રવ્યવડે તે દાન, ભોગ કરવા લાગ્યો. બીજી ભાર્યાઓને તે વિધિ પ્રમાણે પરણ્યો. તે નગરમાં તેણે મોટું જિનાલય કરાવ્યું. ઘણો કાળ ભોગલક્ષ્મીને ભોગવીને ઉત્પન્ન થયેલા પુત્રવાળા તેણે એક દિવસ સદ્ગુરુની પાસે ધર્મ સાંભળ્યો, અને પછી પ્રવ્રજ્યા લીધી. પ્રવ્રજ્યાને પાળીને છેવટ સમાધિવડે મરીને સ્વર્ગમાં ગયો અને અનુક્રમે મોક્ષપદને પામ્યો.

અહીં આ પ્રમાણે ઉપનય કરવો.

સારું કુળ એ આ મનુષ્ય જન્મ છે, વણિક પુત્ર ભવ્ય જીવ છે, તેનો હિતકારક પિતા અથવા ગુરુ ધર્મબોધ છે, વેશ્યાના વચન જેવો શ્રદ્ધાદિકવડે ઉત્પન્ન થયેલ ઉત્સાહ છે, કેમકે તે પણ પુણ્યરૂપી લક્ષ્મીનો ઉપચય કરનાર થાય છે. પોતે એ ગુરુએ આપેલું જે ચારિત્ર તે મૂળ દ્રવ્ય છે, અનીતિપુરનો જે નિષેધ તે ગુરુની સારણા વારણા છે. આ સંયમ મોટું વહાણ છે, સંસારરૂપી સમુદ્ર તરવાનું છે, કર્ણધારની જેવા સાધર્મિક સાધુઓ છે, ભવિતવ્યતાના નિયોગ જેવો પ્રમાદ કહ્યો છે, અનીતિપુરની જેવી દુષ્ટ ક્રિયાની પ્રવૃત્તિ છે, મોહ જેવો અન્યાય રાજા છે, કરીયાણાને ગ્રહણ કરનાર વણિકની જેવા ચાર વિવેકરૂપી ધનને હરણ કરનારા છે, વેશ્યા જેવી વિષયની આશા છે, અક્કા જેવી કર્મની પરિણતિ છે, અને પૂર્વભવમાં કરેલી તે પ્રાણીને સારી મતિ આપનારી છે, તે (સારી મતિ)ના પ્રભાવવડે પ્રાણી સર્વ અશુભને ઓળગીને ફરીથી જન્મભૂમિની જેમ ધર્મમાર્ગે આવે છે. ઇત્યાદિ સર્વ ઉપનય યથાયોગ્ય ડાહ્યા પુરુષોએ ધર્મની પુષ્ટિ કરવાની ઇચ્છાથી ધર્મવિધિ કરવો.

**આ પ્રમાણે રત્નચૂડની કથા કહી.**

આ પ્રમાણે ગણધરે શ્રેષ્ઠ ધર્મદેશના આપી અને દ્વાદશાંગી કહી, કે જે ગણધરે પોતે રચી હતી. તથા દશ પ્રકારની સાધુની સામાચારી અને તેનું સમગ્ર કાર્ય આ શ્રુતકેવળીએ પ્રકાશિત કર્યું. આ પ્રમાણે ભવ્ય જીવોરૂપી કમળના વનને સૂર્યની જેમ નિત્ય પ્રતિબોધ કરતા શ્રી શાંતિનાથ જિનેશ્વર પૃથ્વીતળ ઉપર વિહાર કરવા લાગ્યા કેટલાક માણસોએ ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરી, અને કેટલાકે શુભ ભાવથી ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યો કેટલાક અવિરત સમ્યગ્દૃષ્ટિ થયા અને ભગવાન શ્રી શાંતિનાથે પ્રતિબોધ કરેલા બીજા કેટલાક ભદ્રક થયા. જિનેશ્વરરૂપી સૂર્યનો ઉદય થવાથી સર્વના અજ્ઞાનરૂપી

અંધકારનો નાશ થયો, પરંતુ કૌશિકની જેમ અભવ્યોનું અંધપણું નાશ પામ્યું નહીં. જેમ અગ્નિવડે કાંગડુના કણીયા રંધાતા નથી, તેમ જિનેશ્વરવડે પણ અભવ્યોની સિદ્ધિ થતી નથી જેમ વરસાદ વરસ્યા છતાં પણ ઉખર ( ખાર ) પૃથ્વીને વિષે ધાન્ય થતું ( પાકતું ) નથી, તેમ જિનેશ્વરની દેશનાનો પણ અભવ્યોને બોધ થતો નથી.

શ્રી શાતિનાથ પ્રભુ જે જે દેશમાં વિહાર કરતા હતા, તે તે દેશમાં સર્વ લોકોના સર્વ દુ:ખોની શાંતિ થતી હતી. પ્રભુના વિહારમાં એકસો યોજનને વિષે પ્રાણીઓને પીડા કરનારા દુર્ભિક્ષ અને ડમર વિગેરે ઉપદ્રવો થતા નહોતા. જિનેશ્વરના વિહારમાં પચીશ યોજન સુધી વૃક્ષો, ફળ અને પુષ્પોવડે વ્યાપ્ત થતા હતા અને પૃથ્વી સુખે ચાલી શકાય તેવી થતી હતી. ઈત્યાદિ જગતને વિસ્મય કરનારું જિનેશ્વરનું માહાત્મ્ય આ પૃથ્વી ઉપર અમારી જેવા તુચ્છ ( અલ્પ ) બુદ્ધિવાળા કેટલું કહી શકે ? જે પલ્યોપમના આયુષ્યવાળો નથી, અને જેને હજાર જિહ્વા નથી, તે અરિહંતના આ પવિત્ર માહાત્મ્યને કેમ વર્ણવી શકે ? જિનેશ્વરોના સર્વ ગુણોના સમૂહને કોણ જાણે છે ? પરંતુ તે જિનેશ્વરો જ દિવ્ય જ્ઞાનવડે તેને જાણે છે. આ પ્રમાણે અદ્ભુત અદ્વિતીય ચારિત્રવાળા શ્રી શાંતિનાથ જિનેશ્વર લોકોના હિત કરવાની ઇચ્છાથી પૃથ્વીપીઠ ઉપર વિહાર કરતા હતા. તે પ્રભુની સેવા કરતા તે ચક્રાયુધ ગણધર શ્રી શાંતિ જિનેશ્વરની સાથે પૃથ્વી ઉપર વિચરતા હતા. આ ભગવાન ( ગણધર ) પોતે જાણતા છતાં પણ ભવ્ય જીવોને પ્રતિબોધ કરવા માટે પ્રભુની પાસે અનેક પ્રશ્નો કરતા હતા. આ પ્રમાણે પૃથ્વી ઉપર વિચરતા શ્રી શાંતિ જિનેશ્વરે બાસઠ હજાર મુનિવરોને દીક્ષા આપી હતી, શીલવડે શોભિત એકસઠ હજાર અને છસો સાધ્વીઓને તે પ્રભુએ દીક્ષા આપી હતી, સારા સમકિતરૂપી ગુણને ધારણ કરનારા, સારા શ્રાવકના વ્રતને ધારણ કરનારા, જીવાજીવાદિક સારા તત્ત્વને જાણનારા, પાપને ભેદનારા, રાક્ષસ, યક્ષ અને દેવાદિકવડે ધર્મથી ક્ષોભ નહીં પામનારા, જિનશાસનને વિષે અસ્થિ મજ્જાના રાગવડે રંગાયેલા, ઊંચા પાટિયાવડે ( બારણાવડે ) ઘરના દ્વારને નહીં ઢાંકતા, અન્યને ઘેર અને અંત:પુરાદિકને વિષે નિરંતર પ્રવેશનો ત્યાગ કરનારા, " આ જિન વાક્યના અર્થ ( ધન ) છે, તથા પરમાર્થ ( તત્ત્વ ) છે, બાકીનું સર્વ અનર્થ છે " એમ સર્વ લોક બોલતા, ચૌદશ, આઠમ, પુનમ અને અમાસને દિવસે પૌષધ વ્રતને કરતા અને અશનાદિકવડે મુનિઓને પ્રતિલાભ આપતા શ્રી શાંતિનાથ જિનેશ્વરે પ્રતિબોધ કરેલા શ્રેષ્ઠ ગૃહસ્થોની સંખ્યા બે લાખ અને નેવું હજારની થઇ હતી. તથા પૂર્વે કહેલા ગુણોવડે યુક્ત ત્રિજગદ્‌ગુરુની શ્રાવિકાઓ ત્રણ લાખ અને ત્રાણું હજાર થઇ. ચૌદ પૂર્વને ધારણ કરનારા અને જિનેશ્વરની જેમ ભૂત અને ભવિષ્યને જાણનારા અજિનોની સંખ્યા આઠ હજારની હતી. રૂપી દ્રવ્યોને જોનારા તથા મનુષ્યોના સખ્યાતા ભવને જાણનારા ભગવાનના અવધિજ્ઞાનવાળા શિષ્યો ત્રણ હજાર હતા સમય ક્ષેત્રમાં રહેલા સંજ્ઞી

જીવોના મનોરથને ( મનના વિચારને ) જાણનારા મનઃપર્યવ જ્ઞાનવાળા ચાર હજાર હતા. તથા કેવળજ્ઞાનવડે યુક્ત અને સર્વદર્શી ( કેવળદર્શનવાળા ) સાધુઓની સંખ્યા ચાર હજાર અને ત્રણસો હતી. વૈક્રુર્વિક લબ્ધિવાળા છ હજાર હતા, બે હજાર ને ચારસો વાદી હતા. શાંતિ જિનેશ્વરના તીર્થને વિષે નિરંતર વૈયાવચ્ચ કરવામાં ઉદ્યમી અને વિઘ્નના સમૂહનો નાશ કરનાર **ગરુડ** નામનો યક્ષ હતો. સર્વદા કરેલા સાંનિધ્યવાળી (પાસે રહેનારી) **નિર્વાણી** નામે પ્રસિદ્ધ શ્રી શાંતિનાથની શાસનદેવતા હતી. ચક્રાયુધ રાજાનો પુત્ર **કોણાચલ** નામનો રાજા નિરંતર શ્રી શાંતિનાથની સેવા કરનાર હતો. શ્રી શાંતિનાથ પ્રભુનું શરીર ચાળીશ ધનુષ ઊંચું, મૃગના લાંછનવાળું, સુવર્ણની જેવી કાંતિવાળું અને ત્રણ જગતમાં અદ્વિતીય હતું. જન્મની સાથેજ ઉત્પન્ન થયેલા ચાર, કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલા અગ્યાર અને દેવોના સમૂહે કરેલા બીજા ઓગણીશ, આ સર્વ મળીને ચોત્રીશ અતિશયો સિદ્ધાંતમાં જેમ બીજા તીર્થંકરોને કહ્યા છે તેમ શ્રી શાંતિનાથ પ્રભુને પણ હતા. તે જિનેશ્વરના ત્રણ ભુવનના સ્વામીપણાને સૂચવનારા અશોકવૃક્ષાદિક આઠ પ્રાતિહાર્યો હતા. આ પ્રમાણે ત્રણ ભુવનના કલ્યાણના સ્થાનરૂપ તે શ્રી શાંતિનાથ પ્રભુએ પચીશ હજાર વર્ષો સુધી ચારિત્ર પાળ્યું, ને એક વર્ષ ઓછા તેટલા વર્ષો કેવળીપણું પાળ્યું. કુલ મળીને ભગવાનનું સર્વ આયુષ્ય સંપૂર્ણ એક લાખ વર્ષનું હતું. પછી જગદ્ગુરુ પોતાનો નિર્વાણસમય સમીપે આવેલો જાણીને **સંમેત્તપર્વત**ના શિખર ઉપર ચઢ્યા. સ્વામીનો નિર્વાણસમય જાણીને દેવેંદ્રોએ તત્કાળ આવીને ત્યાં લક્ષ્મીના શરણરૂપ છેલ્લું સમવસરણ કર્યું. તેમાં બેસીને ભગવાને છેલ્લી દેશના આપી. આ પૃથ્વીતળને વિષે સર્વ પદાર્થોનું અનિત્યપણું કહ્યું. અને એમ બોલ્યા કે–" હે ભવ્યો ! તેવું કાંઇક કર્મ કરવું, કે જે વડે અસાર ભવસ્થિતિને તજીને મુક્તિ પ્રાપ્ત થાય. " આ અવસરે ગણધરે પ્રભુના ચરણને નમવાપૂર્વક જિનેશ્વરને આ પ્રમાણે પૂછ્યું કે–" આ સિદ્ધિ કેવા સ્વરૂપવાળી છે ?" પ્રભુ બોલ્યા કે–" તે સિદ્ધિ હાર, હીરા અને ચંદ્રના કિરણો જેવી ઉજ્વળ, પીસ્તાલીશ લાખ યોજન વિસ્તારવાળી છે, શ્વેત અને ઉત્તાન (ઊંચા) શ્રેષ્ઠ છત્રની જેવા સંસ્થાનવડે રહેલી છે, સમગ્ર લોકના અગ્રભાગને વિષે રહેલી છે, પિંડને વિષે આઠ યોજન છે, વળી તે મધ્ય ભાગને વિષે અને અંતને વિષે અનુક્રમે તે મચ્છરની પાંખ જેટલી નાની છે. તેનું જે છેલ્લું યોજન છે, તેના છેલ્લા કોશના છ અંશને વિષે અનંત સુખવાળા સિદ્ધો રહેલા છે. ત્યાં જીવોને જન્મ, જરા, મરણ, રોગ, શોક વિગેરે ઉપદ્રવો, કષાયો, ક્ષુધા અને તૃષા વિગેરે થતા નથી. ત્યાં અનુપમ, અતિ સ્થિર અને મોટું સુખ વર્તે છે, તેની અહીં મુગ્ધ જનના અનુમાનવડે ઉપમા અપાય છે. તે માટે હું દૃષ્ટાંત કહું છું તે તમે સાંભળો **શ્રી સંકેતપુર**નો સ્વામી **શત્રુમર્દન** રાજા વિપરીત શિક્ષાવાળા અશ્વવડે હરણ કરાઇને વનને પામ્યો. મોટા શ્રમના વશથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાવડે શરીરે પીડા પામેલો તે અત્યંત મોટી મૂર્છાવડે પૃથ્વીતળ ઉપર પડ્યો ત્યાં પાસેના પર્વત ઉપર કંદ, મૂળ અને ફળનો આહાર કરનારા અને વૃક્ષની છાલના વસ્ત્રવાળા ભિલ્લો